હરિઃ ૐ તત્ સત્

નારાયણ ગ્રંથમાળા પુષ્પ ૧૬ મું

# હિંદુ સંસ્કૃતિ

## અને

# સનાતન ધર્મના ઉદ્ધારનો ઉપાય.



લેખક અને પ્રકાશકઃ—

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

૨૭–૨૯ કોલભાટ લેઇન, મુંબઈ નં. ૨.



આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૮. સને ૧૯૩૧.

મૂલ્ય રૂ. ૨–૦–૦.

# અર્પણ.

પરમ કૃપાળુ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્મા,

આપ નિર્ગુણ નિર્વિકાર માયાતીત છો, આપનું સ્વરૂપ શિવ વિરંચિ કે વેદ સુદ્ધાં જાણી શકતા નથી છતાં આપની લીલા-ક્રીડારૂપ આ વિશ્વમાં જે જીવ આપને શરણે આવે છે તે ભક્તના આપ દાસ બની, તેનું યોગક્ષેમ કરી, તેને પરમ પદનો અધિકારી બનાવો છો. મારા પૂજ્ય પિતાશ્રીના શુભ સંસ્કારથી મને બાલ્યાવસ્થાથીજ આપના ચરણારવિંદમાં અનન્ય પ્રીત છે અને શ્રીમુખની આજ્ઞામાં-વેદશાસ્ત્રમાં અતુલિત શ્રદ્ધા છે. વળી એ શ્રદ્ધાના કારણે અનેક વેળા મને તેનો પરચો પણ મળી ચૂકેલો છે માટે મારી તથા લોકોની આપના ચરણારવિંદમાં સદૈવ પ્રીતિ રહે અને હું તથા સૃષ્ટિના લોકો આપની આજ્ઞાનું પાલન કરી અમારો આલોક પરલોક સફળ બનાવીએ એ હેતુથી આપના અનુગ્રહથી જે યત્કિંચિત્ પ્રયત્ન કરૂં છું તેજ આ આપના ચરણમાં ધરી કૃતાર્થ થાઉં છું.

કૃપાકાંક્ષી,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# નિવેદન.

એક હિંદુ તરીકે ભરતખંડમાં જન્મેલાને હિંદુ જાતિ, હિંદુ સંસ્કૃતિ, સનાતન ધર્મ અને હિંદુસ્થાન માટે જે અભિમાન હોવું ઘટે તે સહજ રીતે પરમાત્મ કૃપાવડે અમારા અંતઃકરણમાં જાગૃત છે. હિંદુ સંસ્કૃતિનું સ્વરૂપ ખુબ સૂક્ષ્મ રીતે અવલોકતા, સનાતન ધર્મના ગ્રંથોનો ખંતથી અભ્યાસ કરતા અને પૃથ્વીપરના ભિન્ન ભિન્ન દેશોની માનવ પ્રકૃતિનો અતિ અનુભવ લેતા અમને હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મ માટે અત્યંત આગ્રહ બંધાયો છે તે એટલે સુધી કે અમે માત્ર તેની શ્રેષ્ટતા સાબીત કરી અટકવા માગતા નથી પરંતુ તે ઉપરાંત પણ દુનિયાભરના લોકો જો સાચું સુખ શાંતિ કે સદ્‌ગતિ ઇચ્છતા હોય તો તેઓને સનાતન ધર્મના શરણે આવી, સનાતન ધર્મની આજ્ઞાનુસાર યથાધિકાર જીવન વ્યતીત કરવું પડશે એમ પણ ભાર મૂકીને દર્શાવીએ છીએ.

અમારી હિંદુઓની એ સંસ્કૃતિ તથા સનાતન ધર્મ સર્વ શ્રેષ્ઠ હોવા છતાં અમારા સનાતની હિંદુઓનો કોઇ અન્ય જાતિના કે પરધર્મવાળાને તેને અનુસરવાનો આગ્રહ નથી, જેનો જે અધિકાર હોય અને ઉચિત લાગે તે તે ધર્મ પાળી શકે છે છતાં કહેવાતા સુધારક નાસ્તિકો અને વિધર્મી વિદેશીઓ અમારી સંસ્કૃતિ અને ધર્મની ઘોર નિંદા કરી તેને જગત્‌માંથી જ્યારે નષ્ટભ્રષ્ટ કરવા મથન કરવા લાગ્યા છે અને તેમાં અમારામાંના કેટલાક ભલા ભોળા અજ્ઞાનોને ખેંચી અમારાપર બળાત્કાર ગુજારવા માંડ્યો છે ત્યારે

અમારાથી રહેવાયું નહિ અને અમે ઇષ્ટદેવનું સ્મરણ કરી તેઓ સામે સ્વધર્મ રક્ષાનો પ્રયત્ન આરંભ્યો.

છેલ્લા દોઢ વર્ષ દરમ્યાનમાં સ્વરાજ્ય અને સ્વાધીનતાને નામે દેશના વેપાર ઉદ્યોગ સંપત્તિ એકતા સાથે જાતીય સંસ્કૃતિ અને સનાતન ધર્મનો ઘોર સંહાર વાળવાની કહેવાતા દેશભકતો—સ્વરાજીસ્ટ સુધારકોએ અત્યંત ઉગ્ર ચળવળ આરંભી. તેઓના ઉગ્ર આંદોલન અને સ્વરાજ્યના પ્રલોભનથી સાધારણ બુદ્ધિના લોકો એટલા ઉશ્કેરાયલા હતા કે તેઓ સામે કોઇ પણ એક પણ શબ્દ વિરૂદ્ધ ઉચ્ચારવાની હિંમત કરી શકતો નહિ અને કદાચિત્ કોઈ દેશદાઝ કે ધર્મદાઝથી ઉચ્ચારવાનું સાહસ કરતો તો ઉન્મત્ત બનેલા લોકો તેને હડધૂત કરી, ગાળો ભાંડી, બળાત્કાર ગુજારતા; આમ છતાં અમે અમારૂં કર્તવ્ય સમજી વહેતા પૂર પ્રવાહની સામે પડી "સનાતન ધર્મ પત્રિકા" નામનું અઠવાડિક પત્ર શરૂ કરી તે દ્વારા હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મના હિતરક્ષણ સાથે દેશના ઉદ્ધારનો વાસ્તવિક માર્ગ દાખવી પાખંડી ધૂર્તોને ખુલ્લા પાડી પાખંડવાદનું સચોટ ખંડન કરનારૂં ઉગ્ર આંદોલન કરવા માંડયું એટલે અમારી પણ દુર્દશા કરવા તે લોકોએ બાકી રાખ્યું નહિ પરંતુ અંતે તો સત્યજ તર્યું; પાખંડીઓ દેશ ધર્મનો ડાટ વાળી હેઠા પડયા. હવે "પત્રિકા"માં હિંદુ સંસ્કૃતિ તથા ધર્મ રક્ષાના વિવિધ વિષયપર જે લેખો પ્રકટ થયેલા છે તે ચુંટી ચુંટીને પુસ્તકાકારે પ્રકટ થાય તો માર્ગદર્શક થશે એમ કેટલાક મિત્રોની ઇચ્છા થતા "હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મના ઉદ્ધારનો ઉપાય" એ નામક પુસ્તકરૂપે આજે પ્રકટ કરવામાં આવે છે. તે કેવા અને કેટલા હિતકારક છે એ કહેવાનો અમારો ધર્મ નથી. ગ્રંથ વાંચવાથી તથા તેનાપર મહાત્મા શ્રી નથુરામ શર્મા જેવા વયોવૃદ્ધ જ્ઞાનીનો ઉપોદ્ઘાત વિચારવાથી સમજાશે.

અહીં એક વાતનું સ્પષ્ટીકરણ કરવું અમો આવશ્યક સમજીએ છીએ અને તે એ કે "પત્રિકા"માં " પરશુરામ "ની સંજ્ઞાથી પ્રથમ પૃષ્ઠપર જે લેખો લખાયલા છે તથા લખાય છે અને જેનો પરિચય મેળવવા ઘણા સજ્જનો આતુરતા ધરાવે છે તે સંજ્ઞા અમારીજ છે અને અમેજ તે સંજ્ઞાથી લેખો લખતા હતા અને લખીએ છીએ, એ લેખો પણ આ ગ્રંથમાં ગ્રથિત થયેલા છે.

આરોગ્ય સારૂ નહિ હોવા છતાં અમારી ઇચ્છાને માન આપી મહાત્મા શ્રી નથુરામ શર્માએ વિદ્વતાભર્યો વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખવા શ્રમ લીધો તે બદલ તેઓશ્રીનો તથા બ્લોકો બનાવરાવી સુંદર ફોટાઓ જલદી છાપી આપવા બદલ મુંબઇના જોશી આર્ટ પ્રીન્ટીંગ વર્કસના માલિક શ્રીયુત ગિરિજાશંકર ભગવાનજી જોશીનો અને પુસ્તક તાકીદે છાપી દેવા બદલ અમદાવાદના ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસના માલિક શ્રીયુત સોમાલાલ મંગળદાસ શાહનો અમો આભાર માનીએ છીએ.

પુસ્તકની ઉપયોગિતામાં વૃદ્ધિ કરવા માટે સનાતન ધર્મના નેતાઓ તથા કાર્યકર્તાઓના સંક્ષિપ્ત પરિચય આપવા સાથે ૩૧ ફોટાઓ પણ મોટા ખર્ચે મૂકવામાં આવ્યા છે તે પાઠકોને અવશ્ય પ્રિય થઇ પડશે. આશા છે કે ધર્મપ્રેમી હિંદુઓ આ ગ્રંથનો ખુબ લાભ લઇ લેવરાવી તદનુસાર વર્તવા કટિબદ્ધ થઇ અમારો શ્રમ સાર્થક કરશે.

૨૭—૨૯ કોલભાઇ લેઇન,
મુંબઇ. સં. ૧૯૮૭.
વિજ્યાદશમી.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ॐ

# ઉપોદ્‌ઘાત.

સનાતન ધર્મ સનાતન સિદ્ધ બ્રહ્મનું પ્રધાનપણે નિરૂપણ કરનારો હોવાથી તે તત્ત્વચિંતક પુરુષોને વિશ્વમાંના સર્વ ધર્મોને પોતાના સ્વરૂપમાં સમાવનારો જણાય છે. દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત બ્રહ્મ સ્વરૂપ જ્ઞાનકાંડવડે મલ અને વિક્ષેપથી રહિત અંતઃકરણવાળા વિચારી પુરુષોને સમજાવે છે. જેમના અંતઃકરણો મલદોષથી રહિત પણ વિક્ષેપ તથા આવરણ દોષવાળાં હોય છે તેમને સનાતન ધર્મ પરમાત્માની ભક્તિ અને યોગાદિના ઉપદેશ વડે અંતઃકરણની બ્રહ્મ સ્વરૂપમાં ક્રમપૂર્વક એકાગ્રતા કરવાનો ઉપદેશ કરે છે, અને જેમના અંતઃકરણ મલ (પાપ સંસ્કાર) વિક્ષેપ (ચિત્તની ચંચલતા) અને આવરણ (બ્રહ્મ સ્વરૂપનું અજ્ઞાન) એ ત્રણ દોષવાળા હોય છે તેમને સનાતન ધર્મ આરંભમાં નિષ્કામ કર્મનો ઉપદેશ કરે છે. કર્તાપણાનું અભિમાન અને કર્મના ફલની સિદ્ધિની તૃષ્ણા મૂકી દઇને શુભ વિચાર અને શુભ કર્મ કરવાનું શીખવે છે. જેમને મોક્ષનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રોમાં વિશ્વાસ નથી તેમને બની શકે તેટલું નીતિને માર્ગે વર્તવાનું સનાતન ધર્મ પરોક્ષ રીતે સૂચવે છે.

વેદનો સંહિતા ભાગ, બ્રાહ્મણ ભાગ, આરણ્યક ભાગ ને ઉપનિષદ્ ભાગ મનુષ્યોના અધિકાર પ્રમાણે તેમને સનાતન ધર્મનો ઉપદેશ કરે છે. વેદાનુકૂલ તંત્ર ગ્રંથો પણ મનુષ્યોના અધિકારનો વિચાર કરી તેમને સનાતન ધર્મનો ઉપદેશ કરી રહ્યા છે.

સનાતન ધર્મમાં જે વર્ણાશ્રમ ધર્મનો ઉપદેશ કર્યો છે તે પણ મનુષ્યોએ ક્રમપૂર્વક પોતાના અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા પ્રાપ્ત કરી તેમણે પરિણામે બ્રહ્મ સ્વરૂપને જાણી કૃતાર્થ થવું જોઇએ એ વિચારને ધ્યાનમાં રાખીને કરેલો છે.

ભરતખંડને વિષે વેદાનુકૂલ જે જે સંપ્રદાયોના આચાર્યોએ પણ "પરમાત્મસ્વરૂપ જાણવાને માટે મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ, એ હેતુને સિદ્ધ કરવાને માટે દેશ, કાલ ને મનુષ્યોના અધિકારનો વિચાર કરી ઉપદેશ કરેલો છે. સંપ્રદાયોના આચાર્યોના લેખોમાં એક બીજાના સંપ્રદાયના સિદ્ધાંતનું જે ખંડન જોવામાં આવે છે તે ખંડનને ખંડન રૂપે મુખ્ય નહિ માનતા તે ખંડન તેમના પોતપોતાના સિદ્ધાંતના મંડનનું પોષણ કરવા માટે છે એમ સમજવું. ખંડનની વાત આગળ કરીને ભિન્ન ભિન્ન સંપ્રદાયના મનુષ્યોએ પરસ્પર કલહ કરવો અને એક બીજાના સંપ્રદાયનું પ્રમાણાભાસોવડે અને યુક્ત્યાભાસોવડે ખંડન કરવું તેમાં લાભ નથી.

હિંદુ સંસ્કૃતિ આખા વિશ્વમાંની સંસ્કૃતિઓમાં સર્વોત્તમ છે, કેમકે તે મનુષ્યના અંતઃકરણનો મોટામાં મોટો વિકાસ કરવાનો હેતુ ધ્યાનમાં રાખીને પ્રવર્તેલી છે.

મનુષ્યે સ્વપ્રયત્ન વડે દુઃખથી અત્યંત રહિત પરમસુખ રૂપે સ્થિતિ કરવી એ હિંદુ સંસ્કૃતિનો મુખ્ય ઉદ્દેશ છે, અને આ લોકમાં નિર્દોષ સુખની અને અંતરિક્ષ લોકથી માંડીને બ્રહ્મલોક સુધીના સ્વર્ગ સુખની યથાધિકાર પ્રાપ્તિ કરવી એ તેનો ગૌણ ઉદ્દેશ છે. હિંદુ સંસ્કૃતિના આ મુખ્ય ને ગૌણ ઉદ્દેશમાં હિંદુઓના ચાર પુરુષાર્થનો—ધર્મ, અર્થ, કામ ને મોક્ષનો—સમાવેશ થાય છે. મનુષ્યની ઇચ્છા ને તેના અધિકાર પ્રમાણે એ ચાર પુરુષાર્થની સિદ્ધિને માટે

 ૧૫૨-૪૯

હિંદુ સંસ્કૃતિમાં જે :અનુભવ સિદ્ધ સાધનોની યોજના કરવામાં આવી છે તે સનાતન ધર્મ છે. આ સાધનોમાં હિંદુઓનો સઘળો વ્યવહાર ને પરમાર્થ આવી જાય છે. હિંદુઓનો વ્યવહાર પણ હિંદુ શાસ્ત્ર પ્રમાણે તેના પરમાર્થની, સ્વર્ગની વા મોક્ષની સિદ્ધિ અર્થે છે, એટલે વ્યવહાર ને પરમાર્થ એવા બે ભાગ પણ કલ્પિત છે. વાસ્તવિક કહીએ તો હિંદુઓની આખી જીવનચર્યા તેણે યથાધિકાર સ્વકર્તવ્ય આચરતા ઉત્તરોત્તર ચડતા સુખોની પ્રાપ્તિ કરવા માટે ને છેવટ પરમસુખ રૂપ પરમાત્માની પ્રાપ્તિ માટે યોજવામાં આવી છે, અને તેને માટે મનુષ્યોના ચાર વર્ણ ને ચાર આશ્રમો નિશ્ચિત્ કરી, તે તે વર્ણને આશ્રમને લગતા નિયમો કરવામાં આવ્યા છે, કે જે નિયમોના પાલનથી મનુષ્ય પોતાનું ધ્યેય સહેલાઇથી પ્રાપ્ત કરી શકે. એ નિયમોમાં મનુષ્યના શારીરિક ને માનસિક આરોગ્યનો વિચાર કરી તેનું શરીરબલ, મનોબલ ને બુદ્ધિબલ વધે એવા સુઘટિત આચારની ગોઠવણ કરવામાં આવી છે. વળી એ નિયમોમાં કુટુંબ વ્યવસ્થા, આજીવિકાના ભિન્ન ભિન્ન સાધનોની વ્યવસ્થા, ગ્રામ્ય વ્યવસ્થા ને રાજ્ય વ્યવસ્થા પણ દર્શાવેલી છે; અને મનુષ્યના વિવિધ પ્રકારના કર્તવ્યોનો મનુષ્યપ્રતિના, અન્ય જીવો પ્રતિના ને ઈશ્વર પ્રતિનાનો માર્ગ નિશ્ચિત કરવામાં આવ્યો છે.

ઉપર પ્રમાણે મનુષ્ય પ્રકૃતિને બહુ બહુ રીતે તપાસીને તેની ઉન્નતિ માટે જે ક્રમ રચવામાં આવ્યો છે તે સનાતન ધર્મ છે. મનુષ્ય પ્રકૃતિ સ્વાભાવિક રીતે એક સરખી નથી. પૂર્વના સંસ્કાર ને વર્તમાન સંગ પ્રમાણે મનુષ્યની પ્રકૃતિ ભિન્ન ભિન્ન જોવામાં આવે છે. પ્રકૃતિના ભેદથી મનુષ્યની રુચિ પણ ભિન્ન ભિન્ન હોય છે. આ વાતને લક્ષમાં રાખીને સનાતન ધર્મમાં મનુષ્યોની ઉન્નતિ

માટે અનેક ઉપાયો—અનેક માર્ગો—દર્શાવવામાં આવ્યા છે—સ્વીકારવામાં આવ્યા છે. મનુષ્યને કોઈ એકજ વિષયમાં જકડી લેવામાં આવ્યા નથી. સનાતન ધર્મ એક છતાં તેના સંપ્રદાયો અનેક છે તેનું આ કારણ છે. મનુષ્યની રૂચિ અનુસાર તેની બુદ્ધિને પોષણ મળે, ને તે પ્રમાણે તે પોતાના અંતઃકરણનો વિકાસ કરી આગળ વધે એવી સર્વ પ્રકારની છૂટ સનાતન ધર્મમાં રાખવામાં આવી છે. ઈશ્વર એક છતાં તેની પ્રાપ્તિ અર્થે તેની ભિન્ન ભિન્ન સ્વરૂપે ને ભિન્ન ભિન્ન દેવો રૂપે પૂજા સનાતન ધર્મમાં છૂટથી ઉપદેશવામાં આવી છે. મનુષ્યને ધર્મ વિષયમાં પણ પૂર્ણ સ્વતંત્રપણું આપવામાં આવ્યું છે. સનાતન ધર્મની આ પરમ વિશાલતા છે, પરમ ઉદારતા છે. સિદ્ધાંતમાં સનાતન ધર્મ એકરૂપવાળો છે. સાધનમાં તે અનેક રૂપવાળો છે. પરમ અભેદ, અદ્વૈત એ સનાતન ધર્મનો મુખ્ય સિદ્ધાંત વા પરમ સાધ્ય વસ્તુ છે, અને તેની પ્રાપ્તિને માટે મનુષ્યના ભિન્ન ભિન્ન અધિકાર પ્રમાણે કર્મકાંડની, ઉપાસના (ભક્તિ) કાંડની ને જ્ઞાનકાંડની વિવિધ પ્રકારની સાધનપદ્ધતિ સનાતન ધર્મમાં યોજવામાં આવી છે. વિવિધ સ્થળે ઉભેલાજનોને, ભિન્ન ભિન્ન અધિકારના જિજ્ઞાસુઓને સનાતન ધર્મ એક પરમસુખ રૂપ કેંદ્રમાં અનેક માર્ગે પ્રવેશાવે છે. વિશ્વના સર્વ ધર્મોમાં સારગ્રાહી દૃષ્ટિએ જોતાં પ્રાપ્તવ્ય વસ્તુ એક સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, અવિનાશી, અનંત, પરમસુખ રૂપ પરમાત્મા—શુદ્ધ સ્વરૂપે એજ બ્રહ્મ હોવાથી વેદાનુકૂળ ને વેદબાહ્ય દેશી પરદેશી સર્વ ધર્મોને તે પોતાના પેટામાં પરમ ઉદારતા વડે સ્વીકારે છે. સનાતન ધર્મ, વિશ્વના સર્વ ધર્મો એકજ ધ્યેયનું ધ્યાન કરી રહ્યા છે એમ જુએ છે, ને તેથી સર્વ ધર્મના મનુષ્યોને તે આત્મવત્ જોઇને વિના સમજે પરસ્પર ધાર્મિક કલહ

કરવાની પોકારીને ના પાડે છે. આ પ્રમાણે સનાતન ધર્મ સર્વ ધર્મરાજોનો રાજાધિરાજ છે, અને તેના સેવન વડે મનુષ્ય પ્રેયસ્ અને શ્રેયસ્ બંનેની—આ લોક પરલોકનું સુખ ને મોક્ષ એ બંનેની પ્રાપ્તિ કરી શકે છે.

પરમાત્માના—બ્રહ્મના, જ્ઞાન વિના મનુષ્યનું અજ્ઞાન દૂર થઇ શકતું નથી, અને જ્યાં સુધી મનુષ્યનું અજ્ઞાન દૂર થતું નથી ત્યાં સુધી તેને દુઃખની અત્યંત—સમૂલ—નિવૃત્તિની ને નિરંકુશ પરમસુખની પ્રાપ્તિ થઇ શકતી નથી. પરમાત્માનું—બ્રહ્મનું જ્ઞાન, તે સંબંધી વિચારવડે, વા તેના ધ્યાન વડે, વા તેની ઉપાસના—ભક્તિ વડે ઉપજે છે. ઉત્તમ પ્રકારનો પરમાત્મવિચાર બ્રહ્મવિચાર, ઉત્તમ પ્રકારનું પરમાત્મ ધ્યાન, બ્રહ્મ ધ્યાન કે ઉત્તમ પ્રકારની પરમાત્મોપાસના, પરમાત્મભક્તિ, બ્રહ્મોપાસના કરવા માટે યોગ્ય અંતઃકરણની—શુદ્ધ સ્થિર ને સૂક્ષ્મ અંતઃકરણની અગત્ય છે. વિશ્વના સર્વ ધર્મોમાં પોતાના ઇષ્ટદેવની પ્રાપ્તિ માટે અંતઃકરણની આવી યોગ્યતા પ્રત્યક્ષપણે એક કે બીજે રૂપે સ્વીકારવામાં આવી છે, ને તે યોગ્યતાની પ્રાપ્તિ અર્થે દેશ, કાળ ને લોકસ્થિતિ લક્ષમાં રાખીને ધાર્મિક ક્રિયાઓ રૂપ સદાચારની યોજના તે તે ધર્મોમાં કરવામાં આવી છે એમ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનાર સહૃદય વિદ્વાનો જોઇ શકે છે. સનાતન ધર્મમાં આ વિષય પર—સદાચાર પર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે, ને તેને માટે સર્વજ્ઞ ઋષિ મુનિઓએ બહુ સૂક્ષ્મ અવલોકનવડે નિશ્ચિત્ કરેલા શુભ ભાવનાઓ રૂપ ને શુભ ક્રિયાઓ રૂપ ઉપાયો, નિયમો યોજેલા છે.

ઉપર પ્રમાણે સુયોગ્ય અંતઃકરણજ પરમાત્મ સાક્ષાત્કારનું મુખ્ય કરણ—સાધન છે. એ અંતઃકરણ શરીર, ઇન્દ્રિયો ને પ્રાણની સાથે

સંબંધવાળું છે, તેથી અંતઃકરણમાં સુયોગ્યતા આણવા માટે શરીર, ઇંદ્રિયો ને પ્રાણને પણ મનુષ્યે સુયોગ્ય સ્થિતિમાં રાખવો જોઇએ.

શુભ વિચારો ને શુભ ક્રિયાઓવડે અંતઃકરણમાં શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતારૂપ યોગ્યતા આવી શકે છે. વિચાર પણ માનસક્રિયા છે. શુભભાવના ને શુભ વિચારોરૂપ માનસ ક્રિયાઓ અંતઃકરણપર સાક્ષાત્ શુભ અસર ઉપજાવે છે, ને શરીર, ઇંદ્રિયો ને પ્રાણવડે થતી શુભ ક્રિયાઓ શરીર, ઇંદ્રિયો ને પ્રાણદ્વારા અંતઃકરણપર શુભ પરિણામ ઉત્પન્ન કરે છે. આટલા માટે અંતઃકરણ, પ્રાણ, ઇંદ્રિયો ને શરીર એ ચારેને સુયોગ્ય સ્થિતિમાં રાખવા સારૂ સનાતન ધર્મમાં ત્રિવિધ શુભ સફલ ક્રિયાઓના અનુષ્ઠાનનું બંધારણ બાંધવામાં આવ્યું છે સ્નાનસંધ્યાદિ ષટકર્મો, યોગ્ય ખાનપાન, યમનિયમ તથા મૈત્ર્યાદિ શ્રેયોભાવનાઓ રૂપ ને છવ્વીશ પ્રકારની દૈવીસંપત્તિ આદિરૂપ નીતિ, નવધા ભક્તિ, આસનપ્રાણાયામાદિ યોગસાધનો, અનેક પ્રકારના યજ્ઞો, વિવિધ તપ, વિવિધ વ્રત, દાન, સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક, સત્સંગ, કથાવાર્તા, ઇષ્ટદેવના ઉત્સવો, અધ્યાત્મશાસ્ત્રોનું શ્રવણમનનનિદિધ્યાસન, કથાવાર્તા વગેરે સાધનો નિર્મિત કરવામાં આવ્યા છે.

સ્નાનવડે શરીરની સ્વાભાવિક રીતે ઉપજેલી મલિનતા તથા બહારના અયોગ્ય પ્રાણિપદાર્થના સંસર્ગવડે શરીરને લાગેલી મલિનતા દૂર થાય છે, ઉપરાંત સ્નાનવડે અમુક અંશે ઇંદ્રિયો ને પ્રાણની શુદ્ધિ થઇ અંતઃકરણ ઉપર પણ તેની સારી અસર થાય છે. સ્નાન કરવાથી આપણે શાંત તાજા સ્ફૂર્તિવાળા થઇએ છીએ એ પ્રત્યક્ષ વાત છે.

સમષ્ટિપ્રાણરૂપ સૂર્યનારાયણની ઉપાસનારૂપ સંધ્યાવંદનથી પ્રાણશુદ્ધિ તથા ચિત્તશુદ્ધિ થાય છે, ને ઇંદ્રિ  તથા શરીર ઉપર પણ

તેનું રૂડું પરિણામ ઉપજે છે. આ વાત અનુભવીઓથી અજાણી નથી. નિત્યપ્રતિ દીર્ઘકાલ સુધી શ્રદ્ધાપ્રીતિ વડે વાસ્તવિક રીતે કરેલી સંધ્યાવંદનની ક્રિયા મનુષ્યના અંતઃકરણને અવશ્ય શાંત, આનંદવાળું ને પરમાત્મસ્વરૂપમાં જોડાવાની યોગ્યતાવાળું કરે છે. સંધ્યાવંદન કરનારને તેનું સંધ્યાવંદન વડે વિષ્ણુરૂપ સૂર્યનારાયણની સાથે ઓછું વધતું જોડાવું થાય છે, તેથી તેને નિત્ય નવું બલ-વ્યવહાર પરમાર્થના કાર્યો સાધવાની નવી યોગ્યતા મળે છે.

શુદ્ધિ બે પ્રકારની છે. આંતર ને બાહ્ય ષટ્કર્મોમાંના કેટલાંક કર્મો મુખ્યપણે બાહ્યશુદ્ધિ, ને ગૌણપણે આંતરશુદ્ધિ કરે છે, ને કેટલાક કર્મો મુખ્યપણે આંતરશુદ્ધિ ને ગૌણપણે બાહ્યશુદ્ધિ કરે છે. સ્નાન-મુખ્યત્વે બાહ્યશુદ્ધિ કરે છે. સંધ્યાવંદન મુખ્યત્વે આંતરશુદ્ધિ-ઇંદ્રિયો, પ્રાણને અંતઃકરણની શુદ્ધિ કરે છે.

જપ અંતઃકરણની પવિત્રતા કરવામાં ને તેની ધ્યેયમાં સ્થિરતા કરવામાં ઉપયોગી છે.

હોમ દેવતાઓની કૃપા ઉપજાવવા વડે ધનધાન્યની વૃદ્ધિ તથા આંતરશુદ્ધિ કરવા ઉપરાંત નિવાસસ્થાનના વાતાવરણની શુદ્ધિ કરવામાં ઉપયોગી છે.

સ્વાધ્યાય અંતઃકરણમાં શુભ સંસ્કારો પાડી આંતરશુદ્ધિ કરે છે. વળી તે પરમાત્માના સ્વરૂપનું પરોક્ષજ્ઞાન ઉપજાવવામાં હેતુભૂત થાય છે.

વૈશ્વદેવ ને અતિથિસત્કાર અંતઃકરણને કૃતજ્ઞ, નિર્લોભ, ઉદાર, વિવેકી ને પુણ્યશા[illegible] છે. વળી તે અંતઃકરણમાં સર્વ પ્રાણીઓ-પ્રતિ આત્મભાવ [illegible], ને દેવતાઓની કૃપાદ્વારા ધનધાન્યની વૃદ્ધિ કરે છે.

" आहारशुद्धौ सत्त्वशुद्धिः ( આહારશુદ્ધિ વડે અંતઃકરણની શુદ્ધિ થાય છે. ) ઇ. શ્રુતિ જિજ્ઞાસુએ પાંચે ઇંદ્રિયોના તથા અંતઃકરણના આહારની શુદ્ધિ રાખવાની આવશ્યકતા દર્શાવે છે. ભોજનની વસ્તુ જાતે શુદ્ધ–સાત્વિક–હોવી જોઇએ. તે કોઈ પણ તરેહની પાપીવૃત્તિથી મેળવેલી ન હોવી જોઇએ. રાંધતી વેળા ને રાંધ્યા પછી સંસર્ગ દોષવડે તે અપવિત્ર થયેલી ન હોવી જોઇએ. જલ, દૂધ આદિ પેય-પદાર્થના સંબંધમાં પણ આને મળતો ઝીણો વિવેક સનાતન ધર્મમાં દર્શાવવામાં આવ્યો છે. શરીરની પવિત્ર સ્થિતિમાં કરેલું પવિત્ર ખાનપાન મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ કરે છે, તેથી વિપરીત હોય તો ઉલટી અસર કરે છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ આદિ યોગના આઠ અંગો શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણનું સાત્વિક બલ વધારનારા છે. એ યોગાંગોના યથાવિધિ અભ્યાસથી અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા પ્રાપ્ત થઈ યોગસાધકને પરમાત્મ સાક્ષાત્કાર થાય છે. યોગમાં પાયારૂપ માનવામાં આવેલ અહિંસા સત્ય અસ્તેય ( ચોરી ન કરવી ) બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પાંચ યમરૂપ, ને શૌચ સંતોષ તપ, સ્વાધ્યાય ને ઇશ્વર–પ્રણિધાન એ પાંચ નિયમરૂપ, મૈત્રી કરુણા મુદિતા ને ઉપેક્ષા[1] આદિ શ્રેયોભાવનાઓ[2] રૂપ ને છવ્વીશ પ્રકારની દૈવી સંપત્તિ[3] આદિરૂપ નીતિ, સ્પૃશ્યાસ્પૃશ્યનો વિવેક આદિ ઉપર દર્શાવેલા અન્ય સાધનોથી ( તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવાથી )

૧ જુઓ પાતંજલ યોગદર્શન.

૨ શ્રેયોભાવનાના વિશેષ જ્ઞાન માટે જુઓ આનંદાશ્રમ-ઉપદેશગ્રંથાવલિ અંક ૬૭ થી ૭૩.

૩ જુઓ શ્રીમદ્ ભગવદ્ગીતાના અધ્યાય ૧૬ મો.

મનુષ્યનું અંતઃકરણ ઉન્નત થાય છે, ને તેથી તેનો વ્યવહાર ને પરમાર્થ બંને સુધરે છે–પોતાના પુરુષાર્થના પ્રમાણમાં તે આ લોકમાં સુખી થઈ મરણોત્તર ઊંચી ગતિ પ્રાપ્ત કરે છે.

સનાતન ધર્મના ઉપર દર્શાવેલ મહામહિમાને નહિ સમજીને અથવા તેની ઉપેક્ષા કરીને ઘણા સનાતની હિંદુઓ સનાતન ધર્મની સનાતન વ્યવસ્થાનું ઉલ્લંઘન કરવા લાગ્યા છેઃ—

સંધ્યાદિ નિત્યકર્મ જે સત્ત્વ ગુણની વૃદ્ધિદ્વારા શાંતિ–સુખ આપનાર છે તથા પૂર્વે કહ્યા પ્રમાણે અનેક લાભોને આપનાર છે તે ઘણા બ્રાહ્મણાદિ કરતા નથી, ને તેથી તેમના અંતઃકરણો રજોગુણના તથા તમોગુણના વધારા વડે સ્વધર્મમાં વિશેષ અશ્રદ્ધાળુ થવા લાગ્યા છે, ને તેથી તેમનો પરમાર્થ બગડવા માંડયો છે એટલુંજ નહિ, પણ તેમનો વ્યવહાર પણ મલિન થઇ તેઓ વ્યવહારમાં દુઃખી થવા લાગ્યા છે.

ખાનપાનની અપવિત્રતાથી અંતઃકરણપર વિશેષ બુરી અસર થાય છે તેથી સનાતન ધર્મ પાળનારા બ્રાહ્મણાદિ દ્વિજો ને સદાચારી શૂદ્રો પણ પ્રાચીન કાળથી એ વિષયમાં બહુ સંભાળ રાખતા આવ્યા છે.

દુષ્ટ પ્રાણવાળા મનુષ્યાદિના સંસર્ગથી રાંધેલા અન્નપર શરીર, ઇંદ્રિયોને અંતઃકરણને હાનિ કરનારી નઠારી અસર તત્કાલ થાય છે તેથી સમજુ દ્વિજો ને સદાગ્રહી શૂદ્રો પણ પોતાથી ઉતરતી જ્ઞાતિના મનુષ્યનો સ્પર્શ રાંધેલા અન્નને થવા દેતા નથી. બ્રાહ્મણાદિ દ્વિજોમાં બુદ્ધિની સૂક્ષ્મતા અદ્યાપિ પણ જળવાઈ રહી છે, તેમાં ખાનપાનની શુદ્ધિ એક ખાસ કારણરૂપ છે. વર્તમાનમાં પશ્ચિમના વિવિધ મોહક સંસર્ગથી દૂષિત થયેલા અંતઃકરણવાળા ને સનાતન ધર્મની સુંદર વ્યવસ્થાના લાભોથી અજાન એવા કેટલાક હિંદુઓ પોતાથી અને

અન્ય અજ્ઞાત સુધારકમંન્યોના બહેકાવવાથી ગમે તે નીચલા વર્ણના લોકો સાથે ખાનપાન કરવા લાગ્યા છે. કેટલાક સ્વધર્મવિમુખ સ્વચ્છંદી હિંદુઓ મુસલમાન, ખ્રિસ્તિ કે અંત્યજોની સાથે પણ ખાનપાનનો વ્યવહાર કરે છે. આ ભારે અધોગતિ આપનારી વસ્તુ છે.

સ્વરાજ્યની તૃષ્ણારુપ મદિરાવડે મદમત્ત થયેલા યુવકો સ્વધર્મનું ને સ્વસ્થિતિનું ભાન ભૂલીને શાસ્ત્રવિરુદ્ધ ને લોકવિરુદ્ધ અયોગ્ય વર્તન કરવા લાગ્યા છે. આમ કરવાથી સ્વરાજ્ય તો મળતું મળશે, પણ હિંદુઓમાં જે થોડું પણ આધ્યાત્મિક બળ રહ્યું છે, કે જે તેનો આલોક પરલોક સુધારવામાં અતિ ઉપયોગી છે તેનો નાશ થશે. પશ્ચિમના દૂષિત વાતાવરણના સંગથી ભારતવર્ષને જો કોઇ મોટામાં મોટી હાનિ થઇ હોય તો તે આધ્યાત્મિક હાનિ છે. હજી પણ જેટલી સમજ રહી હોય તેટલી બધી સમજનો ઉપયોગ કરીને સમજુ હિંદુઓએ ચાલુ મોહક પ્રવાહમાં ન તણાતા બળવડે સ્થિર થઈ જવું જોઇએ, ને અવળી પ્રવૃત્તિથી પાછા વળવું જોઇએ.

"જેનો આગવો આંધળો તેનું કટક કૂવામાં" એ ન્યાયે જો હિંદુ પ્રજાના રાજકીય અગ્રગણ્યો આગળ પાછળનો વિચાર નહિ કરે તો તેઓ ભારતવાસી ભવિષ્યની હિંદુ પ્રજાની ભારે દુર્દશા કરી મૂકશે. તેમણે–તે અગ્રગણ્યોએ પોતાના પ્રાચીન સ્વધર્મનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. પોતાના પ્રાચીન મહાપુરુષો શા હેતુથી શું કહી ગયા છે તે સત્શાસ્ત્રોદ્વારા ને શિષ્ટ ધાર્મિક પુરુષોદ્વારા જાણીને પોતાની ભૂલ જોવી જોઇએ, ને યુવાનો સ્ત્રીઓ ને બાલકો કે જે પોતાના લાભાલાભનો વિચાર કરી શકતા નથી તેમને અવળે રસ્તે ન ચડાવવા જોઇએ.

વર્ણવ્યવસ્થામાં વિદ્યાબલ ધાર્મિકબલ શરીરબલ, આત્મભોગનું બલ, ધંધાઓનું જ્ઞાન, સેવાબલ ને કાર્ય સાધનારી ઉપયોગી ટેવો

પ્રજામાં વારસામાં ઊતારવાનો વૈજ્ઞાનિક વિચાર રહેલો છે. હાલમાં પશ્ચિમના વૈજ્ઞાનિકો માત્ર જડ પદાર્થના સંબંધમાં વિજ્ઞાનનો ઉપયોગ કરે છે પણ આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ તો યોગ્ય મનુષ્યો ઉપજાવવામાં વિજ્ઞાનનો—સાયન્સનો ઉપયોગ કરેલો છે. રક્તાદિમાં મળતા બળવડે બ્રાહ્મણ સ્ત્રી પુરુષમાંથીજ જ્ઞાનવાળો બ્રાહ્મણ થાય, ક્ષત્રિય સ્ત્રીપુરૂષમાંથીજ પ્રજાના રક્ષણ માટે મસ્તક અર્પણ કરનારા ક્ષત્રિય થાય, વૈશ્ય સ્ત્રીપુરૂષમાંથીજ વ્યવહાર કુશલ પ્રમાણિક ને પ્રજાને વ્યાપાર આદિવડે સગવડ આપનારા સારા વૈશ્યો થાય, ને તેજ પ્રમાણે સેવા કરવાની કે ભિન્ન ભિન્ન ધંધો કરવાની ટેવવાળા શૂદ્ર સ્ત્રીપુરૂષમાંથી યોગ્ય શૂદ્રો થાય. આ હેતુ વર્ણ વ્યવસ્થામાં છે તે વર્ણ વ્યવસ્થાનો વિધ્વંસ કરનારા ને પોતાને સુધારક માનનારા પુરુષોએ પોતાના હૃદયરૂપ નેત્રો ઉઘાડીને જોવો જોઇએ. અંધગોલાંગુલ ન્યાય ન પ્રવર્તાવવો જોઇએ. ભારતવાસી બ્રાહ્મણોમાં ઉત્તમોત્તમ સુંદર સૂક્ષ્મતમ તત્વજ્ઞાન, ક્ષત્રીઓમાં મહાવીરતાને આત્મ ભોગ, વૈશ્યોમાં અપૂર્વ વ્યાપાર કૌશલ્ય તથા ગણિત કૌશલ્ય ને શૂદ્રાદિમાં સુંદર સૂક્ષ્મતમ કળા કૌશલ્ય પૂર્વે પ્રકટયા હતા, ને અદ્યાપિ પણ તે અંશતઃ છે તેમાં વર્ણ વ્યવસ્થા મુખ્ય કારણરૂપ છે. ભારતનું ગૌરવ વધારનારી ને ટકાવી રાખનારી આવી વર્ણવ્યવસ્થા વર્ણાંતર લગ્ન, પ્રેરિત કે ઉત્તેજિત વિધવાવિવાહ, લગ્ન ભંગ ( છૂટા છેડા, ) ખાનપાનાદિની સેળભેળ ને અંત્યજ સ્પર્શાદિવડે તોડતા પોતાને દેશોદ્ધારક માનનારા હિંદુ અગ્રગણ્યોએ જરા થોભવું જોઇએ. વર્ણવ્યવસ્થા તૂટવાથી હિંદુ પ્રજા વર્ણસંકર થશે ને વર્ણસંકર પ્રજાથી પ્રજાને પોતાને ને સમસ્ત દેશને ભારે હાનિ થશે. ભગવદ્ગીતામાં વર્ણસંકરતાના દુષ્ટ પરિણામોની જે ભીતિ શ્રીવ્યાસ ભગવાને દર્શાવી છે

તે ભગવદ્‌ગીતામાં શ્રદ્ધા રાખનારા હિંદુઓએ જરા જોવી જોઇએ ને પ્રજાને ભારે હાનિ કરનારી પાપી પ્રવૃત્તિથી અટકવું જોઇએ.

અંત્યજોની સ્થિતિ સુધારવાનો શાસ્ત્રોક્ત રાજમાર્ગ મૂકી શાસ્ત્ર નિરપેક્ષ કાંટાવાળે કેડે ચાલવાથી પરિણામે તેમનું ને ચારે વર્ણનું અલ્પ પણ હિત થવાનું નથી એમ સુશિક્ષિત શાસ્ત્રજ્ઞ પુરુષોનું માનવું છે. અંત્યજોને અયોગ્ય રીતે ઉશ્કેરવાથી તેઓ ધાર્મિક પ્રજાની સામે થવા લાગ્યા છે, ને દેવ મંદિરમાં પ્રવેશ આદિની શાસ્ત્ર વિરૂદ્ધ તથા ધાર્મિક મનુષ્યોના માનસ વિરુદ્ધ અયોગ્ય પ્રવૃતિ કરી પ્રજામાં કલહ ઉત્પન્ન કરવા લાગ્યા છે. એ પ્રજાના રાજકીય અગ્રગણ્યોએ જોવું જોઇએ, ને પ્રજાને પ્રકૃતિ ક્ષોભથી બચાવવી જોઇએ.

બ્રાહ્મણાદિ ચારે વર્ણો પોતપોતાના વર્ણધર્મનું શ્રદ્ધા પ્રીતિથી પાલન કરે ને પરસ્પર સંપ રાખીને વર્તે તેમાં તેમને સૌને લાભ છે. બ્રાહ્મણો બ્રાહ્મણેતરોની ને બ્રાહ્મણેતરો બ્રાહ્મણોની દ્વેષ ઇર્ષા ને અસૂયાને વશ થઇને અવગણના કરે, અથવા એક બીજાને હાનિ થાય એવા અયોગ્ય પ્રયત્નો કરે, તે વાંસની પેઠે પરસ્પર ઘર્ષણ કરી બળી મરવા જેવું દુષ્ટ કર્મ છે, માટે એવી અયોગ્ય પ્રવૃત્તિ તેમણે સર્વ પ્રકારે ત્યજવી જોઇએ.

અંત્યજોની સાથે સ્પર્શનો ને ખાનપાનાદિનો વ્યવહાર રાખવાથી અંગ્રેજો પ્રજાને સમભાવવાળી માની સ્વરાજ્ય આપશે એ મિથ્યા મોહ છે. અંત્યજોનો સ્પર્શ ને તેની સાથે ખાનપાનાદિનો વ્યવહાર ન કરવો જોઇએ એ તો હિંદુઓનો ધાર્મિક વિષય છે, (એમાં સમભાવ જતો નથી) ને કોઇના ધાર્મિક વિષયમાં કોઇ હાથ ઘાલી શકે નહિ અને ધર્મ વિરુદ્ધ ફરજ પાડી શકે નહિ માટે પ્રજાના રાજકીય અગ્રગણ્યોએ ને તેમને અનુસરનારા બ્રાહ્મણાદિ

હિંદુઓએ વર્ણનો વિનાશ કરનારી ધર્મવિરુદ્ધ પ્રવૃત્તિથી અટકવું જોઇએ. પારણામનો વિચાર કરી તેમણે કાળની કુટિલ ગતિને વશ નજ થવું જોઇએ.

જે મનુષ્યનું પતન થવાનું હોય છે તે પ્રથમ ધર્મભ્રષ્ટ ને ધર્મદ્રોહી થાય છે ને તેથી તે અયોગ્ય પ્રવૃત્તિ કરવા લાગે છે, અને તેને પરિણામે તેનો વિનાશ થાય છે. તેનું ત્રિપુરાદિ અસુરો જ્યારે શ્રીશંકરની ભક્તિથી વિમુખ થયા ત્યારે તેમનો નાશ કરી શકાયો એ પુરાણપ્રસિદ્ધ ઉદાહરણ છે.

પોતાને સુધારક માનનારા કેટલાક પરધર્મી વર્તમાન પત્રના તંત્રીઓ ને પોતાને હિંદુ કહેવરાવનારા ને પોતાને સુધારક માનનારા કેટલાક વર્તમાનપત્રના તરંગી તંત્રીઓ પૂર્વાવરનો શાંત ચિત્તે શાસ્ત્ર દૃષ્ટિએ વિચાર કર્યા વિના પોતપોતાના વર્તમાન પત્રોમાં વર્ણ ધર્મને ટાળી નાંખવાનો જે ભયંકર ઉપદેશ કરે છે તથા અજ્ઞાન પ્રજાને ઉશ્કેરવા જે અતિશયોક્તિવાળાં લખાણો પોતાના પત્રોમાં પ્રકટ કરે છે તે વર્ણધર્મ પાળનારાઓનું ને ભારતવર્ષનું બહુ અનિષ્ટ કરે છે એમ ધર્માનુષ્ટાન પરાયણ પરૂષો માને છે. પોતાની પ્રવૃત્તિનો શાસ્ત્ર દૃષ્ટિએ જરાપણ વિચાર કર્યા વિના પરાઇ બુદ્ધિએ ચાલનારી વિચારહીન ઉગતી પ્રજાને–બાલકોને યુવાનોને અને યુવતીઓને અનાચારનો ઉપદેશ આપવો એ બહુજ હાનિકર પ્રવૃત્તિ છે એ તેમને તેમના ને દેશના હીનભાગ્યે સમજાતું નથી એ મોટા શોકની વાત છે. જેમ અયોગ્ય આહારથી શરીર બગડે છે તેમ અયોગ્ય વાંચનથી મન બગડે છે માટે ધર્મ પાળી પોતાનો આ લોક તથા પરલોક સુધારવા ઇચ્છનાર હિંદુ પ્રજાએ વર્ણધર્મનું

ખંડન કરનારા ને વેદના વચનોનો વિપરીત અર્થ કરી કુયુક્તિથી પ્રતિપાદન કરનારા કોઇપણ લેખ વાંચવા ઉચિત નથી.

આર્યસમાજીઓ પોતાને વેદાનુયાયી કહેવરાવી જે વેદવિરૂદ્ધ વર્ણધર્મનો વિનાશ કરનારી પ્રવૃત્તિ કરે છે તે પણ સર્વથા અહિતકર જણાય છે, તેમની તેવી પ્રવૃત્તિ સનાતન ધર્મી હિંદુઓએ ન સ્વીકારવી જોઇએ.

સનાતની હિંદુઓ! સાવધાન થઇને સાંભળો. ધર્મની અવગણના કરવાનું-ધર્મ જતો કરવાનું-ધર્મને મૂકવાનું ફલ સારૂ નથી, શા માટે વારુ?

ધર્મ એટલે ધારણ કરી રાખનાર-દુઃખથી બચાવનાર-અકર્તવ્ય કરવાવડે દુઃખમાં પડનારને ધારણ કરી રાખનાર-પડતો અટકાવનાર-કર્તવ્ય-તે ધર્મ. એ કર્તવ્યરૂપ ધર્મથી વ્યવહાર ને પરમાર્થના કર્તવ્યથી જગત ને પ્રભુ ભણીના કર્તવ્યથી-આપણો મોટો ભાગ ચ્યુત થયો છે. આપણા મોટા ભાગે ધર્મને યથાયોગ્ય રીતે પાળ્યો નથી-ધર્મને હણ્યો છે. તેનું ફલ શું થાય તે શ્રીમનુભગવાન્ કહે છે:-

"**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।**
**तस्माद् धर्मो नऽहन्तव्यो मा नो धर्मो हतोऽवधीत्॥**"

(હણેલો-નહિ પાળેલો-ધર્મજ મનુષ્યને હણે છે, ને રક્ષેલો-પાળેલો-ધર્મ તેનું રક્ષણ કરે છે; તેટલા માટે કોઇ પણ મનુષ્યે ધર્મને હણવો યોગ્ય નથી. અમારો ધર્મ હણાઓ નહિ ને તે અમારો નાશ ન કરો એમ મનુષ્યે સદા વિચારવું.)

શ્રીમનુભગવાન્ એકને એક બે જેવું ચોખ્ખું સત્ય કહે છે, ને તે યુક્તિથી પણ આપણને સમજાય છે. ધર્મથી-સ્વકર્તવ્યથી ચૂકાય તેનું ફલ પતન વિના બીજું શું હોય? ધર્મની રક્ષા ન કરવાથી-

ધર્મ નહિ પાળવાથી કર્તવ્યથી ચ્યુત થવાથી—આપણે લગભગ હણાયા છીએ. ઘરમાં હણાયા છીએ, બહાર હણાયા છીએ, શરીરે હણાયા છીએ, બુદ્ધિએ હણાયા છીએ, ચારે વર્ણમાં હણાયા છીએ, ચારે આશ્રમમાં હણાયા છીએ, દેશમાં હણાયા છીએ, પરદેશમાં હણાયા છીએ, લૌકિકમાં હણાયા છીએ, પારલૌકિકમાં હણાયા છીએ, સંક્ષેપમાં વ્યવહાર પરમાર્થ સર્વમાં હણાયા છીએ. " विवेकभ्रष्टानां भवति विनिपातःऽशतमुखः ॥ " ( ધર્મરૂપ એટલે વ્યવહાર પરમાર્થના કર્તવ્યરૂપ વિવેકથી ભ્રષ્ટ થયેલાનો સેંકડો માર્ગે—બહુ પ્રકારે—વિનિપાત—પડતી થાય છે. ) આ રાજર્ષિ ભર્તૃહરિનું વચન આપણી વર્તમાન દુર્દશાએ સત્ય કર્યું છે.

ધર્મહીનતાવડે—કર્તવ્યહીનતાવડે—ભારત સર્વ વિષયમાં લગભગ કંગાલ થઇ ગયો છે. ભારતને આ દુર્દશામાંથી મુક્ત કરવાને સનાતન ધર્મના આચાર્યોએ, સનાતનધર્મી રાજાઓએ, સ્વધર્મનિષ્ઠ પવિત્ર સંન્યાસીઓ પરમહંસો બ્રહ્મચારીઓ અને સાધુસંતોએ તેમજ સનાતન ધર્મ પરાયણ પવિત્ર ઋષિબ્રાહ્મણોએ ને સનાતનધર્મી અન્ય સશક્ત ગૃહસ્થોએ કટિબદ્ધ થવું જોઇએ. સૌએ પોતપોતાની પાસેની સામગ્રીથી—વિદ્યાથી—જ્ઞાનથી—સત્તાથી, દ્રવ્યથી, સેવાથી, સદાચરણથી, શુભ ભાવનાથી, સદુપદેશથી, સત્સંગથી, પોતાની પાસે જે સારું સારું હોય તેથી—જે સારું સારું બની શકે તેથી—તન મન ધન સર્વથી સનાતન ધર્મને પોષવો જોઇએ. હિંદુ ધર્મની પ્રત્યેક યોગ્ય ને શક્તિમાન્ સંસ્થાએ પરસ્પરના અવાંતર મતભેદને કોરે મૂકી આ કાર્યમાં ઉત્સાહથી ભાગ લેવો જોઇએ. અન્ય સંપ્રદાયોનો વિદ્વેષ કર્યા વગર પોતપોતાની કક્ષામાં ધર્મોદ્ધારનો પ્રયત્ન કરવો જોઇએ. લોકોને તેમના વ્યવહાર પર-

માર્ગને લગતાં કર્તવ્યો શાસ્ત્રાજ્ઞા પ્રમાણે સારી રીતે આચરવાને તૈયાર કરવા એજ ધર્મોદ્ધાર છે. જો સ્વધર્મનું આચરણ સારી રીતે કરનારા ને ધર્મોદ્ધારને માટે ઉંડી લાગણીવાળા આદર્શ ઉપદેશકોદ્વારા લોકોને સનાતનધર્મનો ઉપદેશ યથાધિકાર રહસ્યપૂર્વક અપાય તો ક્રમાત્ તેની સારી અસર થઈ, લોકોની સ્થિતિમાં સુધારો થાય.

આપણું ધર્મસાહિત્ય લગભગ બધું સંસ્કૃત ભાષામાં છે. પૂર્વે બ્રાહ્મણો મુખ્યત્વે સંસ્કૃત ભાષાનો ને ધર્મસાહિત્યનો અભ્યાસ કરતા, ને ધર્મોપદેશવડે પ્રજાને તેનો લાભ આપતા. વર્તમાનમાં રાજભાષા અંગ્રેજી–શીખવાથી સરકારી નોકરી આદિવડે આજીવિકાની સારી રીતે પ્રાપ્તિ થતી હોવાથી બીજા વર્ણની પેઠે બ્રાહ્મણોનો મોટો ભાગ પણ અંગ્રેજી શીખવા લાગ્યો છે. કાળને પ્રભાવે અર્થકામની તૃષ્ણા વધવાથી બ્રાહ્મણોનો બુદ્ધિમાન્ ભાગ અંગ્રેજી ભણીને સરકારી નોકરીમાં કે અન્ય ધંધામાં જોડાઇ જાય છે. બહુધા બુદ્ધિની કે આર્થિક સ્થિતિની નબળાઇને લીધે અંગ્રેજી ન ભણી શકે તેવો, ને વધારે કમાઈવાળા બીજા ધંધામાં ન જોડાઈ શકે તેવો બ્રાહ્મણોનો કેટલોક ભાગ સંસ્કૃત ભણીને પુરાણવૃત્તિથી કે સંસ્કૃત પાઠશાળામાં સાધારણ વેતનથી અધ્યાપક તરીકે કામ કરીને આજીવિકા ચલાવે છે. કહેવાનો સાર એ છે કે સંસ્કૃત વિદ્યામાં બ્રાહ્મણોને તેમની આર્થિક લોલુપતા પ્રમાણેની કે કુટુંબનો નિર્વાહ યોગ્ય રીતે ચલાવી શકાય તેટલી દ્રવ્યની પ્રાપ્તિ ન થતી હોવાથી સંસ્કૃત પાઠશાળાઓમાં સારા બુદ્ધિમાન્–વિદ્યાર્થીઓ આવતા નથી, બુદ્ધિમાન્ વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં ખેંચાઇ જાય છે. નિષ્કામપણે જે મળે તેમાં નિર્વાહ કરીને–તપોમય જીવનગાળીને–ઋષિવૃત્તિથી ઉપદેશક થવાની ઇચ્છાવાળા બ્રાહ્મણોની

આ કાળમાં દુર્લભતા છે, એટલે જો વિદ્વાનને સુશિક્ષિત ઉપદેશકો મેળવવા હોય તો તેને માટે દ્રવ્યની સારી રકમ એકઠી કરી, તેના વ્યાજમાંથી સામાન્ય સંસ્કૃત પાઠશાળાઓને ઉચ્ચ સંસ્કૃત વિદ્યાલયો ઉત્તમ પ્રકારે ચલાવવા જોઇએ, ને તેમાં તૈયાર થયેલા ઉમેદવારોને યોગ્ય વેતનવાળી શાસ્ત્રીઓની જગા આપી, ઉપદેશક તરીકે રાખવા જોઇએ. આવી શાસ્ત્રીઓની જગાઓ આપવાની નિશ્ચિત્ વ્યવસ્થા આગળથી પ્રસિદ્ધ થાય, ને તે વ્યવસ્થા બરાબર ચાલે તોજ બ્રાહ્મણોનો સારો ભાગ સંસ્કૃત ભણવામાં ખેંચાય, ને તેમના દ્વારા દેશમાં સનાતન ધર્મના ઉપદેશની યોગ્ય પ્રવૃત્તિ કરાવી શકાય. આવી પ્રવૃત્તિ ચાલુ રહેવાથી શાસ્ત્રોના પઠનપાઠનદ્વારાને નિષ્કામવૃત્તિના વર્તમાન ગુરુઓદ્વારા પોતાનું કર્તવ્ય સમજાવવાથી નિષ્કામપણે પોતાનું કર્તવ્ય સમજીને ઉપદેશકનું કામ કરનારા બ્રાહ્મણ ઉપદેશકો સારા પ્રમાણમાં તૈયાર થવા સંભવ છે, પણ જ્યાંસુધી તેમ ન થાય ત્યાંસુધી તો બુદ્ધિમાન્ બ્રાહ્મણોને વિદ્યોપજીવી કે ધર્મોપજીવી બનાવવા સારું આકર્ષવાને આવો—યોગ્ય વેતનવાળી ઉપદેશકોના પુષ્કળ જગાઓનો પ્રબંધ કર્યા વિના ચાલે તેમ નથી એમ જણાય છે. માટે સનાતની રાજા મહારાજાઓએ, ધર્માચાર્યોએ ને ધનાઢ્ય ગૃહસ્થોએ આ વાત ઉપાડી લેવા જોઇએ. અંગ્રેજી અભ્યાસ માટે લાખો રૂપીઆના દાન રાજાઓ ને ધનાઢ્યો કરે છે, પણ ધર્મ સંરક્ષણાર્થે તેમ થતું નથી. આ શોચનીય છે. દેશને ધર્મહીનતાવડે અધર્મતામાં ડૂબતો જોઇને શક્તિમાન્ હિંદુઓએ આ વાતપર બહુ લક્ષ આપીને સત્વર વ્યવસ્થા કરવાની આવશ્યકતા છે. સ્થળે સ્થળે સ્થાયી ને ફરતા શુદ્ધ ભાવવાળા ઉપદેશકોદ્વારા સત્સંગ મંડળો ચલાવવાની ને તે દ્વારા મોટી ઉમરના સ્ત્રી પુરુષોને ધર્મજ્ઞાન આપવાની આવશ્યકતા છે. વળી ગુજરાતી

અંગ્રેજી શાળાઓના વિદ્યાર્થીઓને તથા વિદ્યાર્થાનીઓને નિત્યપ્રતિ થોડા થોડા સમય ખાનગી રીતે ધાર્મિક શિક્ષણ અપાય તેવી વ્યવસ્થા પણ થવી જોઇએ. વનિતાવિશ્રામોમાં ને સ્ત્રી શિક્ષણની અન્ય સંસ્થાઓમાં ધર્મશિક્ષણ આપવાની વ્યવસ્થા તે તે સંસ્થાના વ્યવસ્થાપકોએ કરવી જોઇએ, ને તેમાં તૈયાર થયેલી લાગણીવાળી શિક્ષિકાઓદ્વારા મોટી ઉમરનાં બૈરાંઓને તથા બાળાઓને ધામિક શિક્ષણના વર્ગો ઊઘાડી ધર્મશિક્ષણ અપાવવું જોઇએ. ધાર્મિક શિક્ષ-ણના અભાવે પ્રજાનો યુવાન વર્ગ ધર્મહીન ને કર્તવ્ય મૂઢ થવા લાગ્યો છે તે હવે દીવા જેવી વાત છે. આ દુર્દશા ટાળવાને ઇચ્છિત સુ પરિણામદાયી યોજનાઓ શીઘ્ર થવાની આવશ્યકતા છે. શ્રદ્ધાળુ હિંદુઓએ આ વિષયમાં બહુ જાગ્રત્ થવાની જરૂર છે. આ ગ્રંથમાં પણ સનાતન ધર્મોદ્ધારના વિવિધ ઉપાયો દર્શાવવામાં આવ્યા છે, તે પણ લક્ષમાં લઇ જેને જેમ ઠીક પડે તેમ ધર્મ શિક્ષણની ને ધર્મરક્ષણની અન્ય પ્રવૃત્તિ કરી, ધર્મબલ વધે તેવી યોજનાઓ કરવાપર લક્ષ આપવાની આવશ્યકતા છે. અધાર્મિકતાનો જે દાવાનલ ચોતરફ લાગ્યો છે તેને નિવૃત્ત કરવા શક્તિમાન્ વ્યક્તિઓએ હવે ઢીલ ન કરવી જોઇએ. સૌ શ્રદ્ધાળુ હિંદુઓએ આ વાતમાં પોતાથી બનતો ભાગ લેવો જોઇએ.

શ્રી. નારણજી પુરુષોત્તમ સાંગાણી પોતાની સનાતન ધર્મ પત્રિ-કામાં સનાતનધર્મના ઉદ્ધારને અર્થે ઉંડી શ્રદ્ધા ને તીવ્ર લાગણીથી લોકોને વિવિધ પ્રેરણાઓ આપવા ભારે યત્ન કરી રહ્યા છે. એ પત્રિકામાંના ને બીજા તેમના લેખોનું આ પુસ્તક છે. વર્તમાનમાં સનાતની હિંદુઓમાં ધર્મજાગૃતિની વૃદ્ધિ થવા માટે આ પુસ્તકનો બહોળો ફેલાવો થવાની આવશ્યકતા છે. પ્રત્યેક શક્તિમાન્ ને ધર્મપ્રિય હિંદુએ તેને માટે બનતું કરવું જોઇએ.

શ્રી. સાંગાણીની સનાતનધર્મપ્રિયતા ને લગતી પ્રવૃત્તિ પ્રસિદ્ધ છે. આ પહેલાના કોઇ પુસ્તકમાં કે ભાષણોમાં એમનાથી કોઇ કોઇ વ્યક્તિને વખતે અન્યાય અપાયો હશે, તથાપિ એમ થવામાં સજ્જનોએ એમના ધર્માવેશને કારણભૂત માનવો યોગ્ય છે. એક યોદ્ધા રણમાં લડતા પોતાના શસ્ત્રાસ્ત્રનો પ્રયોગ કરે, ને વાઢ કાપ કરનારો વૈદ્ય વાઢકાપનું કામ કરતા પોતાના હથિયારોનો ઉપયોગ કરે એ બેમાં ભેદ પડે એ જેમ સ્વાભાવિક છે, તેમ એક અનુભવી આચાર્ય ગંભીર વિચારપૂર્વક પ્રૌઢપણે બન્ને બાજુ તપાસીને જે લખે વા કહે તેમાં ને અન્ય ધર્માવેશવાળા યુવાન્ વિદ્વાન્ દેશહાઝને લઇને ઉતાવળે જે લખે વા કહે તેમાં ભેદ પડે એ સ્વાભાવિક છે. જો કે મધુર પ્રિયવાણી નિત્ય પ્રશંસનીય છે, તથાપિ શ્રુતિ સ્મૃતિ પુરાણાદિથી પ્રતિપાદન તથા દીર્ઘકાલથી શિષ્ટ જનોથી સેવિત વ્યવહાર પરમાર્થમાં ઉન્નતિ આપનારા ધાર્મિક આચાર વિચારોનો વિના સમજે ત્યાગ કરી સ્વચ્છંદપણે વર્તતા જનોને જોઇને સનાતન ધર્મમાં ઉંડી શ્રદ્ધા રાખનારા આવેશી વિદ્વાનોને આંતરદાહને લઇને અંતઃકરણમાં ભારે ક્ષોભ–ત્રાસ થાય, ને તેથી તેમનાથી આવેશને વશ થઇ સામાન્ય રીતે તેવા સર્વજનોને ઉદ્દેશીને અને કેટલીકવાર વ્યક્તિ પરત્વે તેમનાથી બળતે હ્રદયે કઠોર વાણીનો ઉપયોગ થઇ જાય, કે લૌકિક મર્યાદા મૂકાઇ જાય એ જનસ્વભાવ જોતા બની શકે તેવું છે, માટે સજ્જનોએ એ કઠોરતા સામુ ન જોતાં લખનારના હ્રદયની ધર્મપ્રિયતા તથા સ્વદેશ પ્રિયતાને જોઇ–તેમના આંતર શુભ ઉદ્દેશને જોઇ–તેમના કથનમાં રહેલા સારને ગ્રહણ કરવો યોગ્ય છે. કેરીમાં રસ સારો હોય તો પૂર્ણ છે, છાલગોટા તો તેની સાથે હોયજ. એ ક્યાં આપણે ખાવા છે? એને તો સૌ ફેંકીજ દે છે.

ઘણા વિષયમાં સાર ગ્રહણ કરવો એ તો જનસ્વભાવજ છે. આપણે અન્નમાંથી કાંકરા ફોતરા દૂર કરી સારભાગ લઇએ છીએ, શાકમાંથી નકામી છાલ, ડાંખળા ને કચરો કાઢી નાંખી સારૂં સારૂં લઇએ છીએ, ને ઔષધોના સત્વો (સાર) કાઢી તેનો ઉપયોગ કરીએ છીએ તેજ પ્રમાણે લેખો કે ભાષણોને વલુગાળ કરી ઉપયોગમાં લેવા જોઇએ.

હેતુ સારો તો બધું સારું. ન્યાયાધીશો કાર્યના કરતા હેતુ ઇરાદા-પર વધારે લક્ષ આપે છે. શ્રી સાંગાણીનો શુભ હેતુ લક્ષમાં રાખીને સજ્જનોએ આ ગ્રંથમાંથી સાર ગ્રહણ કરી સ્વપરના હિતને અર્થે પોતાના અંતઃકરણને પોષવું જોઇએ, ને સનાતન ધર્મની રક્ષા ને વૃદ્ધિને માટે સ્વશક્તિ અનુસાર પ્રયત્ન કરવો જોઇએ.

શ્રી. સાંગાણીની ધર્મપ્રિયતાને તથા તેમના શુભ પ્રયત્નોને અમે વખાણીએ છીએ, ને તેમની સફલતા ઇચ્છીએ છીએ. પ્રભુ કૃપાથી ગંભીરતા ને પ્રૌઢતા વડે તેમનો શુભ પ્રયત્ન વિશેષ વિશેષ સફલ થાઓ.

**સનાતન ધર્મનો જય ૐ**

શ્રી આનંદાશ્રમ, બીલખા<br>
આશ્વિન સુદિ ૩,<br>
૧૯૮૭.

નથુરામ શર્મા.

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| હિંદુ સંસ્કૃતિ ... ... ... ... ... | ૧ |
| હિંદુઓનો આદર્શ ... ... ... ... ... | ૪ |
| હિંદુત્વ રક્ષવાના ૨૫ સૂત્રો ... ... ... ... | ૬ |
| સનાતની હિંદુ કોણ કહેવાય ? ... ... ... | ૧૧ |
| ઈશ્વરનું ઐશ્વર્ય ... ... ... ... ... | ૧૪ |
| વર્ણાશ્રમ ધર્મની મહત્તા ... ... ... ... | ૧૬ |
| ભક્તિ ... ... ... ... ... ... | ૧૭ |
| નિષ્કામ કર્મયોગ ... ... ... ... ... | ૧૮ |
| યોગનો પ્રભાવ ... ... ... ... ... | ૧૯ |
| તપશ્ચર્યા ... ... ... ... ... ... | ૨૧ |
| શ્રાદ્ધ ... ... ... ... ... ... | ૨૨ |
| પતિવ્રતા સતીઓનું સતીત્વ ... ... ... ... | ૨૪ |
| બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ ... ... ... ... | ૨૭ |
| ધર્મ ક્યારે ફળપ્રદ થાય ? ... ... ... ... | ૩૧ |
| પરમ તત્ત્વનો પરિચય ... ... ... ... | ૩૪ |
| અનુપમ વારસો ... ... ... ... ... | ૩૭ |
| શ્રીમન્ મહાભારત ... ... ... ... ... | ૩૯ |
| શ્રીમદ્ ભાગવત અષ્ટોતર શત પારાયણ મહાયજ્ઞ... ... | ૪૪ |
| તીર્થયાત્રાથી અમોઘ સિદ્ધિ ... ... ... ... | ૪૭ |
| શારદા એક્ટના હિમાયતીઓની ઘોર અજ્ઞાનતા ... ... | ૪૯ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

# ચિત્ર સૂચી.

શ્રીહરિ:

# હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મના ઉદ્ધારના ઉપાય.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥

## હિંદુ સંસ્કૃતિ.

હિંદુ સંસ્કૃતિ દુનિયાની બીજી પ્રજાની સંસ્કૃતિથી ઉત્કૃષ્ટ હોવા ઉપરાંત વિલક્ષણ પણ છે. હિંદુ સંસ્કૃતિ મનુષ્યને સંસારમાં અલૌકિક પ્રકારનો આનંદ આપવા સાથે મનુષ્યના અંતિમ ધ્યેય-મોક્ષને પણ પ્રાપ્ત કરાવે છે જ્યારે બીજી પ્રજાની સંસ્કૃતિ વિશે સત્ય રીતે કહીએ તો ક્યાંય સંસ્કૃતિ જ નથી, જેને જેમ ઇચ્છામાં આવે છે તેમ પશુની માફક વર્તે છે એથી એનો સંસાર ક્લેશમય વીતવા સાથે અંતે નરકવાસ અપાવે છે.

હવે હિંદુ સંસ્કૃતિનું અમે સંક્ષેપમાં દિગ્દર્શન કરાવીશું. શ્રીરામચંદ્રજીએ પિતાના વચનની ખાતર યુવરાજપદને બદલે ચૌદ વર્ષનો વનવાસ સ્વીકાર્યો. સતી સીતાએ પતિ વિનાના સુખને દુઃખ માની પતિ સાથે વનમાં પ્રયાણ કરી પતિ સિવાય પરપુરૂષનું મુખ

પણ ન તાક્યું. લક્ષ્મણજીએ પર સ્ત્રી તરફ દૃષ્ટિ તો ન કરી પણ પોતાની ભાભીનું મોઢું અને અલંકાર કેવા છે! તે પણ કદી જોયેલ ન હોવાથી કહી શક્યા નહિ. માતા કૈકેયીએ મોટા ભાઇને વનવાસ અપાવ્યો એટલે રાજ્યપ્રાપ્તિથી પ્રસન્ન ન થતાં ભરતજી અતિ દુઃખ પામી શ્રીરામચંદ્રજી પાસે રાજ્યપદે વિરાજવા વિનવવા માટે વનમાં ગયા અને શ્રીરામચંદ્રજી ન માન્યા એટલે પોતે ભગવાનની આજ્ઞાથી માથે પાદુકા પધરાવી એક તપસ્વી તરીકે રાહ જોતા રહ્યા. ઓરમાન મા કૈકેયીએ વનવાસ અપાવ્યો છતાં તેના પર ગુસ્સે ન થતાં સગી મા કૌસલ્યાના જેવી શ્રીરામચંદ્રજી સેવા કરી પ્રસન્ન રાખતા હતા. શત્રુનો ભાઈ વિભીષણ શરણે આવતાં તેનો તિરસ્કાર ન કરતાં તેને પોતાનો કરી લંકાની ગાદી પર રાવણને સ્થાને શ્રીરામચંદ્રજીએ અભિષેક કર્યો હતો. હનુમાનજીએ મહાન્ સાહસ ખેડીને પણ દાસ તરીકેનો પોતાનો ધર્મ બજાવ્યો હતો. સુગ્રીવે આદર્શ મિત્ર તરીકે વર્તન કર્યું હતું. શ્રીરામચંદ્રજી રાજગાદી પર બિરાજ્યા પછી પોતાના પુત્રપુત્રીવત પ્રજા જરાપણ દુઃખી ન થાય તેની જાતે જાહેર અને ગુપ્ત રીતે કાળજી રાખતા હતા અને સીતાજી બિલકુલ નિષ્કલંક હતા એ પોતે જાણતા હતા છતાં લોકાપવાદને ખાતર તેને ત્યજી દીધા હતા અને શૂદ્રની અનધિકાર તપશ્ચર્યાથી બ્રાહ્મણનો દીકરો મરી જતા શૂદ્રને મારી બ્રાહ્મણ પુત્રને સજીવન કર્યો હતો. કૌરવોને મારવા સમર્થ હતા છતાં ધર્મને માટે પાંચેય પાંડવોએ બાર વર્ષ વનના દુઃખ ભોગવ્યા. ભય અને પ્રલોભન અનેક વખત મળવા છતાં ભીષ્મ પિતામહે પોતાના બ્રહ્મચર્ય અને પ્રતિજ્ઞા ન છોડી. પતિ ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી પત્ની ગાંધારીએ પણ પોતાની આંખે પાટા બાંધી લીધા. કાળબળે સત્યવાનનું અવસાન થતાં મહાસતી સાવિત્રીએ પોતાના સતીત્વના પ્રભાવથી યમરાજ પાસેથી મૃત પતિને

સજીવન કરાવી સાસુ સસરાનો અંધાપો અળસાવી રાજ્ય અપાવ્યું. ચક્રવર્તી રાજ્ય છોડી ચમારને ત્યાં વેચાઈ સ્મશાનમાં કામ કરવાનો પ્રસંગ આવ્યો તોય હરિશ્ચંદ્રે સત્ય ન છોડયું. પોતાના શત્રુ અર્જુનને માટે ઈંદ્ર અભેદ્ય કવચ કુંડળ લેવા આવ્યા તે જાણવા છતાં દાતા કર્ણે ઉદારતાથી આપી દીધા. ધર્મવ્યાધ નામના અંત્યજે માતાપિતાની સેવાથી તથા પ્રભુસ્મરણથી ત્રણકાળનું જ્ઞાન મેળવ્યું હતું છતાં પોતાનો જાતિ ધંધો છોડયો નહોતો તેમ કોઇ ઉચ્ચ વર્ણને સ્પર્શ કરી મંદિરમાં પ્રવેશ કર્યો નહોતો. દિલીપ જેવા મહાન્ રાજાએ એક ગોવાળની જેમ ગાયોનું રક્ષણ અને સેવા કરી હતી. ગુરૂની આજ્ઞા શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા સાક્ષાત ઈશ્વર પણ પાળીને જંગલમાં લાકડા લેવા જતા પતિ પરલોક સીધાવતા રાણકદેવી પગના અંગુઠામાંથી અગ્નિ પ્રકટ કરી પતિ પાછળ સતી થઇ હતી. અતિથિ ઘર આંગણે આવતા પોતે ૪૭ દિવસના ઉપવાસ કરી જનકે અતિથિ સત્કાર કર્યો હતો. પડદો દૂર કરાવી પરપુરૂષ સતી સ્ત્રીનું મોઢું પણ જોઇ ન જાય માટે રજપૂતોએ અલાઉદ્દીન સામે કેસરીયા કર્યા હતા તથા પતિવ્રતા સ્ત્રીઓએ અગ્નિમાં ઝંપલાવી જુહાર કર્યો હતો અને ધર્મની ખાતર શંભાજી તથા હકીકતરાયે દુષ્ટ યવનોને હાથે મોત સ્વીકાર્યું પણ મુસલમાનો જોડે ખાઇને વટલ્યા નહિ.

આનું નામ હિંદુ સંસ્કૃતિ છે. એ સંસ્કૃતિને કલિયુગના ફિરસ્તા જેવા સુધારકો, ગાંધીપંથીઓ, કોંગ્રેસવાદીઓ, આર્યસમાજીઓ તથા નાસ્તિક વર્ણસંકરો સુધારો–પ્રગતિ–સ્વરાજ્ય–ઐકયતા–દેશોન્નતિ વગેરે નામે નષ્ટ ભ્રષ્ટ કરવા જીવતોડ મથે છે અને તે પણ આર્ય-સંસ્કૃતિ તથા ધર્મની દુહાઇ આપીને માટે હિંદુઓ સાવધાન ! ગમે તે ભોગે તમારા સર્વસ્વરૂપ તમારી સંસ્કૃતિનું રક્ષણ કરો.

# હિંદુઓનો આદર્શ.

પંચભૂતનું બનેલું શરીર અને તેમાં વસનાર આત્મા જૂદા છે. શરીર વહેલા મોડું નાશ પામે છે ત્યારે આત્મા ઇશ્વરનો અંશ હોવાથી અવિનાશી છે. એ આત્મા વાસના, અવિદ્યા કે માયાથી બદ્ધ થઇ સંસારમાં સારા માઠા કર્મ કરે છે અને તેના ફળ રૂપે તેનું ઉંચ નીચ યોનિમાં આવાગમન થાય છે. બીજી પ્રજા આત્મ અનાત્મ વચ્ચેનો ભેદ જાણી શકી નથી, પરંતુ ભગવદ્ કૃપાથી તથા ઋષિમુનિઓના આશીર્વાદથી હિંદુ પ્રજા જાણી શકી છે અને તેથીજ હિંદુ પ્રજાનો આદર્શ આત્મ સાક્ષાત્કાર-મોક્ષ-પ્રભુપદ પ્રાપ્ત કરવાનો છે.

ભવાટવીમાંથી છુટી આત્મ સાક્ષાત્કાર પ્રાપ્ત કરવા માટે પરમ કૃપાળુ ઇશ્વરે વેદમાં અને શ્રીમદ્ ભગવદ્ગીતામાં આજ્ઞા રૂપે માર્ગ દર્શાવેલો છે અને મહાનુભાવ ઋષિમુનિઓએ વેદને અનુસરી સ્મૃત્તિ ઇતિહાસ પુરાણોમાં વિધાન કરેલું છે. વેદ ગીતા શાસ્ત્ર પુરાણ કહે છે કે વર્ણ તથા આશ્રમના ધર્મ કર્મ સમજી તેનું ખંતથી પાલન કરો. જે જ્ઞાતિ જાતિમાં તમે અવતર્યા હોવ તે જાતિનું કર્મ કરી સદાચાર પૂર્વક રહી ઇશ્વર સ્મરણ કરશો તો તમે જન્મ મરણના ફેરામાંથી મુક્ત થઇ પરમ પદને પામી શાશ્વત શાન્તિ તથા અખંડ સુખ અનુભવશો.

પોતાના એ સર્વોત્તમ આદર્શને અવલંબી હિંદુઓ કોઇની પણ છેડતી કે નુકશાન કર્યા વિના વર્ત્યે જાય છે. ઇતર પ્રજા પણ પોતપોતાના ધર્મને દઢપણે વળગી વર્તે છે. મુસલમાનોમાં હજુ

સુધી એક પણ મુસલમાન એવો પેદા થયો નથી કે જેણે પોતાના મહમદને તથા કુરાનને ખોટા કહી મુસલમાન ધર્મ સામે બંડ ઉઠાવ્યું હોય તેમ ખ્રિસ્તી ધર્મમાં પણ એવો કોઇ કપુત ઉત્પન્ન થયો સાંભળ્યો નથી કે જેણે જેસસ ક્રાઇસ્ટ તથા બાઇબલને નિંદી ખ્રિસ્તી ધર્મ સામે યુદ્ધ આદર્યું હોય! કિંતુ તે ઉભય ધર્મના લોકો પોતપોતાના ધર્મ પ્રત્યે અટલ શ્રદ્ધા રાખી પોતપોતાના ધર્મની અભિવૃદ્ધિ કર્યે જાય છે ત્યારે કેટલા ખેદ તથા હતભાગ્યની વાત છે કે પોતાનો સર્વોત્તમ ધર્મ, સર્વ શ્રેષ્ટ સિદ્ધાંતો, સર્વ સુખદાયક માન્યતાઓ હોવા છતાં આજકાલ કેટલાક અંગ્રેજી ભણેલા હિંદુઓ હિંદુ ધર્મની ઘોર નિંદા કરી તેને જડમૂળથી ઉખેડવા કટિબદ્ધ થયા છે. સ્વધર્મના જ્ઞાન કિંવા રહસ્યથી અજ્ઞાત છતાં પોતાને સર્વજ્ઞ માનનારા આ નામધારી હિંદુઓ સ્વરાજ્ય, એકતા, દેશોન્નતિ, પ્રગતિ, સુધારાને નામે સનાતન ધર્મનું તથા હિંદુ જાતિનું હનન કરી રહ્યા છે. એ નામધારી સુધારકો કિંવા સ્વરાજીસ્ટોએ સનાતન ધર્મને, ધર્મશાસ્ત્રોને તથા હિંદુ જ્ઞાતિ જાતિને દેશની પ્રગતિમાં આડે આવનારી જાહેર કરી જાતપાંત તોડવાનું, સ્પર્શાસ્પર્શ કાઢી નાખવાનું, વેદ સ્મૃતિ પુરાણોને બાળી નાખવાનું તથા ઉંચ નીચનો ભેદ રાખ્યા વિના રોટીબેટી વ્યવહાર કરવાનું જાહેર કરી દીધું છે એટલું જ નહિ પણ ધર્મ વિધ્વંસની પોતાની કુટિલ ધારણા પાર પાડવા માટે તેઓએ અંત્યજોને ઉશ્કેરી ઉંચ વર્ણ સાથે બીડવા તૈયાર કર્યા છે, ધારાસભામાં શારડા એકટ પાસ કરાવ્યો છે અને છૂટાછેડા તથા અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરાવવાનો કાયદો પસાર કરાવવાની તૈયારીમાં છે અને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના નિષ્કર્ષરૂપે નવું રાજ્ય બંધારણ ઘડાશે તેમાં અંત્યજો, સ્ત્રીઓ, સમાજ સુધારો

તથા લઘુમતિ કોમને નામે તેઓ સનાતન ધર્મ હનનના કાનુનો ઘડાવશે એટલે ઉપર નિર્દિષ્ટ કરેલ આપણા હિંદુઓનો આદર્શ, હિંદુ જાતિ, આર્ય સંસ્કૃતિ અને સનાતન ધર્મ સદાને માટે વિલય પામી જશે; માટે ઓ ભૃગુ ભરદ્વાજ યુધિષ્ઠિરના હિંદુ સંતાનો ! સવેળા ચેતો અને ધર્મરક્ષાર્થે કેસરીઆ કરી ધર્મ આદર્શ રક્ષો.

ખ્રિસ્તી મુસલમાન ધર્મની કોઇ છેડતી કરતું નથી અને આપણા હિંદુઓનાજ ધર્મની આપણા કહેવાતા હિંદુ સુધારકો તથા ઇતર ધર્મીઓ છેડતી કરી રસાતાળ પહોંચાડવા તત્પર થયા છે તેનું કારણ શું ? કારણ માત્ર એજ કે ઇતર ધર્મીઓ જો કોઇ તેના ધર્મની છેડતી કરવાનું સાહસ કરે છે તો તેને પોતાનું બળ દાખવી તુરતજ સ્વધામ પહોંચાડી દે છે જ્યારે હિંદુ બાયલા બની સહન કરે છે તેથી હિંદુઓ ! જો તમારે પૃથ્વીપર હિંદુ તરીકે જીવવું હોય અને સનાતન ધર્મને જીવતો રાખવો હોય તો ભય શરમ લજ્જા સંકોચ દૂર ફેંકી તમારા ધર્મના વિરોધીઓપર તૂટી પડો. તમો હિંદુઓ નિડર થઇ પરાક્રમ કિંવા બળ દાખવશો એટલે તમારા ધર્મના શત્રુઓ તત્કાળ હતા ન હતા થઇ જશે માટે હવે વિલંબ કરો નહિ, રણશિંગડુ ફુંકાયું છે તો ધર્મ રક્ષણાર્થે મેદાને કુદી પડી ધર્મ રક્ષો.

---

## હિંદુત્વ રક્ષવાના ૨૫ સૂત્રો.

---

સદ્‌વાંચન, સદુપદેશ, સત્સંગ તથા સત્કૃતિના અભાવે હિંદુઓનું જીવન દિનપ્રતિદિન સંસ્કૃતિ તથા સત્વહીન થતું જાય છે અને

તેથીજ તેઓને સૌ કોઈ દબાવી તિરસ્કારે છે માટે હિંદુત્વ સંરક્ષી વર્ચસ્વ પ્રાપ્ત કરવા અભિલાષા હોય તો હિંદુ માત્રે નીચેના સૂત્રો-પર ખુબ મનન કરી તદનુસાર આચરણ કરવા પ્રતિજ્ઞા લેવી જોઇએ:—

૧ પ્રાતઃકાલે ચાર વાગે ઉઠી પ્રભુ સ્મરણ કરી નરસિંહ મહેતા, મીરાબાઇ, સૂરદાસ કે દયારામના પદ પ્રભાતીયા ગાવા, બાદ શૌચ દંતધાવન સ્નાનાદિથી પરવારી સેવા પૂજા સંધ્યોપાસના કરવા પવિત્ર વસ્ત્ર પહેરી એકાંતમાં બેસવું.

૨ હમેશા સવારે દ્વિજવર્ણે સેવાપૂજા અચૂક એકાગ્ર ચિત્તે કરવા અને તે થયા પછી વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરી ગીતાજી ઉપનિષદ્ તથા મનુસ્મૃતિ લક્ષપૂર્વક વાંચવા.

૩ દ્વિજવર્ણના હિંદુએ યજ્ઞોપવીત વિધિસર ધારણ કરવી.

૪ હિંદુ માત્રે શિરપર ચોટલી, કપાલમાં તિલક, ચાંદલો કે ત્રિપુંડ અને ડોકમાં તુળસીની માળા અવશ્ય પહેરવી.

૫ દિવસમાં એકાદ વખત દેવમંદિરમાં પોતાના ઇષ્ટદેવના દર્શન અચૂક કરવા.

૬ દિવસના અમુક ભાગમાં બ્રાહ્મણે તપ યોગ અનુષ્ઠાન વેદાધ્યન તથા ઉપદેશ કરવો, ક્ષત્રિયે યુદ્ધની તાલીમ લેવી, વૈશ્યોએ હુન્નર ઉદ્યોગ ખેતી વાણિજ્ય ખીલવવા તથા ગૌરક્ષાના કામમાં ચિત્ત પરોવવું અને શૂદ્રોએ દ્વિજ વર્ણની સેવા સાથે શિલ્પ કામમાં તલ્લીન થવું.

૭ સ્વાર્થી દુરાચારી અને નાસ્તિકોના હાથથી લખાતા તમામ છાપાઓ તથા પુસ્તકોનો કદી સ્પર્શ ન કરવો. એવા મલિન વાંચનથીજ હૃદયમાં કુસંસ્કાર પડે છે. અવકાશ મળે તો

સદાચારી અને ધર્મપ્રેમી આસ્તિકો તરફથી પ્રગટ થતા છાપાઓ અવલોકી શાસ્ત્રોક્ત તથા ઐતિહાસિક ગ્રંથોજ વાંચવા વિચારવા.

૮ માતા પિતા ગુરૂ આદિ વડીલ વર્ગને સન્માન પૂર્વક નમી તેઓની આજ્ઞામાં વર્તી તેઓની સેવા શુશ્રુષા સદાકાળ કરતા રહેવું.

૯ કદી અસત્ય બોલવું નહિ, ધર્મ રહિતની સોબત કરવી નહિ, જુગાર કે સટો ખેલવો નહિ, ચા સીગારેટ કે સોડાલેમન પીવી નહિ અને હોટલમાં ખાવું નહિ.

૧૦ ઘરમાં બે વખત નિયમિત જમવા ઉપરાંત બહારની કોઇ વસ્તુ ખાવાની ટેવ બિલકુલ રાખવી નહિ. ઘરે અથવા બહાર કાંઇ લેવાના ખાસ સંજોગ ઉભા થાય તો દૂધ અથવા ફળ શુદ્ધ હોય તોજ લેવા.

૧૧ નાટક તમાસા જોવા નહિ કારણ કે તેથી વિકાર ભાવના પ્રકટ થવા સાથે નિદ્રા અને દ્રવ્યનો નાશ થાય છે.

૧૨ એકાદશી, જન્માષ્ટમી, રામનવમી આદિ વ્રત અવશ્ય કરવા અને વર્ષમાં એકાદ વખત તીર્થયાત્રા પણ બને તો કરવી.

૧૩ નિત્ય રાત્રે કુટુંબ તથા પડોશીઓને એકત્ર કરી અને તેમ ન બને તો એકલા હરિકીર્તન કરી ભાગવતાદિ ગ્રંથ વધારે નહિ તો અડધો કલાક અચૂક વાંચવા.

૧૪ હિંદુ માત્રે વૃથા વાતચિત તથા વ્યવહાર છોડી મહાભારત રામાયણ ભાગવત પદ્મપુરાણ ચરક સુશ્રુત ટોડરાજસ્થાનાદિ ગ્રંથ બે ત્રણ વખત અવશ્ય વાંચી વિચારી જવા.

૧૫ કદી પણ વિલાયતી દવા, ખાંડ, કપડું કે સાબુ વગેરે વાપરવા નહિ પરંતુ જરૂર પડે ત્યારે દેશીજ વાપરવા.

૧૬ ગમે તેવા સંજોગમાં પોતાનો પોશાક એટલે કે જે પ્રાંતમાં રહેતા હોઇએ તે પ્રાંતની પાઘડી વગેરે ત્યજવા નહિ.

૧૭ હમેશા સત્ત્વવાળો ખોરાક ખાઇ કસરત કરી વીર્યની રક્ષા દ્વારા અનંત બુદ્ધિબળ મેળવવા. કસરતો કરવી તે તમામ દંડ બેઠક કુસ્તી મુગદળાદિ દેશીજ કરવી.

૧૮ સ્ત્રીઓ તથા છોકરીઓને સ્કુલ કોલેજોમાં શિક્ષણ લેવા માટે મોકલવી નહિ, સ્વતંત્રતા આપવી નહિ તથા પરપુરૂષોના સમાગમમાં આવવા દેવી નહિ કે જેથી દુરાચારિણી સ્વચ્છંદી બનવા સંભવ રહે.

૧૯ પોતે કે પોતાના બાળકોએ નાસ્તિકોના તીખાતમતમા મોહક ભાષણો સાંભળવા નહિ પરંતુ આસ્તિક સત્પુરૂષોના અવશ્ય સમાગમમાં આવી સદ્બોધ લેવો.

૨૦ આજકાલ ગુંડા બદમાશો બહુ વધી ગયા છે તેઓ નાગાઇથી કે બહુમતિના જોરથી ભોળા ભલા માણસોને દાબી દઇ મનમાન્યો અનર્થ કરી લે છે માટે કોઇથી ન દબાતા નિર્ભય રહી પોતાનાજ જેવા શુભ વિચારોવાળાનું સંગઠન કરી ગામમાં શહેરમાં જ્ઞાતિમાં સભામાં કે દેશમાં અગ્રેસર રહી લોકરક્ષા સાથે ધર્મયુક્ત સત્કાર્યો કરવા અને અસત્કાર્યોને નિવારવા.

૨૧ ધર્મ મર્યાદા ઉપર પાટુ મારી વિધવા વિવાહ, વર્ણાન્તર લગ્ન, વર્ણસંકર ખાનપાન, જાતિપાંતિ નાશ, વેદશાસ્ત્ર ઈશ્વર અવતાર તથા ઋષિઓની નિંદા, અંત્યજ સ્પર્શ, પતિ પત્નીના

છૂટાછેડા અને સુધારાને નામે ધર્મ નાશ કરનારાઓ મહા પાપી પતિત ચંડાળ ગણાય છે માટે તેઓને સમાજથી બહિષ્કૃત કરી તેઓનો કદી પડછાયો પણ લેવો નહિ.

૨૨ દ્રવ્ય ખર્ચવું—દાન દેવું તે સુપાત્રેજ દેવું. દેશોદ્ધારને નામે કે સ્વરાજ્યને નામે ઘોર અનર્થ કરતા ધૂર્તોને એક પાઇ પણ ન દેવી પરંતુ જપ તપ પરાયણ બ્રાહ્મણોને, ધર્મ રક્ષણની પ્રવૃત્તિ કરનારા સદાચારી વિદ્વાનોને, નિરાધાર વૃદ્ધો તથા વિધવાઓને, સંસ્કૃત પાઠશાળા તથા ઋષિકુળોને, પ્રભુપરાયણ સાધુસંતોને તથા વાવ કુવા ધર્મશાળા મંદિર બાંધવવામાં અને ગૌરક્ષણના કાર્યમાં બને તેટલું દ્રવ્ય હરહમેશ ખર્ચતા રહેવું.

૨૩ કોઇને માન આપવું, કોઇને અગ્રેસર બનાવવો, કોઇને મત વગેરેની સહાયતા આપવી, કોઇને નોકર રાખવો તો તે સનાતન ધર્મમાં દૃઢ નિષ્ઠા ધરાવનારાનેજ રાખીને હરેક પ્રકારે સહાયક થવું. ધર્મહીન વ્યક્તિઓને નેતા બનાવી મ્યુનિસિપાલિટી ધારાસભા કે અન્ય સંસ્થાઓમાં મત મદદ આપી મોકલાવ્યા તો તેઓજ આજે પિશાચ જેવું ભયાનક રૂપ ધારણ કરી હિંદુ હિંદુત્વ અને હિંદુ ધર્મનું હનન કરવા તૈયાર થયા છે માટે કદીપણ ધર્મ વિમુખ પાતકીને ઉત્તેજન આપવું નહિ.

૨૪ ઘરેઘર પ્રભુ નામની ધુન, યજ્ઞયાગ, તપ, યોગ, વ્રત, અનુષ્ઠાન, વેદશાસ્ત્રોનું અધ્યયન તથા વર્ણાશ્રમના ધર્મકર્મ એવા તન્મય થઇ કરવા માંડો કે હિંદુઓ તથા હિંદુસ્થાન માથે આવેલું

મહા સંકટ આપોઆપ વિદીર્ણ થઇ જાય અને દેશમાં સૌને પુનઃ રામરાજ્ય જેવું સુખ સમૃદ્ધિ શાન્તિ પ્રાપ્ત થાય.

૨૫ સૂર્ય ચંદ્ર કે મેરૂ ચળે તો ભલે ચળે પરંતુ લાખ કષ્ટ પડે તોય પોતે સ્વધર્મથી કદી ચલિત થવું નહિ.

## સનાતની હિંદુ કોણ કહેવાય ?

આજકાલ ધર્મદ્રોહી પાખંડીઓ મારીચની માફક શ્વાંગ ધરી અહર્નિશ હિંદુ જાતિ તથા સનાતન ધર્મના નાશનો ઉદ્યમ કરે છે તો પણ ભોળા ભલા લોકો તેઓના ખરા સ્વરૂપને ઓળખતા નથી અને વારંવાર ઠગાય છે. એવા કેટલાય નેતા નામધારીઓ વેદશાસ્ત્ર પુરાણોની અવગણના કરી વિધવા વિવાહ, અંત્યજ સ્પર્શ, વર્ણાન્તર લગ્ન, વર્ણસંકર ખાનપાનાદિની હિમાયત કરે છે છતાં તેઓ પોતાને સનાતની હિંદુ તરીકે ઓળખાવતા શરમાતા નથી. પંડિત માલવિયા, મુંજે, કેલકર, જયકર, મોતીલાલ નેહરૂ, ગાંધી, શારદા, બીરલા, બજાજ, ગોર, સરોજીની નાઇડુ વગેરે એવી વિચિત્ર કોટિના હિંદુઓ છે. વસ્તુતઃ તો જે હિંદુ, હિંદુ ધર્મશાસ્ત્રો શ્રુતિ સ્મૃતિ પુરાણને માની તેની આજ્ઞા સ્વીકારી તેનાથી અવિરૂદ્ધ પ્રવૃત્તિ કરતો હોય તેજ સનાતની હિંદુ કહેવાય, અન્યથા જો તે પોતાને સનાતની હિંદુ કહેવરાવી સનાતન ધર્મશાસ્ત્રોનુંજ ઉન્મૂલન કરતો હોય તો તેને ચોખ્ખો ધૂર્ત પાખંડી સમજી સનાતની હિંદુઓએ તેનો ત્યાગ કરવો જોઇએ. હવે સનાતની હિંદુ કોણ કહેવાય ! કેવી માન્યતા તથા આચરણવાળાને સનાતની હિંદુ તરીકે ઓળખવો ! એ વિશે અમે આ નીચે પ્રમાણો આપીએ છીએ જે હિંદુઓએ સદા સર્વદા

સ્મરણમાં રાખી જાતે વર્તવું, અન્યને વર્તાવવું અને જે તેનો સ્વીકાર કરી તદનુસાર વર્તે તેનેજ સનાતની હિંદુ માનવો.

૧ વેદ સ્મૃતિ પુરાણ ઇતિહાસ અને તંત્ર શાસ્ત્રોને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૨ વર્ણાશ્રમ વ્યવસ્થાને માનતો હોય તથા શિરપર શિખા રાખતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૩ જ્ઞાતિ બંધારણને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૪ સ્પૃશ્યાસ્પૃશ્ય મર્યાદા, મૃતાશૌચ-સુતક અને જનનાશૌચ-વૃદ્ધિ સુતકને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૫ ભક્ષ્યાભક્ષ્ય મર્યાદાને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૬ ધર્મશાસ્ત્રાનુસાર લગ્ન મર્યાદા તથા અન્ય સંસ્કારોને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૭ જન્મથી જાતિ માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૮ હિંદુઓ-આર્યોનું મૂળ નિવાસસ્થાન ભારતવર્ષ-હિંદુસ્થાનજ છે એમ જે માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૯ યજ્ઞયાગ, પિતૃશ્રાદ્ધ, દેવ મૂર્તિપૂજન, તીર્થ તથા વૃદ્ધોને માનતો હોય તે હિંદુ કહેવાય.

૧૦ શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય અને શ્રીમદ્ મધ્વાચાર્ય તથા તેઓશ્રીના સિદ્ધાંતો અને નિયમોના મિશ્રથી બનેલ પેટા સંપ્રદાયના આચાર્યો પૈકી એકને પણ માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૧૧ સ્ત્રી પુરૂષોના અધિકાર તથા વર્ણાશ્રમના અધિકાર સંબંધે હાલમાં કુતર્કીઓએ જે પાખંડો ઉભા કર્યા છે જેવા કેઃ-સ્ત્રી શૂદ્રાદિકને સમાન હક્ક તથા સ્વતંત્રતા અને ઉપનયન આપ-

વાનું આંદોલન ઉભું કર્યું છે તેને ન માનતો ન હોય તે સનાતની હિંદુ કહેવાય

૧૨ ગોમાંસ ભક્ષણ કરે તે હિંદુ નજ કહેવાય.

૧૩ શુભાશુભ કર્મના ફળને, ગતજન્મને તથા પુનર્જન્મને ન માને તે હિંદુ નજ કહેવાય.

૧૪ જે સ્વર્ગ, નર્ક અને ઇશ્વરના અસ્તિત્વમાં ન માને તે હિંદુ નજ કહેવાય.

૧૫ કોઇ પણ રાજદ્વારી હેતુઃ—સ્વરાજ્ય સંગઠ્ઠન કે શુદ્ધિને બહાને ઉપરના સિદ્ધાંતો તથા નિયમોનો અનાદર કરે તે હિંદુ નજ કહેવાય.

૧૬ ગોરક્ષણ અને ગોપાલન કરે તે હિંદુ કહેવાય.

૧૭ સ્વદેશી ખોરાક, સ્વદેશી વસ્તુઓ, સ્વભાષા, સ્વપોષાક તથા સ્વરહેણી કરણીને માનતો હોય અને અનુસરતો હોય તે હિંદુ કહેવાય.

૧૮ અને આચાર ભ્રષ્ટ હિંદુ અધિકાર પ્રમાણે પ્રાયશ્ચિત્ત લઇ કોઇ કાળે શુદ્ધ થઈ શકે છે તથા પોતાને હિંદુ કહેવરાવી શકે છે પરંતુ સનાતન ધર્મશાસ્ત્રોના સિદ્ધાંતોની સામે બંડ ઉઠાવનાર કે પરજાતિનો યવન મ્લેચ્છ તો કદાપિ હિંદુ કહેવરાવી શકતો નથી.

હિંદુ માત્રને અમારો અનુરોધ છે કે ઉક્ત સિદ્ધાંતો બરાબર લક્ષમાં રાખી તેને ચુસ્તપણે અનુસરનારનેજ હિંદુ કિંવા સનાતની માનજો. આપણી પ્રમાદવશ મૂઢ દશાને લઈ સરકાર અને વિધર્મી વિદેશીઓ આપણોજ ઉચ્છેદ કરનારા આપણા શત્રુઓને આપણા

આગેવાન ગણી માન આપી બોલાવે છે, તેઓ સાથે વાટાઘાટ કરે છે અને તેઓની ભલામણ પ્રમાણે આપણોજ સંહાર કરનારો નિર્ણય કરે છે માટે હિંદુઓ ! ખુબ સાવધાનીથી જોઈ વિચારી કામ લ્યો.

## ઇશ્વરનું ઐશ્વર્ય.

જેને આધારે સકળ સંસાર ચાલી રહેલો છે, જેના સંકલ્પથી વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય છે, જે અખિલ બ્રહ્માંડનો સૂત્રધાર છે અને આ દુનિયા એ જેની ક્રીડાભૂમિ છે તે ઇશ્વરનું ઐશ્વર્ય અનંત અદ્ભુત છે. હિંદુ સનાતન ધર્મ તથા ધર્મશાસ્ત્રો જેમ પ્રાચીનમાં પ્રાચીન છે તેમ પૂર્ણ છે તેમાં ઇશ્વરના સ્વરૂપ વિશે ખુબ ઉંડો વિચાર કરવામાં આવેલ છે. આર્ય ધર્મશાસ્ત્રો કહે છે કે ઇશ્વર-પરબ્રહ્મ-પરમાત્મા-ભગવાન-પ્રભુ એક પરમ તત્ત્વ છે. જીવ તેનો અંશ છે. ભક્તિથી કે આત્મજ્ઞાનથી જીવ પ્રભુપદને-મોક્ષને પામી શકે છે પણ પ્રભુ કે ઇશ્વર થઇ શકતો નથી, ઇશ્વરમાં અલૌકિક સામર્થ્ય છે, તે કર્તા અકર્તા અને અન્યથા કર્તા છે. જ્યારે જ્યારે તેની સૃષ્ટિમાં ધર્મની મર્યાદા છિન્નભિન્ન થાય છે અને અધર્મીઓ ઉપદ્રવ મચાવે છે ત્યારે ત્યારે ધર્મનું સંસ્થાપન કરી અધર્મીઓને દંડ દેવા માટે તે જગન્નિયંતા અજન્મા હોવા છતાં પ્રાકટ્ય ધારણ કરે છે. સત્ય ત્રેતા દ્વાપર અને કલિયુગમાં ઇશ્વરના એવા કુલ મોટા અવતાર ૧૦ થાય છે અને નાના ૨૪ થાય છે. જગત્ કલ્યાણાર્થે ઇશ્વર જે સ્વરૂપે પ્રાકટ્ય ધારણ કરે છે તેમાં અલૌકિક છ ગુણ-ઐશ્વર્ય, યશ, શ્રી, વીર્ય, જ્ઞાન અને વૈરાગ્ય હોય છે. જેનામાં એ ષડ્ ઐશ્વર્ય ન હોય તે ઇશ્વરનું સ્વરૂપ નહિ.

આ રીતે ઇશ્વર સંબંધમાં સ્પષ્ટ નિર્ણય હોવા છતાં " ગરીબકી ઓરત સબકી ભાભી અને નિર્બળને સૌ ઠોંસા મારતું ગાળો દઈને ચાલે " એ ન્યાયે આજકાલ કઇક ધૂર્ત પાખંડીઓ હિંદુજાતિ તથા ધર્મનું ભયંકર અપમાન કરી પોતાને ઈશ્વર મનાવી ધર્મને ઢોંગ કહી જગતને છેતરે છે અને પુષ્કળ અજ્ઞાનીઓ તથા સ્વાર્થીઓ તેના ભોગ બની છેતરાય પણ છે. વિશેષત્વે અત્યારે ત્રણ વ્યક્તિઓને વિશે એવા પાખંડ સંભળાય છેઃ–એક હિંદુ સંસ્કૃતિ તથા ધર્મના ઉચ્છેદક અર્થાત્ સ્વરાજ્યની લાલચ બતાવી ઢેઢભંગી બ્રાહ્મણ મુસલમાનને એક સરખા બનાવવા ઇચ્છતા અને રેંટીયો ક્રાંતી રહેલા ગાંધી વિશે, બીજું બીસંટે ઇગ્લંડ અમેરિકામાં અંગ્રેજી શિક્ષણ આપી ટેનીસ રમવામાં કુશળ બનાવેલા કૃષ્ણમૂર્તિ વિશે અને ત્રીજું હિંદના પૈસે યુરોપમાં સર્વ પ્રકારની મજા લુંટતા આગાખાન વિશે; માટે અમે હિંદુઓને સાવધ કરીએ છીએ કે તેઓ ઇશ્વર નથી પણ ઇશ્વરના ભક્ત થવાને પણ લાયક નથી અને જેઓ તેઓને ઇશ્વર માને મનાવે છે તેઓ અંધશ્રદ્ધાળુ કિંવા સ્વાર્થી છે. જ્યારે અધર્મ પાપ પાખંડની અવધિ થઈ જશે ત્યારે અવશ્ય ઇશ્વર પ્રકટ થશે અને તેના ઉપર વર્ણવ્યા તેવા ઇશ્વરી અલૌકિક ગુણોથી પ્રકાશી ક્ષણમાત્રમાં આખા જગતનું પરિવર્તન કરી દુષ્ટોનું દમન કરી ધર્મ અને ધર્મનિષ્ઠોનું રક્ષણ કરશે; માટે પાખંડવાદથી જરા પણ ક્ષોભ ન પામતા ધર્મપ્રેમીઓએ પ્રહ્લાદ, દ્રૌપદી, સુધન્વા, અંબરીષ, યુધિષ્ઠિર અને ધ્રુવની માફક ધર્મમાં અવિચલ રહી તેજ ધર્મના ત્રાતા શ્રીહરિને શરણે જવું.

# વર્ણાશ્રમ ધર્મની મહત્તા.

ઇશ્વર નિષ્પક્ષપાતી છે છતાં હિંદુસ્થાન ઉપર કેમ જાણે તેનો પક્ષપાત હોય ? તેમ સાફ અનુભવાય છે. બીજા દેશોમાં મનુષ્ય જીવનને ઉપયોગી એવા ખાનપાન વપરાશના પદાર્થો ભાગ્યેજ ઉત્પન્ન થાય છે અને ઋતુનું કોઇ ઠેકાણું નથી ત્યારે ભારતવર્ષમાં સર્વ પદાર્થો સહજ પેદા થાય છે અને ઋતુ પણ જેવી સુખાકારી જોઇએ તેવીજ નિર્માણ કરી છે.

પરંતુ પ્રભુની તે કૃપા કરતાં પણ અનંત ગણી ચડીઆતી કૃપા વર્ણાશ્રમ રચનાની છે. ઇતર દેશમાં પ્રજાની જયારે કોઇ સાંસારિક વ્યવસ્થા નથી, કોઇ કોઈની દાદ ફરિયાદ કોઈ સાંભળે તેમ નથી, સૌ કોઇ પશુઓની માફક સ્વચ્છંદે વર્તે છે અને મહા કલેશજનક જીવન લોકો ગુજારે છે ત્યારે હિંદુસ્થાનમાં વર્ણ અને આશ્રમ પ્રથાના અવલંબનથી લોકો પોતાનો આલોક પરલોક સુખી સાર્થક બનાવી શકે છે. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર એ ચાર વર્ણ પોતપોતાના ધર્મ કર્મ પ્રમાણે વર્તે એટલે વિદ્યા બળ ઉદ્યોગ અને શિલ્પ સ્વતઃ પ્રકટી અંધકાર તથા પરાધીનતાનું નિવારણ કરે તેમ છે અને એ પ્રથાથી કોઇ કોઇના નિર્વાહમાં આડું આવતું નથી અને પરસ્પર સહાયક થાય છે એટલુંજ નહિ પરંતુ બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વમાં એવું વિલક્ષણ સામર્થ્ય નિયોજાયેલું છે કે જો તેનો સારી પેઠે વિકાસ કરવામાં આવે તો માત્ર ભારતજ નહિ પણ સકળ સૃષ્ટિ પર હિંદુઓનું સામ્રાજ્ય પ્રવર્તી શકે છે. બ્રહ્મચર્ય ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમમાં પણ એવી ખુબી છે કે

હિન્દુ સંસ્કૃતિ.



પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજ.

હિન્દુ સંસ્કૃતિ.



પૂજ્યપાદ ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજ.

જો તેનું ક્રમપૂર્વક વિધિસર પાલન થાય તો સાંસારિક સુખ ભોગવવા સાથે મોક્ષને પણ આ દેહેજ મનુષ્ય પામી શકે છે માટે વર્ણાશ્રમ ધર્મનું રહસ્ય સમજી પાલન કરો.

## ભક્તિ.

એક જન્મે બે જન્મે કે ચોરાશી લક્ષ યોનિમાં જન્મે પણ જીવાત્માને અખંડ શાન્તિને અર્થે પરમાત્માનું શરણ સ્વીકાર્યા વિના છૂટકો નથી. પરમાત્માની પ્રાપ્તિના સાધનોઃ-તત્ત્વજ્ઞાન તપ યોગાદિ અનેક છે પણ તે સર્વ કઠિન છે. આ કલિકાલના વિષયાધીન જીવથી તે બનવા અશકય છે. પ્રભુપદની પ્રાપ્તિને માટે આ સમયમાં સર્વથી સરળતા પૂર્વક આચરી શકાય એવું માત્ર એક સાધન છે અને તે ભક્તિ છે. જીવ જો અનન્ય ચિત્તે પ્રભુ ભક્તિ કરે તો પ્રભુ તેના સર્વ કર્મ બંધન નષ્ટ કરી, યોગ અને ક્ષેમ કરવા સાથે તેને પરમપદનો અધિકારી બનાવે છે.

ભક્તિ એટલે પ્રભુમાં નિરતિશય સ્નેહ. જગત્‌માં જે કાંઈ છે તે પ્રભુજ છે એવી દૃઢ ભાવનાથી દેહ ભાન ભૂલીને પ્રભુને આરાધવા એનું નામ ભકિત. એ ભકિતના પ્રકારઃ-શ્રવણ, સ્મરણ, કીર્તન, અર્ચન, વંદન, પાદસેવન, દાસત્વ, સખ્યત્વ, આત્મનિવેદન અને પ્રેમ લક્ષણા છે. જેને જે પ્રકાર અનુકૂળ લાગે તે કરવા પ્રયત્નવાન્ થવું પરંતુ જો શ્રવણથી ક્રમપૂર્વક આગળ વધાય અને છેવટે આત્મનિવેદન સિદ્ધ કરી પ્રેમલક્ષણામાં પ્રવેશ કરાય તો તત્કાળ પ્રભુ પ્રસન્ન થાય છે. ભકિત પરાયણ જીવને અસમર્પિત અન્ન, દુઃસંગ,

વૃથા વાતચિત, ચિંતા અને વ્યવસાય બાધાકારક છે; માટે પેટ-પોષણ સારૂ અન્ન લેવું તે પ્રભુને અંગીકાર કરાવીને યોગ્ય પ્રમાણમાં સાત્વિક ગ્રહણ કરવું, એકાન્તિક રહેવું અને તેમ ન બને તો પ્રભુ પ્રત્યે પ્રીતિ ધરાવતા ધર્મજ્ઞ પુરૂષોનોજ સમાગમ કરવો અને નકામી વાતચિત ચિંતા તથા વ્યવહાર ત્યાગીને કામ પુરતોજ વ્યવહાર કરવો જોઇએ. પ્રભુમાં પ્રીતિ રાખી, પ્રભુની આજ્ઞા–શાસ્ત્ર વાક્યને જે અનુસરે તેનો આલોક પરલોક ઉભય સફળ છે. પૂર્વ-કાળમાં પ્રત્યેક હિંદુ તેવું પ્રભુમય જીવન જીવી પોતાનું નામ અજર અમર કરી ગયેલ છે. વર્તમાન કાળમાં પણ માર્ગ ભૂલેલા હિંદુઓ પોતાની ખામી તત્ક્ષણ સુધારી એ સત્ય અને પરમ શ્રેયસ્કર માર્ગ–ભક્તિનું અવલંબન કરે એજ આવકારદાયી છે.

## નિષ્કામ કર્મયોગ.

ત્રિવિધ તાપથી ઉગરી અખંડ શાંતિ કિંવા અક્ષય સુખ પ્રાપ્ત કરવાનો હરેક બુદ્ધિમાન્ મનુષ્યનો અભિલાષ છે; પરંતુ એ અખંડ શાંતિ અથવા મોક્ષનો અભિલાપ જેટલો શ્રેષ્ટ છે તેટલોજ કઠિન છે. મોક્ષપદ પ્રાપ્ત કરવાને માટે વિશુદ્ધ અંતઃકરણની અનન્ય પ્રભુ ભક્તિ જોઇએ. પ્રભુ ભક્તિ તો ઘણેખરે સ્થળે ઘણા ભક્તો કરતા દૃષ્ટિએ પડે છે કિંતુ તેમાં ભાગ્યેજ ક્યાંય વિશુદ્ધ અંતઃકરણ તથા અનન્યતા જોઈ શકાય છે, માટેજ પ્રભુપ્રાપ્તિ દુર્લભ થઇ પડી છે.

વિશુદ્ધ અંતઃકરણ થવા માટે નિષ્કામ કર્મયોગ આચરવાની આવશ્યકતા છે. નિષ્કામ કર્મયોગ એટલે ફળની આશા રાખ્યા વિના

શાસ્ત્રાજ્ઞાનુસાર કર્મ કરવું. અત્યારે પ્રાયઃ તમામ જીવાત્મા કર્મ તો કરે છેજ પણ નિષ્કામ બુદ્ધિથી નહિ તેમ શાસ્ત્રના વચન પ્રમાણે પણ નહિ. જ્યાં સુધી નિષ્કામ કર્મ કરવામાં આવતા નથી ત્યાંસુધી ફળમાં આસક્તિ હોવાથી કર્મ બંધન થયાજ કરે છે અને તેથી અંતઃકરણ મલિન–રાગદ્વેષથી આવૃત્ત રહ્યા કરે છે જેથી પાપ પુણ્ય સુખ દુઃખ જન્મ મરણ ભોગવવા પડે છે; માટે આત્મોત્કર્ષ ઇચ્છનારે આળસ પ્રમાદને અળગા કરી શાસ્ત્ર નિર્દિષ્ટ કર્તવ્ય પર આરૂઢ થવું જોઇએ. મનુષ્ય ફળની આશા રાખ્યા વિના કર્મ કરે છે છતાં કર્મનું ફળ તો તેને અવશ્ય મળે છે, પરંતુ નિષ્કામ અને સકામ કર્મ વચ્ચે તફાવત એટલો છે કે નિષ્કામ કર્મથી બંધન થતું નથી જ્યારે સકામ કર્મથી બંધન થાય છે. અત્યારે ભારતવર્ષનું પતન થયેલું અનુભવાય છે તેનું કારણ શાસ્ત્ર વિધિ છોડીને લોકો ફાવે તેમ સકામ કર્મ કરવા લાગ્યા છે, તેથી દેશ અને આત્મ કલ્યાણ ઇચ્છનારે અર્જુનની માફક મોહ અને મમતા ત્યાગી જાતિ ધર્મને લક્ષમાં રાખી ભગવદ્ વાક્યાનુસાર નિષ્કામ કર્મયોગ આચરવા દત્ત ચિત્ત થવું જોઇએ.

---

## યોગનો પ્રભાવ.

---

પૂર્વે હિંદુસ્થાન ધન ધાન્યથી સંપન્ન દીર્ઘાયુ બળવાન સુખી અને સ્વતંત્ર રિદ્ધિ સિદ્ધિવાળો દેશ હતો તેનું કારણ તેની પાસે ઘણી દિવ્ય શક્તિઓ હતી. ભક્તિ તપ યોગ યજ્ઞ અનુષ્ઠાન હિંદુઓના ઘેર ઘેર થતા. જ્યારે કોઇ આત્મોન્નત્તિ કે દેશોદ્ધાર ઇચ્છતું ત્યારે તે યોગ સાધના કે તપશ્ચર્યાનું અવલંબન કરતું હતું.

યોગનો પ્રભાવ અદ્‌ભુત છે. યોગ સાધના કરનાર નિષ્કામ બુદ્ધિથી યોગ સાધે તો પ્રભુપદ–મોક્ષનો અધિકારી થઇ શકે છે અને સકામ બુદ્ધિથી સાધે તો તેને સ્વર્ગ જેવું સુખ સામ્રાજ્ય અષ્ટ સિદ્ધિ દ્વારા આવી મળે છે. વિશ્વામિત્રે લાખોનું સૈન્ય વસિષ્ઠને પીડવા પ્રેર્યું પરંતુ વસિષ્ઠે તેને યોગના પ્રભાવથી જ્યાંનું ત્યાં ખાળી રાખ્યું હતું. ભરદ્વાજ ઋષિના આશ્રમે રામ વિયોગી ભરતજી લાખો લોકો સાથે પધારતા ભરતજીનો સત્કાર ભરદ્વાજે યોગ પ્રભાવથી સ્વર્ગના વૈભવને ભુલાવે એવો કર્યો હતો. શુકદેવજી બાળક હોવા છતાં યોગના પ્રભાવે સૂર્ય ચંદ્રની ગતિ ભેદી બ્રહ્મલોકમાં સીધા ચાલ્યા ગયા હતા અને પ્રાણીમાત્રનું કલ્યાણ કરનાર દેવર્ષિ નારદજી અંતર્ધ્યાન રહી સકળ લોકમાં એજ યોગ વિદ્યાના બળે ફર્યા કરે છે.

વિશ્વકર્મા અને મયદાનવ જેવી તો નહિજ પણ હમણાના લોકોને વિસ્મય પમાડે એવી શોધો જરમની અમેરિકા વગેરે દેશના લોકો કરે છે તે પણ યોગના પ્રભાવેજ. આજથી પાંચસો વર્ષ પહેલા તેઓ તદ્દન જંગલી હતા પરંતુ જ્યારથી તેઓ હિંદમાં આવ્યા અને સંસ્કૃત સાહિત્યના અભ્યાસથી યોગ વિદ્યા જેવી અલૌકિક વિદ્યાનું સામર્થ્ય સમજી શક્યા ત્યારથી કેટલુંયે સાહિત્ય તેઓ અહીંથી પોતાના દેશમાં ઉપાડી ગયા અને શુદ્ધ નહિ તો વિકૃત સ્વરૂપે પણ ચિત્ત વૃત્તિનો નિરોધ કરી પ્રયોગો કરવા લાગ્યા જેથી એક પછી એક એમ અનેક હુન્નરો તેઓ નિર્માણ કરી પોતાના દેશને સમૃદ્ધ અને કીર્તિવંત બનાવી શક્યા છે.

યોગ જેટલો ફળદાયી છે તેટલોજ અઘરો છે. તેમાં બ્રહ્મચર્ય પાળી મન ઇંદ્રિયો પર કાબુ રાખી તેલ મરચું ગોળ વગેરેનો ત્યાગ



મેવાડાધિપતિ મહારાણા શ્રી ફત્તેહસિંહજી.

હિન્દુ સંસ્કૃતિ.



ધર્મપ્રાણ પં. લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રાવિડ.

કરી સાત્વિક આહાર ઉપર રહેવું પડે છે. યોગ ચાર પ્રકારનો છેઃ- હઠયોગ, રાજયોગ, લયયોગ તથા મંત્રયોગ એ ચારેયમાં હઠ યોગ પરમોપયોગી છે. યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ એમ યોગના આઠ અંગ છે. નિર્મળ હૃદય રાખી એકાગ્રચિત્તે સાચા યોગી દ્વારા અષ્ટાંગ યોગની વિધિસર સાધના થાય તો શરીરના રોગ માત્ર નાશ પામવા સાથે દીર્ઘાયુષ્ય થવાય અને અણિમા મહિમાદિ આઠ સિદ્ધિઓ પ્રાપ્ત થવા ઉપરાંત મોક્ષપદના અધિકારી થવાય છે જ્યારે આઠ સિદ્ધિઓ તથા મોક્ષપદ સુધાંનો લાભ યોગથી પ્રાપ્ત થઇ શકે છે ત્યારે સ્વરાજ્ય કે સામ્રાજ્ય તો સહજ પ્રાપ્યજ છે એ કહેવાની જરૂર રહેતી નથી. ભગવાન પણ આજ્ઞા કરે છે કે-તપસ્વીથી યોગી શ્રેષ્ટ છે જ્ઞાનીથી પણ યોગી શ્રેષ્ટ છે અને કર્માથી પણ યોગી શ્રેષ્ટ છે તે માટે હે અર્જુન! તું યોગી થા. દ્વિજો યોગનું રહસ્ય સમજી યોગ સાધન દ્વારા લાભ ઉઠાવી પોતાનો તથા હિંદુત્વનો ઉદ્ધાર કરે એજ અભ્યર્થના.

---

## તપશ્ચર્યા.

---

ઇતિહાસ એમ બતાવે છે કે હિંદુસ્થાનમાં જે જે મહાન્ પુરૂષ થઇ ગયા; જે જે મહા પુરૂષે અસાધ્ય કાર્ય સિદ્ધ કર્યું તે તે કેવળ તપશ્ચર્યાના યોગેજ. ધ્રુવ પાંચ વર્ષના બાળક હતા. સાવકી માતાના તિરસ્કારથી વ્યથિત થઇ તે બાળકે વનમાં ભગવાન્ નારાયણનું ચિંતન કરવા માંડયું. મન વાણી ને શરીર પર સંયમ રાખી પવિત્રપણે એકાગ્રતાથી તથા દૃઢતાથી પ્રભુનું આરાધન કરતા તે બાળક પર ૭ માસ જેટલા અલ્પ સમયમાં ભગવત્ કૃપા ઉતરી.

સાક્ષાત્ નારાયણે તેને દર્શન આપી ચક્રવર્તી રાજ્ય તથા સર્વોપરી ધ્રુવપદ આપ્યું. વિશ્વામિત્ર માર્કંડેય યાજ્ઞવલ્ક્ય અર્જુનાદિ મહાનુભાવોને પણ તેજ રીતે તપઃપ્રભાવથીજ સિદ્ધિ મળેલી.

આજે હિંદુસ્થાન પરતંત્ર અને દુઃખી છે. પરતંત્રતા તથા દુઃખમાંથી છૂટવાના ઘણા ફાંફાં મરાય છે પણ તપઃપ્રભાવ–દૈવી શક્તિની સહાયતા વિના સફળતા મળતી નથી. માટે ઇશ્વરમાં શ્રદ્ધા રાખી ધર્મશાસ્ત્રાનુસાર તપશ્ચર્યા તરફ દેશહિતચિંતકોએ લક્ષ આપવું જોઇએ. કેટલાક નાસ્તિકો માર ખાવાને, જેલમાં જવાને, રેંટીયો કાંતવાને, અંત્યજો સાથે ખાવાને તપશ્ચર્યા કહે છે પરંતુ તે તેઓનું કહેવું મિથ્યા છે, પાખંડયુક્ત છે, લોકોને વિશેષ અધોગતિએ લઈ જનારૂં છે. સાચી તપશ્ચર્યા તો ઉપર દર્શાવી તેવી શ્રીમાન્ ધ્રુવજીનીજ કહી શકાય માટે આત્મોત્કર્ષ તથા દેશોત્કર્ષ ઇચ્છનારે શાસ્ત્ર વાક્ય પ્રમાણે તપશ્ચર્યા કરવી જોઇએ.

## શ્રાદ્ધ.

મનુષ્ય ઉપર ત્રણ ઋણ છે. જ્યાં સુધી એ ત્રણ ઋણ ચુકવતો નથી ત્યાં સુધી જંપીને સુખેથી તે જીવી શકતો નથી, તેમ સદ્ગતિને પામી શકતો નથી. એ ત્રણ ઋણ તે ઋષિ ઋણ, દેવ ઋણ અને પિતૃ ઋણ છે. વેદાધ્યયન કરીને ઋષિ ઋણમાંથી મુક્ત થવું, શ્રાદ્ધ તર્પણ કરીને દેવ ઋણમાંથી છુટવું અને ગૃહસ્થાશ્રમ ધર્મના યથાવિધિ સેવનથી પ્રજા ઉત્પન્ન કરીને પિતૃ ઋણમાંથી બચવું.

જરત્કારૂ નામના ઋષિએ હજારો વર્ષ સુધી તપ કરીને આત્મજ્ઞાન સાથે મહાન્ સિદ્ધિઓ મેળવી. એક વખત તેઓ તિર્થાટન

કરતા ચાલ્યા જતા હતા, એવામાં એ વૃદ્ધ ઋષિની દ્રષ્ટિએ ઉંધે મસ્તકે લટકતા તપસ્વીઓ પડયા. જે ઝાડની ડાળી નીચે તેઓ લટકતા હતા તે પણ જર્જરીત હોઇ નીચે ઉંડી ખાઇમાં તુટી પડવાની તૈયારીમાં હતી. જરત્કારૂ ઋષિને વૃદ્ધ તપસ્વીઓની કરૂણાજનક સ્થિતિ જોવાથી દયા આવી અને પૂછયું કે આપ આમ કેમ ઉંધે મસ્તકે લટકો છો ? ઉંધે મસ્તકે લટકતા તપસ્વીઓએ જવાબ દીધો કે, અમારે એક જરત્કારૂ નામનો કુબુદ્ધિનો પુત્ર થયો છે, જેણે ગૃહસ્થાશ્રમ માંડી અમને તર્પણ અર્પ્યું નહિ તથા સંતાનોત્પત્તિ કરી નહિ તેથી અમારી આવી અવદશા થઇ છે. તે મહાત્મા છે, સિદ્ધિવાળો છે પરંતુ અમો પિતૃઓની પીડા હરવાને બદલે વધારી છે માટે તમો અમારાપર દયાવાન હોવ તો તેને ખબર આપી તે ગૃહસ્થાશ્રમી બની અમને શ્રાદ્ધ તર્પણ કરે તેમ કરો. ઉત્તરમાં જરત્કારૂ કહે છે કે હુંજ તમારો પાપી પુત્ર જરત્કારૂ છું; અપરાધ ક્ષમા કરો હું ગૃહસ્થાશ્રમી બની પ્રજોત્પત્તિ કરી તમોને પિંડ આપું છું. પશ્ચાત્ પિતૃઓની આજ્ઞા લઇ જરત્કારૂએ લગ્ન કર્યા અને સંતાન ઉત્પન્ન કરી પિતૃઓને પિંડ આપી સદ્દગતિએ પહોંચાડયા. અર્થાત્ શ્રાદ્ધનો મહિમા અદ્દભુત છે. ભગવાન્ શ્રીરામચંદ્રજીએ તથા જ્ઞાનદેવે પોતાના પિતૃઓને પિંડ અર્પતા તેમના મહાનુભાવ પૂર્વજોએ પ્રત્યક્ષ તે ગ્રહણ કર્યાના આપણી પાસે સબળ પુરાવા છે.

**યાજ્ઞવલ્કય ઋષિ** કહે છે કેઃ—वसुरुद्रादितिसुताः पितरः श्राद्धदेवताः । प्रीणयन्ति मनुष्याणां पितॄऽञ्श्राद्धेन तर्पिताः ॥ आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च । प्रयच्छन्ति तथा राज्यं प्रीता नृणां पितामहाः ॥

અર્થાત્ શ્રાદ્ધના દેવતા પિતર સ્વરૂપ વસુ રૂદ્ર તથા સૂર્ય શ્રાદ્ધથી તૃપ્ત થતા મનુષ્યોમાં પિતરોને તૃપ્ત કરે છે અને પિતામહ

(પિતરો) પ્રસન્ન થઇને શ્રાદ્ધ કરવાવાળા મનુષ્યને આયુષ્ય પુત્ર ધન વિદ્યા સ્વર્ગ મોક્ષ અને રાજ્ય આપે છે.

આવું પરમ ફળદાયક શ્રાદ્ધ હમેશા કરવાની શાસ્ત્ર આજ્ઞા આપે છે પણ તે કદાપિ ન બની શકે તો મૃતકની તિથિએ અને ખાસ કરી આખા ભાદરવા માસમાં તો હિંદુ માત્રે શ્રદ્ધાથી શ્રાદ્ધ વિધિસર કરવું એવી અમારી સૂચના છે.

## પતિવ્રતા સતીઓનું સતીત્વ.

પૃથ્વીપરના અનેક દેશો તથા લોકોમાં ભારતવર્ષના હિંદુઓ જે વિશિષ્ટ ગૌરવ ધરાવે છે તે હિંદુ રમણીઓના સતીત્વને લીધે ધરાવે છે. જેવી પતિવ્રતા સતી સાધ્વીઓ હિંદુસ્થાનમાં ઉત્પન્ન થઇ છે અને થાય છે તેવી બીજા કોઇ દેશમાં પેદા થયાનું એકપણ ઉદાહરણ સાંપડતું નથી. હિંદુ પતિવ્રતા સ્ત્રીઓ પતિ ગમે તેવો ગુણી કે દુર્ગુણી હોય છતાં તેને ઇશ્વર સ્વરૂપ માની મન વાણી ને કર્મથી તેની સેવા શુશ્રુષા કરે છે, પતિને સુખે સુખી અને દુઃખે દુઃખી થાય છે, પતિ સિવાય બીજા પુરૂષોને પુરૂષો નહિ પણ સ્ત્રીઓ સમજે છે કિંવા ભ્રાતા કે પિતા માને છે અને પતિનો દેહાંત થતા તેની સાથે ચિતામાં આરોહણ કરી સતી થાય છે—પરલોકપ્રયાણ કરે છે.

હિંદુ પુરૂષો પણ સ્ત્રીઓને પોતાનું અર્ધું અંગ માની તેનું યોગ ક્ષેમ પોતાના દેહના ભોગે પણ કરે છે ક્ષેત્રશુદ્ધિ અને બીજ-શુદ્ધિ રાખવાને માટે હિંદુ પુરૂષોએ જે બલિદાનો આપ્યા છે તે અતુલિત છે. ચિતોડની મહારાણી સતી પદ્મણીનું માત્ર મુખ તાક-વાને માટે અલાઉદીન જેવા બાદશાહને નેવના પાણી મોભે

ચડાવવા પડયા હતા, અને શિયળ સંરક્ષણનો પ્રશ્ન ઉભો થયો એટલે તો પુરૂષોએ કેસરીઆ કર્યા અને પ્રાયઃ સાતસો વીરાંગના સતીઓએ પદ્મણીને મોખરે કરી અગ્નિમાં ઝંપલાવી જુહાર કર્યો.

આજ પતિવ્રત ધર્મના દિવ્ય પ્રભાવથી મદોન્મત પૃથ્વીપતિ રાવણ સતી સીતાનો સ્પર્શ કરી નહોતો શકયો, આજ સતીત્વની જળહળતી જ્યોતિથી વશ થઇ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ જેવા મહાદેવોને સતી અનુસૂયાની કુખે અવતરવું પડયું હતું, આજ પતિ સેવાના ઉગ્ર તેજથી સતી નર્મદા સૂર્યનારાયણને ઉદય થતા અટકાવી શકી હતી, આજ સતી ધર્મના સેવનથી પ્રાતઃસ્મરણીય સતી સાવિત્રી મૃત પતિ સત્યવાનને સાક્ષાત્ યમરાજ પાસેથી સજીવન કરાવી પદભ્રષ્ટ સસરાને રાજ્યપાટ અપાવી શકી હતી અને આજ સતીત્વના બળે સતિ ગાંધારી સુયોધનને વજ્રના અંગનો બનાવી શકી હતી.

પરંતુ અત્યારે એજ મહાસતીઓની કુખે પેદા થયેલા હિંદુઓના શા હાલ છે? અત્યારે કેટલાક કુલાંગાર યવન મ્લેચ્છોના સંસર્ગે મતિભ્રષ્ટ બની સ્ત્રીઓને છૂટ આપી વેશ્યાઓની માફક જાહેરમાં ઘુમાવે છે, પરપુરૂષોના સમાગમમાં લાવી જ્યાં મવાલીઓ આવે જાય છે એવા દારૂવાળાઓની દુકાને ખડી કરે છે, પતિ મરી જતા અતિ દયાળુ બની વિધવાને બીજો ધરથી લેવાનો ઉપદેશ આપે છે અને પતિ પત્નીને પરસ્પર ન ફાવ્યું તો છૂટાછેડા કરવાનું કહે છે. પ્રમાણોમાં તેઓ રાક્ષસ જાતિની મંદોદરીનું, વાનર જાતિની તારાનું તથા પારાશર સ્મૃતિનું नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ। અર્થાત્ ખોવાઇ જાય, મરણ પામે, સંન્યાસી થઇ જાય, નપુંસક નીકળે અથવા પતિત થઈ જાય ત્યારે બીજો વર કરી લેવો એ

પ્રમાણ આપે છે; પરંતુ એ મતિભ્રમોને એટલું ભાન નથી કે એવી હીન રાક્ષસ તથા વાનર જાતિનું પ્રમાણ પરમ સંસ્કારી મનુષ્ય અને તે પણ દ્વિજ જાતિને બિલકુલ લાગુ પડી શકતું નથી તેમ પરાશર ઋષિનું કથન પરણેલી સ્ત્રી માટે નથી પરંતુ વેવિશાળ કરેલી કન્યા માટે છે. જો એમ ન હોય તો તે શ્લોકની નીચેજ मृते भर्त्तरि या नारी ब्रह्मचर्यव्रते स्थिता । सा मृता लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥ અને तिस्त्रः कोटयोर्ध्य कोटी च यानि लोमानि मानुषे । तावत्कालं वसेत्स्वर्गे भर्तारं यानु गच्छति ॥ અર્થાત્ પતિના મરણ પછી જે સ્ત્રી બ્રહ્મચર્યવ્રત પાળે છે તે મરણ પામ્યા પછી બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે અને જે સ્ત્રી મરણ પામેલા પતિની સાથે સહગમન કરે છે-સતી થાય છે તે સ્ત્રી માણસના શરીરમાં જે સાડાત્રણ કરોડ રૂંવાડા છે તેટલા વર્ષ સુધી સ્વર્ગમાં રહે છે એવી આજ્ઞા કરવામાં આવી છે તે કદી કરે ખરા ?

જેને સારાસાર, સત્યાસત્ય, ધર્માધર્મ વિચારવાની સામાન્ય બુદ્ધિનો પણ લોપ થયેલો છે, જે યુરોપનું એટલું ઉત્તમ અને યુરોપીયનો કરે તેટલુંજ કરવા યોગ્ય અને હિંદુસ્થાનનું એટલું હાનિકારક અને જુનું એટલું પ્રગતિ રોધક એવું ઉંધું માની બેઠા છે એવાઓ આમ પોતાની બેન દીકરી માતા સ્ત્રીઓની લજ્જા-શિયળ લુંટાવવા તત્પર થાય એમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી. અમો કહીએ છીએ કે વિધવાવિવાહ અને છૂટાછેડાની હિમાયત કરી ખુલ્લો વ્યભિચાર ફેલાવવા તૈયાર થયેલાઓને હિંદુઓ માનવામાં સુદ્ધાં મહા પાપ છે. એ વિકારવશ કીડાઓને પ્રભુના નિયમોની તથા પતિવ્રતા સતીઓના શિયળની કિંમત ક્ષણભર વિષયવાસના તૃપ્ત કરવી અને નિર્વાહ માટે મુઠ્ઠી અનાજ મેળવવું એટલીજ છે;



મહાત્મા શ્રી નથુરામ શર્મા.

પરંતુ હિંદુ ધર્મશાસ્ત્રો તો ડિંડિમ વગાડીને કહે છે કે હિંદુ સ્રીને પતિ સાથે સંબંધ થાય છે તે એકવીશ જન્મ આગળનો છે તથા એકવીશ જન્મ પાછળ સુધી રહેનારો હોય છે. પતિ મરી જવાથી કે પતિને પડતો મુકવાથી સંબંધ છુટી શકતો નથી. જે સ્રી વિધવા થાય છે તે પતિને પૂર્વ જન્મમાં કષ્ટ દેવાથીજ થાય છે અને જ્યારે તે યથાવિધિ વિધવા ધર્મનું પાલન કરે છે ત્યારેજ તે પાપ-કષ્ટમાંથી મુક્ત થઇ શકે છે, નહિ કે પુનર્લગ્ન કરવાથી કિંવા છૂટાછેડા કરવાથી.

સતી ધર્મનો મહિમા જાણનારાવાળા, પતિવ્રતા સતીઓના સતીત્વની મહત્તા સમજનારાળા અને સતી સ્રીઓના શિયળની કિંમત આંકવાવાળા હિંદુઓ! સાવધ થાવ અને તમારા કુલાંગાર પાશ્ચાત્ય પવને ચડેલા ભાઇઓ કે જેઓ વિધવા વિવાહ અને છૂટાછેડાનો પ્રચાર તથા કાયદાઓ કરી પતિવ્રતા સતીઓ પર દુરાચારનું કલંક મુકી પોતાની બેન બેટીઓને વ્યભિચારી બનાવી તેઓના શિયળ લીલામ કરવા લગભગ બધી જ્ઞાતિઓમાંથી નીકળ્યા છે તેવા મતિભ્રષ્ટોને તમારી પ્રચંડ શક્તિ એકત્ર કરી સદાને માટે ખાળો; નહિતર દુનિયાના બીજા દેશો તો સતીત્વના અભાવે વર્ણ-સંકર બન્યા છે તેમ હિંદુસ્થાનના હિંદુઓ બનશે તો આખી સૃષ્ટિનો તત્કાળ અંત આવશે માટે જાગો ઉઠો અને સતીત્વની રક્ષાર્થે કેસરીઆ કરો.

## બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ.

આ જગતમાં બ્રાહ્મણોનું જેટલું ઉચ્ચ સ્થાન છે તેટલું બીજા કોઇનું નથી. બ્રાહ્મણોને લોકો પૂજ્ય માને છે તેનું કારણ ભગવાને

સ્વયં તેઓને પોતાનું મુખ કહી પ્રતિષ્ઠા વધારેલી છે. બ્રાહ્મણો શ્રેષ્ટ ગણાવાનું કારણ વેદશાસ્ત્રો સાફ આજ્ઞા કરે છે કે તેઓ ત્રણેય વર્ણના ગુરૂ છે. બ્રાહ્મણોનું દુનિયાપર વર્ચસ્વ હોવાના બીજા પણ અનેક સબળ કારણો છે. બ્રાહ્મણો સૃષ્ટિની શરૂઆતમાં પ્રકટ થયા. તેઓએ ભગવદ્ ભક્તિ, યોગ સાધના, ઉગ્ર તપશ્ચર્યા તથા અખંડ બ્રહ્મચર્યના પાલન પૂર્વક વેદ વેદાંતનું પઠન પાઠન કરી અલૌકિક સિદ્ધિઓ તથા જ્ઞાન પ્રાપ્ત કરી લોક રક્ષા અને લોક કલ્યાણાર્થે તેનો ઉપયોગ કર્યો.

ચક્રવર્તી રાજાઓ ચરણમાં લોટી રાજ્યપાટ સમર્પણ કરતા હતા છતાં બ્રાહ્મણો તેના તરફ ઉપેક્ષા કરી નિઃસ્વાર્થ અને નિર્લેપ ભાવે કંદમૂળનો આહાર કરી વન જંગલોમાં આત્મચિંતન કરી પ્રભુ સાક્ષાત્કાર કરતા માટે લોકો તેઓને વંદનીય માને છે. એજ મહાનુભાવ બ્રાહ્મણોમાંથી શુકદેવજી જેવા ભક્ત યોગી પાકયા જે અલ્પ વયના બાળક હોવા છતાં કોઇથી ન ભેદી શકાય એવી સૂર્ય ચંદ્રની ગતિ ભેદીને બ્રહ્મલોકમાં ગયા હતા. એજ બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન થયેલા વસિષ્ઠે લાખોના સૈન્ય બળવાળા વિશ્વામિત્રના સૈન્યને માત્ર એક બ્રહ્મદંડથી બાળી દગ્ધ કરી દઈ મદ ઉતાર્યો હતો. એજ બ્રાહ્મણ વંશજ યાજ્ઞવલ્કયે ગુરૂના કોપથી વેદવિદ્યા ઓકી પુનઃ સૂર્યોપાસનાથી બ્રહ્મવિદ્યા સંપાદન કરી જગતને લાભ આપ્યો છે. એજ બ્રહ્મકુળને દીપાવનાર મહર્ષિ વેદવ્યાસ જગતમાંથી ધર્મનો નાશ થતો અટકાવવા સારૂ વેદના ચાર ભાગ કરી, મહાભારત પુરાણો અને બ્રહ્મસૂત્ર જેવા લોક ઉદ્ધારક શાસ્ત્રો રચી ગયા છે. એજ બ્રાહ્મણ કુલ ભૂષણ મુનિ ભરદ્વાજે પોતાના આશ્રમણાં ભરત પધારતા ભરતને અસંખ્ય સૈન્ય સાથે ઇંદ્રના વૈભવને પણ ઝાંખો પાડે

એવો સત્કાર પોતાના યોગ પ્રભાવથી કર્યો હતો. એજ બ્રાહ્મણ કુળ દીપક મુનિ અગસ્ત્યે મદાંધ બનેલા નહુષરાજાને ઇંદ્રાસનપરથી ગબડાવી વિંધ્યાચળને પૃથ્વીમાં દબાવી, સમુદ્રનું અંજલિ ભરી પાન કર્યું હતું અને એજ બ્રાહ્મણોના કુળમાં પ્રકટ થયેલા ઋષિઓ જનમેજય રાજાના સર્પયજ્ઞમાં મંત્ર બળથી ઇંદ્રને પણ તક્ષક સાથે યજ્ઞમાં હોમવા સ્વર્ગમાંથી ખેંચી લાવ્યા હતા.

પરંતુ એ પ્રાતઃસ્મરણીય બ્રાહ્મણોના વંશજોની હમણા શું સ્થિતિ છે! બ્રાહ્મણોની અત્યારે એ સ્થિતિ છે કે નાસ્તિકો તેઓને તથા તેમના પ્રતાપી પૂર્વજોને સ્વાર્થી જંગલી વ્હેમી પક્ષપાતી જુલ્મી કહી તેઓને કોથળામાં ભરી આટલાંટિક મહાસાગરમાં ડુબાવવાનું કહી રહ્યા છે છતાં બ્રાહ્મણોનું રૂંવાડું હલતું નથી. કેટલાક પાખંડીઓ હિંદુઓનું સર્વસ્વ અને ખાસ કરી બ્રાહ્મણોનું એવા વેદ સ્મૃતિ પુરાણોને ગપોડા કહી જાહેર સભાઓમાં મનુસ્મૃતિ જેવા પવિત્ર ગ્રંથને બાળે છે છતાં બ્રાહ્મણોનું લોહી ધગતું નથી. કેટલાક કહેવાતા સુધારકો પતિવ્રતા હિંદુ રમણીઓને પુનર્લગ્ન કરવાનું કહે છે, કેટલાક યવન મ્લેચ્છોની શુદ્ધિ કરવાનું કહે છે, કેટલાક ૧૮ થી ૨૫ વર્ષ જેવડી મોટી વયની કન્યાઓ કરી લગ્ન કરવાનું કહે છે, કેટલાક જ્ઞાતિ જાતિ વર્ણ તોડી ફોડી વર્ણાન્તર લગ્ન તથા વર્ણસંકર ખાનપાન કરવાનું કહે છે અને કેટલાક ઢેઢાઓને સ્પર્શ કરી તેઓને મંદિરોમાં બળાત્કારે ઘુસાડવાનો આગ્રહ કરે છે છતાં બ્રાહ્મણો મરેલા પ્રાણીની જેમ શાન્તિ સેવી રહ્યા છે. કેટલાક ધૂર્તો દેશકાળને અનુસરી ચાલવા માટે નવી સ્મૃતિઓ બનાવવાનું વિધાન કરે છે અને કેટલાક ઋષિમુનિ શાસ્ત્ર પુરાણોને સેતાની પાખંડી કહી હિંસાને અહિંસા મનાવે છે અહિંસાને હિંસા મનાવે છે. સત્યને

અસત્ય બતાવે છે અને અસત્યને સત્ય બનાવી ગીતા પાઠ્ય-ખાનામાં ભણવાનું કહી હિંદુ ધર્મનું ભયંકર અપમાન કરી રહ્યા છે છતાં બ્રાહ્મણો દીનવદને સાંખી રહ્યા છે; અને કેટલાક અસુર વૃત્તિના એમ પણ બોલે છે કે ધર્મ કર્મ ઢોંગ છે, ધર્મ કર્મ અને બ્રાહ્મણોએજ આ દેશનું સત્યાનાશ વાળ્યું છે માટે તેને જડ-મૂળથી ઉખેડી બંધનરહિત સમાનતા કરવી જોઇએ છતાં બ્રાહ્મણો જાણે બેભાન હોય તેમ મૌન બની જોયા સાંભળ્યા કરે છે. અરે! માત્ર ઇતર જાતિના નાસ્તિકોજ આ ભયંકર ઉલ્કાપાત કરે છે એમ નથી પરંતુ પ્રાંજપે, નેહરૂ, સપરૂ, મુંજે, માલવિયા, કેલકર જેવા ખુદ બ્રાહ્મણો પણ આમાં અગ્રભાગ સજવે છે.

ત્યારે શું જેની નસેનસમાં પોતાના મહાન્ પુર્વજોનું રક્ત વહે છે અને રૂંવે રૂંવે અભિમાન છે એવા બ્રાહ્મણોએ નાસ્તિકોએ આદરેલો આ સનાતન ધર્મ મેધ, સનાતન ધર્મીઓનો મેધ, બ્રાહ્મણ મેધ અને હિંદુ સંસ્કૃતિ મેધરૂપી યજ્ઞ નિર્વિઘ્ને પૂરો થવા દેવો છે કે શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યજી, શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજી, શ્રીમદ્ રામાનુજાચાર્યજી, શ્રીમદ્ મધ્વાચાર્યજી, શ્રીમદ્ નિમ્બાકાચાર્યજી અને શ્રી સ્વામીનારાયણની માફક લંગોટી બાંધી નાસ્તિકવાદ છિન્નભિન્ન કરી બ્રાહ્મણત્વ અને આર્યત્વની રક્ષા કરવી છે? અમે પૂજ્ય બ્રાહ્મણોને ફિકર જોડી આગ્રહપૂર્વક કહીએ છીએ કે યદિ તમે તમારાં પૂર્વજોના સંતાન હોવ, યદિ તમને તમારા મહાન્ પૂર્વજો પ્રત્યે તથા તેઓના રચેલા શાસ્ત્રો પ્રત્યે પૂજ્યભાવ હોય, યદિ તમારે બ્રાહ્મણ તરીકે જીવી બ્રાહ્મણત્વ જીવતું રાખવું હોય તો હાલ તુરત બધી ઉપાધિ ચિંતા સ્વાર્થ કાર્યરતા ભીરૂતા લોભ લાલચ ભૂલી જાવ અને પળભર ખોટી થયા વિના શંકરાચાર્ય તથા વલ્લભાચા-

હિન્દુ સંસ્કૃતિ.



શ્રીમાન્ શેઠ સર મનમોહનદાસ રામજીભાઇ.



શ્રીમાન્ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી, જે. પી.

ર્યની માફક જીવનની પણ દરકાર વિના ધર્મ રક્ષણાર્થે રણમેદાનમાં કુદી પડો એટલે તમારા પૂર્વજોએ જે વિભૂતિઓનો સાક્ષાત્કાર કરી દિગ્વિજય કરી અમર નામ કર્યાં છે તે પ્રમાણે તમો પણ વિભૂતિવાન બની વિજયી થશો એ નિઃસંદેહ છે.

## ધર્મ ક્યારે ફળપ્રદ થાય ?

કેટલાક અજ્ઞાન માણસો એમ પ્રશ્ન કરે છે કે જો ધર્મમાં અગાધ બળ છે, ધર્મ પરમ સુખદાયી છે, ધર્મ વડેજ પૃથ્વી ટકી રહી છે, ધર્મ થકીજ સંસારના વ્યવહાર વ્યવસ્થાપૂર્વક ચાલી રહ્યા છે અને ધર્મ ન હોય તો સૃષ્ટિનો તત્કાળ અંત આવે એમ હિંદુ ધર્મ શાસ્ત્રો તથા ધર્મમાં શ્રદ્ધા રાખનારા આસ્તિક વૃત્તિના હિંદુઓ કહે છે પરંતુ તે ખોટું છે, અંધ શ્રદ્ધાની પરાકાષ્ઠા છે, જો એમજ હોય તો ધર્મ કેમ કોઇને ફળપ્રદ થતો નથી ઉલટું ધર્મપરાયણ માણસો દુઃખમાં સબડે છે અને અધર્મીઓ મજા કરે છે.

કુતર્કીઓની આ પ્રકારની માન્યતા અતિ ભૂલભરેલી છે, અજ્ઞાનતાયુકત છે. ઇતિહાસનો અભ્યાસ, સત્પુરૂષોનો સમાગમ તથા ધર્માચરણ નહિ કરવાથીજ તેઓ આવી ભ્રમણામાં ગોથા ખાય છે. હવે તેઓની એ ભ્રાંતિ અમે સપ્રમાણ દલીલોથી નિવારવા યત્ન કરીશું. જો ધર્મમાં અગાધ બળ ન હોત તો હજારો સ્ત્રીઓની લજ્જા લુંટનાર રાવણ સતી સીતા પાસે કેમ મૂઢ બન્યો ? જો ધર્મમાં અનંત સામર્થ્ય ન હોત તો હિરણ્યકશિપુના સેંકડો પ્રયાસ છતાં પ્રહ્લાદ કેમ ન મર્યો અને પોતે માર્યો ગયો ? જો ધર્મમાં ઉગારવાની શક્તિ ન હોત તો મહા બળવાન્ દુર્યોધન લાખો સાધનો

છતાં કેમ છેદાઈ ગયો અને ધર્માત્મા યુધિષ્ઠિરનો કેમ જય થયો ? જો ધર્મમાં રક્ષણ કરવાની તાકાત્ ન હોત તો દુર્વાસાની કૃત્યા ભક્તરાજ અંબરિષને દુઃખ ન દેતા તે વડે તેને પોતાનેજ કેમ દુઃખી થવું પડયું? જો ધર્મ પરમ સુખદાયી ન હોત તો પાંચ વર્ષના બાળક ધ્રુવને મહાન્ અક્ષય પદની પ્રાપ્તિ શી રીતે થતે ? જો ધર્મમાં બચાવવાની શકિત ન હોત તો કુંભારાણાના અનેક ઝેરી પ્રેયોગો છતાં મીરાબાઇ કેમ સજીવન રહી શ્રેષ્ટ ગતિને પામ્યા ? જો ધર્મમાં બળ ન હોત તો જ્ઞાનદેવ જે ઓટલા પર બેઠા હતા તે ઓટલો કેમ ચાલ્યો, પાડો વેદ કેમ ભણ્યો અને પિતૃઓ સાક્ષાત્ આવી કેમ શ્રાદ્ધ જમ્યા ? જો ધર્મમાં સામર્થ્ય ન હોત તો નરસિંહ મહેતાના પુત્રના અલૌકિક વિવાહ તથા પુત્રીનું અદ્દભુત મામેરૂં કેમ થયું અને હાર કેમ હાજર થયો ?

અત્યારે ધર્મ ફળદાયી થતો નથી અને લોકો દુઃખી થાય છે તેનું કારણ લોકોના અંતઃકરણમાં ધર્મ પ્રત્યે શ્રદ્ધા નથી. ભાવિક લોકો ઉપર ઉપરથી કદાચ દેવદર્શન વ્રત યાત્રા કરે છે પરંતુ ખરા હૃદયના ભાવથી બહુ થોડા કરે છે. અત્યારે યાજ્ઞવલ્કયની જેમ યોગસાધના, વિશ્વામિત્ર જેવી તપશ્ચર્યા, સતી અનુસૂયા જેવી પતિ ભકિત, ભીષ્મ જેવું બ્રહ્મચર્ય, જૈમિની જેવું વિદ્યા અધ્યયન, વેદ વ્યાસ જેવું આત્મજ્ઞાન, તુકારામ જેવી પ્રભુભકિત, રામકૃષ્ણ પરમહંસ જેવી આરાધના, અર્જુન જેવા વ્રત, વસિષ્ટ જેવા અનુષ્ઠાન, માંધાતા જેવા યજ્ઞયાગ, ભગીરથ જેવું ધર્માચરણ કોઇ કરતું નથી. યદિ ધર્મનું સ્વરૂપ સમજી, શ્રદ્ધા પુર્વક જો આપણે ધર્મના શરણે જઇએ અને ઉકત મહાનુભાવોની માફક અનન્ય ભાવે ને એકાગ્રચિત્તે આરાધન કરીએ તો અત્યારે પણ ધર્માચરણનું તત્કાળ ફળ મળી શકે છે. જેટલી શકિતનો નકામી વાતોમાં, નાટક તમાશા જોવામાં, પાપી અધર્મીઓના ગુણગાણ ગાવામાં, વિકારી પુસ્તકો તથા છાપાઓના વાંચનમાં અને લપોડ-

શંખોના વ્યાખ્યાનો સાંભળવામાં તથા બુમ બરાડા પાડવામાં ઉપયોગ થાય છે તે અટકાવી જો તેટલીજ શકિત શાસ્ત્ર ચિંતનમાં, યોગ સાધનામાં, પ્રભુ આરાધનમાં કે વ્રત અનુષ્ઠાનમાં વાપરવામાં આવે તો દુઃખ માત્ર વિદીર્ણ થઈ શકે છે.

જરમનીએ પોતાના દેશનો વિજ્ઞાન શાસ્ત્રની શોધોથી વિકાસ કર્યો અને આજે જગત્‌માં તે ઉદ્યોગ તથા શોધખોળમાં સર્વોપરિ છે તેનું કારણ તેને જો પૂછવામાં આવે તો તત્ક્ષણ જણાશે કે હિંદુ ધર્મના પ્રાચીન ગ્રંથોના અભ્યાસથીજ તે ઉન્નત દશાને પ્રાપ્ત થયેલ છે. હિંદુઓ જો વાસ્તવિક રીતે પોતાનો ઉદ્ધારજ ઇચ્છતા હોય તો તેઓએ સૌથી પ્રથમ યુરોપની નકલ હરેક બાબતમાં છોડી ધર્માભિમુખ થવું પડશે અને પછી બે પ્રબળ શત્રુઓ:—એક બહારના તથા બીજા અંદરનાને મારી હટાવવા પડશે. બહારનો શત્રુ તે સુધારકો નાસ્તિકો વિધર્મી વિદેશીઓનો વેદશાસ્ત્રમર્યાદાને છિન્નભિન્ન કરનારો પાખંડવાદ અને અંદરનો શત્રુ તે આળસ પ્રમાદ બાયલાપણું શાસ્ત્રોની અજ્ઞાનતા નિર્બળતા કાળક્ષેપ કુતર્ક કુશંકા વગેરે; માટે ઉન્નતિ સ્વતંત્રતા સુખ સમૃદ્ધિ ઇચ્છતા સજ્જનોએ એ બે પ્રબળ શત્રુઓને મારી હટાવી ધર્માચરણ કરવામાં દત્તચિત્ત થવું ઘટે. અલબત્ત ધર્મજ્ઞની કસોટી થાય છે, પણ અંતે તે કદી દુઃખી થઇ દુર્દશાને પામતો નથી. જેના પૂર્વ જન્મના કે આ જન્મના ગુપ્ત પાપ હોય તેજ દુઃખી થાય છે. વળી પાપી પાખંડી મુત્યુને વખતે પ્રકાશતા પતંગીઆની માફક કે ઔરંગઝેબ સીકંદરની માફક ભલે બે દિવસ બહારથી પ્રકાશી ઠાઠ ભોગવે પણ તેના હૃદયમાં કદી શાંતિ હોતી નથી અને અંતે તો તે મહા દુર્ગતિનેજ પામે છે. ધર્મવડે પૃથ્વી ન ટકતી હોય એમ જે માનતું હોય તેણે જો સૌ ધર્મ તજી મનસ્વીપણે વર્તે તો જગત્‌માં કેવી

ભયાનકતા તથા અંધાધુંધી પ્રકટી નીકળે એ એકાંતમાં આંખો મીચીને વિચારી લેવું એટલે સમજાશે; માટે કલ્યાણ ઇચ્છનારે અધર્મની બધી વાતો છોડી ધર્મજ એક જે પરમ સુખદાયી છે તેને શરણે જવું જોઇએ.

## પરમ તત્ત્વનો પરિચય.

શ્રીમંત અને સત્તાધારી મનુષ્યના જેમ સર્વ દોષ ઢંકાઇ જાય છે અને દુર્ગુણ સદ્ગુણરૂપે ભાસે છે તથા કંગાલ વ્યક્તિનું સદાચારીપણું અને અતુલ જ્ઞાન પણ ગાંડપણ રૂપે જણાય છે તેમ અત્યારે પરાધીન હિંદુઓના સર્વ શ્રેષ્ટ સિદ્ધાંતોનું બનેલું છે. બૌદ્ધ ચાર્વાક ખ્રિસ્તી મુસલમાનાદિ મતાવલંબીઓમાં એવો કોઇ ત્રિકાલાબાધિત આદર્શ સિદ્ધાંત નથી કે જે વડે તેના અનુયાયીઓ આલોક કે પરલોકનું સુખ અનુભવી શકે. તે તે મતોમાં પ્રથમ તો દેહ આત્મા અને ઇશ્વર વચ્ચેનો ભેદ સમજાવવામાં આવ્યો નથી, સારા માઠા કર્મ અનુસાર ઉંચ નીચ યોનિમાં આવાગમન–પુનર્જન્મ અને વર્ણાશ્રમની વ્યવસ્થા સ્વીકારવામાં આવી નથી; તેથી તેઓને સાંસારિક સુવ્યવસ્થા કે પરમ પદની પ્રાપ્તિ થવી અશક્ય છે છતાં અત્યારે તે તે મત પંથના અનુયાયીઓના હાથમાં સત્તા અને સાધન છે તેથી તેઓ પોતાને સર્વ શ્રેષ્ટ મનાવે છે અને જેઓ સર્વ શ્રેષ્ટ છે તેઓને હડધુત કરે છે.

હિંદુ પ્રજા એ પ્રાચીન પ્રજા છે. સ્વયં પરમેશ્વરે વેદદ્વારા હિંદુઓને પરમ તત્ત્વનો પરિચય કરાવી જીવોના ઉદ્ધારનો કિંવા શાશ્વત શાંતિનો માર્ગ દર્શાવેલો છે. મહા તપસ્વી યોગી તથા દૃષ્ટા એવા ત્રિકાળજ્ઞાની ઋષિમુનિઓએ ઋતંભરા વિદ્યાથી સકળ જ્ઞાન

સંપાદન કરી દર્શન શાસ્ત્રો તથા સ્મૃતિઓ દ્વારા પણ લોકોના કલ્યાણાર્થે ત્રિકાલાબાધિત સિદ્ધાંતો પ્રતિપાદન કરેલા છે પરંતુ હિંદુ પ્રજાની પરાધીનતાથી અત્યારે એ પરમ સુખપ્રદાયક સિદ્ધાંતોની હાંસી–અવગણના–તિરસ્કાર થાય છે. આલોક સુખી બનાવી પરલોકમાં ઉચ્ચ પદે આરૂઢ કરનાર એ સર્વોત્કૃષ્ટ સિદ્ધાંતોને માત્ર વિધર્મી વિદેશીઓજ નિંદે છે એમ નથી પરંતુ હિંદુ જનનીની કુખે પાકેલા નામધારી હિંદુઓ પણ તેને ગપગોળા જંગલી જુલ્મી કહી વગોવે છે.

પરંતુ સત્ય ઝાઝો વખત છુપું રહેતું નથી. તે વહેલા મોડુ અવશ્ય પ્રકાશિત થઈ પાખંડને ભેદે છે. રામાયણમાં લખેલું છે કે ભગવાન્ શ્રી રામચંદ્રજી રાવણને હણીને પુષ્પક વિમાનમાં બિરાજીને અયોધ્યા પધાર્યા તેને આજસુધી સુધારકો તથા વિદેશીઓ ગપગોળા કહેતા હતા તે હવે એરોપ્લેનો–વિમાનોની શોધ થવાથી સાચું મનાય છે. હિંદુઓના ધર્મશાસ્ત્રો કહે છે કે સર્વત્ર ઇશ્વરનો વાસ છે–વનસ્પતિમાં પણ ચેતન છે તેને સુધારકો માનતા નહોતા તે હવે સર જગદીશચંદ્ર બોઝે વિજ્ઞાનના યંત્રોથી પ્રત્યક્ષ સિદ્ધ કરી બતાવવાથી નિરૂપાયે સત્ય માનવું પડે છે. વિષ્ણુપુરાણમાં મહર્ષિ વેદ વ્યાસજીએ દર્શાવેલું છે કે પૃથ્વી ફરતી નથી પણ સ્થિર છે પરંતુ સૂર્ય ફરે છે તેને ગપ કહી વિદેશીઓ અને વિદેશીઓને ઇશ્વર માની તેઓ પાછળ આંખો વીચીને ચાલનારા સુધારકો કહેતા હતા કે નહિ, સૂર્ય સ્થિર છે પણ પૃથ્વીજ ફર્યા કરે છે એ વાત હવે જરમન વિજ્ઞાનશાસ્ત્રી ખોટી ઠરાવી હિંદુ ધર્મશાસ્ત્ર પુરાણની વાત કબુલ રાખે છે. યોગી સમાધિમાં હોય ત્યારે તેને દેહની દરકાર રહેતી નથી અને અણિમાદિક આઠ સિદ્ધિઓ સહજ રીતે તેનામાં પ્રકટ

થાય છે એ વાત વિદેશીઓ તથા સુધારકો માનતા નહોતા પરંતુ પંજાબના એક મોટા ગોરા ઓફીસરે યોગી હરિદાસજીને જમીનમાં દાટી છ માસે જમીન ખોદી કાઢી જોતાં સજીવન નીકળેલા પ્રત્યક્ષ જોયા એટલે તેને યોગવિદ્યા સત્ય માનવાની ફરજ પડી છે અને હિંદુઓનું ધર્મશાસ્ત્ર એમ આજ્ઞા કરે છે કે જે પતિવ્રતા સ્ત્રી પતિ સ્વર્ગવાસ પામતા તેની પાછળ સતી થાય છે તે સાક્ષાત્ દેવી છે, સીધી સ્વર્ગમાં જાય છે અને તે તેની તથા તેના પતિની સેંકડો પેઢીનો ઉદ્ધાર કરે છે એવી માન્યતા-સિદ્ધાંતને સુધારકો તથા વિદેશીઓ મૂર્ખતાભર્યો-ક્રૂર કહી વગોવતા હતા અને હિંદુ વીરાંગના પતિ પાછળ સતી ન થઇ શકે તેવો સરકાર પાસે કાયદો પણ બળાત્કારે પાસ કરાવ્યો છે પરંતુ તા. ૨૦-૪-૩૧ ને દિને થાણા જીલ્લામાં પડઘા ગામે સેંકડો માણસો સમક્ષ યશોદાબાઇ નામની પતિવ્રતા બાઇએ સગા સંબંધીઓનો વિરોધ છતાં સતી થઇ જે ચમત્કાર બતાવ્યો છે ( જેની સંપૂર્ણ વિગત છાપાઓમાં પ્રકટ થયેલી છે ) તે પરથી તે રીવાજ જુલ્મી કે મૂર્ખતા ભર્યો કહેવો એ અધમતા સિવાય બીજું શું લેખી શકાય !

આજ રીતે હિંદુઓના શાસ્ત્રોક્ત તમામ સિદ્ધાંતો જેવા કે જ્ઞાતિ જાતિ, વર્ણઆશ્રમ, સ્પૃશ્યાસ્પૃશ્ય મર્યાદા, લગ્ન મર્યાદા, વિધવા વિવાહ નિષેધ, વર્ણસંકર ખાનપાન નિષેધ, પતિપત્ની સંબંધ ત્યાગ નિષેધ ઇત્યાદિમાં અમોઘ રહસ્ય સમાયેલું છે. ગાંધી જયકર ગોર જેવા સુધારકો નાસ્તિકો તથા વિધર્મી વિદેશીઓ પોતાની ઘોર અજ્ઞાનતાથી એ જગત્ ઉદ્ધારક હિંદુ સિદ્ધાંતોનો દ્રોહ કરી ઉખેડવા તજવીજ કરે છે પરંતુ તેથી તો તેઓજ ઉખડી જશે, પૃથ્વીના લોકો દુઃખી થશે છતાં સ્મરણમાં રાખવાનું છે કે અંતે તો તેજ



શ્રીમાન્ પં૦ પંચાનન તર્કરત્નજી.

પરમ તત્ત્વનો પરિચય કરી લોકો અનુસરશે ત્યારેજ છૂટકો છે, ત્યારે જ જપ વળવાનો છે એ નિર્વિવાદ વાત છે.

## અનુપમ વારસો.

પરમ પ્રતાપી પૂર્વજો પોતાના હિંદુ સંતાનો માટે વારસામાં પુષ્કળ સમૃદ્ધિ સત્તા સાધન સંસ્કારાદિ મૂકી ગયેલા. પુત્રો એવા કુપુત્રો ઉત્પન્ન થયા કે તેમાં ઉમેરો કરવાને બદલે સઘળું ગુમાવ્યું છતાં પણ એક અનુપમ વસ્તુ હજુ બચી ગઈ છે. જે અનુપમ વારસો હિંદુઓ પાસે અવશેષ રહ્યો છે તે એટલો તો ફળદાયક છે કે જો તેનું સ્વરૂપ જાણી તેનો યથાર્થ ઉપયોગ કરવામાં આવે તો માત્ર ગુમાવેલી વસ્તુઓજ પાછી મળે એટલુંજ નહિ પણ તે સાથે આ સંસારમાં સર્વોત્તમ સુખ અને પદ પ્રાપ્ત કરવાની સર્વ કોઈની અભિલાષા છે તે પણ સહજ પૂર્ણ થાય. ત્યારે હવે જાણવું જરૂરી છે કે એ અનુપમ વારસો તે શું–કયો ?

એ અનુપમ વારસો કે જેમાં સકળ જ્ઞાન વિદ્યા વિજ્ઞાન સંસ્કૃતિ વગેરેની નિધિ છે તે શ્રુતિ સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાદિ આર્ય ધર્મશાસ્ત્રો છે. કેટલા આશ્ચર્ય ખેદ તથા દુર્ભાગ્યની વાત છે કે જરમની ઈંગ્લંડાદિની પ્રજા સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી એ ધર્મ-શાસ્ત્રોનો લાભ ઉઠાવી પોતાની તથા પોતાના દેશની સર્વ પ્રકારે ઉન્નતિ કરે છે ત્યારે આપણે હિંદુઓ આત્મઘાતી મૂર્ખ બની તેની ઉપેક્ષા કે અવગણના કરી બિભત્સ નવલકથાઓના વાંચનમાં કાળ-ક્ષેપ કરીએ છીએ. અરે ! અધોગતિ તો ત્યાં સુધી અનુભવાય છે કે

એ સર્વોત્કૃષ્ટ ધર્મશાસ્ત્રોના નામની સોએ નવાણુને ખબર રહી નથી. આવી વિનાશકારી પદ્ધતિ લાગી હિંદુઓ પોતાના દિવ્ય વારસાનું સ્વરૂપ સમજી, તેના ધર્મશાસ્ત્રીય ગ્રંથોનો અભ્યાસ મનન પરિશીલન કરી ઉર્ધ્વગામી બને માટે અમે આ નીચે નામો દર્શાવીએ છીએઃ-

ચાર વેદઃ—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ.

ચાર ઉપવેદઃ—આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને શિલ્પાદિ વેદ.

છ વેદાંગઃ—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ.

સાત દર્શનઃ—ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ મિમાંસા, દૈવી મિમાંસા અને ઉત્તર મિમાંસા.

મુખ્ય અઠાવીશ ઉપનિષદઃ—ઈશાવાસ્ય, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, તૈતરિય, એતરેય, છાંદોગ્ય, શ્વેતાશ્વતર, બ્રહ્મ, બિંદુ, કૈવલ્ય, જાબાલ, હંસ આરૂણિક, ગર્ભ, નારાયણ, પરમહંસ, બ્રહ્મ અમૃતનાદ, બ્રહ્મબિંદુ, અથર્વશીર, મૈત્રાયણી, સુબાલ, નારદ, પરિવ્રાજક બૃહદારણ્યક અને માંડુક્યોપનિષદ.

વીસ સ્મૃતિ (ધર્મશાસ્ત્ર):—મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્ક્ય, ઉશન, અંગિરા, યમ, આપસ્તંભ, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ.

અઢાર પુરાણુઃ- બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લીંગ, વરાહ, સ્કંદ, વામન, કૂર્મ મત્સય, ગરૂડ અને બ્રહ્માંડ પુરાણુ.

બે ઇતિહાસઃ—રામાયણુ અને મહાભારત.



# શ્રીમન્ મહાભારત.

જગતના સાહિત્યમાં જો કોઇ સર્વોપરિ ગ્રંથ હોય તો તે મહર્ષિ વેદવ્યાસ પ્રણીત મહાભારત છે. કોઇપણ એવી કૌતુકવાળી, બોધદાયક, જાણવા યોગ્ય ઘટના નથી કે જે મહાભારતમાં ભગવાન વેદવ્યાસે ગ્રથિત કરી ન હોય. અર્થાત્ સંસારમાં મનુષ્યને જે કાંઇ જાણવા સમજવા યોગ્ય તત્ત્વ છે તે સર્વ મહાભારતમાં પ્રતિપાદન કરાયલું છે માટે જ તે પાંચમો વેદ કહેવાય છે.

કેટલાક અલ્પ બુદ્ધિવાળા એવી ખોટી માન્યતા ધરાવે છે કે મહાભારતમાં બીજું કાંઇ નથી પણ માત્ર કૌરવ પાંડવના યુદ્ધની વાતો છે, અને તે વાંચવાથી કે સાંભળવાથી લડાઇ-ટંટોજ જાગે છે માટે તે વાંચવું કે સાંભળવું નહિ; પરંતુ અમારૂં તો એવું માનવું છે કે મહાભારત જેવા અદ્વિતીય ગ્રંથનું વાંચન મનન ત્યજી દેવાથીજ આપણા હિંદુઓનું પતન થયું છે. મનુષ્ય પ્રાણીને એક આદર્શ મનુષ્ય થવું હોય અને પ્રભુની સૃષ્ટિની અવનવી ઘટના જાણી સદાને માટે દુઃખમાંથી મુક્ત થવું હોય તો તેણે આદરપૂર્વક મહાભારતનો અભ્યાસ કરવો જોઇએ.

આ અદ્ભુત ગ્રંથ સાક્ષાત્ નારાયણ અવતાર ભગવાન્ વેદવ્યાસે રચેલ છે. ગણપતિ પાસે હિમાલયમાં બદ્રીનાથ નિકટ ગુફામાં લખાવેલ છે. એક લાખ શ્લોકમાં લખાયેલ છે અને તેમાં અઢાર પર્વ છે. આદિ, સભા, વન, વૈરાટ, ઉદ્યોગ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, સૌપ્તિક, સ્ત્રી, શાંતિ, અનુશાસન, અશ્વમેધિક, આશ્રમવાસિક મૌશલ, પ્રસ્થાનિક અને સ્વર્ગ પર્વ.

સૃષ્ટિની ઉત્પત્તિ નારાયણે શી રીતે અને કેવા પ્રકારની કરી તે પ્રથમ પર્વમાં છે સૃષ્ટિની શરૂઆતથીજ આખા જગત્ ઉપર હિંદુઓનું સામ્રાજ્ય હતું. દિલીપ, ધ્રુવ, અંબરિષ, માંધાતા, હરિશ્ચંદ્ર, દશરથ, રંતિદેવ, શિબિ વગેરે રાજાઓએ દિગ્વજય કરી ચક્રવર્તી પદ ભોગવ્યું હતું તેમ પાંડુ સુધીના તમામ રાજાઓએ પોતાના પરાક્રમથી સર્વોપરિ સત્તા પ્રાપ્ત કરી હતી. એ સર્વે રાજાઓ, ધર્મ-પરાયણ, તપસ્વી, પ્રજા વત્સલ, જ્ઞાની અને પરોપકારાર્થે દેહ સુદ્ધાં અર્પણ કરનારા હતા જેની જોડી અત્યારે કોઇ દેશમાં મળવી તદ્દન અશક્ય છે એ આદિ પર્વથી જણાય છે.

હિંદુસ્થાનની સંપત્તિ કેટલી વિપુલ હતી અને અલૌકિક ભોગ્ય પદાર્થોથી દેશ કેટલો ભરપૂર હતો તેમ શિલ્પવિદ્યા કેટલી ઉન્નતિના શિખરે પહોંચેલી હતી તથા જગતમાં સર્વ કરતા શ્રેષ્ટ અને પૂજ્ય પુરૂષ–પરબ્રહ્મ પરમાત્મા તરીકે શ્રીકૃષ્ણ કેમ ગણાયા! એ સભા પર્વથી સમજાય છે.

જુગારથી રાજ્યપાટનો નાશ થાય છે અને માંહોમાંહે લડી મરી અસહ્ય દુઃખ વેઠવા પડે છે તેમ ઇશ્વર આરાધન–તપ–યોગ–ભક્તિથી અક્ષય પાત્ર, હજારો ઋષિઓનો નિરંતર સમાગમ, દિવ્ય આયુધો તથા સ્વર્ગમાં ઇંદ્ર બરોબર આસન શી રીતે પ્રાપ્ત થાય છે એ વન પર્વમાંથી શીખાય છે.

સતીની છેડતી કરવાથી તથા ગાયોનું હરણ કરવાથી અંતે કીચક જેવા બળવાનનો નાશ અને કૌરવોનો પરાજય કેવી રીતે થાય છે એ વિરાટ પર્વથી જણાય છે.

યુદ્ધના શા શા નિયમો છે, યુદ્ધ કોને કહેવાય, ભારત વર્ષની યુદ્ધ વિદ્યાનો ઉત્કર્ષ કેટલી સીમાપર્યંત ગયેલો હતો, હિંદુ રાજાઓ

યુદ્ધ ક્યારે અને કેવી રીતે કરતા તથા નીતિ એટલે શું એ ઉદ્યોગ પર્વથી સમજાય છે. દગા ફટકાથી છૂટા છવાયા હુમલા કરવા અથવા લશ્કરને તોપો આપી મોખરે મોકલી રાજા કે સેનાપતિએ પાછળ સહી સલામત ઉભા રહી જોયા કરવું એ યુદ્ધ ન કહેવાય પણ ષંઢતા અને દગાબાજીજ લેખાય.

અખંડ બ્રહ્મચર્યથી મનુષ્ય અજીત થઈ શકે છે, ઇચ્છાનુસાર આયુષ્ય ભોગવી શકે છે તેમ પ્રતિજ્ઞાના પાલનથી સાક્ષાત પરમેશ્વરને પણ ડગાવી શકે છે એ ભીષ્મ પર્વમાનું ભીષ્મ ચરિત્ર કહે છે. જગતમાં જેની તુલનામાં એક ગ્રંથ કે વસ્તુ નથી અને પૃથ્વીના તમામ ધર્મના લોકો જેનું સપ્રેમ આરાધન કરે છે અને હિંદુઓ તો જેને પોતાનું પરમ દૈવત માને છે તે શ્રીમદ્ ભગવદ્ ગીતા પણ મહાભારતના આ ભીષ્મ પર્વમાંથી સાંપડે છે.

સર્વે વર્ણના ગુરૂ બ્રાહ્મણો છે. બ્રાહ્મણો ભગવાનનું મુખ હોઈ અગાધ સામર્થ્ય ધરાવે છે, જો બ્રાહ્મણો બ્રહ્મવિદ્યા અને તપ યોગ ભક્તિ સદાચાર પરાયણ હોય તો તેઓ કોઈનાથી આધીન થઈ શકે તેમ નથી એમ દ્રોણાચાર્યનું વૃત્તાંત દ્રોણ પર્વ પરથી કહે છે.

પ્રચંડ પરાક્રમી તથા રાજ્ય ધન દેહાદિ સર્વસ્વનું દાન દેવામાં પણ પાછો હઠે નહિ એવો કોઈ દાનેશ્વરી હોય પરંતુ જો તે અધર્મનો પક્ષ લે તો અંતે તે પરાજયજ પામે એમ કર્ણનું ચરિત્ર કર્ણ પર્વમાં ઉપદેશ આપે છે.

સત્કાર કિંવા ઉપકારની તથા વચનની કિંમત હિંદુઓમાં કેટલી છે અને સત્કાર તથા વચનને ખાતર સ્વજનોનો પક્ષ ત્યજી શત્રુઓની સહાયે ઉભા રહેવામાં હિંદુઓ પોતાનું કેવી રીતે ભૂષણ માનતા એ શલ્ય પર્વથી સિદ્ધ થાય છે.

વિશ્વાસઘાત કિંવા દગાથી કોઇનો ધ્વંસ કરવા જતા પોતાનો કેવી રીતે વિનિપાત થાય છે એ અશ્વત્થામાનું ચરિત્ર સૌપ્તિક પર્વ જોવાથી સમજાય છે.

સ્વજનો સાથે વૈર કરવાથી, દુર્જનોની સંગતિ કરવાથી, પારકાના હક્ક છિનવી લેવાથી અને પરસ્ત્રીઓની મર્યાદાનો ભંગ કરવાથી અંતે તેની કેવી દુર્દશા થાય છે અને તેની સ્ત્રીઓને કેવો હૃદયભેદક વિલાપ કરવાનો સમય આવે છે, એ સ્ત્રી પર્વથી સમજાય છે.

મનુષ્ય જેવો દેહ સંસારના નાશવંત પદાર્થોના ઉપભોગમાં ખર્ચી નાખવાનો નથી પણ વર્ણ-આશ્રમના ધર્મ કર્મ જાણી તે પ્રમાણે વર્તી ધર્મ અર્થ કામ અને છેવટે મોક્ષ-પરમ પદ પ્રાપ્ત કરવાનો પુરૂષાર્થ કરવા સારૂ છે અને તેમ કરે તોજ આત્યંતિક સુખ-અખંડ શાન્તિ જીવાત્મા મેળવી શકે છે એ શાંતિ પર્વથી જાણી શકાય છે.

રાજા રાજ્ય ગાદીપર બેઠા એટલે રાજાનું કર્તવ્ય સમાપ્ત થતું નથી પરંતુ તેણે રાજધર્મ જાણી, પ્રજાને પોતાના પુત્રપુત્રીવત્ ગણી તેના આલોક પરલોક સફળ કરવા (રાજાએ) નિરંતર કેવો ઉદ્યમ કરવો જોઇએ એ વિષે સર્વોત્તમ રાજનીતિ અનુશાસન પર્વ શીખવે છે.

યજ્ઞથી સાક્ષાત્ નારાયણ પ્રસન્ન થાય છે, સૂર્ય ચંદ્ર અને ઇંદ્રાદિ દેવતાઓ વરસાદ વરસાવી અન્ન વનસ્પતિનું પોષણ કરે છે તથા હવાની શુદ્ધિ થવા સાથે સ્વર્ગ પ્રાપ્ત થાય છે એ આશ્વમેધિક પર્વથી સમજાય છે.

જીંદગી સુધી સંસારમાં કાર્યો કરવાના નથી પણ પાકટ અવસ્થા પ્રાપ્ત થયે-વાનપ્રસ્થ વયે પહોંચતાં સંસારના પદાર્થોમાંથી

ચિત્ત ખેંચી પરમાત્મ ચિંતન વ્રત ઉપવાસ તપ ભક્તિ યોગમાં તલ્લીન થવામાં આત્માનું શ્રેય છે એ આશ્રમવાસિક પર્વથી જણાય છે.

પોતે ચૌદ બ્રહ્માંડના અધિપતિ વાસુદેવના સંબંધી હોય છતાં જો અહંકાર કે મદ્યપાનાદિ દુષ્ટ વ્યાસને વશ બની વર્તે અને બ્રાહ્મણોનો અનાદર કરે તો પ્રભુ પણ તેનો બચાવ કરતા નથી અને તેઓ અંદર અંદર અથડી મરી જાય છે એ મોશલ પર્વથી જણાય છે.

ત્રણ લોકનું નિષ્કંટક રાજ્ય મળે તો પણ તેમાં જ્ઞાની પુરૂષોએ સદાને માટે લુબ્ધ થવાનું નથી પણ પુખ્ત વયે પોતાના યોગ્ય સંતાનને કારભાર સોંપી આત્મ—સાક્ષાત્કાર માટે પ્રસ્થાન કરવું જોઇએ એ પ્રસ્થાન પર્વથી સમજાય છે.

જેણે અખંડ સત્ય તથા ધર્મનું પાલન કર્યું હોય તે સાક્ષાત્ પ્રભુની સહાય તથા નિષ્કંટક રાજ્ય મેળવી શકે છે, અને સદેહે સ્વર્ગમાં પણ જઇ શકે છે. તેમ જેને પુણ્યના પુંજ હોય પરંતુ મનથી કે વાણીથી તેનાથી જો થોડુંય અસત્ય કે પાપ થઇ ગયું હોય તો તેને તે અવસ્યમેવ ભોગવવું પડે છે, એટલુંજ નહિ પણ ક્ષણ એકના પાપનો ભોગવટો એ અનંતકોટિ પુણ્યના સુખ કરતા આકરો પડે છે એ સ્વર્ગ પર્વથી પ્રત્યક્ષ થાય છે.

સંક્ષેપમાં કહીએ તો મહાભારત એ સકળ જ્ઞાનનો ભંડાર છે. તેમાંથી ધર્મ, ઇતિહાસ, રાજનીતિ, દેશ વિદેશની વિલક્ષણતા, નીતિ-કળા, શાંતિ, જ્ઞાન, મનરંજન કરે અને બોધ આપે એવા ચરિત્રો ( અત્યંત જ્ઞાનયુક્ત નાટક તથા સીનેમા ) જન્મથી તે મરણ પર્યંતના કર્તવ્યો, આપત્તિમાંથી ઉગરવાના વિધવિધ ઉપાયો, માનવ પ્રકૃતિનું જ્ઞાન અને પ્રભુની અચિંતનીય લીલાનું ભાન થાય છે. યુરોપ આમે-

રિકાના વિદ્વાનો પોતપોતાની માતૃભાષામાં મહાભારતના ભાષાંતરો કરાવી લાભ લેછે તો પછી આપણે હિંદુઓ કે જેઓની એ ખાસ થાપણ છે તેઓએ તો તેના તરફ દુર્લક્ષ રાખી વર્તતા શરમાવું જોઇએ પ્રત્યેક હિંદુ સંતાનને અમારી સાગ્રહ ભલામણ છે કે તેણે સંસ્કૃતનું જ્ઞાન હોય તો સંસ્કૃત પ્રતિ નહિતર ગુજરાતી પ્રેસ જેવાનું શુદ્ધ અને સપ્રમાણ ભાષાંતર ખરીદી પ્રથમ તકે અભ્યાસ કરી જીંદગી કૃતાર્થ કરવી જોઇએ.

---

## શ્રીમદ્ ભાગવત્ અષ્ટોતર શત પરાયણ મહાયજ્ઞ.

મહર્ષિ વેદવ્યાસે સત્તર પુરાણ રચ્યા પરંતુ તેથી તેના આત્માને સંતોષ થયો નહિ પણ જ્યારે દેવર્ષિ નારદજીની પ્રેરણાથી શ્રીમદ્ ભાગવત નામનું અઢારમું પુરાણ રચ્યું ત્યારે તેનો આત્મા પરમ સંતોષ પામ્યો. શ્રીમદ્ ભાગવત જે વ્યાસજીની સમાધિ ભાષા કહેવાય છે તે એવું સર્વાંગ સંપૂર્ણ પુરાણ છે કે તેમાં વેદાદિ સકળ શાસ્ત્રોનો નિષ્કર્ષ તથા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માની જગદુદ્ધારક સમગ્ર લીલાનો સમાવેશ છે. ઋષિ પુત્ર શમીકના શાપથી વિહ્વળ બનેલા મહારાજા પરીક્ષિતને શ્રીશુકદેવજીએ શ્રીમદ્ ભાગવત સાત દિવસ સુધી સંભળાવ્યું. ભગવદ્ ભક્ત પરીક્ષિતે સંસારના ક્ષણભંગુર દુઃખદાયી પદાર્થોમાંથી પોતાનું ચિત્ત કાઢી એકાગ્ર ચિત્તે તે સાંભળ્યું. શ્રીમદ્ ભાગવતના યથાર્થ શ્રવણ મનનથી પરીક્ષિતનું દેહભાન વિસરાઇ ગયું અને પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિંદમાં અનન્ય પ્રીતિ પેદા થઇ એટલે સાતમે દિવસે તક્ષકના ડંસથી દુર્ગતિ ન થતા મોક્ષ થયો. પુરાણો એ વેદનું વિશદ સ્વરૂપ

છે, જે ગુઢ તત્ત્વો વેદમાં છે તે દૃષ્ટાંતરૂપે પુરાણોમાં સમજાવવામાં આવ્યા છે છતાં ઉપર દર્શાવેલા કારણોથી સર્વે પુરાણોમાં શ્રીમદ્ ભાગવત મૂર્ધન્ય છે તેથી જગદ્‌ગુરૂ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીએ પ્રસ્થાન ચતુષ્ટયમાં ભાગવતને એક ગણી તેનાપર શ્રીસુબોધિનીજી નામની સર્વોત્કૃષ્ટ ટીકા લખેલી છે અને સર્વત્ર તેનો પ્રચાર કરેલો છે.

કલિયુગના કારણે અત્યારે લોકોના ચિત્ત ધર્મકર્મ પરથી ઉઠી ગયા છે, લોકો બહુધા વિષયવાસનાને આધીન થઇ પાખંડી બની પાખંડવાદને અનુસરે છે તેવા સમયમાં જો લોકોમાં લેશમાત્ર પણ ધર્મનું તત્ત્વ અવશેષ રહ્યું હોય તો તે શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીની મહદ્ કૃપાથી શ્રીમદ્ ભાગવતની સપ્તાહ પારાયણની પ્રથાથીજ રહ્યું છે. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સ્થાપતા શ્રીમહાપ્રભુજીએ ત્રણ વખત પૃથ્વી પરિક્રમા કરી દિગ્વિજય કર્યો હતો તે વખતે તેઓશ્રીએ શ્રીમદ્ ભાગવતની કથા ઠામ ઠામ કરી તેનું અલૌકિક મહાત્મ્ય વધાર્યું તેથી આજે ભારતવર્ષમાં ધર્મપ્રેમી ગૃહસ્થો શ્રીમદ્ ભાગવતની સપ્તાહ બેસાડે છે. વિશ્વના જ્ઞાન સાથે શ્રીકૃષ્ણની જીવ ઉદ્ધારક લીલા શ્રવણ કરી લોકો કૃતકૃત્ય થાય છે અને તેનાથી હજારો નહિ કિંતુ લાખો બ્રાહ્મણોનો નિર્વાહ ચાલે છે. આવા અનંત લાભ માટે ધર્મપ્રેમી લોકો અને બ્રાહ્મણો શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

મુંબઇ શહેર પાપનું સ્થાન છે તેમ પુણ્યનું પણ છે. મુંબઇમાં જેમ અનેક પાપ કાર્યો થાય છે તેમ પુણ્ય પરોપકારના કાર્યો પણ થાય છે. હાલમાં અધિક માસ એટલે પુરૂષોત્તમ માસ ચાલી રહ્યો છે. આ માસના અધિપતિ સાક્ષાત્ ભગવાન પુરૂષોત્તમ હોવાથી તેમાં જપ દાન પુણ્ય વ્રત દર્શન સ્નાનાદિ કરવાનું મહાત્મ્ય ઘણું મોટું છે. અલ્પ સાધનવાળા જીવોથી કલિયુગમાં અશ્વમેધ કે રાજસૂય જેવા

યજ્ઞો બનવા અશક્ય છે પરંતુ સ્વયં પ્રભુએ તથા ઋષિમુનિઓએ પરમ અનુકંપા દર્શાવી શ્રીમદ્ ભાગવતની સપ્તાહ પારાયણુનેજ યજ્ઞરૂપ ગણેલ છે તેમાં પણુ અષ્ટોતર શત પારાયણુ એટલે કે શ્રીમદ્ ભાગવતની ૧૦૮ સપ્તાહ પારાયણુ તો મહાન્ યજ્ઞ જેટલીજ ફળદાયી છે. હાલમાં મુંબઇમાં પરમ ભગવદીય શ્રીમાન્ શેઠ વલભદાસ કરસનદાસ નાથાએ અધિક આષાઢ વદિ ૨ ને ગુરૂવારે શ્રીમદ્ ભાગવત અષ્ટોતર શત પારાયણુ બેસાડી છે તેની પૂર્ણાહુતિ આષાઢ વદિ ૯ ને ગુરૂવારે છે અને ધર્મપ્રેમી શેઠ લછીરામજી ચુડીવાળાએ અધિક આષાઢ વદિ ૫ ને રવિવારે બેસાડી છે તેની પૂર્ણાહુતિ આષાઢ વદિ ૧૨ ને રવિવારે છે. આવા વિકટ સમયમાં બ્રાહ્મણોને પોષણુ મળે અને લોકોને ધર્મલાભ પ્રાપ્ત થાય એવા આ અલૌકિક ફળદાયી ધર્મકાર્ય કરવા બદલ અમો એ ઉભય ધર્મપ્રેમી ગૃહસ્થોને ધન્યવાદ આપીએ છીએ અને તેઓનું શુભ અનુકરણુ કરી દ્રવ્યનો સદુપયોગ કરવા અન્ય શ્રીમાન્ ગૃહસ્થોને નમ્ર સૂચના કરીએ છીએ.

આ વખતે ધર્મજ્ઞ સજ્જનોને અમો એક અગત્યની બાબત લક્ષમાં રાખી તેનો પ્રસંગ પરત્વે અમલ કરવાની પણુ ભલામણુ કરીએ છીએ અને તે એ કે જે બ્રાહ્મણોને વ્યાસ તથા જપીયા તરીકે પસંદ કરવા તે વેદશાસ્ત્ર પુરાણોને અર્થાત્ સનાતન વર્ણાશ્રમ ધર્મને દ્રઢતાથી અનુસરનારા અને વિધવા વિવાહ અસ્પૃશ્ય સ્પર્શ શારડા એક્ટ આદિ પાખંડ પ્રવૃત્તિઓને ધિક્કારી ધર્મ રક્ષાર્થે કંઇને કંઇ યત્ન કરનારા હોય તેઓનેજ પસંદ કરવા જોઇએ.

# તીર્થ યાત્રાથી અમોઘ સિદ્ધિ.

ભારતવર્ષમાં આપણા હિંદુઓના હજારો તીર્થ ધામો છે. જ્યાં જ્યાં ભગવાને લીલા કરી છે, ગંગા યમુના નર્મદા ગોદાવરી વહન કરે છે ત્યાં ત્યાં તીર્થયાત્રાએ લોકો જાય છે. મુખ્યત્વે ચાર ધામઃ—દ્વારકા, જગન્નાથ, બદ્રીનાથ અને રામેશ્વર. સાતપુરીઃ—મથુરા, હરિદ્વાર, અયોધ્યા, કાશી, કાંચી, ઉજ્જેન અને દ્વારકા તથા ગયા પ્રયાગ અને પુષ્કરમાં સઘળા તીર્થોનો સમાવેશ થઇ જાય છે. તથાપિ તે ઉપરાંત સંયુક્ત પ્રાંતમાં વ્રજ કુરૂક્ષેત્ર ચિત્રકૂટ વિંધ્યાચળ ચરણાટ નૈમિષારણ્ય વગેરે, રજપુતાનામાં શ્રીનાથજી આબુ રાય સાગર વગેરે, ગુજરાતમાં ડાકોરજી અંબાજી કાલિકાજી વગેરે, કાઠિયાવાડમાં પ્રભાસ પાટણ તુળસીશ્યામ માધવપુર ભીમનાથ ગિરનાર વગેરે, કચ્છમાં નારાયણ સરોવર, મહારાષ્ટ્રમાં નાસિક પંઢરીનાથ કિષ્કિંધા પંપા વગેરે, મદ્રાસ પ્રાંતમાં કન્યાકુમારી પદ્મનાભ જનાર્દન શ્રીરંગજી મદુરા ચિદંબરમ્ ત્રિપતિ બાલાજી વગેરે, સિંધમાં હિંગળાજ, બંગાળમાં કામાક્ષી ગંગાસાગર વગેરે, નેપાળમાં પશુપતિનાથ ગંડકી દામોદર કુંડ વગેરે, કાશ્મીરમાં માર્તંડ શેષશાયી અમરનાથ વગેરે, હિમાલયમાં ગંગોત્રી જમનોત્રી કેદારનાથ ત્રિયુગી નારાયણ દેવપ્રયાગ ઉત્તર કાશી વગેરે અને ટિબેટમાં કૈલાસ તથા માનસરોવર દર્શનીય છે. શાસ્ત્ર તો આજ્ઞા કરે છે કેઃ—

सर्वतीर्थानि पुण्यानि पापघ्नानि सदानृणाम् ।
परस्परानपेक्षाणि कथितानि मनीषिभिः ॥

અર્થાત્ સર્વ તીર્થ પવિત્ર છે અને મનુષ્યના પાપોને સદૈવ નાશ કરવાવાળા છે, ઋષિઓએ તેનો મહિમા ગાયેલો છે તે પરસ્પર

અનપેક્ષ છે–કોઇએક તીર્થનું સેવન કરવાથી પણ ઉદ્ધાર થાય છે; તથાપિ ભગવાનની લીલા ખરેખર જેને આંખોથી જોવી હોય, જેને સૃષ્ટિ સૌંદર્ય નિહાળવું હોય, સંસારના પાપ ક્લેશ કષ્ટ ઘોંઘાટ જેને ભૂલી જવા હોય, પોતાના આત્માને પ્રભુના ચરણારવિંદમાં એકતાન કરી જેને દિવ્ય આનંદ અનુભવવો હોય અને તીર્થ યાત્રાથી જેને કોઇ અદ્ભુત સિદ્ધિ પ્રાપ્ત કરવાની અભિલાષા હોય તેણે નાગાધિરાજ હિમાલય કે જે ભગવાનનું સ્વરૂપ છે, તેના દર્શન કરી તેમાં પ્રવેશ કરી ગંગોત્રી જમનોત્રી બદ્રીનાથ કે ઉત્તર કાશી જેવા પરમ પવિત્ર ધામમાં શાંત ચિત્તે રહેવું જોઇએ, એમ અમારો અનુભવ કહે છે.

તીર્થ ધામો જેમ યવન મ્લેચ્છ આર્ય સમાજ ગાધીપંથી આદિ નાસ્તિકોથી ઘેરાયલા છે તેમ સ્વાર્થી પંડયા ગોરોથી પણ આવૃત્ત છે, પરંતુ તેઓની ઉપેક્ષા કરીને જો એવા દિવ્ય ધામોમાં એકાંત સ્થળ પસંદ કરી જપ તપ ધ્યાન ચિંતન સ્મરણ કે શાસ્ત્રીય ગ્રંથનું વાંચન વિચાર થાય તો તે અતિ લાભદાયી નીવડે. ઉતાવળથી વ્યગ્ર ચિત્તે ઘોંઘાટવાળા તીર્થની યાત્રામાં યાત્રીને બહુધા આનંદ મળતો નથી, કિંતુ ઉલટી વ્યાધિ ઉપાધી વધે છે માટે હમેશા તીર્થ યાત્રા નિવૃત્તિથી કરવી જોઇએ, સદાચારી ધર્મજ્ઞોનો સંગાથ રાખવો જોઇએ અને હિમાલયમાં ગંગા યમુના તટે રહેવાનું બને તો થોડા દિવસ રહેવું જોઇએ.

અત્યારે આપણે કોઇ વ્યવહારિક કે પરમાર્થિક કાર્યમાં મન ધારી સફળતા મેળવતા નથી તેનું કારણ એ છે કે આપણે આપણું અલ્પજ્ઞ પણું છોડી, કલુષિત વાસનાઓ ત્યજી સર્વ શક્તિમાન પ્રભુમાં ચિત્તને જોડી દેતા નથી. જો આપણે ઉત્તરકાશી કે ગંગોત્રી જમનોત્રી

જેવા દિવ્ય સ્થળમાં જપ તપ ધ્યાન અનુષ્ઠાન વ્રત આદરીયે તો અવશ્ય અમોઘ બળ કે સિદ્ધિ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ શકીએ. પૂર્વે આપણા વડવાઓ જ્યારે દુ:ખ કલેશથી ત્રાસી જતા હતા ત્યારે હિમાલયના પુનિત પ્રદેશમાં કોઇ એકાંત સ્થાન પસંદ કરી એકાગ્ર ચિત્તે પોતાના ઇષ્ટ દેવની આરાધના કરતા હતા. અત્રિ અગસ્ત્ય પરાશર વ્યાસાદિ મહર્ષિઓને પ્રભુનો સાક્ષાત્કાર થયો, આત્મજ્ઞાન થયું, મોટી મોટી સિદ્ધિઓની પ્રાપ્તિ થઇ, સમગ્ર વિદ્યા સ્ફુરાયમાન થઇ તે કેવળ ગંગા યમુનાના નિર્મળ તટનું સેવન કરી ઇશ્વર આરાધના કરવાથી; માટે હિંદુ માત્રને અમારી ભલામણ છે કે તીર્થ યાત્રા અનુકૂળતાયે તમારે અવશ્ય કરવી પરંતુ જો ખરી શાંતિ અને સિદ્ધિ તીર્થ યાત્રાના ફળ સાથે ઇચ્છતા હોવ તો બીજા તીર્થો સાથે હિમાલયના દર્શન નિવાસનો પણ લાભ ન ચુકશો. હિમાલયમાં ગહન પહાડ પર્વત વન જંગલ નદીઓ છે છતાં કોઇ પ્રકારે ત્યાં યાત્રીને ભય નથી અને ત્યાંના નિવાસી પહાડી લોકો તદ્દન ગરીબ કંગાલ હોવા છતાં તેઓ એટલા બધા નીતિમાન્ છે કે તમારી લાખ રૂપિયાની ચીજ પડી હશે તોય તે ઉપર તેઓ નજર કરશે નહિ. હા, જો તમોને પ્રભુએ દ્રવ્ય આપ્યું હોય તો તે પહાડીઓને અન્ન વસ્ત્ર દવા આપી મોટું પુણ્ય તમો સંપાદન કરી શકો છો.

---

## શારડા એકટના હિમાયતીઓની ઘોર અજ્ઞાનતા.

---

સનાતન ધર્મ, સનાતન ધર્મના સિદ્ધાંતો, માન્યતા, રીતિ-નીતિ કિંવા પ્રણાલી સામે વિધર્મી વિદેશીઓ તથા નાસ્તિકો પોતાની અજ્ઞાનતાના કારણે થાય તે તો સ્વભાવિકજ છે પરંતુ પોતાને

સનાતની હિંદુ કહેવરાવનારાઓ જ્યારે થાય છે ત્યારે તેઓની ઘોર અજ્ઞાનતા બદલ અમોને પારાવાર દુઃખ થાય છે.

સુધારકોની પ્રથમ ભયંકર અજ્ઞાનતા તો એ છે કે જલગામ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ પરિષદ્‌ને તેઓ શારડા કાયદા સામે થનારની પરિષદ્ કહે છે. તેઓ જલગામ જાતે આવીને ડોળા ફાડી મગજ ઠેકાણે રાખી જોતે સાંભળતે તો તેઓને ભાન થતે કે તે માત્ર શારડા કાયદા સામે થનારી સંઘની પરિષદ્ નહોતી પરંતુ જગતના સર્વશ્રેષ્ટ પ્રાચીન ધર્મ–સતાનત ધર્મ તથા વિદ્વાન્ સનાતન ધર્મીઓની પરિષદ્ હતી. તે પરિષદ્‌માં માત્ર શારડા કાયદા વિશેજ વિચાર કરવાનો નહોતો પરંતુ સૃષ્ટિની પ્રજાને સર્વ પ્રકારે સુખદાયી તથા ઉન્નત દશાએ પહોંચાડનાર સનાતન ધર્મના સઘળા સિદ્ધાંતો તથા પ્રણાલીઓનું રહસ્ય સમજાવી આચરણમાં ઉતારવા તથા તેની જડો ઉખેડવાની કોશિષ કરનારા પાખંડીઓનો હરેક રીતે પ્રતીકાર કરી તે તે સિદ્ધાંતો તથા પ્રણાલીઓની રક્ષા કરવાનો શુભ આશય ધરાવનારા સમર્થ આચાર્યો તથા મહાન્ વિદ્વાનોની તે પરિષદ્ હતી.

સુધારકો લખે છે કે "એકની એક ઘરેડમાં સ્થિતિ સ્થાપકતા રાખી મૂકે તો પછી કાયદાની ડખલ નહિ હોવી જોઇએ એવું કહેવાનો તેમને શો હક્ક છે! જે સમાજ સમયની સાથે ન વહે તે બીજી પ્રગતિશીલ સમાજોને આડખીલી રૂપ છે. બ્રિટિશ સરકારે 'સતી' નો કુચાલ એ રીતેજ બંધ પાડયો હતો. શારડા કાયદાને ધર્મ સાથે શો સંબંધ છે તે વિદ્વાન્ વકતાએ પૂરવાર કર્યું નથી. લગ્નને સમાજ, રાજકાજ અને જીવનના દરેકે દરેક પગથીઆ સાથે સંબંધ છે. લગ્ન માત્ર એકજ વ્યક્તિની ઇચ્છા કે ધર્મશાસ્ત્રોના પુસ્તકોના શ્લોકસૂત્રોની બાબત નથી વગેરે."

એ યુરોપના પવનમાં ઉડતા લેખક અમને તો હૃદય શૂન્ય લાગે છે. સમસ્ત દેશમાં કોંગ્રેસ તરફથી સરકાર સામે કાયદા ભંગની લડત ચાલે છે અને પેટને ખાતર તે હિલચાલને લેખક પોતે અનુમોદન પણ આપે છે. કોંગ્રેસવાદીઓની એ લડતનો આશય એમ દર્શાવવામાં આવે છે કે અમારા પર વિધર્મી વિદેશીઓના અમાનુષી કાયદાઓ ન જોઇએ. કાયદાઓથી જકડી નોકરશાહીએ અમને પરવશ બનાવેલા છે માટે તેને અમે અમાન્ય ગણી મરજી મુજબ વર્તવા સારૂ સ્વરાજ્ય મેળવવા ઇચ્છીએ છીએ. જો આમ છે તો પછી જે વિષયમાં વિધર્મી વિદેશીઓનો કાયદો નહતો, જે વિષયમાં લોકો પોતાની મરજી પ્રમાણે સ્વતંત્રતાથી વર્તતા હતા કિંવા સ્વરાજ્ય ભોગવતા હતા તેના પર વિદેશી વિધર્મી નોકરશાહીનો કાયદો ઘડાવી લોકોને પરતંત્ર બનાવ્યા એ તમારો કેટલો મોટો દેશદ્રોહ કહેવાય ! અને એવાજ કાયદાઓ બીજા પણ હિંદુઓના ધાર્મિક કે સામાજીક રીતિ રીવાજોમાં સતી વગેરે બાબતમાં બનેલા હોય અને બને એવી હિમાયત કરનારાઓને કેવા ધૂર્ત દેશદ્રોહી અને વદતો વ્યાઘાત કરનારા કહેવા ? એ વાત બુદ્ધિમાન્ સ્પષ્ટ જોઇ સમજી શકે છે, તેથી સુધારકોની તેવી વાહીયાત વાતને કોઇ સ્વીકારી શકે તેમ નથી. સાક્ષાત્ ઈશ્વરના મુખના વાકયાનુસાર તથા ત્રિકાળ જ્ઞાની ઋષિમુનિઓના કહેવા પ્રમાણે ન વર્તતા સમયની સાથે લોકોને વહેવાનું કહેનાર સુધારકોની પામર દશા ઉપર અમને તો દયા આવે છે. સમયની સાથે વહેવું એટલે શું ? શું યુરોપીઅનો કે સ્વચ્છંદી સુધારકો દારૂ પીયે, માંસ ખાય, ગમે તેની સાથે વ્યભિચાર, ખાનપાન લગ્ન વ્યવહાર, નાગા નાચ કે વિચિત્ર વર્તન કરે તેની સાથે પાપ પુણ્ય, સ્વર્ગ નર્ક, બંધ મોક્ષ માનવાવાળા હિંદુઓએ પણ વર્તવું ?

અને એવા વિનાશના માર્ગે ધસડાતા દુરાત્માઓની સાથે સહમત થઈ નહિ ધસડાનાર બીજા સમાજોને આડખીલી રૂપ થાય છે કે જાતે બચી બીજાને બચાવનાર નિવડે છે ! એ સુધારકોના વિકારી હૃદયને નહિ સમજાતું હોય પરંતુ વિચારશીલ પુરૂષો તો સાફ સમજી શકે એમ છે. અર્થાત્ કોઇને વાદે કે કોઇનું જોઇને સ્વચ્છંદે ન વર્તાય વહાય પણ પરમહિતકારી શાસ્ત્રાજ્ઞાનુસારજ વર્તવામાં પ્રગતિ છે. સ્વચ્છંદીપણે કે સમાજની સાથે ચાલવામાં પ્રગતિ નથી પરંતુ વિનાશ છે, જે અત્યારે યુરોપની પ્રજા અનુભવી રહી છે પણ તે સુધારકોને દેખાતું નથી.

ધર્મજ્ઞાન રહિત પાશ્ચાત્ય શિક્ષણથી આપણા હિંદુઓની કેટલી અધમ દશા થઇ છે તેનો નમુનો “સુધારકો” પોતાની દૂષિત માન્યતામાં દર્શાવે છે. તેઓ લખે છે કે સરકારે સતીનો કુચાલ એજ રીતે બંધ પાડયો છે. પતિ પાછળ જે પતિવ્રતા સ્ત્રી સતી થતી હતી અને થાય છે તેને એ હિંદુ જાતિમાં જન્મેલા નાગર લેખક કુચાલ કહે છે, પરંતુ પતિવ્રતા સ્ત્રી હિંદમાં સાક્ષાત્ જગદંબા તુલ્ય મનાય છે, એવી અનન્ય પતિ પ્રેમવાળી દેવી સર્વ-સ્વનો ત્યાગ કરી પતિ પાછળ સતી થાય છે તો તે સીધી સ્વર્ગે પ્રયાણ કરે છે અને તેની ૭૧ પેઢીને પણ તે તારે છે તથા તેનો બોલ-વરદાન ઇશ્વર વાકય તુલ્ય હોય છે એમ વેદશાસ્ત્ર પુરાણોમાંથી સેંકડો પ્રમાણો નર્મદા, સાવિત્રી માદ્રી આદિ સતીઓના મળે છે. ગવર્મેન્ટે તેને કુચાલ કહી સતી થવાની મનાઇ કરી છે એથીજ ગવર્મેન્ટની સહી સલામતી અત્યારે ભયમાં આવી પડી છે. વળી ગવર્મેન્ટે સતી થવાનો મનાઇ હુકમ કર્યો છે છતાં જે પતિવ્રતા સ્ત્રીને પતિ પાછળ સતી થવુંજ છે તે એક નહિ ને બીજે પ્રકારે

સતી થાય જ છે જેના પટણા બારીસલ મૈમેનસીંગ વગેરેમાં બનેલા બનાવોના ઉદાહરણો તાજા છે.

સુધારકો જાણવા માગે છે કે શારડા કાનુનને ધર્મ સાથે શો સંબંધ છે! અમે કહીશું કે માત્ર શારડા કાનુનેજ નહિ પણ સવારથી તે સાંજસુધી અને જન્મથી તે મરણસુધી હિંદુ જે કાંઇ કર્મ કરે છે તે સઘળાને ધર્મ સાથે સંબંધ છે. યુરોપીયનો કે બીજી પ્રજા ભલે ધર્મને સ્વચ્છંદતાના વહનમાં વહાવી બેઠી હોય પરંતુ હિંદુ પ્રજાનું તો પ્રત્યેક કર્મ ધર્મ સાથે જડાયલું છે. ગર્ભાધાનથી તે અંત્યેષ્ટિ સુધીની ક્રિયા હિંદુઓ પોતાના ધર્મનેજ અવલંબીને કરે છે, પછી તે ધાર્મિક સામાજીક આર્થિક ઔદ્યોગિક કે રાજકીય હોવ. હિંદુઓ પોતાના ધર્મને ક્રિશ્ચિઅનોની માફક દેવળમાં કે છાપરે મૂકીને કોઇપણ કર્મ સ્વચ્છંદે કરી શકતા નથી. શારડા કાનુન સંબંધમાં ધર્મશાસ્ત્રોનો એ અભિપ્રાય છે કે—

अष्टवर्षा भवेद् गौरी नववर्षा तु रोहिणी।
दशवर्षा भवेत्कन्या अत ऊर्ध्वं रजस्वला ॥

પારાશર સ્મૃતિ.

અર્થાત્ ૮ વર્ષની પુત્રી ગૌરી, ૯ વર્ષની રોહિણી અને ૧૦ વર્ષની કન્યા કહેવાય છે. તે વય પછી તે રજસ્વળા થાય છે.

प्राप्ते तु द्वादशे वर्षे यःकन्यां न प्रयच्छति।
मासि मासि रजस्तस्या पिता पिबति शोणितम् ॥

યમસ્મૃતિ.

અર્થાત્ બારમું વર્ષ થવા છતાં કન્યાના લગ્ન જો નથી કરવામાં આવતા તો તેના પિતાને દર માસે તેનું લોહી-રજ પીવું પડે છે.

माताचैव पिता चैव ज्येष्ठो भ्राता तथैवच ।
त्रयस्ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥

સંવર્ત સ્મૃતિ.

અર્થાત્ વગર પરણેલી રજસ્વળા કન્યાને જોવાથી તેના પિતા માતા તથા મોટાભાઈ એ ત્રણેય નર્કમાં જાય છે.

આ રીતે શાસ્ત્રોમાં કન્યાના લગ્ન બાર વર્ષ પહેલા અર્થાત્ રજસ્વળા થયા પહેલા કરવાના અસંખ્ય પ્રમાણો છે. જેમ ધર્મશાસ્ત્ર નાની વયમાં કન્યાના લગ્ન કરવાની આજ્ઞા આપે છે તેમ આયુર્વેદ અને ડોકટરો પણ તેવોજ અભિપ્રાય દર્શાવે છે અને વ્યવહાર તો તે સર્વ કરતાં પણ વધારે પ્રતીતિ આપે છે. સમય એટલો વિકારી છે કે આજે ભાગ્યેજ કોઈનો મન ઇંદ્રિયોપર કાબુ હશે. વિકારી ખાનપાન, વિકારી શિક્ષણ, વિકારી સોબત, વિકારી પોષાક, વિકારી વાંચન, વિકારી દૃશ્ય, વિકારી વિચાર, તથા વિકારી આચરણ લોકોના બહુધા દૃષ્ટિગોચર થાય છે એવા વખતમાં મોટી વયની કન્યા કરી નહિ પરણાવવાથી તેને કોઈ પુરૂષ સાથે એકાન્ત મળતા તે ખચિત ભ્રષ્ટ થઈ જશે, જે સુધારકોની કન્યાઓના વર્તન પરથી પ્રત્યક્ષ દેખાય છે. યદિ પુખ્ત વયની કન્યાને શરીરથી ભ્રષ્ટ થવાની તક મળતી નથી તો મનવાણીથી તો તે અવશ્ય દૂષિત થઈ જાય છે એટલે પાછળથી તેના લગ્ન થતા તેના પતિમાં તેનો ખરો પ્રેમ જામતો નથી. જ્યારે નાની વયની કન્યા નાની વયના પોતાના માતાપિતાએ સોંપેલા યોગ્ય વર સાથે પ્રેમની ગાંઠથી જોડાઈ શુદ્ધ જીવન ગુજારી આદર્શ સંતાન ઉત્પન્ન કરે છે. પ્રાચીન કાળમાં બાળ લગ્નથી ઉત્પન્ન થયેલા સંતાનો કેવા મહાનુભાવ રણધીર પુરૂષો થયા હતા અને હમણાની સાંઢ જેવડી કરી પરણાવેલી

કન્યાના છોરૂં કેવા નિર્માલ્ય બળબુદ્ધિ પુરૂષાર્થ ધર્મહીન કંગાલ પાકશે છે ! એ સુધારકો સ્વતઃ જોવા જાણવાની બુદ્ધિ ધરાવતા ન હોય તો ગાંધી, વલ્લભભાઇ, સરોજીની, લીલાવતી, કે યુરોપીઅને ની અક્કલ ઉછીતી લેવાને બદલે ધર્મજ્ઞ આપ્ત પુરૂષોની લેશે એટલે સારૂ દેખાશે. સુધારકોને ખબર નથી કે શારદા ગોર જયકર જેવા સુધારક બગડકક કઇક અળસીઆ હિંદુસ્થાનમાં પૂર્વે પેદા થયા અને લય પણ પામી ગયા જેનો પત્તો નથી. એવા નાલાયક સુધારા બગાડાની હિમાયતથી અત્યારે યુરોપ પ્રજવળી રહ્યું છે. સુધારકો વગર સમજ્યે વારંવાર હિંદુ રીતરીવાજો તથા ધાર્મિક માન્યતાઓ પર પ્રહારો કરી હિંદુ સંસારને પ્રજવળેલો જોવા ઇચ્છે છે પરંતુ હિંદુ સમાજ તેવી અધમ પ્રવૃત્તિ તથા કાયદાને ઠોકરે મારી પોતાના સર્વોત્કૃષ્ટ ધર્મનેજ અનુસર્યો છે અને અનુસરશે એ સુધારકોએ સમજી રાખવું.

---

## સ્ત્રી સ્વાતંત્ર્ય શું ઇચ્છવા યોગ્ય છે ?

મનુષ્યની રક્ષા થાય, સુખમાં દિવસો નિર્ગમન કરે અને પરલોકમાં શ્રેષ્ઠ ગતિ પામે એવી જો સુંદર વ્યવસ્થા કોઇ જાતિ ધર્મ કે દેશમાં યોજાઇ હોય તો તે હિંદુ જાતિ, સનાતન ધર્મ અને હિંદુસ્થાન દેશમાં યોજાયેલ છે. સારા માઠા કર્મ અનુસાર જીવાત્માને પુરૂષ સ્ત્રી પશુ કે પક્ષીની યોનિ તથા સુખદુઃખ પ્રાપ્ત થાય છે. જીવાત્માનો ભારતવર્ષમાં–હિંદુ જાતિમાં સ્ત્રી તરીકે જન્મ થાય છે તેને હિંદુઓ ગુલામડી તરીકે નથી સમજતા પરંતુ અર્ધાંગના તરીકે માને છે અને પોતે ગમે તેટલા કષ્ટ વેઠીને પણ પોતાની સ્ત્રીનું પોષણ તથા રક્ષણ કરે છે. હિંદુ ધર્મશાસ્ત્રો પણ યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે

**रमन्ते तत्र देवताः** અર્થાત્ જ્યાં સ્ત્રીઓનો આદર થાય છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે, એવી આજ્ઞા કરી સ્ત્રીઓનું ગૌરવ વધારે છે.

પરંતુ જગત્કર્તા ઈશ્વરે પ્રત્યેક પ્રાણીના કર્મ તેની પ્રકૃતિ વિચારી નિયત કરેલા છે. સ્ત્રીની પ્રકૃતિ કોમળ, શરીરના અંગ અવયવો નાજુક માટે વડીલોની દેખરેખ નીચે પતિ સાસુ સસરાની સેવા અને ઘરની તથા બાળકોની સંભાળ, રસોઈ ચતુરાઇ કરકસર ભરત-ગુંથણુ વગેરે તેને અનુરૂપ કાર્યો નક્કી કરેલા છે. યદિ સ્ત્રી છૂટ લઇને અથવા આપવાથી જ્યાં ત્યાં ભટકે, પરપુરૂષોના સમાગમમાં આવે, સમાન હક્ક અને સ્વતંત્રતા ભોગવતી થાય તો તે શીલગુણુ રહિત ઉદ્ધત બનશે અને વ્યભિચારાદિ દોષને વશ થતા તે કદી પતિ સાસુસસરાને ગાંઠશે નહિ, બાળબચ્ચાને ઉછેરશે નહિ, ઘર સંભાળશે નહિ અને કઇકના ખુન કરતી તથા છોકરા પડાવતી ભટકશે અને બુરા હાલે મરશે. કામ અતિશય બળવાન્ છે, જ્ઞાની પુરૂષોને એકાંત મળે તો તેઓને પણ સન્માર્ગથી પટકી દે છે તો આજકાલના વિકારી માણસોનું શું પૂછવું ? માટેજ વ્યાસ ભગવાન્ કહે છે કે **मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत्। बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥** અર્થાત્ માતા બેન કે દીકરી પણ કાં ન હોય છતાં તેની સાથે પુરૂષે એકાંતમાં એક આસને બેસવું નહિ કારણ કે ઇન્દ્રિયો અતિશય બળવાન્ છે તે વિદ્વાનોના મનનું પણ આકર્ષણ કરે છે. આજ કારણથી હિંદુ સ્ત્રીઓમાં લાજ પડદાનો રીવાજ પ્રચલિત છે અને પતિપરાયણ પવિત્ર સ્ત્રીઓ ઘર-બહાર પગલું મુકતી નથી તથા પરપુરૂષનું મોઢું જોતી નથી.

યુરોપની સ્વચ્છંદ સ્ત્રીઓ પોતાની મેળે કે પુરૂષોના ઉત્તેજનથી ખુબ છૂટ લે છે, મરજીમાં આવે ત્યારે અને ફાવે તેને પરણે છે,

સમાન હક્ક અને સ્વતંત્રતા ભોગવે છે અને જ્યારે ઇચ્છે ત્યારે છૂટા છેડા કરે છે અથવા નથીજ પરણુતી તેથી અત્યારે યુરોપની સ્થિતિને સુધરેલી—ઉન્નતિવાળી—આદર્શ કોઇ માનતું હોય તો તેના જેવું પ્રમત્ત પાગલ અક્કલહીન બીજું કોઇ પ્રાણી નથી. એ સ્વતંત્રતા કે સ્વચ્છંદતાના પ્રતાપે અત્યારે યુરોપ અનાચાર વ્યભિચાર ખુન સ્વાર્થનું ઘર બની ગયું છે, યુરોપીઅનોનો ઘરસંસાર અત્યંત દુઃખી નર્કસમાન થઇ પડયો છે, પ્રજા ઘટવા લાગી છે, આવા અનાચારને અટકાવવા માટે ફ્રાન્સ જેવા રાજ્યને કાયદા ઘડવા પડયા છે અને ત્યાંના તત્ત્વવેત્તા પુરૂષો મોટી ચિંતામાં મૂકાયા છે. સ્ત્રી સ્વાતંત્ર્ય કિંવા છૂટથી યુરોપ થોડા સમયમાંજ પૃથ્વીમાં સમાઈ જઇ હતું ન હતું થઇ જશે.

હિંદુસ્થાનમાં હિંદુ જનનીની કુખે જન્મ્યા છતાં જે નરનારીઓએ હિંદુ સંસ્કૃતિ જાણી વિચારી નથી અને જેને નિરંકુશ બની વ્યભિચાર પાપ પાખંડ આચરવા છે તેવી અધમ વ્યક્તિઓ આજકાલ જોરશોરથી હિંદુસ્થાનમાં પણ સ્ત્રી સ્વાતંત્ર્ય, સમાન હક્ક, વિધવા વિવાહ, મોટી વયના લગ્ન, વર્ણાન્તર લગ્ન તથા છૂટાછેડાની હિમાયત કરે છે. એ હિમાયતને સ્વરાજ્યને નામે સત્યાગ્રહની લડતે તથા કહેવાતા શિક્ષણે ખુબ સહાય કરી છે એટલે જે દુરાચારી સ્ત્રીપુરૂષો અનેક દુરાચાર કરી ચુકયા હતા અને કરે છે તેઓજ હવે સ્ત્રીઓની કોન્ફરન્સો ભરી, વ્યાખ્યાનો ફટકારી તથા પીકેટીંગનું ધતીંગ ઉભું કરી પવિત્ર હિંદુ સતી સન્નારીઓને દુરાચારના માર્ગે ઘસડવા મથે છે માટે હિંદુ સ્ત્રી પુરૂષો સાવધાન ! જો તમારે શુદ્ધ માર્ગે રહી સુખ ભોગવવું હોય તો સ્ત્રી સ્વાતંત્ર્યની વાત કરનારી કુલટા કે કુટિલોની વાણી સાંભળશો નહિ અને એ દુષ્ટોના પડછાયામાં પણ આવશો

નહિ. નહિતર બ્હેન, ભગિની, સમાન હક્ક, સ્વતંત્રતા કહેતા કહેતા તેઓ તમોને પલમાત્રમાં ભ્રષ્ટ કરી દેશે. તમારા પરમ હિતચિંતક ઋષિમુનિઓ કહે છે કેઃ—बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने । पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्रीस्वतंत्रता: ॥ पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः । एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ અર્થાત્ બાળક અવસ્થામાં પિતાના, જુવાન અવસ્થામાં પતિના અને વિધવા થવાથી પુત્રના વશમાં રહેવું પરંતુ કદી સ્ત્રીએ સ્વતંત્રતાથી રહેવું નહિ. સ્ત્રીએ પિતા પતિ તથા પુત્રથી જૂદા રહેવાની કોશિશ કરવી નહિ કારણુ કે તેનાથી જૂદા રહેવાથી તે સ્ત્રી બન્ને કુળોને કલંકિત કરે છે.

## અસ્પૃશ્યોના હિમાયતીઓનો આશય.

એક જ્ઞાની પુરૂષ કલિકાળનું વર્ણુન કરતા કહે છે કે स्वजनेषु वैरः परेषु मैत्री पश्यन्तु लोका कलिकौतुकानि અર્થાત કલિકાળના લોકોનું કૌતક તો જુઓ ! તેઓ પોતાના પરમ હિતૈષી એવા સ્વજનો સાથે વૈર કરે છે અને પોતાના શત્રુ એવા પરાયા જનો સાથે મૈત્રી કરે છે તદ્વત સ્વરાજ્યની ચળવળ કરનારા આપણા કોંગ્રેસ વાદીઓનું છે.

આ ભરતખંડ દેશ અને બીજા દેશો વચ્ચે અત્યંત તફાવત છે. બીજા દેશો પાપ પુણ્ય આત્મા અનાત્મા સ્વર્ગ નર્ક કર્મ અકર્મનું ફળ કે પુનર્જન્મને માનતા નથી ત્યારે આપણે હિન્દુઓ એ સર્વ દૃઢપણે માનીએ છીએ. જે જે માણુસનો ઉંચ કે નીચ, શ્રીમંત કે દરિદ્રને ત્યાં જન્મ થાય છે તે તે તેના પૂર્વ જન્મના કર્મના આધારે થાય

છે. ઉચ્ચ કે નીચ શ્રીમંત કે ગરીબ પેદા થવું એ કોઇ માણસની કૃતિ નથી કે જેથી તેમાં ફેરફાર થઇ શકે. આમ છતાં પરમકૃપાળુ પ્રભુએ પ્રાણીમાત્ર ઊપર અતિ કરૂણા કરી પ્રત્યેક પોતાનો ઉદ્ધાર કરી શકે એવો માર્ગ પણ નિયોજ્યો છે. હિન્દુ જાતિમાં ઉચ્ચ વર્ણનો બ્રાહ્મણ કે શ્રીમંતજ પોતાનો ઉદ્ધાર કરી શકે અને હીન જાતિમાં ઉત્પન્ન થયેલો કે દરિદ્રાવસ્થા ભોગવતો મનુષ્ય આત્મ કલ્યાણ સાધી ન શકે એવો વિષમભાવ નથી. સનાતન ધર્મમાં ભગવાન તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે स्वे स्वे कर्मण्यभिरतः संसिध्धिं लभते नरः અર્થાત્ કોઇપણ જાતિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય જો પોતપોતાનું નિયત થયેલું જાતિ કર્મ કરે તો તે સિદ્ધિ—કલ્યાણને પામે છે.

અંત્યજો—અસ્પૃશ્યોને તેના પૂર્વ જન્મના કર્મ અનુસાર અંત્યજ યોનિમાં જન્મ થયેલ છે. તેઓ પોતપોતાનું જાતિ કર્મ કરે અને સાથે પ્રભુ સ્મરણ કરે એમાંજ તેઓનું પરમ શ્રેય છે. ધર્મશાસ્ત્ર સાફ આજ્ઞા કરે છે કે:—

दिवाकीर्ति मुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्टवा स्नानेन शुद्धयति ॥

અર્થાત્ અંત્યજ, રજસ્વળા સ્ત્રી, પતિત, સુવાવડી અને શબ આટલાનો સ્પર્શ કરનારો તથા તેનો સ્પર્શ કરનારો સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. તાત્પર્ય કે હિન્દુઓ અંત્યજોનો સ્પર્શ કરતા નથી તે તિરસ્કારની ભાવનાથી નહિ પણ સ્પર્શ કરવાનો શાસ્ત્ર નિષેધ કરે છે માટે સ્પર્શ કરતા નથી છતાં ઉચ્ચ વર્ણના હિન્દુઓ અંત્યજો સાથે બહુ પ્રેમ ભર્યો વ્યવહાર રાખી સારા માઠા પ્રસંગે અંત્યજોને અન્ન વસ્ત્રાદિની પુષ્કળ સહાયતા કરે છે, જ્યારે સુધારકો તેઓને લેશમાત્ર મદદ ન કરતાં ઉલટી તેઓની આજીવિકા ટાળે છે.

હિન્દુ ધર્મનું આવું પરમ ઉદ્દાર અને શ્રેષ્ટ સ્વરૂપ સમજ્યા વિના ખ્રિસ્તી–પાદરીઓ તો માંહોમાંહે ફાટફુટ પડાવવાના કુટિલ હેતુથી અંત્યજોને મિથ્યા ઉપદેશ આપી બ્હેકાવે પરન્તુ ગાંધી માલવિયા જયકર જેવા હિન્દુઓ પણ તેઓના નાદે ચડી અંત્યજોને ઉંચ વર્ણના હિન્દુઓ વિરૂદ્ધ ઉશ્કેરે છે ત્યારે ખેદની સીમા રહેતી નથી. ગાંધી અસ્પૃશ્યતા દૂર કરવાની હિમાયત કરતા એમ કહે છે કે અંત્યજોનો સ્પર્શ ન કરવો એ હિન્દુઓની ભયંકર તિરસ્કાર વૃત્તિને આભારી છે, જે જે ઋષિ તથા શાસ્ત્રોએ અસ્પૃશ્યતાનું વિધાન કરેલું છે તે તેઓની શયતાનીઅત તથા પાખંડીપણું છે, અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મ ઉપર એક મોટું કલંક છે માટે તે જલદી દૂર થવું જોઇએ અને એ થશે ત્યારેજ હિન્દુઓ સ્વરાજ્યને લાયક થશે. અસ્પૃશ્યતા નહિ રહે ત્યારેજ હિન્દુસ્થાનને સ્વરાજ્ય મળશે. અસ્પૃશ્યોને ઉંચ વર્ણના હિન્દુઓ જેટલોજ કુવા પર પાણી લેવાનો, નિશાળોમાં ભણવાનો તથા દેવ મંદિરોમાં દર્શન કરવાનો હક્ક છે.

અંત્યજો પોતાના ધર્મ પ્રમાણે વર્તી પ્રભુ નામ સ્મરણ કરી પોતાનું હિત સાધતા હતા પરંતુ ઉપર પ્રમાણે ગાંધી માલવિયાએ કોંગ્રેસના પ્લેટફોર્મ પરથી હિન્દુ ધર્મ તથા હિન્દુઓ ઉપર અમાનુષી આક્ષેપો મુકી અસ્પૃશ્યતા નિવારણનું એટલું તીવ્ર અને એકધારૂં આંદોલન ચલાવ્યું કે જેથી અત્યારે હવે અંત્યજો બ્હેકાયા છે. તેઓ ઠામ ઠામ સભાઓ ભરી હિન્દુઓની નિન્દા કરે છે, દેવ મંદિરોમાં બળાત્કારે દાખલ થવાનો દુરાગ્રહ કરે છે અને લાગ મળે છે ત્યાં તોફાન તથા મારામારી પણ કરે છે; પરન્તુ આમાં વિચારણીય વાત એ છે કે સ્વરાજ્યવાદી ગાંધીપંથીઓએ અંત્યજોનો ખોટો પક્ષ લઈ ઉશ્કેર્યા તેથી તેઓ સ્વરાજ્યની હિલચાલને મદદ કરવાને બદલે ઉલટા

વિરોધી થઈ સરકારને મદદ કરે છે. કોંગ્રેસે સાઇમન કમીશન બોયકોટ કર્યું તો તેઓ તેને માન આપી સાક્ષી આપવા ગયા. કોંગ્રેસે કાયદા ભંગની લડત ઉપાડી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સનો બહિષ્કાર કર્યો ત્યારે અસ્પૃશ્યો રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા તૈયાર થઇ બેઠા છે, જ્યારે સનાતન ધર્મ તથા સનાતનીઓનો આટઆટલો કોંગ્રેસ તથા ગાંધીપંથીઓ દ્રોહ કરી રહ્યા છે છતાં દેશાભિમાનની લાગણીને વશ થઇ સનાતનીઓ તેઓએ શરૂ કરેલી કાયદાભંગની લડતને હરેક પ્રકારે મદદ કરે છે અને સરકાર, સાઇમન કમીશન તથા રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ સાથે સર્વે પ્રકારનો સંબંધ ત્યજી બેઠા છે. તાત્પર્ય કે અમે ઉપર દર્શાવ્યું છે તેમ કોંગ્રેસવાદી ગાંધીપંથીઓ સ્વજન એવા સનાતનીઓ સાથે વેર કરે છે અને શત્રુ દળને સહાય કરી પોતાનો વિરોધ કરતા એવા અંત્યજોનો પક્ષ-મિત્રતા ચાહે છે, આ શું તેઓની કૃતઘ્નતાની પરિસીમા ન ગણાય ?

થોડા માસ પહેલા મુંબઇમાં અસ્પૃશ્યોની અસ્પૃશ્યતા નિવારણ પરિષદ નાતરાના હિમાયતી મી. નાતરાજનના પ્રમુખપદે ભરાઇ હતી. તેમાં ખ્રિસ્તી ધર્મની પ્રતિકૃતિરૂપ પ્રાર્થના સમાજના અનુયાયી મી. ગિરજાશંકર ત્રિવેદીએ જણાવ્યું હતું કે "હિંદુ કોમને માથે અસ્પૃશ્યતાનું કલંક હોય એવું સ્વરાજ્ય હોઇ જ ન શકે એવું ગાંધીજીએ વખતો વખત જણાવી દીધું છે. ગત એપ્રીલમાં દાંડી ખાતે પુનાના અસ્પૃશ્ય વર્ગના મિશનના બે કાર્યકરો ગાંધીજીને મળ્યા હતા અને તેમણે ગાંધીજીને વિનતિ કરી હતી કે સવિનય કાનુનભંગનો કાર્યક્રમ ઉપાડયા પહેલા અસ્પૃશ્યતાનો નિવેડો કરવા હિંદુ સમાજને તમારે આગ્રહ કરવો. ગાંધીજીએ જણાવ્યું કે એ પ્રશ્ન મને વ્હાલો છે. એ

સંબંધમાં મારાથી બને તેટલું મેં કર્યું છે અને સવિનય કાનુનભંગ પ્રવૃત્તિનો સફળ અંત આવ્યા બાદ હિંદુ કોમ એ પ્રશ્નનો ઉકેલ સારી રીતે કરવાને લાયક બનશે." મુંબઇ પ્રાંતિક કોંગ્રેસ કમિટીના પ્રમુખ મી. ધીરજલાલ મોદીએ પણ પરિષદમાં બોલતાં ખાત્રી આપી હતી કે "અસ્પૃશ્યતાના સંપૂર્ણ નિષેધની તરફેણમાં મહાસભા-કોંગ્રેસ છે. હાલના કાર્યમાંથી સમય મળતાં મહાસભા અસ્પૃશ્યોની સેવામાં તત્પર થશે.

ગાંધી તથા મોદીના આવા સ્પષ્ટ ઉદ્‌ગારોથી ખુલ્લું દેખાય આવે છે કે અસ્પૃશ્યોના હિમાયતીઓનો આશય અત્યારે વાતાપિ રાક્ષસની માફક પેટમાં ધરવા જેવો પ્રપંચ કરી સનાતનીઓની મદદથી પોતાનું કામ સાધી લેવાનો છે અને કામ સધાયા પછી એટલે કે હાથમાં રાજ્યસત્તા મુકાયા પછી સનાતનીઓ તથા સનાતન ધર્મનો કાયદા અને હુકમથી ઉચ્છેદ કરવાનો છે; માટે સનાતન ધર્મ પ્રેમી સજ્જનો સાવધાન! આગ લાગ્યા પછી કુવો ખોદવાનું ન રાખતા આ ક્ષણેજ પાખંડીઓથી ચેતીને ધર્મ તથા જાતિ રક્ષાનો ઉદ્યોગ કરો.

---

## અહિંસા અને અંતઃકરણનો અવાજ.

---

હિંદુઓ અહિંસાને ધર્મના એક અંગ તરીકે માને છે ને મન વાણી કર્મથી તેનું યથાશક્ય પાલન પણ કરે છે. હિંદુઓ માને છે કે જીવ માત્ર ઇશ્વરનો અંશ છે માટે તેના પર પ્રેમ તથા દયા રાખી બને તેટલી તેની સેવા કરવી જોઇએ. વળી એમ પણ માને છે કે જે પ્રાણીને આપણે સર્જી શકતા નથી તેને મારવાનો

પણ આપણને અધિકાર નથી; તો પણ યજ્ઞ નિમિત્તે થતી હિંસાને હિંસા અને આતતાયીનો વધ કરવામાં દોષ જગતના દ્રષ્ટા અને પરમ કલ્યાણ કર્તા શાસ્ત્રકારોએ ગણ્યો નથી; કારણ કે યજ્ઞથી સૂર્યનારાયણ તથા દેવતાઓ પ્રસન્ન થાય છે અને તેઓ વરસાદ વરસાવી અન્ન ઉત્પન્ન કરે છે, અન્નથી સૃષ્ટિનું પોષણ થવા સાથે પરંપરા ચાલે છે તેમ યજ્ઞથી હવાની શુદ્ધિ થતાં કોઇ પણ પ્રકારનો રોગ પેદા થઇ શકતો નથી. અને આતતાયીના વધથી અશક્ત નિર્બળ નિરાધારોનું રક્ષણ થવા સાથે પૃથ્વી પર થતા અત્યાચારો અટકે છે.

પરંતુ બાઇબલનો સિદ્ધાંત પચાવી આફ્રિકામાં ક્રિશ્ચિઅન ધર્મની દીક્ષા લેવા તૈયાર થયેલા અને હમણા પાયખાનામાં ગીતા વાંચતા ગાંધીજીએ અહિંસાની વિલક્ષણ વ્યાખ્યા કરી છે. એ મહાતમા બની બેઠેલા ગાંધીજીને વાછડો કુતરા વાંદરા મારવામાં હિંસા જણાતી નથી અરે ! તે તો ત્યાં સુધી કહે છે કે બાપ ભાઇ દીકરો અર્થાત્ મનુષ્ય સુદ્ધાં બિમારીથી દુઃખી થતા હોય તો તેને મારવામાં પણ હિંસા-પાપ થતું નથી. ગાંધીના આવા વિપરીત બોધથી હિંદુઓ બાયલા બન્યા છે અને મુસલમાનોએ તેનો ગેરલાભ લઇ મલબાર મુલતાન કોહાટ ગુલબર્ગા સહરાનપુર ઢાંકા કપડવંજ તથા સિંધ વગેરે અસંખ્ય સ્થાનોમાં હિંદુઓનો કચ્ચરઘાણ કાઢી નાખી હાહાકાર પ્રવર્તાવી દીધો છે.

તેમ એ કલિયુગી મહાતમાએ અંતઃકરણના અવાજની દુવાઇ દઈ લોકોને ઉદ્દંડ-ઉચ્છૃંખલ-સ્વચ્છંદી બનાવી દીધેલ છે. હિંદુઓ તો માને છે કે મન-અંતઃકરણ અત્યંત ચંચળ છે, ને કઈ તર્ક વિતર્ક કરે છે. તે ચોરી કરવાનું, દારૂ પીવાનું, વ્યભિચાર કે ખુ

કરવાનું કહે તેમ ન કરાય કિંતુ ધર્મશાસ્ત્રો અને વડીલો કહે તેમજ કરાય; કારણ કે તેજ લોકોના ખરા હિતેચ્છુ અને સન્માર્ગ દર્શક છે; પરંતુ જેને જગતમાં પાખંડ પ્રવર્તાવી પૂજાવાની મહત્વાકાંક્ષા છે તે ગાંધીજીએ તો સન ૧૯૧૭–૧૮ માં જ્યારે પોતાનું ચલણ નહોતું ત્યારે એમ કહેલું હતું કે શાસ્ત્ર અને માતાપિતા જૂઠા સ્વાર્થી છે, તેઓ તમારા હિતશત્રુ હોઇ તમારી પ્રગતિ રોકે છે માટે તેઓનું ન માનતા જેમ તમારૂં અંતઃકરણ કહે તેમ કરો. કાળબળે લોકો અને કોંગ્રેસ ઉપર ગાંધીનું વર્ચસ્વ થયું, ગાંધીજી કોંગ્રેસના ડિકટેટર થયા એટલે એ મહાતમાએ ફેરવી તોળ્યું કે હું કહું અને કોંગ્રેસ કહે તેજ કરો, કોંગ્રેસનું કહ્યું ન માનવું એ દેશદ્રોહ છે. તાત્પર્ય કે તેણે અહિંસાના નામે હિંસા પ્રસરાવી છે અને અંતઃકરણના અવાજના નામે સ્વેચ્છાચાર ફેલાવ્યો છે માટે આત્મકલ્યાણ ઇચ્છનારા હિંદુઓ ! પતંગીઆ બની દંભથી આકર્ષાઇ ભસ્મીભૂત થતા અટકો.

---

## સનાતન ધર્મના ચિર હરણ.

જેમ કૌરવોની ભરસભામાં સતી સાધ્વી દ્રૌપદીના ચિર હરી દુષ્ટ દુઃશાસન સતીત્વ લુંટવા ચાહતો હતો તેમ અત્યારે જગત્ આખાનું રક્ષણ કરનારા તથા પરમ સુખદાયક બોધ આપનારા સનાતન ધર્મના કહેવાતા સુધારકો તથા સ્વરાજીસ્ટો દેશોદ્ધારને નામે ચિર હરણ કરી રહ્યા છે. સતી દ્રૌપદીના ચિર હરણ વખતે કૌરવોની સભામાં મહા પતાપી ભીષ્મ તથા દ્રોણાચાર્ય જેવા સમર્થ

પુરૂષો બિરાજતા હતા પરંતુ માત્ર એક વિદુરજી સિવાય સઘળા અર્થના દાસ બની અટકાવી ન શકયા તે અંતે ભકતોની લજ્જા રાખનાર ચૌદ બ્રહ્માંડના નાથ શ્રીકૃષ્ણને સતીની વ્હારે આવવું પડયું અને દુર્યોધન સાથે ભીષ્મ દ્રોણાદિ સમર્થ પુરૂષોનો પણ સંહાર કરાવવો પડયો. આ વખતે દુષ્ટ દુઃશાસન જેવા સુધારકો સ્વરાજીસ્ટો નાસ્તિકો તથા વિધર્મી વિદેશીઓ તરફથી વેદશાસ્ત્ર ઋષિ મુનિઓની ઘોર નિંદા થાય છે અને સેતાની પાખંડી ઠરાવાય છે. ઢેઢ ભંગી મુસલમાનને એક કરી સાથે બેસાડી ખવડાવાય પીવડાવાય છે. વર્ણાશ્રમ ધર્મ અને જાતિપાંતિને નષ્ટ ભ્રષ્ટ કરવા માટે કોઇ ઉપાય બાકી રહેતો નથી. સતી સ્ત્રીઓને વેશ્યા બનાવવા માટે વિધવા વિવાહની હિમાયત થાય છે. મનુસ્મૃતિ જેવા પરમ માનનીય ધર્મ-શાસ્ત્રને બાળી નાંખવામાં આવે છે. પરબ્રહ્મ શ્રીકૃષ્ણને લંપટ ચોર ચિતરવામાં આવે છે. સનાતન ધર્મને ઢોંગ અને સનાતનીઓને દેશદ્રોહી જાસુસ જંગલી કહેવામાં આવે છે. કુવા મંદિર અને નિશા-ળોમાં ઢેઢને ઘુસાડી ભ્રષ્ટ કરવામાં આવે છે. મંદિરોને વેશ્યાવાડો કહે-વામાં આવે છે. પતિતો પણ ન કરે તેવા છુટાછેડા વર્ણાન્તર અને યુવતી લગ્નો કરવાની ફરજ કાયદાના બંધનથી પાડવામાં આવે છે અને જુનું ધર્મશાસ્ત્રોક્ત એટલાને ઢોંગ, પાછળ પાડનારૂં કહી સદંતર અળસાવી દેવા અસાધારણ યત્નો છડેચોક થાય છે છતાં ભીષ્મ અને અને દ્રોણાચાર્યની માફક તમો હિંદુ મહારાજાઓ, શાંકર વાલ્લભ રામાનુજ માધ્વ નિમ્બાર્ક ચૈતન્ય સ્વામી નારાયણ સંપ્રદાયાદિના આચાર્યો, શ્રીમંત સુખી ગૃહસ્થો અને વિદ્વાન્ શાસ્ત્રી પંડિતો મૂઢ મૂક કાયર ભીરૂ સ્વાર્થી બનીને જોયા કરો છો એ શું લજ્જાવનારૂં નથી ? જેમ કૌરવોના નાશની સાથે ભીષ્મ દ્રોણનો પણ નાશ થયો હતો તેમ તમો સનાતન ધર્મ પ્રેમી આચાર્યો શ્રીમંતો તથા રાજાઓ

અનર્થ રોકવા સર્વ પ્રકારે સમર્થ હોવા છતાં રોકતા નથી તેથી સુધારકો સાથે તમારો નાશ પણ અવશ્યંભાવી છે. શુભાશુભ કર્મનું ફળ આપનાર જગન્નિયંતા તમારી ઉપેક્ષા કે સ્વાર્થ કાયરતા માટે છોડવાના નથી, ધર્મદ્રોહી પાપાત્માઓના સંહાર સાથે તમો ભીરૂ સનાતનીઓનો પણ અવશ્ય નાશ થવાનો અને તમારી સંપત્તિ સત્તા સાધન જ્યાંના ત્યાં પડી રહેવાના; માટે સનાતન ધર્મ કે જે તમારો પિતા છે, પાળક પોષક રક્ષક છે, આ લોક પરલોકના અલૌકિક સુખો અર્પનાર છે તેનું રક્ષણ કરો, પૂર્વે જ્યારે જ્યારે એવા દુર્ઘટ પ્રસંગો ઉપસ્થિત થયેલા હતા ત્યારે ત્યારે તમારા મહાનુભાવ પૂર્વજોએ સર્વસ્વના ભોગે એના ચિરહરણ થતા અટકાવી પોતાના નામ અમર ઉજ્જવલ કર્યા છે તો શું તમો તેઓનું અનુકરણ કરી જનનીનું ધાવણ નહિ દીપાવો ? દુધ કે ધાવણ દીપાવવું હોય તો અત્યારેજ સુંદર તક છે, પછી કરોડ ઉપાયે નહિ સાંપડે માટે નીચેની રીતે ધર્મરક્ષણાર્થે કેસરીઆ કરો:—

૧ ગામેગામ પાઠશાળા, અખાડાઓ તથા સનાતન ધર્મ સભાઓ ખોલો.

૨ મોટા મોટા શહેરોમાં દૈનિક વર્તમાન પત્રો, અઠવાડિક પત્રો તથા ઋષિકુળો શરૂ કરો, અને નાસ્તિક છાપાઓ—ટાઇમ્સ, ક્રોનીકલ, સાંજવર્તમાન, મુંબઇ સમાચાર, સૌરાષ્ટ્ર, નવજીવન, પ્રજામિત્ર હિંદુસ્થાન વગેરેનો બહિષ્કાર કરો.

૩ મુંબઇ, મદ્રાસ, સંયુક્ત પ્રાંત, બંગાલ, બિહાર, બિરાર, મહારાષ્ટ્ર વગેરેમાં પાંચ પાંચ કટ્ટર ઉપદેશકો યોજી ઉપદેશ અપાવો અને સનાતન ધર્મ સમ્મેલનો ભરો.

૪ ધારાસભા મ્યુનિસિપાલિટી લોકલ બોર્ડ વગેરેમાં ચુસ્ત સનાતનીઓને મતો આપી મોકલાવો, ગમે તે ભોગે શારડા એક્ટ રદ્દ કરાવો અને નાસ્તિક સુધારકોને ભૂલે ચુકે પણ મદદ કરો નહિ.

૫ આખા હિંદમાં પ્રવાસ કરી ઉપદેશ આપવા, ભ્રમ નિવારવા, રાજાઓ શ્રીમંતો તથા આચાર્યોને સ્વકર્તવ્યનું ભાન કરવા કરાવવા તથા સંસ્કૃત વિશ્વવિદ્યાલય માટે ફંડ કરવા સારૂ શ્રીમાન્ પંચાનન તર્કરત્નજી જેવા દશબાર કટ્ટર સનાતની નેતાઓનું ડેપ્યુટેશન મોકલાવો.

૬ પ્રચંડ આંદોલનથી તથા ધન જનની સહાયથી કોંગ્રેસાદિ સંસ્થાઓ હસ્તગત કરી લ્યો.

૭ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં કે અન્યત્ર સનાતન ધર્મ વિરૂદ્ધ જરાપણ કાર્ય ન થાય કિંવા રાજ્યબંધારણ ન ઘડાય એ માટે સઘળો આવશ્યક પ્રબંધ કરો.

૮ કટ્ટર સનાતનીઓ સાથેજ કામ પાડો, તેઓનેજ નોકરીમાં રાખો, તેઓનેજ સહાય ઉત્તેજન આપો અને તેઓનેજ અગ્રગણ્ય બનાવો.

૯ અને વેદશાસ્ત્ર પુરાણ ઇતિહાસનું પઠન પાઠન, ભક્તિ, તપ, યોગ, યજ્ઞયાગ, અનુષ્ઠાન ઠેકઠેકાણે ચાલુ કરાવો.

અમો ઇચ્છીએ છીએ કે ધર્મપ્રેમીઓ સનાતન ધર્મની ભયાવહ સ્થિતિ યથાર્થ રીતે સમજી તેના ચિર હરણ થતા અટકાવવા માટે ઉપરની નવ રીતે કામ લેશે અને શંકરાચાર્ય, વલ્લભાચાર્ય તથા શિવાજીની માફક ધર્મ સંરક્ષણાર્થે કાર્યક્ષેત્રમાં ઝંપલાવશે.

# આત્મઘાતી માર્ગ.

જેને ઇશ્વરે થોડી પણ સમજ શક્તિ આપી છે અને વ્યવહારમાં વિચરે છે તે અંગ્રેજોની કુટિલ રાજનીતિ જોઇને તેના તરફ ધિક્કારના વરસાદ વરસાવે છે. અંગ્રેજોએ આ દેશમાં પગ મૂકીને દોઢસો વર્ષ દરમ્યાન અનેક પ્રપંચ યુક્તિઓ તથા જુલ્મોદ્વારા દેશના બળ બુદ્ધિ વેપાર ઉદ્યોગ એકતા ધર્મ જ્ઞાન–સમૃદ્ધિ આદિ સર્વસ્વ નષ્ટ કરીને લોકોને જે દીન હીન બનાવ્યા છે તે માટે મનુષ્ય યોનિથી ઉત્પન્ન થયેલ જીવ તો હાહાકાર કરે છેજ પરંતુ પશુયોનિથી પેદા થયેલા પ્રાણીઓ પણ આર્તનાદ પોકારે છે. આ સ્થિતિ માત્ર ભારતવર્ષનેજ અનુભવવી પડે છે એમ નથી પરંતુ જે જે દેશ કે પ્રજા પરતંત્ર બને છે, વિદેશી વિધર્મીઓના અધિકાર નીચે મૂકાય છે તે તે તમામની એથી પણ વિશેષ ભયાવહ સ્થિતિ થાય છે.

પરંતુ અહીં વિચારણીય પ્રશ્ન એ છે કે એવા પરાધીન પરતંત્ર અને વિદેશીઓથી ચૂસાતા તથા રીબાતા દેશને મુક્ત સ્વાધીન શી રીતે બનાવવો ! દેશની સ્વાધીનતા માટે હમણાની કોંગ્રેસના નેતા ગાંધી વગેરેએ જે માર્ગ લીધો છે તે શું વાસ્તવિક છે ! અમારા મતે ગાંધી નેહરૂ પ્રભૃતિએ દેશોદ્ધારની જે રીતિ સ્વીકારી છે તે માત્ર ભયાવહજ છે એમ નથી પરંતુ આત્મઘાતિક પણ છે. તેમણે કાયદા ભંગની લડત શરૂ કરી વારંવાર હડતાળો પડાવી વિદ્યાર્થીઓને નિશાળો છોડાવી, સ્ત્રીઓને સ્ત્રી ધર્મથી વિમુખ કરી ખાદી તકલી અને રેંટીયાનું સેવન કરાવી પશુઓની માફક પોલીસનો માર ખાઇ મરી જવાનો લોકોને જે ઉપદેશ આપ્યો છે એથી સરકારના રાજતંત્રને જરા પણ ક્ષતિ ન પહોંચતાં લોકોજ સ્વચ્છંદી અને પાયમાલ થઇ જશે. ગાંધીના આવા મનસ્વી અખતરાથી દેશના લગભગ સઘળા કાર્ય-

કર્તાઓ જેલમાં પુરાયા છે, દેશના તમામ વેપાર ધંધા નાશ પામ્યા છે, હરેક પ્રકારના વેપારમાં અસાધારણ મંદી આવવાથી અને ઘરાકી બિલકુલ નહિ રહેવાથી વેપારીઓ તુટવા માંડયા છે, નોકરીઆતોને રજા મળવા માંડી છે, દલાલો અને મજુરો કમાણી રહિત થયા છે અને દાવાનળની માફક ભૂખમરો સર્વત્ર પીડવા લાગ્યો છે.

જો બુદ્ધિમાન્ અને દેશદાઝવાળા પુરૂષોએ ચળવળનું સ્વરૂપ તત્ક્ષણ ન બદલ્યું તો સ્વરાજ્ય તો વાતોમાં રહી જશે પરંતુ પ્રજા માંહોમાંહે કાપાકાપી લુંટફાટ ચોરી તથા આપઘાત કરી સ્વધામ પહોંચી જશે; માટે રાજનીતિજ્ઞોએ દેશને ભાવી ભયંકર આપત્તિમાંથી ઉગારી લેવાની જરૂર છે. દેશ કલ્યાણને માટે યદિ ખરેખર ભાવના હોય તો મનસ્વી તરંગો તથા અખતરાઓને દૂર ફેંકી લો. તિલકની માફક વ્યવહારિક બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. લોકમાન્ય તિલક હમેશા પોતાનું-પ્રજાનું બળાબળ વિચારી સામે પક્ષના શત્રુઓનું પણ સામર્થ્ય તપાસી સામ દામ દંડ ભેદનો માર્ગ સ્વીકારી કાર્ય કરતા હતા જેથી તેઓને ઉત્તરોત્તર સફળતાજ મળતી હતી. તેમણે કદી તરંગને વશ થઇ અખતરાઓ કરી પ્રજાને આફતમાં મૂકી નહોતી.

અમારા મતે કોંગ્રેસે સ્વરાજ્યનું નાવ એ રીતે હંકારવું જોઇએ કે જેથી પ્રથમ લોકોને હુન્નર ઉદ્યોગનો માર્ગ મળે. જે જે વસ્તુ વિદેશથી હિંદમાં આવે છે તે સર્વ અહીં સર્વત્ર બનવા માંડે એવો ઉદ્યમ નેતાઓએ કરવાની અનિવાર્ય-આવશ્યકતા છે. માત્ર બોયકોટ-બહિષ્કારની બુમો પાડયે લોકોની ભૂખ દૂર નહિ થાય અને નિરૂદ્યમીને ધંધો નહિ મળે. ઠામ ઠામ સ્વદેશી ઉદ્યોગો શરૂ થઇ જશે તો લોકોનું જીવન ટકી શકશે, સ્વરાજ્યની લડતને ટેકો મળી શકશે

અને વિદેશી માલનો બહિષ્કાર સહેજ રીતે થઈ શકશે. નહિતર જેને કોઇ ચીજ વસ્તુની જરૂર પડશે તે સ્વદેશીના અભાવે અવશ્ય વિદેશી ખરીદશે. (જેમ અત્યારે ખાંડ કાચ કાગળ દીવાસળાઇ રંગ મશીનરી વગેરે ખરીદે છે.) અને ધંધાના અભાવે દરિદ્રતાના દુઃખથી વ્યાકુળ બની લોકો સ્વરાજ્યની લડતના વિરોધી બની દૂશ્મનના હથિયારો બનવા ઉપરાંત ચોરી લુંટફાટ ખુન ખરાબીમાં ઉતરી પડશે; માટે સૌથી પ્રથમ લોકોનો નિર્વાહ ચાલે અને દેશ આર્થિક બાબતમાં પરતંત્ર મટી સ્વતંત્ર સહાયક બને એવા ઉપયોગી ઉદ્યોગો શરૂ કરાવવાની તજવીજ તત્કાળ કરવી ઘટે છે.

બીજું કોંગ્રેસે વિદ્યાર્થીઓ તથા સ્ત્રીઓને બ્હેકાવી સ્વચ્છંદી બનાવવા માંડયા છે તેથી તેઓની જીંદગી નષ્ટ થવા સાથે ભારતની સંસ્કૃતિ પણ નાશ પામશે માટે વિદ્યાર્થીઓને ઉન્માદી ન બનાવતા ધર્મયુક્ત ઉદ્યોગનું શિક્ષણ આપવાનો પ્રબંધ કરવો અને સ્ત્રીઓ પતિવ્રત ધર્મમાં દૃઢ રહી સ્વદેશીના વપરાશ સાથે પતિ તથા પુત્રોને મહાભારત રામાયણના જીવન ઉન્નત બનાવનારા પ્રસંગોની યાદ આપી સહાયક બને તેવી હિમાયત કરવી જોઇએ.

ત્રીજું કોંગ્રેસે સનાતન ધર્મ વિરૂદ્ધ થઇ અસ્પૃશ્યતા દૂર કરી અસ્પૃસ્યોને મંદિર કુવા નિશાળો વગેરેમાં દાખલ કરવાનો જે માર્ગ પસંદ કર્યો છે તે કોંગ્રેસ તથા દેશની જડ ખોદનારો આત્મઘાતી માર્ગ છે. કોંગ્રેસ કે તેના નેતાઓને હિંદુ ધર્મશાસ્ત્રોને નિંદી ધાર્મિક પ્રણાલી તોડવાનો લેશમાત્ર અધિકાર નથી. તેઓની એવી દુષ્ટ વર્ત્તણુથીજ સનાતનીઓ તેઓને સખ્ત રીતે ધિક્કારી કોંગ્રેસથી જૂદા પડયા છે. મુસલમાન પારસી ખ્રિસ્તી યાહુદીઓમાં કઇ એવા ખરાબ રીતિ રીવાજો છે તેને દૂર કરવાનું કેમ કોઇ કોંગ્રેસવાદીથી સાહસ

થઇ શકતું નથી તેમ ગૌરક્ષણ અને ગૌવધ પ્રતિબંધ જેવું પરમ દેશોપયોગી કાર્ય કોંગ્રેસના નેતાઓ કેમ ઉંચકી શકતા નથી ? કારણ કે તે સામે અસહિષ્ણુ મુસલમાનો ઉગ્ર રૂપ ધરી બેઠા છે, જ્યારે સનાતનીઓ મુડદા સમાન સહનશીલ તથા કર્તવ્યમૂઢ બનેલા હોવાથીજ તેઓના દ્રોહનું તમો કોંગ્રેસવાદીઓ સાહસ કરી શકો છો પરંતુ યાદ રાખજો કે એવી તમારી ધર્મહનનની કુટિલ વૃત્તિ અને પ્રવૃત્તિજ તમોને વિજય ન અપાવતા પરાજય અપાવશે અને તમારા પાપે દેશ આખો વિશેષ પરાધીનતાની ગર્તામાં ડુબી જશે માટે જો સફળતા જોઇતી હોય તો ધર્મદ્રોહ છોડી સનાતનીઓને પણ બીજી કોમોની પેઠે પક્ષમાં લ્યો.

અને ચોથું દેશના લોકોને સાધન સંપન્ન નોકરશાહી પાસે કુતરાની પેઠે ન મરાવી નાખો. એમ મરવાથી, માર ખાવાથી કે જેલમાં જવાથી કદી કોઇએ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું હોય એવું પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસ એક પણ ઉદાહરણ આપતો નથી માટે તેવા અવિચારી માર્ગ છોડી લોકોના બળ બુદ્ધિ વધારો, લોકો વિદેશીઓ સાથે જરાપણ સંસર્ગ ન રાખતા પોતાની શક્તિ સામર્થ્યપર ઝુઝે એવી પ્રેરણા કરો અને લોકો રાજનીતિના સામ દામ દંડ ભેદ આદિ માર્ગોનું અવલંબન કરી સમય સંજોગ વિચારી દુશ્મનો સામે વીરતાથી ઝુઝે એવો માર્ગ લ્યો. પ્રજા વિજયી નિવડી શકે છે, પણ તર્કોથી કે ઉલટે માર્ગે વહન કરવાથી તો કેવળ વિનાશજ અવશ્યંભાવી છે; માટે સ્વરાજ્ય અવશ્ય લ્યો, સ્વરાજ્યની લડતમાં અમો સનાતનીઓ પણ ઉપર સૂચવેલી રીતે કાર્ય કરવામાં તમારી સાથેજ છીએ. સ્વરાજ્ય બીજા કોઇ ચાહતા હોય તેના કરતા સનાતનીઓ વધારે ચાહે છે કારણ કે સનાતનમાં સ્વરાજ્ય અને સ્વરાજ્યમાં સનાતન ઓતપ્રોત છે પરંતુ જો ખલ-

હારિક બુદ્ધિ કે યોગ્ય માર્ગનો ત્યાગ કરી હાલમાં જેમ મનસ્વી રીતે વર્તો છો તેવા આત્મઘાતી માર્ગે વર્તશો તો સ્વરાજ્યને બદલે થોડા વખતમાંજ દેશનું સર્વ નાશ થઇ જશે માટે ચેતો અને સમજો. પ્રભુ સર્વને સદ્‌બુદ્ધિ અર્પી સન્માર્ગ દેખાડે.

## વિષાદ અને વ્યામોહ.

જે વખતે કૌરવ પાંડવના સૈન્યો યુદ્ધભૂમિ કુરૂક્ષેત્રમાં સામસામા યુદ્ધ કરવા માટે ગોઠવાયા હતા તે વખતે ગાંડીવધારી અર્જુનને વિષાદ અને વ્યામોહ થયો હતો તદ્વત્ આ સમયે આપણા ધર્માચાર્યો, શ્રીમંતો, રાજાઓ, વિદ્વાનો તથા સર્વ સાધારણ લોકોને પણ વિષાદ અને વ્યામોહ થયેલો છે. અર્જુનને તો શ્રીકૃષ્ણ જેવા સાક્ષાત્ પરમાત્માએ સારથી બની ઉપદેશ આપી કર્તવ્યમાં લગાડયો હતો કે क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते । क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ અર્થાત્ હે પાર્થ ! આમ કાયર થા નહિ, કાયરપણું તને છાજતું નથી; હે શત્રુને તપાવનાર ! હૃદયની એ તુચ્છ દુર્બળતાને ત્યજીને ખડો થઇ જા; પરંતુ અત્યારે આપણને વિષાદ અને વ્યામોહ દૂર કરી કર્તવ્યમાં લગાડનાર કોણ છે ?

અલ્પ બુદ્ધિનો માણસ પણ સ્પષ્ટ સમજી શકે એમ છે કે કોંગ્રેસવાદી તથા ગાંધીપંથીઓની લડતમાં ધર્મનું તત્ત્વ નથી; રાજનીતિનો અંશ નથી અને મનસ્વીપણે કાયદાભંગની લડત શરૂ કરી લોકોનો કચ્ચરઘાણ કરાવી રહ્યા છે. એમ કહેવામાં આવે છે કે આ હિલચાલમાં સર્વ લોક સંમત છે. અમે કહીએ છીએ કે એ વાત તદ્દન જૂઠી છે, જે વેપારીઓ તુટવાની તૈયારીમાં છે, તેઓ હડતાળ

પડાવવાનો તથા ત્રણ ત્રણ મહિના વેપાર બંધ રખાવવાનો આગ્રહ કરે છે તથા જેઓને નોકરી ધંધો કે નિર્વાહના સાધનો નથી તેઓમાંનો મોટો ભાગ વોલન્ટીઅર તરીકે જોડાઈ સરઘસો કાઢે છે, કાયદા ભંગની બુમો મારે છે, ખાદી તકલી અને રેંટીયાની હિમાયત કરે છે અને દુકાનદારોને દુકાનો બંધ કરવા ફરજ પાડે છે.

સ્વરાજ્ય–સ્વાધીનતા પ્રાપ્ત કરવાના ધ્યેયને સૌ કોઇ સંમત છે પરંતુ એવો દાવો કોઇ કેમ કરી શકે કે માત્ર મારો માર્ગજ વાસ્તવિક છે અને મારા માર્ગથી વિરૂદ્ધ પડનારા તમો સૌ દેશદ્રોહીઓ તથા મૂર્ખ છો. એક સાધનસંપન્ન મદોન્મત સત્તા સામે સાધનહીન પ્રજાને આમ મરાવી નાખવી તેમાં અમે જરા પણ ડહાપણ જોતા નથી. વિદેશી માલનો બહિષ્કાર કરવો એ ઉત્તમ વાત છે પણ જ્યાં સુધી સ્વદેશી ઉદ્યોગોનો આરંભ કરી તેને ઉત્તેજન ન અપાય ત્યાં સુધી તે હિલચાલ ફતેહમંદ નીવડી શકતી નથી અને લોકો કામ ધંધા વિનાના નિરૂદ્યમી બની વિના મોતે મરી જાય છે અથવા ચોરી લુંટફાટ કાપાકાપી કરવા તરફ ઉતરી પડે છે. નિઃસ્વાર્થી ચારિત્રવાન્ ધર્મજ્ઞ વ્યક્તિઓને સહાયમાં લેવી, પ્રસંગ પડે તો તેઓને નેતૃત્વ આપવું એ યોગ્ય છે પરંતુ ધર્મહીન દુરાચરણી સ્ત્રી પુરૂષોને અગ્રેસર બનાવી ધર્મજ્ઞોને ધિક્કારાય એમાં અમે શુભ જોતા નથી. ધર્મ અને આરોગ્યની દૃષ્ટિએ કોઇએ કોઇનું એઠું ખાવું નહિ કે પીવું નહિ તેને બદલે ગમે તેનું રાંધેલું–મુસલમાન કે ઢેઢનું પણ, તે હિંદુ મુસલમાન ઉંચ નીચ સૌને સાથે બેસાડી કોંગ્રેસ હાઉસમાં જમાડવામાં આવે, સરઘસોમાં ગમે તેના એંઠા પાણી ગમે તે મોઢામાં ગ્લાસ લોટો ઘાલી પીએ અને શબનું સરઘસ ગામમાં ફેરવી તેમાં સામેલ થયેલા હજારો માણસો સ્નાન કર્યા વિના લાખો માણસોને સ્પર્શ કરી ભ્રષ્ટ કરે અને જ્યારે કોઇ ધર્મજ્ઞ માણસ

વિનીત ભાવે સમજાવવા યત્ન કરે ત્યારે તેને દેશદ્રોહી ઢોંગી ધર્માધનો ઇલ્કાબ આપી વેદશાસ્ત્ર પુરાણો આચાર્યો તથા બ્રાહ્મણોની ઉપર ગાળો તથા આક્ષેપોનો વરસાદ વરસાવી લડવા દોડવું એ શું સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો ઉપાય છે ?

જેઓ પોતાને આર્યસમાજી કહેવરાવી હિંદુ મહાસભાદ્વારા હિંદુઓનું સત્યાનાશ કાઢે છે તેઓજ સુધારક બની સંસાર સુધારા પરિષદમાં આગેવાની ભર્યો ભાગ લઇ હિંદુ ધર્મની જડ ઉખેડે છે અને તેઓજ કોંગ્રેસના નેતા બની ધારાસભામાં ઘુસી શારદા એક્ટ, અસ્પૃશ્યતા નિવારણ બીલ, ડાયવર્સ બીલ તથા વારસા બીલ જેવા ભયાનક બીલો રજુ કરી હિંદુ સંસ્કૃતિનું હનન કરે છે, અને તેજ મહાનુભાવ પુરૂષો હમણા સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની લડત લડી રહ્યા છે. તેઓનું ધર્મધ્વંસી તથા દેશ સંહારક આંદોલન એવું એક દેશીય રીતે અને પ્રબળપણે ચાલ્યું છે કે અત્યારે તેનાથી જુદો મત દર્શાવવો, ધર્મ કે દેશના હિતનો ખરો માર્ગ બતાવવો એ મહા પાપ મનાવા માંડયું છે. ગાંધી કોંગ્રેસથી ભિન્ન મત તથા ધર્મ, ધર્મશાસ્ત્ર કે ધર્મજ્ઞોનું નામ સાંભળવું એ ખાદીના કુડતું ટોપીવાળાને મન ભયંકર ગુન્હો ગણાય છે અને એવો પ્રસંગ આવે છે ત્યારે કીડીઓની માફક ઉભરાઇ એકત્ર થઇ સામી વ્યક્તિ કે વ્યક્તિઓનો પાગલ કે પ્રમત્તને પણ ન છાજે તેવો અનાદર કરવા તેઓ તત્પર થઇ જાય છે.

જ્યારે પરવશ દશામાં જેઓની આવી ઉન્માદી વૃત્તિ છે ત્યારે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યા પછી તો તેઓની ડીગ્રીનો પારો કેટલો ચડશે અને તેઓના હાથે શું શું અનર્થો નહિ થાય! એ એક ગંભીર વિચારણીય પ્રશ્ન છે. આ બધી સ્થિતિ પ્રત્યક્ષ જુવે અનુભવે સાંભળે

છે છતાં આપણા આચાર્યો ધર્મજ્ઞ રાજાઓ વિદ્વાનો અને સમજુ પુરૂષો મૌનતા સેવે છે એ શું વિષાદ અને વ્યામોહની પરિસીમા નથી? શું આવે વખતે સ્વાર્થ કાયરતા પ્રમાદ પ્રલોભનાદિ ત્યજી સનાતન ધર્માભિમાની પુરૂષોએ ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞાનુસાર कर्मण्येवाधि कारस्त मा फलेषु कदाचन। અર્થાત્ ફળની આશા રાખ્યા વિના કર્તવ્ય બુદ્ધિથી કાર્યમાં લાગી જવું, એ અનિવાર્ય ફરજ નથી? આવા દુર્ઘટ સમયે તમો મહાપુરૂષો તમારી સંપત્તિ સામર્થ્યને સનાતન ધર્મના રક્ષણ પાછળ નહિ ખરચો તો ધર્મના નામે લાખો અને કરોડોની તમે મેળવેલી મિલકત તમને લાંછન લગાડે છે, અને રૌરવ નરકના અધિકારી બનાવે છે એ તમો ન ભૂલશો. સ્મરણમાં રાખજો કે વિષાદ અને વ્યામોહને વશ થઇ તમે મૂઢ રહ્યા તો થોડા દિવસોમાંજ તમારે માટે કંગાલીઅત અને કારાગ્રહવાસ નિર્માણ છે એટલુંજ નહિ પણ નાસ્તિકોને હાથે અમાનુક્ષાની માફક ફાંસીની શિક્ષા પણ નિશ્ચિત્ છે; માટે વિષાદ અને વ્યામોહ દૂર કરી, પ્રથમ તમારા સંતાન અને અનુયાયીઓને સદ્બોધ આપી, ૧૦૦ થી ૧૫૦ ઉગ્ર સનાતન ધર્માભિમાનીઓને સાથે લઇ દેશમાં ગામેગામ પર્યટન કરી ધર્મ સાથે દેશોદ્ધારની સાચી દિશા બતાવો. ગામેગામ સંસ્કૃત પાઠશાળા, સનાતન ધર્મ સભા, ઉદ્યોગાલયો તથા અખાડાઓ ખોલાવો, મોટા મોટા શહેરોમાં સનાતન ધર્મના દૈનિક અને અઠવાડિક છાપાઓ પ્રસિદ્ધ કરાવી મ્યુનિસિપાલિટીઓ અને ધારાસભાઓ કટ્ટર સનાતનીઓથી ભરી દ્યો અને સનાતન ધર્મનું વાતાવરણ એટલું તીવ્ર અને બળવાન્ બનાવો કે જેથી નાસ્તિકો અને નાસ્તિકવાદ તેના તાપથી આપોઆપ અદ્દશ્ય થઇ જઇ દેશને સંતાપતા મટે. રાણા પ્રતાપ અને તેનું સૈન્ય હિંદુત્વ

બચાવી ઝળકાવવા તત્પર હતું; પરંતુ એક ભામશા માટે ખોટી હતા. જેવો ભામશા ભેટયો કે ક્ષણની પણ વિલંબ વિના ચિતોડ સર કરી હિંદુત્વ દીપાવ્યું તેજ રીતે સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિના રક્ષણ માટે વીર ધર્માત્માઓએ રાણા પ્રતાપની માફક ઉપરની રીતે કમર કસવી અને ધનાઢયોએ ભામાશાની માફક ઉદાર બની સંપત્તિ છુટી મુકવી એટલે એક વર્ષ દરમ્યાનમાં સનાતનીઓનો દિગ્વિજય અવશ્ય સાધ્ય છે.

---

## ભુજંગોનો ફુંફાડો.

જ્ઞાની પરૂષો કહે છે કેઃ—**पयः पान भुजंगानाम् केवलं विषवर्धनम्** અર્થાત્ સર્પ —ભુજંગને દૂધ પાવું એ કેવળ વિષ વધારવા માટે છે. અમે ગાંધીને તથા કોંગ્રેસને પ્રથમથીજ કહેતા આવ્યા છીએ કે તમો મુસલમાનોને તથા અંત્યજોને અયોગ્ય રીતે ઉત્તેજન આપી ઉશ્કેરો નહિ, જો તમો તેઓને અણઘટની સહાય આપી ઉશ્કેરશો તો તેઓજ ભુજંગ બની તમોને અને દેશને ડંશસે. ખિલાફત અને ખલીફનું તુત ઉભું કરી ગાંધીએ તથા કોંગ્રેસે મુસલમાનોને ખુબ ઉશ્કેર્યા, હિંદુઓ પાસેથી લાખોની મદદ અપાવી તેના બદલામાં મુસલમાનોએ શું કર્યું? મુસલમાનોએ એ કર્યું કે અસહાય હિંદુઓ પર ઠેકઠેકાણે તુટી પડી માલમિલકત લુંટી, મકાનો બાળી, સ્ત્રીઓની ઇજ્જત હરી, જોર જુલમથી હિંદુઓને ભ્રષ્ટ કર્યા અને હવે જે ગાંધીએ તથા કોંગ્રેસે તેઓને સહાય આપી બચાવ કરવામાં આગેવાની લીધી હતી તેનીજ સામે ભુજંગનું રૂપ ધારણ કરી ફુંફાડા મારી રહ્યા છે. કોંગ્રેસે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં

જનારા પ્રતિનિધિઓ સામે અણગમો દર્શાવવા મુંબઇમાં ગયા ગુરૂવારે સભા બોલાવી હતી ત્યારે એકાએક સેંકડો મુસલમાનો લાકડી છરી પથ્થર સાથે હાજર થઇ સભા ઉપર તુટી પડયા. તાત્પર્ય કે મુસલમાનો કે જેઓ પ્રથમ હિંદુઓ સાથે પ્રેમભાવથી વર્તતા હતા અને હિંદુઓથી દબાઇને ચાલતા હતા તેઓને અયોગ્ય ઉત્તેજન આપી ઉશ્કેરવાથી તેઓ હવે ભુજંગની માફક ફુંફાડા મારી રહ્યા છે અને ક્યારે હુલ્લડ કરશે! ડંશસે એ કહેવાતું નથી. શોકતઅલીના ઉદ્દગાર પ્રમાણે તો તે થવામાં ઝાઝો વિલંબ નહિ થાય.

હિંદુસ્થાન યુરોપ નથી. હિંદુસ્થાન એ હિંદુઓનું સ્થાન છે, તેમાં હિંદુઓ વસે છે, યુરોપીઅનોની માફક તેઓ આજકાલના ઉદ્દભવેલા નથી પરંતુ અનાદિકાળના ઉત્તમોત્તમ આદર્શ-સંસ્કૃતિ સાથે અસ્તિત્વ ધરાવે છે. જગતકર્તા પરમાત્માએ નાના પ્રકારની સૃષ્ટિ રચી તેના ધર્મ કર્મ વેદશાસ્ત્રદ્વારા નિયત કર્યા છે. મનુષ્ય પ્રાણી પોતાના શુભાશુભ કર્માનુસાર ઉંચ નીચ શ્રીમંત ગરીબ સુખી દુઃખી જન્મે છે. પરમાત્માની આ અદ્દભુત સૃષ્ટિમાં આવું દ્રષ્ય સર્વત્ર જોવામાં આવે છે. એવું કોઇ સ્થળ નથી કે જ્યાં એક સરખા મુખ શરીર પોશાક ભાષા ઉંચાઇ લંબાઇ સુખી દુઃખી શ્રીમંત ગરીબ વિચાર કે આચરણવાળા પ્રાણીઓ હોય. એક ગામમાં અરે! એક કુટુંબમાં પણ એક સરખા કોઇ જીવાત્મા દ્રષ્ટિએ પડતા નથી, એ વિવિધતા એજ સૃષ્ટિનું સ્વરૂપ છે. એવી વિવિધતા મટે એનો અર્થ સૃષ્ટિનો પ્રલય થવો અથવા અંત લાવવો એમ થાય છે. સૃષ્ટિનો પ્રલય થાય કિંવા અંત આવે છતાં જીવનો તો એમ છુટકારો -મોક્ષ થઇ શકતો નથી. મોક્ષ તો ત્યારેજ થાય છે કે જ્યારે જીવ વાસના અહંતા મમતા ત્યાગી શુદ્ધ હૃદયથી પ્રભુની અનન્ય

ભાવે ભક્તિ કરે અને ચિત્તમાં તથા બહાર તેને પ્રભુ સિવાય બીજું કશુંય ન દેખાય. એવી બ્રહ્મદ્રષ્ટિવાળાનેજ મોક્ષ મળે છે નહિતર શુભાશુભ કર્મને આધીન જીવ તો રેંટની માફક જન્મ મરણ પામ્યાજ કરે છે. સૃષ્ટિનો પ્રલય થાય તો પણ જીવને પોતાનું કર્મ ફળ ભોગવવા માટે પુનઃ અવતરવુંજ પડે છે. આ રહસ્ય સમજ્યા વિના બાઇબલના અભ્યાસી અને હિરણ્યકશિપુની માફક પોતાને સર્વજ્ઞ માનનાર ગાંધી ઇશ્વર તથા જીવ માત્રને એક કહીને પૃથ્વી પરથી ભેદ મટાડવા માગે છે. તેણે હિંદુ ધર્મના એકએક સિદ્ધાંતપર હુમલો કરી તેને છિન્નભિન્ન કરવા યત્ન કર્યો છે જેનું દિગ્દર્શન અમે હવે પછી કરાવીશું પરંતુ આ વખતે તો તેણે અસ્પૃશ્યો એટલે ઢેઢ ભંગી ચમારો કે જેઓ પોતપોતાની જાતિ મર્યાદા પ્રમાણે રહી સુખથી જીવન ગુજારતા હતા તેઓને ખોટો ઉપદેશ કરી વિનાશના માર્ગે ધકેલી હિંદુઓ તથા હિંદુસ્થાન માટે ભુજંગનું સ્વરૂપ ધારણ કરાવ્યું છે તે વિશે કહીશું. એ અંત્યજોને નહિ અડવાની શાસ્ત્રાજ્ઞા છે, કારણ કે અડવાથી મહા પાતક લાગે છે અને બન્નેનો અધઃપાત થાય છે. ઉંચ વર્ણના હિંદુઓ અંત્યજોનો સ્પર્શ કરતા નથી છતાં તેઓ પર પ્રેમ રાખી સર્વ પ્રકારની સહાયતા કર્યાજ કરે છે. ગાંધીને એ પરમ પવિત્ર મર્યાદામાં લાંછન લાગ્યું છે અને તેણે તેને જડમૂળથી ઉખેડવા કોંગ્રેસને અગ્રેસર કરી પ્રબળ ઉદ્યોગ આરંભ્યો છે. ગાંધીના અસ્પૃશ્યતા દૂર કરવાના એકધારા આંદોલનનું પરિણામ એ આવ્યું છે કે અત્યંજો હિંદુઓનું માન જાળવી પોતાના જાતિ ધર્મ પ્રમાણે વર્તતા હતા તે હવે દ્વેષભાવથી ભરપૂર બની ઠામ ઠામ હિંદુઓ સામે તોફાન કરવા લાગ્યા છે. ગાંધીના અવિચારી બોધથી તેઓ હવે ઉંચ વર્ણના કુવા નિશાળો મંદિરો હોટલો તથા સ્મશાનોમાં

ઘુસવા માગે છે અને જ્યાં કંયાય સરળતાથી દાખલ થવાની છૂટ નથી મળતી ત્યાં હઠાગ્રહ કરી બળાત્કારે મંદિર પ્રવેશ કરવા યત્ન કરે છે એટલે પરસ્પર મારામારી થાય છે છતાં ખુબી એ છે કે એ ગાંધી તથા કોંગ્રેસના ઉપદેશથી ઉશ્કેરાયલા અત્યંજો કોંગ્રેસની પડખે ઉભા રહેવાને બદલે સરકારની પડખે ઉભા રહી ગાંધી તથા કોંગ્રેસની કાયદાભંગ અને કર નહિ આપવાની ચળવળને ધિક્કારે છે અને કોંગ્રેસે બોયકોટ કરેલી ધારાસભા તથા રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જઈ રહ્યા છે થોડા દિવસ પહેલા કોંગ્રેસે તેનો નિષેધ કરવા સભા ભરી તો અંત્યજોએ પણ મુસલમાનોની જેમ કોંગ્રેસના નેતાઓનો તિરસ્કાર કરી તેઓને સભામાંથી કાઢી મુકયા અને કોંગ્રેસને ધિક્કારી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જવાનો ઠરાવ પાસ કર્યો. તાત્પર્ય કે અયોગ્ય ઉત્તેજનથી ઉન્મત્ત બનેલા આ અંત્યજરૂપી બીજા ભુજંગનો ફુંફાડો છે. આ રીતે સ્ત્રીઓને, છોકરાને, નોકરોને, મજુરોને તથા નાસ્તિક સુધારકોને બ્હેકાવ્યા છે તે સર્વ ફુંફાડા મારી રહ્યા છે. એ સર્વ કયારે ડંશસે ! એ કહેવું મૂશ્કેલ છે પણ અવશ્ય વહેલા મોડા ડંશસે એ નિશ્ચિત્ વાત છે માટે ગાંધીજી તમે પોતે, કોંગ્રેસ, હિંદુસ્થાન અને હિંદુઓ સાવધાન ! હજુ પણ બચી શકાય તો બચો.

---

# સામ્યવાદ સિદ્ધાંતની ભયંકરતા.

ઇશ્વરની આ સૃષ્ટિમાં કોઇ વસ્તુ એક સરખી જોવામાં આવતી નથી, સર્વત્ર દ્વંદ્વ દષ્ટિગોચર થાય છે. હિંદુ ધર્મશાસ્ત્રો અને ઇતિહાસ પુરાણોનો અભ્યાસ કરવાથી દુનિયાની વિવિધતાનું સહજ જ્ઞાન

થાય છે. જે પ્રાણી જેવું કર્મ કરે છે, જેવી ભાવના કે વાસના રાખે છે તેને તેવી ગતિ મળે છે. ઉત્તમ કર્મ કરનાર, શ્રેષ્ટ ભાવના રાખનાર, પુણ્ય–પરોપકાર કરનાર, ભક્તિ તપ યોગ આચરનારને શ્રેષ્ટ સ્થાનની પ્રાપ્તિ થાય છે–તેવું સત્કર્મ કરનાર કાં તો મોક્ષપદને કિંવા સ્વર્ગને પામે છે અથવા તો ઉંચ વર્ણ અને કુળમાં શ્રીમંતને ત્યાં, રાજાને ત્યાં કે ઋષિને ત્યાં જન્મી સુખ સમૃદ્ધિ ભોગવે છે, જ્યારે અધમ કર્મ કરનાર, નીચ ભાવના ધરાવનાર, પાપ પાખંડ અધર્મ અનાચાર સેવનારને કનિષ્ટ સ્થાન મળે છે અર્થાત્ તેવું નિષિદ્ધ કર્મ કરનાર કાં તો રૌરવ નરકની ગતિને પામે છે અથવા તો ઢેઢ વાઘરી શ્વાન ભુંડાદિ યોનિમાં જન્મી અકથનીય દુઃખો સહે છે. આ ઇશ્વરી ક્રમ પ્રમાણે સૃષ્ટિનું ચક્ર ચાલી રહ્યું છે. પ્રત્યેક પ્રાણી પોતપોતાના કર્મ અનુસાર ઉંચ કે નીચ વર્ણમાં, જ્ઞાની કે મૂર્ખ, સુખી કે દુઃખી, શ્રીમંત કે ગરીબ દીર્ઘાયુ કે અલ્પાયુ જોવામાં આવે છે. એક ઘરમાં પણ કોઇ સરખી આકૃતિનું, આરોગ્યનું, સ્વભાવનું કે યોગ્યતાનું જોવામાં આવતું નથી તો દેશ કે દુનિયાની કયાં વાત કરવી ?

પરંતુ જગન્નિયંતા પરમેશ્વર કરતા પણ દોઢ ડાહ્યા હમણા પેદા થયા છે. તેઓને ઇશ્વરની સૃષ્ટિમાં કોઇપણ પ્રકારનો ભેદ જોઇતો નથી. તે સુધારકોનો દાદાગુરૂ રશિયા છે. કહેવાય છે કે રશિયામાં લેનીન નામની વ્યક્તિએ સામ્યવાદ કિંવા બોલ્શેવીઝમ પ્રચલિત કર્યો છે. એ સામ્યવાદ–બોલ્શેવીઝમના સિદ્ધાંતો એવા ભયાનક છે કે રાજા પ્રજા, માલિક મજુર, ઉંચ નીચ, શ્રીમંત ભીખારી, શેઠ નોકર, ધર્મ અધર્મ, પાપ પુણ્ય જેવો વિષમભાવ જગતમાં ન જોઇએ, એવા સમ વિષમ ભાવેજ જગત્નું સુખ હરી

લીધું છે; માટે જીવતોડ યત્ન કરીને પૃથ્વીની સપાટી ઉપર સામ્યવાદના સિદ્ધાંતોનો પ્રચાર કરવો જોઇએ. આવી માન્યતાને અનુસરી અત્યારે રશિયામાં ધર્મને, ધર્મજ્ઞોને, શ્રીમંતોને તથા સદ્‌ગુણ સદાચારને જડમૂળથી ઉખેડવાના પ્રયત્નો થઇ રહ્યા છે. ત્યાં સર્વત્ર ખુનામરકી લુંટફાટ મારામારી થઇ રહી છે, કોઇની જીંદગી કે સ્થિતિ સહી સલામત નથી.

જવાહીરલાલ નેહરૂ બોલ્શેવીઝમના ચુસ્ત હિમાયતી છે. તેમ ગાંધીજી પણ ઢેઢ ચમાર મુસલમાન બ્રાહ્મણ ક્ષત્રિય વચ્ચે જરાપણ ભેદભાવ રાખવા ઇચ્છતા નથી. પં. માલવિયા પોતાને સનાતની કહેવરાવે છે પણ તે ભંગીને પ્રણવમંત્રની દીક્ષા આપી મંદિરમાં ઘુસાડવા માગે છે અને યવન મ્લેચ્છને હિંદુ બનાવી નવા શાસ્ત્ર રચાવવા ઇચ્છે છે. સનાતન ધર્મને નામે ત્રણ કરોડ રૂપિયા સનાતનીઓ પાસેથી લઇ એજ માલવિયાએ કાશી હિંદુ યુનિવર્સિટીમાં સનાતન ધર્મનું ખુન કરનારૂં શિક્ષણ આપી આર્યસમાજી અને નાસ્તિકો ઉત્પન્ન કરવા માંડયા છે તે માલવિયાનો પણ બ્રાહ્મણ ભંગી મુસલમાનને એક પ્યાલે પાણી પાતી અને એક સાથે ખવરાવતી કોંગ્રેસને ટેકો છે. મોતીલાલ નેહરૂ તો કોઇ ધર્મનેજ માનતા નથી. હંસા મહેતા સરોજીની નાયડુ કમળાદેવી તથા લીલાવતી મુનશીના વર્ણાન્તર લગ્ન અને વિધવા વિવાહ પ્રસિદ્ધ છે. બ્રાહ્મણ ઢેઢડીને પરણે અને ઢેઢ બ્રાહ્મણીને પરણે એવું વર્ણસંકર બીલ ધારાસભામાં લાવનાર અને પ્રમુખ બનાવો નહિ તો પ્રધાન થઇ જાઉં છું! એમ કહી ધારાસભાના પ્રમુખની ખુરશીપર ઠેઠ સુધી ચોંટી અંતે જ્યારે ધારાસભા બરખાસ્ત થવાનો સમય આવ્યો ત્યારે રાજીનામું આપી અત્યારે વિદેશી કાપડના બહિષ્કારનો મંત્ર જપતા મહા ઉસ્તાદ

વિઠ્ઠલભાઇ પટેલ પણ ગાંધી નેહરૂ જયકર માલવિયાથી ઉતરે તેમ નથી.

કાયદાભંગની ચાલુ લડતથી એ તો પ્રત્યક્ષ છે કે હિંદુઓના જાનમાલ મિલકત ક્રરતાભરી રીતે છેદાય છે, વેપાર ઉદ્યોગ સદંતર નષ્ટ થાય છે, સ્ત્રીઓ તથા છોકરાઓ સ્વેચ્છાચારી બની ફીટે છે, જુવાનોના માથા વિના કારણ ભંગાવાય છે અને જેલ મહેલના કષ્ટો સહેવા હજારોની સંખ્યામાં મોકલાવાય છે, લોકોમાંથી ધર્મ સદાચાર વિનય વિવેક સભ્યતા નાશ પામે છે અને જાતીયતા તથા સંસ્કૃતિનો ઘોર સંહાર થાય છે. આ પ્રકારની લડતથી કોઈ કાળે સ્વરાજ્ય મળવાનો સંભવ નથી. સ્વરાજ્યની લડત તો છત્રપતિ શિવાજી મહારાજ અને લોકમાન્ય બાલગંગાધર તિલક જે પ્રકારે લડી ગયા તેજ એક માત્ર માર્ગ છે; તથાપિ ન કરે નારાયણ અને કદી હિંદને સ્વરાજ્ય આ રીતે મળ્યું તો હિંદના લોકોને કેવું સુખ મળશે ? એ ગંભીરતાથી વિચારવા જેવું છે.

હમણાના નામધારી નેતાઓના ઉદ્યોગથી મળેલા સ્વરાજ્યમાં કિંવા તેઓના અધિકારમાં આવેલા સ્વરાજ્યમાં રશિયાની માફક હિંદમાં પણ સામ્યવાદ-બોલ્શેવીઝમ સિદ્ધાંતની ભયંકરતાનો હિંદુઓને તુરતજ સાક્ષાત્કાર થશે. નેતા મહાશયો તુરતજ લોકોનું કલ્યાણ કરવા માટે મારશ્યલ લોની માફક હુકમ છોડશે કે ધર્મ ધર્મશાસ્ત્ર આચાર્ય સાધુ સંન્યાસી મંદિરો તીર્થો તથા ધર્માચરણને નામે દેશમાં જે ઢોંગ ચાલી રહ્યો છે અને નિત્ય લાખો રૂપિયાની નકામી બરબાદી થાય છે તે સર્વને ઉડાવી, ધર્મજ્ઞોને દેશ નિકાલ કરીને કે તોપના ગોળેથી ઠાર કરીને અટકાવો. જાતિ પાંતિ વર્ણ આશ્રમ બ્રાહ્મણ ભંગી મુસલમાન ઉચ્ચ નીચ જેવો ભેદ ટાળી નાખી સર્વને

સમાન બનાવો. રાજાઓએ, મુડીદાર શ્રીમંતોએ તથા મીલવાળા મકાનવાળાઓએ લોકોના ખુબ લોહી ચૂસ્યા છે માટે તેઓને લુંટીને ભટકતા ભીખારી કરી મૂકો. સધવા વિધવા, પોતાની સ્ત્રી પારકી સ્ત્રી જેવો કશો ભેદ દેશમાં ન રહેવો જોઇએ અને સૌ એક પોષાકના તથા એક આહારના બનો.

સ્વર્ગમોક્ષ, પાપ પુણ્ય, ઇશ્વર અનિશ્વર, પુનર્જન્મ જાતિ વર્ણ આશ્રમને માનવાવાળા હિંદુઓ ! હવે તો તમારી કુંભકર્ણ જેવી ઘોર નિદ્રામાંથી જાગીને તમારે માથે બોલ્શેવીઝમ–સામ્યવાદનો ઝઝુમતો ભય જુવો ! શંકર વલ્લભ રામાનુજ મધ્વ સ્વામીનારાયણ વગેરે સંપ્રદાયના આચાર્ય મહારાજો હવે તો તમારા મોજશોખથી પરવારી કાયરતા ભીરૂતા સ્વાર્થને ખસેડી જગતનો વિપ્લવ કરનારૂં અને તેમાં ખાસ કરી તમારો પ્રથમ સંહાર કરનારૂં ઉક્ત વાવાઝોડું તદ્દન સમીપ આવ્યું છે તેનાથી તો બચો બચાવો ! વિચારવંત હિંદુ માત્રને અમે અપીલ કરીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેઓ હિંદુ પ્રજા હિંદુ સંસ્કૃતિ હિંદુ ધર્મ તથા હિંદુસ્થાનને જડ-મૂળથી ઉખેડી નાખનાર સામ્યવાદ સિદ્ધાંતની ભયંકરતા સત્વર સમજે અને તેના નિવારણ માટે તેના હિમાયતી કહેવાતા નેતાઓને તથા ખાસ કરી કોંગ્રેસને કોઇપણ પ્રકારનું ઉત્તેજન–પૈસા આપીને–તેનું ફરમાન માનીને કે તેમાં જોડાઇને ન આપે કિંતુ તેનું અસ્તિત્વ મટાડે.

## ઉન્નતિ કે અધઃપાત.

લોકોનો જ્યારે ઉદય થવાનો હોય ત્યારે તેઓને સદ્ વિચાર અને સન્માર્ગજ સૂઝે છે અને જ્યારે પતન થવાનું હોય ત્યારે

કુવિચારને આધીન થઇ દુષ્ટ માર્ગ અખત્યાર કરે છે આપણા હિંદી-ઓની પણ એજ દશા અનુભવાય છે. સ્વ. લો. બાલગંગાધર તિલકે પોતાની બુદ્ધિમતાથી એવો માર્ગ ગ્રહણ કર્યો હતો કે લોકો પોતાનો જે ધર્મ પાળતા હોય તેમાં બાધા ન આવે, ક્રમે ક્રમે લોકોના બળ બુદ્ધિ વેપાર ઉદ્યોગમાં વિકાસ થતો રહે સામ દામ દંડ ભેદની રાજનીતિ વડે કામ લઇ હિંદીઓને હક્કો પ્રાપ્ત કરાવી બળવાન બનાવતા જવું અને નોકરશાહીને ભયભીત તથા નિર્બળ કરતા જવું. મુસલમાન અંત્યજ વગેરે કોમોને ઉશ્કેરી ઉન્મત્ત નહિ કરતા તેઓને વિનીત બનાવી તેઓની પ્રત્યે સમભાવ રાખવો તથા સ્ત્રીઓ અને છોકરાઓને અણછાજતી છૂટ આપી અમર્યાદ ન બનાવવા.

પરંતુ તેમના સ્વર્ગવાસ પછી કોઇ પ્રખર બુદ્ધિનો પ્રતાપી રાજદ્વારી પુરૂષ ન રહ્યો એટલે ગાંધીની આગેવાની નીચે અત્યારે હિંદુસ્થાનની ભયાવહ સ્થિતિ થયેલી છે. તેણે દેશ ઉન્નતિ કિંવા સ્વરાજ્યને નામે મુસલમાનોને ખિલાફતને બહાને ખુબ ચઢાવી હિંદુઓ પાસેથી મદદ કરાવી એટલે મુસલમાનો કે જેઓ પ્રથમ હિંદુ-ઓથી દબાઇને વર્તતા હતા તેઓ હવે હિંદુઓને કુછ વિસાતમાં ન ગણી હિંદુઓનું નામ નિશાન ન રહે તેવા હક્કો–સર્વોપરિપદ મેળવવાના મહત્ત્વાકાંક્ષી બન્યા છે. સર મહમદ ઈકબાલે સિંધ બલુ-ચીસ્તાન પંજાબ અને સરહદ પરના પ્રાંતને હિંદુસ્તાનથી જુદા પાડી મુસ્લીમ સ્થાન બનાવી મુસલમાનોને સોંપવાની હિમાયત કરી છે. અને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં સર મહમદ શફી, આગાખાન ઝીણા તથા ભોપાલ નવાબે ઝીણાના ૧૪ મુદ્દાઓ પર અચળ રહી હિંદુઓનું હિંદમાં મૃત્યુ–ગુલામી સિવાય કાંઇ રહેવા દેવા ઇચ્છતા

નથી. અંગ્રેજોએ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સનું ફારસ કરી તેમાં પહેલે સપાટે હિંદીઓને સ્વરાજ્ય આપવાને બદલે હિંદીઓ પાસે બરમા હતું તે લઇ લીધું, સિંધ અને સરહદ પરના પ્રાંતને છૂટા પાડી ત્યાં વસતા અલ્પમતિ હિંદુઓનો ઘાટ ઘડી કાઢવા વેતરણ કરી અને Minority લઘુમતિને નામે કોમ કોમ પરસ્પર અથડી મરે એટલે પરબારી પીડા પતે એવી ભેદનીતિ ગ્રહણ કરી છે.

ગાંધીની કાયદા ભંગની ચળવળના પ્રતાપે લોકો ઉદ્ધત અને ધર્મહીન પતિત બન્યા છે. હિંદુ વેપારીઓ પર બળાત્કાર કરી તેઓને તથા વેપાર ધંધાને પાયમાલ કરી, મુસલમાનો અને અંગ્રેજોને સદ્ધર બનાવવા પ્રાયઃ નિત્ય હડતાલ, પીકેટીંગ અને તોફાન કરાવાય છે. સ્ત્રીઓ પોતાના ઘરબાર પતિ સાસુ સસરા કે બાળકોને ન સંભાળતા આલી મવાલીઓ સાથે રખડી પોતાનું અમૂલ્ય શિયળ ગુમાવે છે, છોકરાઓ માબાપનું કે ગુરૂનું ન સાંભળતા બંડખોર તથા અધર્મી લંપટ બની અભ્યાસ અને જીંદગી ઉભય બગાડે છે. અંત્યજો પોતપોતાનો જાતીય ધંધો કરી સુખ શાંતિમાં રહેતા હતા તેને અસ્પૃશ્યતા રૂપી કલંક ધોઇ નાંખવાનું ભૂત ભરાવવાથી તેઓ હવે ગામેગામ ઉંચ વર્ણના હિંદુઓ સાથે અથડામણ કરી આપઘાતને પંથે પળ્યા છે. સુધારકોને તો કેમ જાણે આ નાગો નાચ કરવાનું મેદાન મળ્યું ન હોય ! તેમ વિકારી બની વ્યભિચાર વધારવા તથા સર્વને વર્ણસંકર બનાવવા માટે જાતિ પાંતિ તોડવા, ગમે તે ઉંચનીચની સાથે ખાવા, વર્ણાન્તર લગ્ન છૂટા છેડા તથા વિધવા વિવાહ કરવા અને વેદ શાસ્ત્ર પુરાણ વર્ણાશ્રમને તિલાંજલિ દેવા આકાશ પાતાળ એક કરી રહ્યા છે. બોયકોટની હિલચાલથી કરોડો માણસો ઉદ્યોગ હીન બની અન્ન વસ્ત્ર વિના ટળવળે છે.

અને અનાજ વગેર વસ્તુઓના ભાવ એકદમ બેસી જવાથી ખેડુતો તથા વેપારીઓ મોટી આફતમાં આવી પડેલા છે. જેલ મહેલને નાદે ચડાવવાથી અત્યારે ૬૦૦૦૦ લોકો તદ્દન નિષ્પ્રયોજન રીતે કારાગારવાસના અસહ્ય કષ્ટ સહે છે અને હજારો માણસો વારંવાર સભા સરઘસોમાં માથા ભંગાવે છે.

આ રીતે આપણે હિંદના લોકો ઉન્નતિને બદલે અધઃપાત પામી રહ્યા છીએ. આપણા દ્રવ્ય વેપાર વાણિજ્ય માન આબરૂ સંપ સ્નેહ સદાચાર ધર્મ ભાવના અને જાતીય મર્યાદાનો સ્પષ્ટ રીતે નાશ થયો છે અને થતો જાય છે છતાં કેટલાક આને ઉન્નતિ ઊદ્ધારનું ચિન્હ કે સાધન મનાવે છે એવી મનોવૃત્તિવાળાઓને સન્નિપાત ગ્રસ્ત પાગલ સિવાય બીજા શું માનવા? અમને ભય છે કે જો આવું પાગલપણું છ માસ વધારે ચાલશે તો હિંદુસ્થાનમાં અરાજકતા પૂર્ણપણે ફેલાશે અને જીવન ધારણ કરવું પણ કઠિન થઈ પડશે. ભેદનીતિની રમતમાં પોતાનું કલ્યાણ માનનારી નોકરશાહી યોગ્ય માર્ગ ગ્રહણ કરીને આ વિપ્લવ અટકાવે એ આશા રાખવી વ્યર્થ છે માટે સનાતની હિંદુઓ તથા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ કે જેને જાતિ ધર્મ તથા દેશનું ભારે અભિમાન અને ગૌરવ છે તેઓએ તત્કાળ પોતાનો પ્રચંડ ઉદ્યોગ આરંભી દેશ તથા દેશજનોને વર્તમાન સંકટ તથા ભાવી ભયંકર આપત્તિમાંથી ઉગારવા જોઇએ. સનાતની માત્રે વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની શાખા પોતાના ગામમાં ન હોય તો ખોલી તેમાં જોડાઇ જવું અને વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘે જલગામમાં જે કાર્યક્રમ યોજ્યો છે તેને ઉક્ત હેતુ લક્ષમાં રાખી વિના વિલંબે આચરણમાં મૂકવો એવી અમારી સાગ્રહ સૂચના છે.

# સ્વમાન અને સ્વહક્ક.

આજે ધર્મપ્રેમી હિંદુઓને અમે થોડા પ્રશ્નો પૂછવા ઇચ્છીએ છીએ. આજે અમે સનાતન ધર્માનુરાગી સજ્જનોને અમારા સંદેહો નિવેદન કરવા માગીએ છીએ અને આજે અમે હિંદુ હિંદુત્વ અને હિંદુસ્થાનના અભિમાની પુરૂષોને અમારા અંતઃકરણને દિનરાત અત્યંત વ્યથિત કરતી મુંઝવણો દર્શાવવા તક લઇએ છીએ.

અમારા પ્રશ્નો, સંદેહો અને મુંઝવણો એ છે કે પૃથ્વીપર અત્યારે જે એક અબજ અને સીતેર કરોડ લોકો વસે છે તેમાં ૨૬ કરોડ સનાતની હિંદુઓનું સ્થાન ક્યાં છે? આજે કોઇ પણ દેશની નાનામાં નાની પ્રજા પોતાનું માન અને હક્ક બરાબર જાળવી શકે છે જેવી કે નેપાલ, અફઘાનીસ્તાન, બેલ્જીઅમ, આયર્લેન્ડ અને અને હોલેન્ડ વગેરેની. જો તેઓમાંના કોઇના ધર્મનું જરાપણ અપમાન કરવામાં આવે, જો તેના એકપણ માણસની જીંદગી જોખમાવાય, જો તેનો એકપણ હક્ક ડુબાડવામાં આવે તો તેઓ તત્ક્ષણ આકાશ પાતાળ એક કરી મુકી દુસ્મનની ખબર લઈ લે છે જેના તાજા ઉદાહરણ ઇટાલીએ અફઘાનીસ્થાન પાસેથી દંડ લઇ માફી મંગાવી અને બલગેરીઆએ આખા યુરોપને યુદ્ધમાં ઘસડી ખેદાનમેદાન કર્યું ત્યારે તમો સનાતની હિંદુઓ વિશાળ સંખ્યામાં હોવા છતાં તમારા ધર્મનું અહર્નિશ ઘોર અપમાન તથા હનન થાય, તમારા જાતિ કે ધર્મબંધુઓનો ઘાત થાય અને ધારાસભા મારફતે તમારા સઘળા હક્કો ડુબાડવામાં કિંવા છિનવી લેવામાં આવે છતાં તમારી શાંતિનો કેમ ભંગ થતો નથી? એ ખરેખર મોટું આશ્ચર્ય ઉપજાવે છે.

બીજી પ્રજા કે દેશની કયાં વાત કરવી ! ખુદ હિંદુસ્થાનમાંજ મુઠ્ઠીભર મુસલમાન પારસી કે શિખોના ધર્મનું જરાપણ અપમાન કરવામાં આવે અથવા હક્ક છિનવી લેવામાં આવે તો તેઓ શું સાંખી લ્યે છે કે ? મુસલમાનોના પેગેમ્બરને એક આર્યસમાજીએ મોજી શોખી કહ્યો તેમાં તો તેનું ખુન પણ થઇ ગયું અને શિખોના મંદિરને નહિ પરંતુ મંદિરની દિવાલને પોલીસે જરા નુકશાન પહોંચાડયું એમાં તો આખી શિખ કોમે એવો હલ્લો મચાવ્યો કે વાઇસરોયને સાંત્વના કરી રૂા. ૨૫૦૦૦ સમારકામ માટે આપવાની ફરજ પડી.

પરંતુ હિંદુઓના ધર્મ તથા જાતીય હક્કની શી દશા છે ? ખ્રિસ્તી પાદરીઓ શ્રીકૃષ્ણ તથા હિંદુ ધર્મની નિત્ય બદબોઇ કરે, મુસલમાનો મંદિર મૂર્તિઓ તોડી સ્ત્રીઓની લજ્જા લુંટી ઉપાડી જાય અને ગૌહત્યા કરે, આર્યસમાજી અહર્નિશ શાસ્ત્ર પુરાણ મૂર્તિ શ્રાદ્ધ અવતારાદિની નિંદા કરે, ગાંધી ઋષિ મુનિ શાસ્ત્રોને સેતાની પાખંડી કહી ઢેઢ ભંગી સાથે ખાઈ ખવરાવી મહાત્મા તરીકે પુજાય એટલુંજ નહિ પણ વાછડો કુતરા વાંદરા મારી પાયખાનામાં ટટ્ટી ફરતા ગીતાજીનો પાઠ કરી હિંદુ જાતિ, સનાતન ધર્મ તથા ભગવદ્ સ્વરૂપ ગીતાજીનું ઘોર અપમાન કરે છતાં શ્રીકૃષ્ણનો અવતાર મનાવાય એ તો ખરેખર હિંદુઓની ષંઢતાની પરિસીમાજ છે. કિંતુ વાત તેટલેથીજ કયાં અટકે છે ! વાત તો ત્યાં સુધી આગળ વધી છે કે વર્ણાન્તર લગ્ન અને વિધવા વિવાહ કરનારી મહા દુરાચારી કુલટાઓ તથા કુટિલો અત્યારે દેશના નાયક બની બ્રાહ્મણ ભંગી મુસલમાનને એક સાથે ખવરાવે પીવરાવે અને ધારાસભાદ્વારા કાયદાઓ પાસ કરાવી હિંદુઓને ધર્મપાલન કરતા ફરજીઆત અટકાવે,

હિંદુ દેવ મંદિરોની મિલકત સોંપવા અને મંદિરો ઉપર મુસલમાનાદિ ધર્મના ચિન્હવાળો કોંગ્રેસનો વાવટો ફરકાવવાની ભયંકર અપમાનકારક ફરજ પાડવા સુધી કોંગ્રેસ તત્પર થાય અને ધર્મ કે ધર્મજ્ઞ તથા શાસ્ત્ર કે ઇશ્વરનું નામ લેવું એમાં પણ ગુન્હો મનાવા માંડયો તો તમો ૨૬ કરોડ સનાતની હિંદુઓ ( પછી ગમે તે જાતિ વર્ણ કોમ કે સંપ્રદાયના હોવ તેઓ ) ને અમો પૂછીએ છીએ કે તમોને કોઇ સ્વમાન કે સ્વહક્ક જેવી વસ્તુની કિંમત કે કદર છે ખરી? તમો ધર્મપ્રેમી હિંદુઓનું આ રીતે સર્વસ્વ લુંટાતું તથા નષ્ટ થતું જોઇ શું તમારૂં હૃદય ભેદાતું નથી? તમો ધર્માગ્રહીઓનું આ રીતે માન તથા હક્કોનું મર્દન થતું જોઈ અમને સંદેહ થાય છે કે શું તમો મોહ મમતા રહિત જ્ઞાની પરમહંસ ત્યાગી બની ગયા છો કે મૂર્છાવશ–મૃત્યુવશ થઈ ગયા છો? જ્યારે અમે પ્રત્યક્ષ જુઇએ અનુભવીએ છીએ ત્યારે તમો કોઈ જ્ઞાની પરમહંસ ત્યાગી પણ બન્યા નથી અને મૂર્છાવશ કે મૃત્યુવશ પણ થયા નથી કારણ કે તમો સૌ પોતપોતાના અંગત સ્વાર્થ તથા વ્યવહારમાં કુશળ રહી અહીં તહીં સચેતન વિચારો છો; ખરી વસ્તુ સ્થિતિ એ છે કે તમો મોહવશ કાયર ભીરૂ કર્તવ્યહીન પશુ બની બેઠેલા છો.

સર્વ સંપ્રદાયના આચાર્યો મહંતો મઠાધીશો સાધુઓ તથા સંન્યાસીઓ જેઓનું એક માત્ર કર્તવ્ય ધર્મપાલન ધર્મ રક્ષણ ધર્મ ઉપદેશ અને ધર્મ પ્રચારનું છે તેઓને અમે સવિનય પૂછીએ છીએ કે આપે આ પ્રકારે થતો ધર્મનાશ અને અધર્મ પ્રચાર અટકાવવો છે કે માત્ર પૂર્વજોની પુણ્યાઇથી મળેલી સંપત્તિ વિલાસ વૈભવ ઉડાવવામાં તલ્લીન રહી નાલયક ખુશામતીઆઓની વાહવાહથી ખુશ રહેવું છે? યદિ એ રીતે વર્ત્યા કરશો તો એ પણ સ્મરણમાં

રાખજો કે પાખંડવાદને આધીન થયેલી પ્રજા તમોને નહિ માને કિંતુ તમોને અપમાનીત કરી સ્થાન ભ્રષ્ટ રખડતા રઝળતા થોડા વખતમાંજ કરશે. અરે! અમાનુલ્લાની માફક ફાંસીએ પણ લટકાવશે અને સાથે એ પણ નોંધ રાખજો કે એ વખતે તમોને તમારી ખાદી તકલીની હિમાયત કે રેંટીયાનો પ્રચાર જરાપણ સહાયક નહિ થાય. શું બ્રાહ્મણો ! તમે તમારૂં બ્રાહ્મણત્વ ભૂલી અજ્ઞાનતા અને સ્વાર્થને વશ રહી આ રીતે ધર્મધ્વંસ થવા દઇ સમસ્ત સંસારને પાપ તથા નર્કના ભાગી બનવા દઇ ઋષિમુનિઓને લજાવશો ? શું ક્ષત્રિયો તમો નપુંસક તથા અધર્મી બની સ્વમાન અને સ્વહક્કનું આ રીતે મર્દન થવા દેઇ પોતાના મહાન્ પૂર્વજોને લાંછન લગાડી માતાનું ધાવણ લજાવશો ? શુ વૈશ્યો ! તમો માત્ર પેટભરા અને અપાત્રે દાન આપી હિંદુ જાતિ તથા હિંદુ ધર્મનો ધ્વંસ થવા દેઇ ભૂમિને ભારે મારશો ? અને શું શુદ્રો ! તમો પાખંડીઓની માઠી સલાહથી ઉન્માદી બની ઉંચ વર્ણનું અપમાન કરી પોતાનું વિશેષ પતન કરશો ?

અમો સર્વ સંપ્રદાયના આચાર્ય મહારાજો તરફથી તથા સર્વ વર્ણના ધર્મપ્રેમી હિંદુઓ તરફથી અમારા પ્રશ્નોના ઉત્તરની તુરત આશા રાખીએ છીએ. યદિ આપને સૌને હિંદુ જાતિ તથા સનાતન ધર્મ જોઇતો હોય અને સજીવન રાખવો હોય તો શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી મધ્વાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, શ્રી રામદાસ સ્વામી, શ્રી સ્વામીનારાયણ, પ્રતાપ શિવાજી તથા ભામાશાની માફક સર્વ મોહ તંદ્રા નિદ્રા આળસ પ્રમાદ કાયરતા ભીરૂતા લોભ લાલચ સ્વાર્થ વિલાસ વૈભવને તિલાંજલિ દઈ નીકળી પડો ધર્મરક્ષણ અને અધર્મ હનનના રણક્ષેત્રમાં અને જો ધર્મ જાતિ કે સંસ્કૃતિ તમોને અકારી લાગી અળખેજ પડી હોય અને રૌરવ નરકના અધિકારી

બની આ દેહેજ મહા દુર્દશા ભોગવવી હોય તો ગંગાતટે કે યમુના-તટે સૌ એકત્ર થઇ જાહેર કરી દો કે અમારે સનાતન ધર્મ તથા હિંદુ જાતિ સાથે આજથી કાંઇ લાગતું વળગતું નથી—અમે તેનું સ્નાન કરી નાખ્યું છે અર્થાત્ સંબંધ ત્યાગી દીધો છે. અમે પરમકૃપાળુ જગદીશ્વર શ્રીહરિ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા ધરાવીએ છીએ કે તે અમારા પ્રશ્નોનો ઉત્તર આચાર્યો મહંતો સાધુ સંન્યાસીઓ બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો શ્રીમંતો તથા વિદ્વાનોદ્વારા સત્વર એવો અપાવશે કે જેને પ્રભુએ જે વિભૂતિ-શક્તિ સાધન પ્રાપ્ત થયેલા છે તેનો ઉપયોગ તેઓ હિંદુજાતિ તથા સનાતન ધર્મના માન અને હક્ક રક્ષણાર્થે કરી કૃતાર્થ થાય.

## સ્વરાજ્ય કે સુરાજ્ય !

સ્વરાજ્ય અને રામરાજ્ય વચ્ચે ભારે અંતર છે. સ્વરાજ્ય એટલે યુરોપ અમેરિકામાં લોકોના કહેવાતા પ્રતિનિધિઓ જે રાજ્ય-તંત્ર ચલાવે છે તે. બુદ્ધિમાન્ કે ધાંધલીઆ ધારાસભા અથવા પાર્લામેન્ટમાં ઘુસી પોતાના તરંગ પ્રમાણે લોકોને નચાવે છે તે હમણાનું સ્વરાજ્ય છે અર્થાત્ એક રાજાના અંકુશમાંથી મુક્ત થઇ અનેક મનસ્વી માણસોને આધીન થવું એ યુરોપનું સ્વરાજ્ય છે. હિંદની કોંગ્રેસ પણ હિંદીઓ માટે તેવુંજ સ્વરાજ્ય ઇચ્છે છે. તેવું સ્વરાજ્ય હિંદમાં સ્થપાય તો હિંદીઓની કેવી દશા થાય ? કોઇ જુલ્મી રાજાના રાજ્યમાં પણ સ્ત્રીઓની બેઇજ્જતી થઇ નથી, વેપારીઓને પોતાનો માલ વેચવા ન દેતા તેને ગાળો દઇ માર મારી દુકાન કે માલ બાળી લુંટી લઇ જવામાં આવ્યો નથી, ધર્મ અને ધર્મીઓને ગુંગળાવી માર્યો નથી, છોકરાઓને ઉન્મત્ત બનાવ્યા નથી, બળાત્કારે

ધર્મ વિરૂદ્ધ કાર્યો કાયદાથી કરાવ્યા નથી અને દેશના વેપાર ધંધાનો સમૂળગો ઉચ્છેદ કરાવ્યો નથી, તે અત્યારે સ્વરાજ્ય મળ્યા વિના પણ કોંગ્રેસ કરી કરાવી રહી છે તો પછી રાજ્યસત્તા કિંવા સ્વરાજ્ય હાથમાં આવ્યા પછી તો તે કરવાનું શું બાકી રાખે!

અર્થાત્ યુરોપનું સ્વરાજ્ય એ સ્વરાજ્ય નથી પણ અધમ અત્યાચારીઓને અત્યાચાર કિંવા અનાચાર કરવાનું ક્રીડા સ્થાન છે. હિંદના લોકો, હિંદનું ધ્યેય યુરોપથી તદ્દન નિરાળું છે તેથી તેઓને તે માફક આવી શકે નહિ માટેજ સનાતની હિંદુઓ કહે છે કે અમારે તેવું સ્વજાતિ ધર્મ સંહારક સ્વ એટલે કુત્તાઓનું રાજ્ય જોઈતું નથી. અમારે તો રામરાજ્ય જેવું સુરાજ્ય જોઇએ છીએ. રામરાજ્ય જેવું સુરાજ્ય એટલે અનેક કુતર્કી હુકમ ફરમાવનારાઓને બદલે એક રાજા ધર્મયુક્ત જીવન રાખી, પ્રજાની ધાર્મિક લાગણીને માન આપી, પ્રજાને પોતાના સંતાન બરાબર સમજી, પ્રજાને સદ્‌ગુણી સદાચારી પ્રભુભક્ત સ્વાશ્રયી બનાવી અન્નવસ્ત્ર આબાદી વાળી કરે. દેશના લોકો પોતાના વર્ણધર્મ પાળી પોતપોતાના અધિકાર અનુસાર પ્રગતિ કરે, કોઇ કોઇને સતાવે નહિ કે આડો આવે નહિ અને ગાય, મંદિર, મૂર્તિ, વેદશાસ્ત્ર, બ્રાહ્મણ તથા પતિવ્રતાઓનું શિયળ રક્ષે તેવું સુરાજ્ય હિંદુઓ ઇચ્છે છે. છત્રપતિ શિવાજી મહારાજના રાજ્યમાં તેવુંજ સુરાજ્ય હતું. હિંદુઓ સુમાર્ગે પ્રયત્ન કરશે તો ઇશ્વર કૃપાએ તેવુંજ સુરાજ્ય પ્રાપ્ત કરી શકશે.

## બહુમતિ નિર્ણયની ભયાનકતા.

આજકાલ સર્વત્ર બહુમતિના નિર્ણયથી કાર્ય કરવાની વાતો ચાલે છે પરંતુ બહુમતિનો નિર્ણય કેવું ભયાનક પરિણામ લાવે છે

તેનું ઉદાહરણ રશિયા પૂરૂં પાડે છે. રશિયાની પ્રજાસત્તાક પાર્લામેન્ટમાં એક તરંગી સભાસદે ઇશ્વરના અસ્તિત્વ સંબંધી ચર્ચા ઉભી કરી. આસ્તિક વૃત્તિના સભ્યોએ ઇશ્વરનું અસ્તિત્વ હોવા વિશે ભાષણો કર્યા અને નાસ્તિક વૃત્તિના સભ્યોએ ઇશ્વર જેવી કોઇ વસ્તુ જગત્માં છેજ નહિ, એ તો વ્હેમ કે ગપ સ્વાર્થી માણસોએ ફેલાવેલી છે એવો તર્ક રજુ કર્યો. લંબાણ ચર્ચા થયા પછી પ્રમુખે સભાસદોના મત લીધા અને તેમાં ઇશ્વરના અસ્તિત્વ વિશે ઓછા મત મળ્યા જ્યારે ઈશ્વર ન હોવા વિશે વધારે મત થયા એટલે પ્રમુખે બહુમતે નિર્ણય જાહેર કર્યો કે જગતમાં ઇશ્વર નથી.

પાર્લામેન્ટનો નિર્ણય જાહેર થયો પછી શું પૂછવું ? તે નિર્ણય અમલમાં મુકવાને માટે અધિકારીઓને હુકમ અપાયો. અધિકારીઓએ હુકમ બજાવણી કરતા પ્રથમ ધર્મના જેટલા સ્થાનો—દેવળો—ઇશ્વરના મંદિરો હતા તેટલાને ખપ્પરમાં લીધા. દેવળોમાંથી પાદરીઓ—ધર્મગુરૂઓને તથા ઇશ્વર પરત્વેની માન્યતાના સર્વ સાધનોને દેશવટો આપી તેમાં નિશાળો તથા કારખાનાઓ ગોઠવ્યા અને પછી ધાર્મિક શિક્ષણ તથા ઉપદેશ બંધ કરાવી ધાર્મિક સંસ્થાઓ તથા વ્યક્તિઓને અપાતો ધર્માદો બંધ કર્યો. અર્થાત્ બહુમતિના નિર્ણયની ભયાનકતાને લઈ આજે રશિયા દેશમાંથી ઇશ્વરની હયાતી ઉડી ગઇ છે—લોપ થઇ ગઇ છે.

બહુમતિના નિર્ણયે રશિયાની હમણા જે ભયાવહ સ્થિતિ કરી છે તેજ સ્થિતિ યુરોપ અમેરિકા અને હિંદુસ્થાનની પણ વહેલા મોડી થવાની છે કારણકે અત્યારે પ્રાયઃ આખું જગત્ બહુમતિના નિર્ણયની પદ્ધતિ પસંદ કરે છે. આપણા હિંદુસ્થાનમાં તો તેનો કેટલેક અંશે લોકોને સાક્ષાત્કાર પણ થઇ ચૂકેલો છે. ધારાસભા, મ્યુનિસિપાલિટી, યુનિવર્સિટી તથા કોંગ્રેસમાં પ્રજાના પ્રતિનિધિ તરીકે

કાર્ય કરનારાઓને લોકોએ રાજકીય, આર્થિક, શિક્ષણ તથા આરોગ્ય વિષયક હકકો કિંવા સગવડો પ્રાપ્ત કરાવી આપવા માટે મતો આપી મોકલાવેલા છે છતાં તે તો તે નપુંસકો મેળવી શકતા નથી પરંતુ જે બાબતમાં લોકોએ કશું કહ્યું નથી અને તેઓને બોલવાનો અધિકાર નથી તે ધાર્મિક તથા સામાજીક બાબતમાં તેઓ ફાવે તેમ બોલી રહ્યા છે, શારડા એક્ટ જેવા કાયદાઓ પાસ કરાવી લોકોની ધાર્મિક સામાજીક સ્વતંત્રતા વેચી લોકોના હૃદય દુભાવી રહ્યા છે.

ત્યારે ઉપાય શું ? દેશનો સમાજનો કે ભિન્ન ભિન્ન સંસ્થાઓનો કાર્યભાર શી રીતે ચલાવવો ? શું બહુમતિને સ્થાને એક વ્યક્તિને નિર્ણય કરવાનું સોંપી દેવું ? નહિ, અમારો આશય બહુમતિને સ્થાને એક વ્યક્તિને સર્વ સત્તા સ્વાધીન કરવાનો નથી કારણકે તેમ કરવામાં આવે તો કદાચિત્ કમાલ પાશા જેવી આપખુદ વ્યક્તિઓ નિવડવા પૂર્ણ સંભવ રહે છે. આ સંબંધમાં હિંદુ ધર્મશાસ્ત્રોએ તથા ઋષિમુનિઓએ બહુ સુંદર નિર્ણય કરેલો છે. હિંદુ ધર્મશાસ્ત્રોએ એવો નિર્ણય કરેલો છે કે કોઈ પણ વિવાદાસ્પદ પ્રશ્ન ઉભો થાય ત્યારે ધર્મશાસ્ત્રના જ્ઞાતા એવા સદાચારી નિઃસ્પૃહી અનુભવી વયોવૃદ્ધ પુરૂષો ૩-૫-૧૧-૨૧ કે ૫૧ ને એકત્ર કરી નિર્ણય કરાવવો. મહા પ્રતાપી દશરથ રાજા, અંબરીષ રાજા, યુધિષ્ઠિર રાજા, વીર વીક્રમાદિત્ય, બાપા રાવળ, છત્રપતિ શિવાજી આદિ એજ રીતે વર્તી પ્રજાને અતિ સુખ સમૃદ્ધિ આપી જવા સાથે અક્ષય કીર્તિ સંપાદન કરી ગયા છે, મહર્ષિ મનુનો પણ દશ શાસ્ત્રજ્ઞ વિદ્વાનોની પરિષદ્દ્વારા નિર્ણય લેવાનો મત છે અને પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર પણ અર્જુન દ્વારા સૃષ્ટિના લોકોને એજ પ્રકારની સ્પષ્ટ આજ્ઞા કરે છે કે:—" કર્તવ્ય અકર્તવ્યનો નિર્ણય કરવામાં શાસ્ત્રજ પ્રમાણ ગણવું. શાસ્ત્રે વિહિત કરેલા કર્મ જાણીને તે કરવા જોઇએ."

તાત્પર્ય કે લોકોએ રાજદ્વારી નેતા કિંવા સ્વચ્છંદી સુધારકો બગાડકોની બહુમતિ કે એકમતિપર કોઇ કાર્યનો નિર્ણય નહિ રાખતા ધર્મ શાસ્ત્રના જાણકાર કે જેઓ રાગદ્વેષ રહિત વયોવૃદ્ધ પુરૂષો હોય તેઓપરજ રાખવો જોઇએ, નહિતર રશિયા જેવી દુસહ સ્થિતિ અનુભવવી પડશે.

# પ્રતિજ્ઞા કે પ્રતારણા ?

પ્રાતઃસ્મરણીય મહારાજા હરિશ્ચંદ્રને પોતાની પ્રતિજ્ઞા ખાતર ચક્રવર્તી રાજ્ય છોડવું પડયું એટલુંજ નહિ પરંતુ પોતાના વ્હાલા સ્ત્રી પુત્રને વેચવા પડયા અને જાતે ચંડાલનું કામ કરવાની ફરજ પડી છતાં તે સર્વ તેણે હસ્તે મુખે સહ્યું પણ કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ ન કર્યો, શ્રીમાન્ દશરથ રાજાને પ્રતિજ્ઞા ખાતર ભગવાન્ શ્રી રામચંદ્રજી જેવા પુત્ર રત્નને વનવાસ જતા જોઇ પ્રાણ વિસર્જન કરવાની વેળા સાંપડી તો પણ પ્રતિજ્ઞા ન છોડી, બલિરાજાને સ્વર્ગ મૃત્યુ અને પાતાલનું રાજય ગુમાવી બંધાવાનો પ્રસંગ આવ્યો છતાં તેણે પ્રતિજ્ઞાનો ભંગ ન કર્યો, ભીષ્મને અપ્સરા જેવી સ્ત્રી તથા ચક્રવર્તી રાજયની લાલચો આપવામાં આવી અને ભગવાન પરશુ-રામ જેવા ગુરૂ સામે લડવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છતાં તેણે પ્રતિજ્ઞા ન છોડી, રાણા પ્રતાપને ત્રીશ વર્ષ સુધી અરવલીના ભયં-કર પહાડોમાં સહકુટુંબ વસવું પડયું અને પોતાના બાળકોને ઘાસ–ખડનો રોટલો ખવરાવવાનો સમય આવ્યો છતાં તેણે પ્ર..જ્ઞા ન ત્યજી. આ રીતે આ મહાન્ પુરૂષોએ અને અન્ય અનેક ધર્માત્મા હિંદુઓએ પોતાની પ્રતિજ્ઞા–ટેકને માટે સર્વસ્વનો ભોગ આપ્યો

હતો તો અંતે તેઓનો વિજય થયો અને તેઓના પ્રતિજ્ઞાના ઉત્કટ રીતે પાલન બદલ આપણે સૌ મગરૂર થઇ, તેઓ પ્રત્યે પૂજ્યભાવ ધરાવી, તેઓના પવિત્ર નામો તથા કામોનું ગુણગાન અદ્યાપિ કરીએ છીએ.

પરંતુ એજ પરમ પવિત્ર પ્રતિજ્ઞાનો અત્યારે કેવી રીતે ભંગ કરવામાં આવે છે, પોતાનો સ્વાર્થ સાધી પાપ પાખંડ ફેલાવવાને માટે તેના શુદ્ધ અર્થનો વાક્જાળથી કેટલો અનર્થ કરી દુરૂપયોગ કરવામાં આવે છે ! એ વિશે કલ્પના કરતા પણ કંપારી છૂટે છે. ગાંધીએ અમદાવાદથી દાંડી તરફ કૂચ કરતા જાહેર રીતે પ્રતિજ્ઞા કરી હતી કે "હું કુતરાની જેમ મરીશ અથવા સમુદ્રમાં ડુબીશ પણ મીઠાનો કાયદો રદ કરાવીને સ્વરાજ્ય લીધા વિના અમદાવાદ-સાબરમતી આશ્રમમાં પાછો નહિ ફરૂં." ગાંધીએ આવી ભીષણ પ્રતિજ્ઞા લાખો માણસોની વચ્ચે લીધેલી છે અને તે પ્રતિજ્ઞા પાછળ તેને તો યરોડાની જેલમાં પાંચ સુંદર ઓરાડામાં વસી તાજા દૂધ તથા ફળો ખાઇ છાપા વાંચવા અને રેંટીઓ કે તકલી કાંતવા સિવાય બીજું કોઇ કષ્ટ ઉઠાવવું પડ્યું નહોતું પરંતુ સ્વરાજ્ય માટે મુગ્ધ બની ગાંધીની પ્રતિજ્ઞામાં દ્રઢ વિશ્વાસ ધરાવનારા લાખો દેશજનોને નિમક કાનુનનો અનાદર કરતા લાકડીઓના મારથી માથા ભંગાવવા પડયા, લાખો ખેડુતોને ઘરબાર જમીન ઢોર ઢાખર ખેતર છોડી ભટકતા થવું પડ્યું, હજારોને સખ્ત મજુરીની જેલના અસહ્ય કષ્ટો સહેવા પડયા, સેંકડોને મોતને શરણ તથા ફાંસીને લાકડે લટકવું પડ્યું, લાખો વેપારીઓનો કરોડો રૂપિયાનો નહિ કિંતુ અબજો રૂપિયાનો વેપાર ધંધો પાયમાલ થયો અને સિત્તેર કરોડ રૂપિયાના લોકો પર નવા કરો પડયા. તાત્પર્ય કે આખા દેશની પ્રજાને ગાંધીની પ્રતિજ્ઞા

ખાતર મહાન્ કષ્ટ ભયંકર વ્યથા કલેશ સંતાપ વગેરે ખુબ સહેવા પડયા, છતાં આટલા બલિદાનને અંતે દેશે બહિષ્કાર કરેલું સાઇમન કમીશન અને કમીશનની ભલામણ મુજબ કામ કરવા મળેલી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જઇને ચર્ચા કરવાનું તથા સરકાર સામેની કોંગ્રેસની તમામ ચળવળ સમેટી લેવાનું ગુલામીખત વાઇસરોયને લખી આપી, સ્વરાજ્ય તો દૂર રહ્યું પણ માત્ર મીઠાનો કાયદો રદ્દ કરાવવાનું તથા અત્યાચારો બાબત પોલીસ વિશે તપાસ કરાવવાનું પણ સ્વીકારાવ્યા વિના ગાંધી પોતાની પ્રતિજ્ઞાપર પાણી ફેરવી—પ્રતિજ્ઞાનો ખુલ્લે ખુલ્લો ભંગ કરી અમદાવાદ ગયા અને કૃતઘ્ની પણે પોતાની જીત મનાવી હજારો રૂપિયાની થેલીઓ લોકો પાસેથી પડાવી તો તે શું તેની પ્રતિજ્ઞા કહેવાય કે લોકોને મિથ્યા લોભ લાલચો આપી ફસાવનારી પ્રતારણા કહેવાય? તટસ્થ ગૃહસ્થો તો કહે છેજ પરંતુ કેટલાક ચુસ્તમાં ચુસ્ત ગાંધીભકતો પણ હવે સાફ કહે છે કે એ ગાંધીની સ્વરાજ્ય અપાવવાની પ્રતિજ્ઞા નહોતી પણ પ્રતારણા—ઠગબાજીજ હતી.

જેઓને ગાંધીના જીવનનો અભ્યાસ નથી, જેઓ મૂર્ખ અંધ શ્રદ્ધાળુ રાજનીતિથી અજ્ઞાત છે તેઓજ ભૂલ ખાઈ આખા દેશને વિનાશના માર્ગે બળાત્કારે ધસડી ગયા છે બાકી તો બુદ્ધિમાન પુરૂષો તો ગાંધીને પ્રથમથી સારી પેઠે જાણે છે કે તેણે આ કાંઇ નવી પ્રતિજ્ઞા ભંગ કરી દેશને દગો દીધો નથી પણ આફ્રિકામાં, ચંપારણ્યમાં, ખેડા જીલ્લામાં, મુંબઇ સત્યાગ્રહ વખતે સને ૧૯૧૯ માં બારડોલીમાં અને બીજીવાર બારડોલીમાં એમ અનેકવાર અનેક સ્થળે લોકો પાસે મોટો ભોગ અપાવી અણીના વખતે ફરી જઈ, લોકોપર આક્ષેપો મૂકી સરકાર પક્ષે ઉભા રહી ઉંધું મારેલ છે; માટે હમણા

જેમ લાલ પહેરણુવાળા તથા મજુર પક્ષવાળાઓ ચેતી તેની સામે થયા છે તેમ સમસ્ત દેશે આવા મિથ્યા વચનીને એકબાજુ ફેંકી પોતાનું ભાવી પોતાની મેળે ધર્મ તથા ઇતિહાસને માર્ગે ઉકેલવું જોઇએ. સત્યવાદી મનુષ્ય પ્રતિજ્ઞા ભંગ કરે કિંવા તેની પ્રતિજ્ઞા ન પળે તો તે કોઇને પોતાનું મોઢું બતાવ્યા વિના આપઘાત કરે પણ શબ્દજાળ નજ રચે.

## પ્રગતિ કે સંમોહ ?

દેશ વિદેશમાં અત્યારે લોકો જે મનમાની રીતે વર્તી રહ્યા છે, જુની પ્રણાલીનો ઉચ્છેદ કરી સ્વચ્છંદ વ્યવહાર કરી રહ્યા છે, ધર્મ સિદ્ધાંત જાતીય મર્યાદા અને સમાજ વ્યવસ્થાનો લોપ કરી ઇચ્છાનુસાર આચરણ કરી રહ્યા છે તેને ભલે પ્રગતિ કે સુધારો કહેવામાં આવતો હોય પરંતુ અમે તો તેને સંમોહજ કહીએ છીએ અને કામ ક્રોધથી ઉત્પન્ન થયેલા તે સંમોહથી બુદ્ધિભ્રંશ થશે અને બુદ્ધિભ્રંશથી ઉન્નતિ કે ઉદ્ધાર નહિ પણ વિનાશજ થશે એમ સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્માનું ગીતાજીમાં કથન છે.

જે પ્રજાને આત્મ–પરમાત્મ તત્ત્વનું ભાન કરાવનારો ઉપદેશ મળ્યો ન હોય, જે પ્રજામાં અધ્યાત્મવાદના સંસ્કારો નાખનારા શાસ્ત્રો ન હોય, જે પ્રજામાં સન્માર્ગદર્શક ઋષિમુનિ કે આત્મજ્ઞાની પુરૂષો ઉત્પન્ન થયા ન હોય તે પાશ્ચાત્ય જડવાદી પ્રજા સંમોહગ્રસ્ત થઇ વિનાશના માર્ગે ધસડાય એમાં જરાપણ આશ્ચર્ય નથી પરંતુ ભારતવર્ષની આર્ય–હિંદુ પ્રજા કે જેને ગર્ભાધાનથી તે અંત્યેષ્ટિ

પર્યંત ધર્મ, મોક્ષ, શુભાશુભ કર્મના ફળરૂપે સ્વર્ગ નર્ક કે ઉંચનીચપણા વિષે સહજ વિવેક વિચાર પ્રાપ્ત છે તે પ્રજા યુરોપીય જડવાદીઓ અને નાસ્તિકોની પાછળ ગાડર બની ચાલી છે એજ એક ખેદ લજ્જા તથા આશ્ચર્ય ઉપજાવનારી વાત છે.

વેદ ઉપનિષદ્ દર્શન શાસ્ત્ર સ્મૃતિ પુરાણ તથા ઇતિહાસાદિ અતુલિત જ્ઞાનના ભંડારરૂપ ગ્રંથોમાં સાફ પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે આ સઘળું જે દેખાય છે તે ઇશ્વરની લીલા છે, સંસાર મિથ્યા છે, જીવ ઇશ્વરનો અંશ છે પરંતુ તે જ્યારે સંસારમાં આસક્ત થઇ મારૂં તારૂં કરી સુકર્મ કે કુકર્મ કરે છે ત્યારે તે પોતાના કર્મનું ફળ ભોગવવા ઉંચનીચ યોનિમાં અવતરી સુખ દુઃખ અનુભવે છે અને જે જાતિ કે યોનિમાં તે અવતર્યો હોય, તેના ધર્મ કર્મ સમજી બરાબર રીતે આચરી, પાપ કુકર્મથી બચી પ્રભુપરાયણ જીવન ગાળે છે તો તેની સદ્ગતિ છે–ભવબંધનથી છૂટકારો છે–ત્રિવિધ તાપથી ઉગરી શાશ્વત શાંતિ કિંવા મોક્ષગતિને પામે છે. હિંદ જ્યાં સુધી સ્વાધીન હતું, વિદેશી વિધર્મીઓના પનોતા પગલા જ્યાં સુધી ભરતખંડમાં થયા નહોતા અને હિંદુ રાજાઓ આચાર્યો તથા નેતાઓ જ્યાં સુધી સાન ભાન ભૂલ્યા નહોતા ત્યાં સુધી ઉપરોક્ત પરમ હિતકારી ધ્યેયને અવલંબી હિંદુ પ્રજા વર્તતી આવી પરંતુ પાશ્ચાત્યોના આગમન પછી જ્યારથી લોકો તેના સંસર્ગ શિક્ષણથી સંમોહગ્રસ્ત થયા છે ત્યારથી હિંદુસ્થાનનું સર્વ પ્રકારે પતન થવા માંડયું છે છતાં જેમ કુતરૂં મોઢામાં હાડકું નાખી ચાવતા લોહી નીકળે તો પણ સમજીને હાડકું પડતું ન મૂકે તદ્વત્ આપણા લોકો પતનનું ખરૂં કારણ યુરોપનો જડવાદ–શાસ્ત્ર વિરૂદ્ધ સ્વચ્છંદ રહેણી કરણી છે એમ ન વિચારતા ઉલટા જડવાદ તથા શાસ્ત્ર વિરૂદ્ધ સ્વચ્છંદ રહેણી કર-

ણીને જ પોતાની ઉન્નતિનું સાધન માની ધર્મ નાશ, જાતિ નાશ, વર્ણાશ્રમ નાશ કરવા માટે વિશેષ પ્રયત્નવાન્ બન્યા છે.

લોકોનું સત્યાનાશ કાઢનારા, લોકોને મૃત્યુને માર્ગે દોરનારા હમણા બે સાધનો છેઃ-એક તો નેતા બની ઘુમનારાઓના ભાષણો તથા બીજું છાપાઓ-વર્તમાનપત્રો. અમુક દેશમાં અમુક નેતાએ આમ ભાષણ-ઇંટરવ્યું આપ્યું અને અમુક દેશમાં અમુક છાપાએ આમ છાપ્યું એ સર્વ લોકો કૌતુકથી વાંચે સાંભળે છે એટલે સૌના મન ઉપર સારા માઠી અસર થાય છે અને નિત્યના પરિચયથી છેવટ તે અનિષ્ટને આધીન પણ થાય છે. આજકાલ છાપાઓમાં તથા સભામાં નિત્ય એક સંભળાય વંચાય છે કે અમુક પ્રજાએ બંડ ઉઠાવી રાજાને ઉખેડી નાખ્યો, દેવળો તોડી નાખ્યા, સ્ત્રીઓએ પરણવું બંધ કરી છૂટા-છેડા કર્યા, છોકરાઓએ તથા વિદ્યાર્થીઓએ માબાપો અને શિક્ષકોની સામે બળવો જગાડ્યો, અમુક વ્યક્તિએ વર્ણાન્તર લગ્ન કર્યો, ફલાણાએ વર્ણસંકર ભોજન પાર્ટી કરી ઢેઢ મુસલમાન સાથે ખાધું પીધું અને અમુક રાજાએ સમાજ તથા ધર્મબંધન તોડનારા કાયદા પાસ કર્યો અર્થાત્ સંક્ષેપમાં કહીએ તો સ્વચ્છંદી સ્વાર્થી કામાંધ મનુષ્યો ક્રાંતિ કરી જગતમાં એક પ્રકારનો ચાર્વાકવાદ-પિશાચપણું કે સામ્યવાદ, સ્વરાજ્ય સુધારો પ્રગતિને નામે ફેલાવી રહ્યા છે.

પોતાની અને જગતની રક્ષાને ખાતર આવા ધર્મ વિરુદ્ધ-ઇશ્વરી નિયમ વિરુદ્ધના સ્વચ્છંદવાદને ભારતના સુજ્ઞ જનો-આચાર્યો શાસ્ત્રી પંડિતો તથા ધર્મજ્ઞ પુરૂષોએ પ્રબળ પ્રયાસ કરી તત્કાળ ખાળવો જોઇએ નહિતર તે જ્વાળામુખીની માફક સર્વત્ર પ્રસરી પોતાને અને સંસારને દગ્ધ કરી દેશે. અત્યંત દુઃખની વાત છે કે અમુક અપવાદ સિવાય આચાર્યો શાસ્ત્રી પંડિતો તથા ગૃહસ્થો પણ

સંમોહગ્રસ્ત થઈ મૃત્યુના મુખમાં ધસડાઇ રહ્યા છે માટે તુર્કી રશિયા કે સ્પેઇન જેવી દારૂણ દશા બની તમોને ગભડાવી ન પાડે તે પહેલા ઓ ઋષિમુનિના સંતાનો ! ચેતો અને સઘળા સાધનોનો ઉપયોગ કરી સંમોહથી ઉગરો અને લોકોને ઉગારી વિનાશરૂપી આપત્તિને ટાળો.

## સુધારો કે ચિત્તભ્રમ ?

જગદ્‌ગુરૂનું માન પામેલો હિંદુસ્તાન અત્યારે જગતનો શિષ્ય થવા માગે છે. ભારતવર્ષની પ્રત્યેક રહેણી કરણી આધ્યાત્મિક ઉંડા રહસ્યથી ભરેલી હોઈ પરમ સુખદાયક છે. વિદેશીઓને આપણા દેશમાંથી સ્વાર્થ સાધવાનો છે છતાં વિદેશી–યુરોપીઅનોએ પોતાનો ખોરાક પોષાક કે ધર્મ ન છોડયો પરંતુ હિંદુઓ હૃદય અને ચક્ષુ બંધ કરી પોતાનું સત્ત્વ છોડી સુધારાને નામે વિદેશી ગ્રહણ કરી રહ્યા છે એને સુધારો કહેવો કે ચિત્તભ્રમ! હિંદુઓએ પોતાની માતૃ-ભાષા છોડી અંગ્રેજી ભાષાનો અભ્યાસ તથા વ્યવહાર ખુબ વધારી દીધો, ધોતી પાઘડી કાઢી કોટ પાટલુન હેટ ચડાવવા લાગ્યા, સરબત તથા હોકો છોડી ચીરૂટ સીગારેટ સોડાવૅટર લેમન પીવા લાગ્યા, ઘરના પુરી રોટલા છોડી હોટલોમાં અને તે પણ ઇરાની ખ્રિસ્તી-ઓની હોટલોમાં બીસ્કીટ ડબલરોટી ચા કાપી ઉડાવવા લાગ્યા, ચોટલી કાઢી બાબરી રાખતા થયા, મૂછો કાઢી ન મૂછ્યા અથવા ઉંદર મૂછ્યા–ફ્રેંચ કટવાળા થયા, જાતિ વર્ણ ધર્મ છોડી વર્ણસંકર બનવા લાગ્યા અને પ્રાતઃકાલે સંધ્યાપૂજા કરવાને બદલે હાથે હજામત બુટપાલીસ તથા વિકારી છાપાઓનું વાંચન કરવા લાગ્યા.

વળી હમણા ગાંધીનો નાદ ચાલ્યો એટલે તકલી રેંટીયો કાંતવા તથા ખાદીનું કુડતું ટોપી પહેરવા લાગ્યા, જવાહરની ખ્યાતી વધી એટલે કુડતાપર કબજો ઘાલવા લાગ્યા, નાનાલાલે નિબંધ વાંચ્યા એટલે મ્હને, ત્હેમને આદિ ભ્રષ્ટ શબ્દોચ્ચાર કરવા લાગ્યા, હિંદી શબ્દ પુષ્કળ હોવા છતાં હુતાત્માને બદલે શહીદ, બળવો જીવંત રહે એને બદલે ઇન્કલાબ ઝીન્દાબાદ બકવા માંડયા. તાત્પર્ય કે નાનેથી મોટે, અજ્ઞાનથી વિદ્વાન્ સૌ કોઈ પોતપોતાની સર્વોત્કૃષ્ટ સંસ્કૃતિ–હાવ ભાવ ચેષ્ટા રહેણી કરણી ત્યજી સુધારાને નામે સ્વચ્છંદી, વિદેશીના ગુલામ બની રહ્યા છે એ સર્વથા ધિક્કારને પાત્ર હોઇ દેશને અતિ અનિષ્ટકર છે. એક પાગલ પ્રમત્તની માફક વગર વિચાર્યું જેનું તેનું અંધ અનુકરણ કરવું એ સુધારો નહિ પણ ચિત્તભ્રમ છે માટે તેમાંથી સત્વર મુક્ત થવાય એજ કલ્યાણનો ઉપાય છે.

---

## જય કે પરાજય ?

---

બરાબર એક વર્ષપર્યંત ગાંધીએ તથા કોંગ્રેસે દેશને તથા દેશજનોને ચકડોળે ચડાવ્યા. પૂર્ણ સ્વતંત્રતા, પૂર્ણ સ્વરાજ્ય, રામરાજ્ય અપાવી દેવાનો લાહોર કોંગ્રેસમાં ઠરાવ કરી અમદાવાદથી દાંડી જતા ગાંધીએ પ્રતિજ્ઞા પણ કરી કે સ્વરાજ્ય વિના હું અમદાવાદ પાછો નહિ ફરૂં. વર્ષ દરમ્યાનમાં ગાંધીની ચળવળના પ્રતાપે લાખોના માથા ફુટયા, હજારો જેલમાં પુરાયા, સેંકડો સ્વધામ પહોંચી ગયા, કરોડો નહિ પણ અબજો રૂપિયાનો વેપાર રોજગાર પાયમાલ થયો અને લાખો માણસોનાં ઘરબાર માલમિલકત નોકરી ચાકરી રદ્દ

થતાં રજળતા રખડતા બેહાલ થયા તેના પરિણામે ગાંધીએ લોકોને શું અપાવ્યું?

ગાંધીએ વાઇસરોય પાસે મુલાકાતની માગણી કરનારો પત્ર લખી, મુલાકાતની મંજુરી મેળવી મુલાકાત લેઇ વાટાઘાટ કરવા માંડી ત્યારે અમે સાફ જણાવ્યું હતું કે ગાંધીએ દેશને અનેકવાર દગો દીધો છે, ગુલાંટો મારવામાં તે એક મહાન્ ઉસ્તાદ છે અને અગાઉ તેણે જ્યારે આવો પ્રપંચ આદર્યો હતો ત્યારે લાલા લજપતરાયે દેશજનોને ચેતવણી આપી ચેતવ્યા હતા કે એક તરંગી વ્યક્તિને જીવનદોરી નહિ સોંપતા ચુનંદા નેતાઓને વચ્ચે રાખવા તેમ આ વખતે થવાની જરૂર હતી પરંતુ આ વખતે દેશમાં તેવો કોઇ રાજદ્વારી સ્વતંત્ર વિચારક નેતા નહિ હોવાથી અને જેઓ નેતા બની બેઠેલા છે તેવો સઘળા ગાંધીથી દબાયલા તથા ગાંધીમાં આંધળી શ્રદ્ધા રાખનારા ગાંધીભક્તો હોવાથી દેશને ગાંધીએ ભયંકર દુર્દશામાં મૂકયો છે. વાઇસરોય લોર્ડ અરવીન ક્ષણે ક્ષણે પ્રાંતીય ગવર્નરો, એકઝીક્યુટીવ કમિટીના મેમ્બરો, પ્રાઇમ મીનીસ્ટર તથા સ્ટેઇટ સેક્રેટરીની સલાહ લઇ ગાંધી સાથે મસલત કરતા હતા ત્યારે ગાંધી દેશની સર્વ સત્તા તેના ઝોળામાં ઘાલી સ્વચ્છંદે વાઇસરોય સાથે વાતચિત કરતા હતા.

શરૂઆતમાં ગાંધીએ વાઇસરોયને ૧૧ શરતો જણાવી હતી. એ ૧૧ શરતોમાં ૧ દારૂની સંપૂર્ણ બંધી કરવી, ૨ અઢાર પેનીનું હુંડીઆમણ કાઢી સોળનું કરવું, ૩ જમીન મહેસુલમાં સેંકડે ૫૦ ટકાનો ઘટાડો કરવો, ૪ મીઠાનો કાયદો રદ કરવો, ૫ લશ્કરી ખર્ચમાં કાપકુપ કરવી, ૬ મોટા મોટા પગારના નોકરોના પગાર કમી કરવા, ૭ પરદેશી કાપડની આયાતપર સંરક્ષક જકાત નાખવી,

૮ દરિયા કિનારાપર વેપાર કરવાનો કાયદો પાસ કરવો, ૯ સર્વ રાજકીય કેદીઓને છોડી મુકવા. ૧૦ છુપી પોલીસ ખાતાને નહિ જેવું કરી નાંખવું અને ૧૧ સ્વસંરક્ષણ માટે હથિયારના પરવાના આપવા. સરકારે ગાંધીની આ ૧૧ માગણી તો ઠોકરાવી પરંતુ ઓછામાં ઓછી તેણે હમણા ૬ માગણી કરી હતી તે પણ સરકારે નહિ સ્વીકારતા ગાંધીને આધીન બનાવ્યા છે. ગાંધીએ જેલમાંથી છુટતી વખતે ૬ માગણી કરી હતી કે ૧ મીઠાનો કર કાઢી નાંખવો, ૨ પોલીસ અત્યાચારોની તપાસ કરવી, ૨ જપ્ત કરેલી માલમિલકતને પાછી સોંપવી, ૫ સઘળા રાજદ્વારી કેદીઓને છોડી મુકવા, ૫ લડત દરમ્યાન જે સરકારી નોકરોએ રાજીનામા આપ્યા હોય તેને પાછી નોકરી આપવી અને ૬ દારૂ તથા પરદેશી કાપડની દુકાનપર પીકેટીંગ કરવાની છૂટ આપવી. સરકારે આ ૭ માગણીઓમાંથી પણ થોડાક-અમુક કેદીઓને છોડી મુકવા તથા પીકેટીંગ કરવા દેવાની છૂટ સિવાય બીજી માગણીઓ સ્વીકારી નથી છતાં ગાંધીએ સુલેહ કરી છે. આથી લોકોની અજાયબીનો પાર રહેતો નથી અને મજુરો તથા યુવકો ગાંધી તથા કોંગ્રેસપર અસહ્ય આક્ષેપો મૂકી બંડ ઉઠાવી રહ્યા છે ત્યારે બુદ્ધિમાન પુરૂષો કે જેઓ પ્રથમથી ગાંધીને સરકારનો જાસુસ માનતા આવ્યા છે તેઓની તે માન્યતામાં સજજડ પુરાવો ઉપરના નામોશીભર્યા સમાધાનથી મળતા તેઓ તેજ વાત દૃઢતાપૂર્વક અત્યારે પણ દર્શાવી રહ્યા છે.

જો આજ પ્રકારની સુલેહ કરી રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા ગાંધીને તથા કોંગ્રેસવાદીઓને જવું હતું તો તેઓએ દેશજનો પાસેથી આટલો બધો ભોગ શા માટે લીધો ? કાયદાભંગની લડત શરૂ કર્યા પહેલા પણ સરકાર તો તેઓને રાઉન્ડ ટેબલ

કોન્ફરન્સમાં નોતરવા ખુશી હતી. વળી જો તેઓને આટલી લડતના અંતે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવાનો ઉમળકો આવ્યો છે તો લડત પડતી મુકયા વિના પણ તેઓ ભાગ લઇ શકતે; પરંતુ ખરી રીતે કહીએ તો ગાંધી વગેરેના હૃદયમાં લેશમાત્ર દેશભક્તિ નથી, રાજદ્વારી મુત્સદ્દાપણું નથી, મોઢેથી વાતો સ્વદેશી અને સ્વરાજ્યની કરવી છે અને નખથી તે શિખ સુધી વિદેશી આચારો તથા વિચારોથી તેઓ પાગલ બનેલા છે, હિન્દુ જાતિ અને હિન્દુ ધર્મને જડમૂળથી ઉખેડી નાખવો છે અને તરંગો વાવાઝોડા તથા લાલચો ફેંકી મૂર્ખ લોકોને ઉન્મત્ત બનાવી સ્વાર્થ સાધી મહાત્મા પરમાત્મા તરીકે પુજાવું છે. પરંતુ ઇશ્વર કદી પણ અસત્ય કે પાખંડને સહાયક થતો નથી, તે તો તેવા ધૂર્તોને સજ્જડ થપ્પડ લગાવી નીચા પાડે છે. ગાંધીએ તથા કોંગ્રેસે ધર્મના દ્રોહપૂર્વક મનસ્વી રીતે ચળવળ ચલાવી તેથી વિજય નહિ મળતા વાઇસરોય લોર્ડ અરવીને તેને ખુબ બનાવી બંધનમાં લઇ પરાજય આપ્યો છે. અમારી આગાહી છે કે થોડા સમયમાંજ હવે લોકો ગાંધીનો અત્યંત અનાદર કરી ફિટકારના વરસાદ વરસાવશે અને કોંગ્રેસને નષ્ટ કરશે કિંવા અધિકાર છિનવી લેશે. આ રીતે ગાંધીએ તથા કોંગ્રેસે દેશનું તથા દેશજનોનું અતિ અનિષ્ટ કરી વિશેષ અધોગતિમાં મુકયા છે તેમાંથી ઉગરવાને માટે લોકોને માટે હવે માત્ર એકજ અવલંબન છે કે તેઓએ "અખીલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ" નામની ધર્મયુક્ત સ્વરાજ્ય વિહિત માર્ગે લડત ચલાવીને પ્રાપ્ત કરનારી સંસ્થાને શરણે જવું.

---

# સ્વરાજ્ય કે શબ્દજાળ ?

અભણ અને મૂર્ખ માણસ પણ એટલું તો સ્પષ્ટ રીતે સમજી શકે કે સ્વરાજ્ય એટલે પોતાનું રાજ્ય, સ્વરાજ્ય એટલે પોતાના દેશઉપર વિદેશીઓનો અધિકાર નહિ પણ પોતાનો, સ્વરાજ્ય એટલે દેશનો રાજ્ય કારોબાર પ્રજાની ઇચ્છાનુસાર પ્રજાનું હિત થાય તે રીતે પ્રજાના પ્રતિનિધિઓ ચલાવે; આમ છતાં ગાંધી વગેરે કહેવાતા નેતાઓ શબ્દજાળ રચી પ્રજાને ઠગી પુનઃ અધોગતિના ઉંડા ખાડામાં હડસેલવા માગે છે. ગયા વર્ષમાં ગાંધીજીએ સ્વરાજ્યના ચાર અર્થઃ — ૧ પૂર્ણ સ્વરાજ્ય, ૨ અગીઆર મુદ્દાઓ, ૩ સ્વતંત્રતાનું સત્વ અને ૪ મનનો સંયમ એવા કર્યા છે અને હવે જ્યારે તેણે દેશ સાથે દગાબાજી રમી વાઇસરોયને ગુલામીખત કરી આપ્યું છે એટલે મજુરો તથા યુવાન પ્રજાએ પ્રબળ વિરોધ ઉઠાવી મૃત શબના કાળા ફુલોથી, કાળા વાવટાથી, ગાંધીને હાંકી કાઢો, ગાંધીનો નાશ કરો, ધિક્કાર છે ગાંધીને, ભગતસિંહનો ખુની, દગાખોર આદિ શબ્દોવડે અપમાન કરવા માંડયું છે ત્યારે ગાંધી કહે છે કે ફરજ પાડશો તો હું કાર્યક્ષેત્ર ત્યાગી દઈશ, તમે મારા પુત્ર છો, તમે ભલે મારૂં અપમાન કરી કાળા ફુલો આપો પણ તેથી મને જરાય ગુસ્સો આવતો નથી કિંતુ હું આનંદ પામું છું. તમે ગાંધીનો નાશ કરશો પણ ગાંધીવાદનો નાશ કદી કરી શકશો નહિ કારણ કે ગાંધીવાદ એટલે સ્વરાજ્ય અને સ્વરાજ્ય એટલે ગાંધીવાદ માટે તે ગાંધીવાદ વિના તમોને કદાપિ સ્વરાજ્ય મળશે નહિ.

પોતાના અંધ અનુયાયીઓની બહુમતિથી કોંગ્રેસની સબ્જેક્ટસ કમિટીમાં પોતે વાઇસરોય સાથે કરી આવેલ ગુલામીખત પાસ

કરાવી લીધા પછી કોંગ્રેસની બેઠકમાં ગાંધી કહે છે કે તમે મારામાં પૂર્ણ વિશ્વાસ મૂકો, ન પસંદ પડતું હોય તો હમણા તમે ઘરમાં ચુપ બેસો, હું તમોને સ્વરાજ્ય અપાવી દઇશ. સ્ટેઇટ સેક્રેટરી મી. વેજવુડ બેન તો સરકાર તરફથી સાફ જણાવે છે કે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં સેઇફ ગાર્ડો સંબંધમાં તથા લશ્કર, જગાત અને પરદેશ ખાતા સંબંધમાં ચર્ચા થઇ શકશે નહિ છતાં ગાંધી લોકોની આંખોમાં ધુળ નાખી કહે છે કે મારામાં વિશ્વાસ મૂકો હું તમોને એ બધી બાબતોપર કાબુ મેળવી સ્વરાજ્ય અપાવી દઇશ ત્યારે તેની ધુર્તતા માટે રોષ આવ્યા વિના રહેતો નથી. આ રીતે શબ્દ જાળ રચી તથા પોતાની બહુમતિથી વિરોધી પક્ષને દબાવી તેણે કોંગ્રેસની વર્કીંગ કમિટી પણ કેવળ એકદેશીય–પોતાના બાંધીઆ:–અંધ અનુયાયીઓની પોતેજ પસંદ કરીને નીમાવી દીધી છે એટલુંજ નહિ પણ તે કહેવાતી વર્કીંગ કમિટીની દિલ્હીમાં તા. ૩ એપ્રીલે સભા મેળવી તેમાં સર્વાનુમતે ઠરાવ પણ તેણે પાસ કરાવ્યો છે કે લંડન રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ગાંધીને કોંગ્રેસ ડેપ્યુટેશનના સર્વ સત્તા સાથે ડીકટેટર નીમવામાં આવે છે, આમાં લોક અવાજ કે કોંગ્રેસની ડેમોક્રસી–બહુમતવાદનો સિદ્ધાંત ક્યાં રહ્યો ?

મુસલમાનો, મજુરો, યુવકો તથા સુધારકોને રાજી કરવા માટે ગાંધીએ કરાંચી કોંગ્રેસમાં મુસલમાનોને જે જોઇએ તે સર્વ હિંદુઓના વતી આપી દેવાનું કહી પ્રજાના પ્રાથમિક હકકોનું જાહેરનામુ એ નામનો એક તદ્દન મૂર્ખાઇ ભર્યો ધર્મ હનન કરનારો ઠરાવ પણ પસાર કરાવ્યો છે કે જેમાં તેણે વાઇસરોય જેવા મોટા અધિકારીને વધારેમાં વધારે રૂ. ૫૦૦ નો પગાર આપવાનું, ફરજીઆત શિક્ષણ આપવાનું, નીતિમાં બાધ ન આવે એવી ધર્મસ્વતંત્રતાનું, જાહેર

કુવાઓ વગેરેમાં સર્વ કોમના લોકોનો એકસરખો અધિકાર હોવાનું, સ્ત્રીઓને પુરૂષો સમાન હક્કો બક્ષવાનું તથા મજુરોને વિવિધ સગવડો આપવાનું જણાવ્યું છે. જો આ બુદ્ધિહીન જાહેરનામાનો સ્વીકાર અને અમલ થાય તો ગવર્નર, કમીશ્નર, કલેકટર, મામલતદાર, તળાટી પટેલ વગેરેને શું પગાર મળે ? પટેલને તો પ્રમાણમાં એક માસે એક રૂપિયો પણ ન મળે એટલે કોઇ નોકરી કરે નહિ અને કરે તો લાંચ રૂશ્વતનો બજારજ ફાટી નીકળે. તેમ કુવાઓ મંદિરો સ્કુલો ધર્મશાળાઓ વગેરેમાં અંત્યજોને પેસાડવામાં આવે તો ઉંચ નીચ વર્ણ પરસ્પર અથડીને મરી જાય, સરખા હક્કથી સ્ત્રીઓ વંઠી જાય અને મજુરોના બ્હેકવાથી શ્રીમંતોનો નાશ થાય અર્થાત્ ગાંધીની પ્રવૃત્તિ એ સ્વરાજ્યની નથી પણ શબ્દજાળથી હિંદુસ્થાનનું ભયંકર રીતે પતન કરવાની છે. તે મહાતમા લંડન જઇને સ્વરાજ્ય તો નહિ અપાવી શકે પરંતુ ઉપરની રીતે લોકોને માંહોમાંહે અથડાવી જાતિ ધર્મનો સમૂળગો નાશ થાય એવું બંધારણ ઘડાવીને આવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી માટે હિંદુઓ સત્વર ચેતો અને જાતિધર્મ તથા દેશનો ભયાવહ ભાવી સંહાર અટકાવો.

## નિરર્થક બલિદાન.

કોઇપણ મહત્વનું કાર્ય બલિદાન—ભોગ આપ્યા વિના કદાપિ ફળિભૂત થતું નથી એ વાત તદ્દન સત્ય છે પરંતુ જે કાર્યનો આરંભ કરવામાં આવે તેના સ્વરૂપનો તથા પોતાની શક્તિનો પ્રથમ પૂર્ણ વિચાર કરવો જોઇએ. યદિ દીર્ઘદષ્ટિથી વિચાર કરવામાં ન આવે તો

પરિણામ પોતાના વિનાશમાં આવે છે. બારડોલી તથા બોરસદ તાલુકાના ખેડુતોએ ગાંધી તથા કોંગ્રેસના ઉશ્કેરવાથી અત્યારે સરકારી મહેસુલ ન ભરવા માટે પોતાના ઘરબાર માલમિલકત તથા ઉભા પાકનો જે ત્યાગ કર્યો છે-હીજરત કરી છે તેને ભલે પેટભરા પાખંડી છાપાવાળાઓ તથા અર્ધદગ્ધ માણુસો વખાણુતા હોય પરંતુ અમે તો તેને ચોખ્ખી મૂર્ખાઇ કિંવા આત્મઘાતીક પગલુંજ કહીએ છીએ.

ગાંધીનો ખરો પરિચય બહુ થોડાને છે. એમણે અત્યાર સુધીમાં જે જે કાર્યો કર્યા છે તે તે તમામ પ્રજાના સંહારક નિવડયા છે, એકેય કાર્યમાં એમને સફળતા મળી નથી અને સફળતા ન મળવાનું કારણ તેનો અહંભાવ છે. ગાંધીને ધર્મ ઇતિહાસ તથા લોક પ્રકૃતિનું બિલકુલ જ્ઞાન નથી છતાં તે પોતાને સર્વજ્ઞ માને છે. લેશ માત્ર જ્ઞાન કે અનુભવ વિના તે એક કાર્ય અખતરા-પ્રયોગ તરીકે શરૂ કરે છે, તેમાં તે કોઇને પૂછતા નથી, કોઇ સલાહ આપે છે તો તેને ધુત્કારી કાઢે છે અને આખરે જ્યારે તે નાશિપાશ થાય છે ત્યારે કાં તો તે કહે છે કે એમાં લોકોનો દોષ છે, લોકોએ મેં કહ્યું તેમ કર્યું નથી અથવા તો તે કહે છે કે એ તો મારો પ્રયોગ-અખતરો હતો અને મેં હિમાલય જેવડી ભૂલ કરી છે. આફ્રિકામાં બોયર લોકો હિંદીઓને અત્યંત ચાહતા હતા તે બોયરોને અંગ્રેજો સાથે લડાઇ જાગી તે વખતે ગાંધીએ તટસ્થ રહેવું જોઈતું હતું અથવા બોયરોને મદદ કરવી જોઇતી હતી તેને બદલે તેણે અંગ્રેજોને મદદ કરી બોયરોનો ખોફ વ્હોરી લીધો. લડાઇનું પરિણામ એ આવ્યું કે બોયરો જીત્યા અને હિંદીઓની સર્વ પ્રકારની સ્વતંત્રતા નાશ પામે એવી શરતો તેઓએ ઘડી. ગાંધીએ તે સામે સત્યાગ્રહ આરંભ્યો. ગોખલે વગેરેની પ્રવૃત્તિથી

ગાંધીને ચાર લાખની મદદ મળી તેનો તેણે દુરૂપયોગ કરી હિંદીઓને રીબાતી હાલતમાં મૂકી તે ભાઇ હિંદનો ઉદ્ધાર કરવા હિંદ આવ્યા. હિંદમાં આવ્યા પછી તેણે તેજ પ્રકારે ચંપારણ્ય, ખેડા, બારડોલી અને બીજીવાર બારડોલી તાલુકાના લોકોને ચડાવી સરકાર સામે અથડાવ્યા. હરેક લડતમાં લોકોને અનહદ ખમવું પડયું. લોકોના ઘરબાર લુંટાયા, હરરાજ થયા, ગાય ભેંસ બળદો છિનવી લેવાયા અને ઉભા પાકનો નાશ કરાવ્યો. એકેય લડતમાં તે લોકોને વિજય અપાવી શકયા નહિ, કર ઘટાડાવી શકયા નહિ અને છિનવાયેલા માલમિલકત પાછા અપાવી શક્યા નહિ, છતાં પણ આ ત્રીજી વખતે બારડોલી અને બોરસદ તાલુકાના ભલા ભોળા ખેડુતોનું ભાવે કે કભાવે બલિદાન અપાય છે. એક સાધનસંપન્ન રાજસત્તા સામે કેવી કુનેહ અને યુક્તિથી કામ લેવું, લોકોનો તથા લોકોના સાધનોનો નિરર્થક ભોગ ન અપાય અને પોતાનું ઇચ્છિત કાર્ય સિદ્ધ થાય એ વિશે જરાપણ વિચાર કર્યા વિના આ પગલું ભરાયું છે.

આગેવાનોમાં ગણાતા ગાંધીએ લોકો પાસેથી ગામે ગામથી થેલીઓ અને પધરામણીઓ લીધેલી છે અને તેને જેલમાં રહેવાના ત્રણ ચાર કમરા રસોઇઓ ફળફુલ વગેર ઘરે ન મળે એવી સગવડ મળે છે. માલવિયાને પણ તેમજ છે, મોતીલાલ નેહરૂ પણ લાખો રૂપિયા કમાઇને બેઠા છે, પરન્તુ સામાન્ય સ્થિતિના હજારો કેદીઓને તથા ઘરબાર છોડી ગયેલા ખેડુતોને પોતાના બાળબચ્ચા સહિત બેસીતમ કષ્ટો કોઈ પણ જાતના ઉત્તમ ફળની આશા રાખ્યા વિના સહેવા પડે છે તે કેવળ એ કહેવાતા નેતાઓની દુષ્ટ સલાહને જ આભારી છે. અમે કહીએ છીએ કે દેશઅર્થે, ધર્મ અર્થે, જાતિઅર્થે, પરોપકાર-અર્થે, અવશ્ય સહેવું-ભોગ-બલિદાન આપવું પણ જો તેનું કાંઇ શુભ

પરિણામ આવી શકતું હોય તો; નહિતર "ચડજા બેટા શૂલીકું ખુદા તેરા ખેર કરેગા" જેવા વાહીઆત ઉપદેશથી ઉશ્કેરાઇ પતંગીઆ થઈ અગ્નિમાં ભસ્મીભૂત ન થતા સમય સંયોગની રાહ જોઇ અનુકૂળ તકે કાર્ય સાધવું જોઇએ. અમે સારી રીતે જાણીએ છીએ કે બારડોલીની હીજરતમાં કેટલાક લોકક્ષોભ, બળાત્કાર તથા સાથે નહિં જોડાઇએ તો સ્વાર્થ માર્યો જશે એવા હેતુથી મુળજી જેઠા ક્રાપડ મારકીટ તથા ભુલેશ્વરના વેપારીઓની જેમ તણાયા છે પરંતુ તે મોહ નબળાઈ તથા ભયભીતપણું બાજુએ મુકી હિંમતથી પોતાના વિચાર દર્શાવી પોતાનું હિત લોકોએ હરેક બાબતમાં અને હરેક પ્રસંગે સંભાળવું જોઇએ.

## ગાયકવાડી રાજ્યમાં છૂટાછેડાનો કાયદો.

સ્વ. દેશભક્ત રોમેશચંદ્ર દત્તના સંસર્ગને લીધે વડોદરાના સર સિયાજીરાવ ગાયકવાડ એક વખત સર્વ દેશી રાજ્યોમાં ઉત્તમ રાજા તરીકે પ્રકાશી નીકળ્યા હતા તે આજે યુરોપના સહવાસના કારણે પ્રજામાં અળખામણા થઇ પડયા છે. એ રાજા પોતાની ભરવાડ જેવી બાલ્યાવસ્થા ભૂલી ઇશ્વરની મહદ્ કૃપાથી તેને જે ત્રણ કરોડનું વાર્ષિક ઉત્પન્નવાળું રાજ્ય પ્રાપ્ત થયું છે તેનો સુયોગ્ય રીતે કારોબાર ચલાવી પ્રજાને સુખ સંતોષ આપવાને બદલે પોતે પોતાનું રાજ્ય છોડી યુરોપ ભટકે છે, પ્રજાના પરસેવાના પૈસાનો મોજશોખમાં ઉપયોગ કરે છે, નવા નવા કરો નિત્ય નાખે છે, અધિકારીઓ પ્રજાને અનેક રીતે કનડે છે અને પોતે યુરોપની જડવાદી-દુરાચારમાં સ્વર્ગીય સુખ માની દુરાચારને આધીન બનેલી પ્રજાની માન્યતાઓ

તરફ મોહાંધ બની હિંદમાં લઇ આવી, તે દુષ્ટ માન્યતા અનુસાર પ્રજાને રંગવા ધર્મ વિરોધી કાયદાઓ ઘડે ઘડાવે છે.

એ ધર્મહીન વિલાયતી રંગમાં રંગાયલા રાજાએ અંત્યજ પણ પુરોહિત બની શકે, વિધવા વિવાહ થઇ શકે, અંત્યજો સ્કુલોમાં દાખલ થઇ શકે, શારદાપીઠની ગાદી પર શંકરાચાર્યને પરંપરાથી પ્રજા નીમે છે તે નહિ પણ પોતે નીમી શકે અને બાળવયની કન્યાના લગ્ન ન થઈ શકે એવા ધર્મ વિરોધી કાયદાઓ તો વર્ષો પહેલા પાસ કર્યા છે પરંતુ ગયે અઠવાડિયે તેણે ઉંચ વર્ણના હિંદુ સ્ત્રી પુરૂષો છૂટાછેડા કરી શકે એવા કાયદાને સંમતિ આપી પોતાને વેન કરતાં પણ વિશેષ નાસ્તિક પુરવાર કરેલ છે.

વિષયાંધ નાસ્તિકોને ખબર નથી કે ઉંચવર્ણના હિંદુ સ્ત્રી પુરૂષો લગ્ન સંબંધથી જોડાય છે તે વિષય વાસના તૃપ્ત કરવાના હેતુથી તથા અમુક સમય પર્યંત નહિ પરંતુ જ્યાં સુધી ભવાટવીમાં ભટકતા જીવાત્માનો મોક્ષ થાય નહિ ત્યાં સુધી આત્મીય તથા દૈહિક સંબંધથી ધર્મ કર્મ આચરવાને માટે જોડાય છે. સૂર્ય અગ્નિ તથા બ્રાહ્મણની સાક્ષીએ વર કન્યા સપ્તપદી લગ્ન વખતે જે પ્રતિજ્ઞા લ્યે છે તે આ પ્રમાણે છેઃ—વરની પ્રતિજ્ઞાઃ **एकमिषे विष्णुस्त्वानयतु॥ सखे. सप्तपदा भव सा मामनुव्रताभव ॥** અર્થાત્ હે વધુ! સૌભાગ્ય વગેરે ઇચ્છિત ફલની પ્રાપ્તિને વાસ્તે વિષ્ણુ ભગવાન્ ધર્મ અર્થ કામ અને મોક્ષ આદિ સર્વ પુરૂષાર્થને સાધી આપનાર ભૂલોક ( પૃથ્વી ) ને વિષે તને પ્રાપ્ત કરે અર્થાત્ પરમાત્મા તને સૌભાગ્ય વગેરે ઇષ્ટ ફળ આપે. હે વધુ ! ભૂલોકથી સત્યલોક પર્યંત સાતે લોકોના સુખોની પ્રાપ્તિ થવા વાસ્તે અને પાતિવ્રત્ય

ધર્મનું યથાથ રીતે પાલન કરવા માટે વિષ્ણુ ભગવાન્ સત્ય લોક રૂપ સપ્તમ પદને વિષે તને પ્રાપ્ત કરે.

કન્યાની પ્રતિજ્ઞાઃ–त्वत्तो मेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः। देवैः सम्पादितो मह्यं वधुराद्ये पदेऽब्रवीत्॥ दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी। नाहं परं गमिष्यामि पंचमे साऽब्रवी द्वरम्॥ होमयज्ञादि कार्येषु भविष्यामि सहायकृत्। धर्मार्थकाम कार्येषु मनोवृत्तानुसारिणी॥ सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिर्भूतोऽसि साम्प्रतम्। मयार्पितस्तुभ्यं सप्तमे साऽब्रवीद्वरम्॥ અર્થાત મારા અનેક પ્રકારના પુણ્યોના પ્રભાવથી દેવતાઓએ આપને મારા સ્વામી બનાવ્યા છે. આપથીજ મારૂં સર્વ પ્રકારનું સૌભાગ્ય છે. હું દુઃખમાં ધીરજવાળી અને સુખમાં પ્રસન્ન થઇ આપના સુખ દુઃખમાં બરોબર ભાગ લઇશ તથા શરીરવાણી અને મનવડે પણ અન્ય પુરૂષને ઇચ્છીશ નહિ. હું હોમ યજ્ઞાદિ મોક્ષના કાર્યોને વિષે આપની સહાયકારિણી થઇશ અને ધર્મ અર્થ તથા કામના કાર્યો વિષે આપની ઇચ્છાનુસાર વર્તીશ. આ વખતે આપ મારા પતિ થયા છો અને મેં આપને મારો દેહ અર્પણ કર્યો છે જેના અગ્નિ બ્રાહ્મણ વગેરે સાક્ષી છે.

ઇશ્વર, વેદશાસ્ત્ર તથા ઋષિમુનિઓની ઉપરોક્ત આજ્ઞાનો કિંવા લગ્ન વખતની પ્રતિજ્ઞાનો ભંગ કરી ગાયકવાડી કાયદા પ્રમાણે યદિ ઉંચ વર્ણના હિંદુઓ (બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યો) વર્તીને છૂટાછેડા કરે તો પરિણામ શું આવે? પરિણામ એ આવે કે લોકો શુદ્રત્વને પામી નર્કના ભાગી થાય, ઘર–સંસાર અત્યંત દુઃખમય નીવડે, સ્ત્રી પુરૂષ વચ્ચેનો પ્રેમ નાશ પામે અને વ્યભિચાર ચોરી દગાબાજી ખુનાદિ દાવાનળ સળગી ઉઠે; માટે સંસાર સુખ અને

મોક્ષપદના અભિલાષી એવા ઉંચ વર્ણના હિંદુ સ્ત્રી પુરૂષોએ ગાયકવાડી છૂટાછેડાના કાયદાને ઠોકરાવી દેવો ઘટે. પ્રાણનો પણ ભોગ આપવો પડે તો તે ખુશીથી આપવો પરંતુ એવા નરકગામી ધર્મદ્રોહી કાયદાને કદાપિ આધીન થવું નહિ જોઇએ. જ્યાં રાજાઓ અને નેતાઓ પાપાત્મા વેન તથા ચાર્વાક જેવા બની અધર્મ અનાચાર પ્રવર્તાવવા તત્પર થાય ત્યાં હિંદુ પ્રજા રાજાને દેવતુલ્ય માને છે છતાં અગસ્ત્યની માફક હુંકાર કરી ભસ્મ કર્યેજ છૂટકો છે.

## ધર્માદા ટ્રસ્ટમાં હસ્તક્ષેપ.

પુણ્યશાળી શ્રીમંત ગૃહસ્થો પરમાર્થના હેતુથી પોતાની સંપત્તિનું ટ્રસ્ટડીડ બનાવી ધર્માદા આપતા ગયા છે અને આપતા જાય છે. કોઇ શ્રીમંત દેવમંદિર અર્થે, કોઇ અન્નક્ષેત્ર અર્થે કોઇ વિદ્યા અર્થે, કોઇ દવાખાના અર્થે, કોઇ નિરાશ્રિતો અર્થે તો કોઇ પોતાની જ્ઞાતિના બાળકોની કેળવણી અર્થે મોટી મોટી રકમો અર્પી, ટ્રસ્ટડીડ બનાવતા ગયા છે અને બનાવે છે. કેટલેક સ્થળે સમૂહે એટલે પંચાયતે પણ નાણું એકઠું કરી, મંદિર પાઠશાળા સદાવ્રત માટે ટ્રસ્ટ કરેલ છે. આવા ધર્માદા ટ્રસ્ટોની સંખ્યા હિંદુસ્થાનમાં લાખોની છે અને તેની રકમ અબજોની છે.

પરંતુ તે ધર્માદા ટ્રસ્ટ ફંડો ઉપર હમણા બે પ્રકારની આપત્તિ ઉભી થયેલી છેઃ—એક સરકાર તરફથી અને બીજી ટ્રસ્ટીઓ તરફથી. સરકાર તરફથી એ પ્રકારની આપત્તિ ઉભી થયેલી છે કે ધારાસભાઓમાં રાજકીય આર્થિક અને ઔદ્યોગિક હકકો માટે આપણે જે પ્રતિનિધિઓને મત આપી ચુંટી મોકલાવ્યા છે તે બહુમાન પ્રતિ-

નિધિઓ ધારાસભાઓમાં એવા બીલો લાવેલા છે કે ધર્માદા ટ્રસ્ટોની વ્યવસ્થા બરાબર થતી નથી માટે તેનાપર સરકારનો અથવા ધારાસભાનો કાબુ હોવો જોઇએ અને લખતા ખેદ થાય છે કે મદ્રાસ બિહાર વગેરે પ્રાંતોની ધારાસભાઓમાં એવા ધર્માદા ટ્રસ્ટના બીલો પાસ સુદ્ધાં થઈ ગયા છે અને થોડા વખતમાં મુંબઇ પ્રાંતની ધારાસભામાં પણ તેવુંજ બીલ રજુ થવાની તૈયારી થઇ ચુકી છે. બીજી આપત્તિ ટ્રસ્ટીઓ તરફથી જે ઉભી થયેલી છે તે એ પ્રકારની છે કે ધર્માદા ટ્રસ્ટ કરનારનો આશય તેના દ્રવ્યનો ઉપયોગ દેવમંદિર નિરાશ્રિતો કે સાધુસંતોને સદાવ્રત આપવા પાછળ કરવાનો સ્પષ્ટપણે હોય છે છતાં કેટલાક ઉંધી ખોપરીના ટ્રસ્ટીઓ તેને નિરૂપયોગી ગણી આજકાલની વિનાશક સ્વચ્છંદી કેળવણી અર્થે અથવા વિલાયતી દવાના દવાખાના અર્થે કરવા મંડી જાય છે.

ધર્માદા ટ્રસ્ટ ઉપર ટ્રસ્ટીઓનો અધિકાર ન રહે અને સરકાર કિંવા ધારાસભાનો અધિકાર રહે એટલે કે હિંદુઓના મંદિરોની વ્યવસ્થા કિંવા વહીવટમાં સરકારના ગોરા અધિકારીઓ અને ધારાસભાના આસ્તિક નાસ્તિક હિંદુઓ મુસલમાનો પારસીઓ તથા યાહુદીઓ વગેરે સભાસદો માથું મારે એ વાત કેટલી ભયાનક છે ! તે વિચારતાજ કમકમાટી ઉપજે છે. તેમ ટ્રસ્ટીઓ પણ ટ્રસ્ટ કરનારની ધારણાથી વિરૂદ્ધ નાણાનો ઉપયોગ કરે એ પણ કેટલી હૃદય કંપાવનારી વાત છે ? માટે હિંદુઓએ સાવધાન બની તેના નિવારણના ઉપાય તત્કાળ લેવા ઘટે છે.

સરકાર અથવા ધારાસભા ધર્માદા ટ્રસ્ટમાં હસ્તક્ષેપ ન કરે તેને માટે ધર્મપ્રેમી હિંદુઓએ પ્રબળ આંદોલન કરી ધર્માદા ટ્રસ્ટના સરકારી કાયદાને તોડવો જોઇએ અને ધારાસભામાં હવે પછીથી

એકપણ સુધારક સભ્ય—જયકર સપ્રુ ગોર બિરલા શારદા જેવા જવા ન પામે અને જેઓ કટ્ટર સનાતની હોય તથા લોકોના ધાર્મિક સામાજીક હકકોના સંરક્ષણ માટે મરી ફીટનારા હોય તેવા સઘળા સભ્યો દાખલ થઇ જાય એવો પાકો બંદોબસ્ત કરવો જોઇએ જેથી તેઓ તેવા ધાર્મિક કે સામાજીક હકકો ઉપર તરાપ મારનારા કાયદાઓ પોતાની બહુમતિથી રદ્દ કરાવી શકે એ એક ઉપાય.

તેમ ટ્રસ્ટીઓ ટ્રસ્ટ કરનાર ધર્માત્માની ઇચ્છાથી વિરૂદ્ધ જાય તો તેઓને ખસેડી ટ્રસ્ટડીડને વળગી કારભાર કરનાર પ્રતિષ્ઠિત બીજા નવા ટ્રસ્ટીઓ નીમવા જોઇએ. ટ્રસ્ટ કરનાર ગૃહસ્થે પ્રથમથી એવી મજબૂત વ્યવસ્થા કરી રાખવી ઘટે કે ટ્રસ્ટી કે ટ્રસ્ટીઓ નાલાયક સુધારક નીવડે તો તેઓને ખસેડી લાયકને નીમવાની સત્તા એક આઠ દશ ગૃહસ્થોની કમિટીને સોંપવી જોઇએ. જે જે ટ્રસ્ટો થઇ ગયા છે અને જેના ટ્રસ્ટ કરનારાઓ સ્વર્ગવાસ પામી ગયા છે તે માટે તો ઉપરની રીતે સુપ્રબંધ કરવા તજવીજ કરવી ઘટે પરંતુ જે ટ્રસ્ટના ટ્રસ્ટીઓ હયાત છે તેઓએ ઉકત સઘળી હકીકત લક્ષમાં લઇ પોતાના ટ્રસ્ટની બહુજ વિચારપૂર્વક વ્યવસ્થા પોતાની હયાતી છે તે દરમ્યાનમાંજ કરી લેવી જોઇએ અને જે સદ્ગૃહસ્થને પોતાની સંપત્તિના સદુપયોગ માટે નવું ટ્રસ્ટ કરવાનું છે તેણે તેની સંપત્તિ સુધારક કે સરકારના હાથમાં કોઇ રીતે ન જાય અને પોતે જેમાં પોતાનું તથા લોકોનું કલ્યાણ માનેલું છે તે અર્થેજ તે દ્રવ્ય બરાબર રીતે વપરાય એવું કાર્ય બીજાને સોંપવા કરતા પોતાના હાથેજ કરી લેવું ઉચિત છે; કારણ કે આજે બીજાનો તો શું પણ સગા ભાઇ કે પુત્રનો પણ ભરોંસો કરવા જેવો સમય નથી તો પછી અન્યની વાત કયાં કરવી ? અમારા એક સંબંધીના સસરાએ તેના એક

માળાનું ટ્રસ્ટ કરી તેના ભાડાની રકમમાંથી સદાવ્રત આપવાનું ઠરાવેલ છે છતાં તેનાજ ભાઇએ તે માળો વેચી સદાવ્રત બંધ કરી માળાની રકમ એક હોસ્પીટાલને સોંપી દીધી છે અને બીજું એક ધર્માત્માએ બાઇએ હિંદુઓને ધાર્મિક શિક્ષણ આપવા માટે લાખોની રકમનું ટ્રસ્ટ કરેલ છે તેમાં એક વર્ણાન્તર વિધવા વિવાહ કરી પતિત થઇ ચુકેલ પ્રણાલિકા ભંગી નાસ્તિક ટ્રસ્ટી તરીકે ઘુસી ગયેલ છે માટે હિંદુઓ ! સંભાળો અને ધર્માદા સંપત્તિ બચાઓ.

## ધર્મ અને અધર્મ વચ્ચે યુદ્ધ.

જરા શાન્તિ રાખી મૌનતા સેવી એકાંતમાં બેસશો અને સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરશો તો તમોને અવશ્ય ભાસશે કે હમણા દેશમાં જે યુદ્ધ ચાલી રહ્યું છે તે ધર્મ અને અધર્મ વચ્ચે, આસ્તિક અને નાસ્તિક વચ્ચે, જુના વિચારવાળા કિંવા સનાતની અને નવા વિચારવાળા કહેવાતા સુધારકો વચ્ચે ચાલી રહ્યું છે. યદ્યપિ એમ ન હતે અને કેવળ દેશના ઉદ્ધાર કરવા માટેજ સ્વરાજ્યની લડત લડવામાં આવતી હતે તો તે લડતનું સ્વરૂપ અને દેશનેતાઓની મનોદશાજ જૂદા પ્રકારની હોત. દેશનેતાઓના અંતઃકરણમાં જો દેશની ખરી દાઝ હોત અને માતૃભૂમિને સ્વતંત્ર બનાવવાનીજ અભિલાષા હોત તો તેઓ મહારાણા પ્રતાપસિંહ, છત્રપતિ શિવાજી કે લોકમાન્ય તિલકની માફક ધર્મ અને જાતિનું ગૌરવ સાચવી રાજનીતિનું અવલંબન કરી કુનેહથી કામ લેતા હોત.

અહીં કોઇને એમ પ્રશ્ન થશે કે જો હમણાના દેશનેતાઓનું ધ્યેય ધર્મ ધ્વંસ કરવાનું છે અને સ્વરાજ્ય પ્રાપ્તિનું નથી તો પછી

તેઓ સ્વરાજ્યને શા માટે આગળ ધરી જેલમાં જવા સુધીના કષ્ટ ઉઠાવે છે? આ પ્રશ્નના ઉત્તરમાં અમે જણાવીશું કે ભારતની પ્રજા સ્વરાજ્ય માટે વિહ્વળ બની છે, લોકોને એમ જણાયું છે કે પરતંત્રતામાં સબડવાથી કદી સુખે જીવી નહિ શકાય, પરાધીનતાએજ હિંદીઓને બળ સંપત્તિ ઐક્ય આરોગ્ય ઉદ્યોગહીન બનાવ્યા છે માટે દેશનેતાઓના પ્રયાસથી અને તેઓને સહાયક થઈ અનુસરવાથી અવશ્ય સ્વરાજ્ય મળશે. આવી લોક માન્યતાનો લાભ લઈ દેશનેતાઓ સ્વરાજ્યનું પ્રલોભન આગળ રાખે છે અને સ્વરાજ્યની આડ નીચે મનમાન્યો અનર્થ કર્યે જાય છે. સ્વરાજ્યની લાલચ લોકોને બતાવવાથી તેઓને નેતા તરીકે માન મળે છે, થેલીઓ તથા ફંડો મળે છે, જેલમાં જાય છે તો ઘર કરતાં પણ જેલમાં વધારે સગવડ જળવાય છે તેમ લોકો જેને માન સન્માન આપે છે તેને સરકાર પણ કદર કરી આદર આપે છે.

ધર્મ એમ કહે છે કે ઇશ્વરથી ડરીને ચાલો, સદાચારથી વર્તો, ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રાણાંતે પણ ઉલ્લંઘો નહિ, દેહ અને સંસાર નાશવંત–ક્ષણભંગુર છે માટે તેનાપર મમતા રાખી અધર્મ કે પાપ ન કરો, આત્મા અવિનાશી અને સર્વ સુખનું સ્થાન છે માટે પ્રભુ ભક્તિ જપ તપ કરીને તેને ઓળખો. ત્યારે અધર્મ કહે છે કે ઇશ્વર બિશ્વર કોઇ છે નહિ, મરજી મુજબ વર્તો, ધર્મશાસ્ત્ર તો સ્વાર્થી બ્રાહ્મણોએ રચીને લોકોને ગુલામીમાં જકડાવી દીધા છે. જગતમાં પાપ પુણ્ય જેવું કશું નથી માટે જે રીતે મન તૃપ્ત થાય તેમ કરો.

આસ્તિકો કહે છે કે ઇશ્વરે આ સૃષ્ટિ સરજીને વેદદ્વારા તેની વ્યવસ્થા સુંદર રીતે ચાલે તેવો પ્રબંધ કરેલો છે. ઈશ્વર મહા દયાળુ

છે જ્યારે જ્યારે અધર્મી નાસ્તિક પાખંડીઓ તરફથી ઉપદ્રવ ઉભો થાય છે અને વેદ ધર્મ વ્યવસ્થા તુટે છે તથા ધર્મજ્ઞ પુરૂષો રીબાય છે ત્યારે તે સ્વયં પ્રકટ થઇ અધર્મ તથા અધર્મીઓનો સંહાર કરે છે માટે દુઃખ સહેવું પડે તો પણ તે સહીને ઇશ્વરમાં તથા શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખી ધર્મ પ્રમાણે વર્તવું. ત્યારે નાસ્તિકો કહે છે કે એ તો બનાવી કાઢેલી વાતો છે. જગતમાં ઇશ્વર જેવું કાંઇ નથી, દુનિયા તો કુદરતી રીતે ચાલ્યાજ કરે છે. વેદ ભાંડ અને ધુર્તોએ બનાવેલા છે તેને અનુસરવામાં લોકોની પ્રગતિ અટકી જાય છે માટે તમારૂં મન અંતઃકરણ કહે તેમજ કરો.

સનાતની કિંવા જુના વિચારવાળા કહે છે કે અમારી માન્યતાઓ, અમારી પ્રણાલિકા, અમારા રીતિ રિવાજ, અમારી જ્ઞાતિ જાતિ, અમારા વર્ણ આશ્રમ, અમારી કુલમર્યાદા, અમારી ભાષા, અમારો પોષાકાદિ જે અનાદિ કાળથી ચાલ્યા આવે છે તેજ સર્વોત્તમ છે, પરમ સુખદાયી છે, અમને સુખશાન્તિ સદ્‌ગતિ અર્પનાર છે, અમારા પર કરોડો પ્રહાર—આઘાત—હુમલા થયા છતાં તેની અદ્ભુતતા તથા અનુપમતાને લઇને અમે આજ સુધી પૃથ્વીપર ટકી રહ્યા છીએ જ્યારે સ્વચ્છંદ વ્યવહાર કરનારી કઇક જાતિઓ અને વ્યક્તિઓ પૃથ્વી પર જન્મીને ભૂગર્ભમાં સમાઇ ગઇ છે જેનો પત્તો પણ નથી. સ્વચ્છંદ વ્યવહાર કરનાર તો પશુજ ગણાય તેને આ લોકમાં દુઃખ ભોગવવા ઉપરાંત પરલોકમાં નરકગતિજ મળે છે. ત્યારે નવા વિચારવાળા સુધારકો કહે છે કે જુનાને પકડીને બેસી રહેવાય નહિ, સમય અનુસાર પરિવર્તન કરવુંજ જોઇએ. યુરોપે કેટલી ઝડપથી પ્રગતિ કરવા માંડી છે અને જુના જંગલી રીવાજોને ઉખેડી ફેંકી કેવી સત્તા વૈભવ વિલાસ છૂટ મેળવી છે?

તે પ્રમાણે હિંદુસ્થાનના લોકોએ પણ કરવું જોઇએ. બંધન પડદો અંકુશ ભાષા પોષાક નાત જાત પ્રણાલિ સ્પૃશ્ય અસ્પૃશ્ય વગેરે ભેદ મટાડી પતિ માતા પિતા ગુરૂની આજ્ઞાને ન ગણકારવી જોઇએ.

આ પ્રકારે હિંદુસ્થાનમાં અત્યારે ધર્મ અધર્મ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલી રહેલું છે. ધર્મ આસ્તિક સનાતની પક્ષ સુતો છે, કાયર ભીરૂ મૂઢ સ્વાર્થી નપુંસક પ્રમાદી બની જોયા કરે છે ત્યારે અધર્મ નાસ્તિક સુધારક પક્ષ કમ્મર કસી પોતાનું કુટિલ મંતવ્ય પાર પાડવા જીવતોડ મથન કરે છે. જોઇએ છીએ કે ધર્મ પક્ષ સુતો રહી ઘુંદાઇ જાય છે કે જાગીને કાર્યપરાયણ થઈ અધર્મને અળસાવે છે.

---

## હિંદુ મુસ્લીમ એકતાનો પ્રશ્ન.

હિંદુસ્થાનના લોકોએ સ્વરાજ્ય પ્રાપ્ત કરવું હોય કિંવા આનંદપૂર્વક જીવવું હોય તો હિંદુ મુસલમાન એકતાની પરમ આવશ્યકતા છે. ગાંધીએ અસહકારની ચળવળ શરૂ કર્યા પહેલા બંને કોમ વચ્ચે તેવી એકતા હતી, પરંતુ ચળવળ પછીજ તેમાં ભંગાણ પડયું છે. મુસલમાનો હિંદમાં ચારસો વર્ષ થયા આવ્યા છે. હિંદુઓની માંહોમાંહેની ફાટફુટનો લાભ લઈ તેઓ રાજ્યસત્તા ભોગવતા થયા હતા. ઇશ્વરે દરેક દેશની પ્રજાનો અમુક સ્વભાવ—પ્રકૃતિ નિયત કરેલ છે જેમકે હિંદુઓની ધર્મજ્ઞતા, જપાનીઓની સ્વાર્થપરાયણતા, ચીનાઓનું ઉદ્યોગીપણું, રશિયાની બળાત્કારી વૃત્તિ, હબશીઓની ગુલામી ભાવના, અમેરિકનોની સાહસિકતા તેમ મુસલમાનોનો સ્વભાવ તોફાની—બંડખોરપણાનો છે. નિત્યના સહવાસથી હિંદુઓ

તે સ્વભાવ પિછાણી ગયા હતા અને તેનો ઉપાય **શઠં પ્રતિ શાઠયં** એ સૂત્રાનુસાર કરી પ્રતાપ શિવાજીએ સીધા કરી દીધા હતા. અનુભવથી હિંદુઓ એવા સશક્ત વર્તનવાળા થઈ ગયા હતા કે મુસલમાનો પોતાની મેળે નમી ભજીને ચાલતા હતા.

સન ૧૯૧૯ માં ગાંધીએ એ સુતેલા સાપોને ખલીફ અને ખિલાફતના બહાને જગાડી બેઠા કર્યા. લાખોની મદદ હિંદુઓ પાસેથી તેઓને અપાવી અને તીવ્ર ભાષણોથી ખુબ ઉશ્કેર્યા. રાજ્ય-સત્તા પાસે તો બળ રહ્યું એટલે તેઓની સામે મુસલમાનો ફાવી શક્યા નહિ પરંતુ જેમ " કુંભાર કોઇનો માર ખાઇને આવે અને ઘરે ગધેડીના કાન ઉમેળે " તેમ મુસલમાનો સરકાર સામે ન ટકી શકયા એટલે પોતાના સંયુક્ત બળથી જ્યાં ત્યાં હિંદુઓ પર તૂટી પડયા. તેઓએ મલબાર, મુલ્તાન, ગુલબર્ગા, ઝાંસી, નાગપુર કલકત્તા, ઢાંકા, મૈમનસિંગ, કોહાટ, સહરાનપુર, સકર, લખનૌ, ગોધરા, મુંબઇ એમ સર્વત્ર તોફાન કરી અસાવધ હિંદુઓને રેંસી નાખ્યા. મહમદઅલી શૌકતઅલી કીચલુ ઝફરઅલી અબ્દુલ રહીમ સુહરાવર્દી હસનનિઝામી વગેરે મુસલમાન નેતાઓ અને નાના મોટા મોલવી મૌલાના પણ મુસલમાનોને ઉશ્કેરી હુલ્લડો કરાવવામાં તથા તંઝીમ અને તબ્લીગની હિલચાલ દ્વારા હિંદુઓને વિધવિધ ઉપાયે વટલાવી મુસલમાનો બનાવવાના કામમાં લાગી ગયા છતાં ગાંધીએ મુસલમાનોને તેમ કરતા રોકયા નહિ કે એક પણ ઠપકાનો શબ્દ કહ્યો નહિ એટલે હિંદુઓ જે રીતે પોતાના દેહ માલ ઇજ્જત આબરૂ સ્ત્રી પુત્ર મંદિર મૂર્તિ આદિનું રક્ષણ થઇ શકે તે માર્ગે કરવા લાગ્યા.

આમ છતાં ગાંધી પોતાને હિન્દુ મુસ્લીમ એકતાનો ફિરસ્તો માને છે. દિલ્હીમાં તા. ૨૬ ફેબ્રુઆરીના દિને હિન્દુ કોલેજના

મકાનમાં વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતા ગાંધી કહે છે કે "મને કરોડો માણસો મહાત્મા કહેતા હોય તો તે મેં વકીલાત છોડી માટે કહેતા નથી પરંતુ હિન્દુ મુસ્લીમ એકતા માટે, ચરખા માટે અને ઢેઢ ભંગીની અસ્પૃશ્યતા—આભડછેટ કાઢવા માટે હું મારી જીંદગીની દરેક મીનીટ અર્પું છું તે માટે તેઓ મને મહાત્મા કહે છે. જો તમે મને અનુસરશો તો તમે પણ સૌ મહાત્મા બની શકશો." હિન્દુ મુસ્લીમનો વિવાદ અત્યારે જે અત્યંત વધી ગયો છે, એકતામાં ભંગાણ પડયું છે, મુસલમાનો ઉન્મત્ત બની સર્વત્ર તોફાન કરે છે અને અણુછાજતા હક્કો માગે છે તેનું મૂળ કારણ ગાંધીજ છે એ અમે ઉપર સપ્રમાણ દર્શાવ્યું છે એટલે ગાંધી પોતાને હિન્દુ મુસ્લીમ એકતાનો અવતાર કહેવરાવવા માગે છે તે એક મોટો દંભ છે. ગાંધીની ચરખાની હિમાયતથી પણ દેશના તમામ હુન્નર ઉદ્યોગ વેપાર નાશ પામ્યા છે, વિદેશીઓ પગભર થયા છે અને અત્યારે લાખો નહિ પણ કરોડો હિન્દીઓ ભૂખે મરે છે તેમ આભડછેટ દૂર કરવાની ગાંધીની ચળવળથી અંત્યજો ઉશ્કેરાઈ ઠામ ઠામ ઝગડા કરે છે અને પોતાના રોટલાને ટાળે છે, ઉચ્ચ કોમ અને અંત્યજો વચ્ચે વૈર બંધાય છે, તેઓ દેશના લાભોની આડા આવી સરકાર પક્ષે ઉભા રહે છે અને અધર્મની આગ એટલી મોટી પ્રસરી છે—એવો તો દેશમાં દાવાનળ ફાટી નીકળ્યો છે કે લાખો માણસો તેનો ભોગ બની રહ્યા છે અને એજ આભડછેટ કાઢી નાખવા રૂપી અધર્મની જવાળાથી એક દિવસ અવશ્ય દેશજનોનો સમૂળગો વિનાશજ થશે. આ ત્રણ કારણો માટે ભલે ગાંધી પોતાને દેશોદ્ધારક મહાત્મા માને મનાવે પરંતુ વિચારશીલ લોકો તો તેને દુરાત્મા કહી શાપ દઇ રહ્યા છે.

સ્વરાજ્ય ત્રણ છ નવ અને બાર માસની અંદર અપાવી દેવાની ખોટી

લાલચો આપી વિનાશાત્મક લડતનો પ્રારંભ કરવાથી, પોતાના અંધ અનુયાયીઓના બળાત્કારથી તથા પેટભરા પાખંડી છાપાવાળાઓના અવિચારી લખાણોની સહાયથી અજ્ઞાન લોકો એક એકનું અંધ અનુકરણ કરી ગાંધીને મહાત્મા કહેતા હશે પરંતુ બુદ્ધિમાન અને ધર્મજ્ઞ પુરૂષો તો કદી કહેતા નથી અને કહેશે પણ નહિ. તાત્પર્ય કે ગાંધીના પક્ષપાતી ઉપદેશથી હિન્દુ મુસ્લીમની એકતા કદાપિ થશે નહિ, પરંતુ વિરોધજ વધ્યે જશે. એકતા તો ત્યારે થશે કે જ્યારે હિન્દુઓ માંહોમાંહે સંપ કરી અખાડાદ્વારા તાલીમ મેળવી ખુબ બળવાળા બની પોતાનું આત્મરક્ષણ, જાતિરક્ષણ તથા હક્કોનું રક્ષણ કરવા તત્પર થશે એટલે તત્કાળ કોઇના વચ્ચે પડયા વિના થઈ જશે.

## ગીતાજી અને ગાંધી.

ગીતાજી સિવાય એવો કોઈ બીજો શ્રેષ્ટ પૃથ્વીપર ગ્રંથ નથી કે જે તમામ દેશના તથા ધર્મના લોકોને માન્ય હોય. ગીતાજી પૂર્ણ પુરૂષોત્તમ પરબ્રહ્મના મુખની વાણી હોવાથીજ સર્વમાન્ય થઇ પડેલ છે. આત્માને કલ્યાણકારી એવું એક પણ તત્ત્વ નથી કે જે શ્રીમદ્ ભગવદ્ગીતામાં ઉત્તમ પ્રકારે કહેવાયું ન હોય અર્થાત્ સઘળા પરમ શ્રેયસ્કર તત્ત્વોનો સમન્વય શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પ્રત્યેક વાક્યે મળી આવે છે માટેજ તે સર્વેને આદર્શ ગ્રંથ જણાય છે. એ અદ્ભુત ગ્રંથ ઉપર સમર્થ આચાર્યોએ, તત્ત્વવેત્તાઓએ તથા વિદ્વાનોએ અનેક ભાષ્યો-ટીકાઓ લખેલી છે. જેમ હિંદુ તત્ત્વજ્ઞાનીઓએ ગીતાજી ઉપર ટીકાઓ લખેલી છે તેમ યુરોપીયન ફીલોસોફરોએ પણ લખેલી છે પરંતુ આજ સુધીમાં એવો કોઇ તત્ત્વવેત્તાએ દાવો કરેલ નથી કે હું સંસ્કૃત ભાષા જાણતો

નથી છતાં જે ટીકા લખું છું તે તદ્દન સાચી છે અને બાકી બધી ખોટી છે. કલિયુગના ધર્મ પ્રવર્તાવતા જે મહાતમા હમણા હિંદને સ્વરાજ્ય અપાવવાનું મથન કરે છે તે પોતાને સર્વજ્ઞ માને છે અને પ્રત્યેક કર્મ હિંદુ જાતિ, સનાતન ધર્મ તથા હિંદુસ્થાનને ભયંકર ક્ષતિ પહોંચાડનારૂં કરે છે છતાં વેગમાં તણાયલા લોકો તેને હિતકાર માની વધારે અને વધારે આદર આપે છે તે ગાંધીજીએ પોતાને સંસ્કૃત ભાષાનું લેશમાત્ર જ્ઞાન નહિ હોવા છતાં હમણા પાયખાનામાં બેસી ટટ્ટી ફરતા ફરતા ગીતાજી ઉપર અનાસક્તિ યોગ નામની મહા અનર્થકારી અને બિલકુલ મુર્ખાઇ ભરી ટીકા લખેલી છે જેમાં શ્રીકૃષ્ણને કાલ્પનિક કહ્યા છે અને પોતાના હૃદયને ઠીક લાગે તેમ વર્તવું તેનું નામ ધર્મ શાસ્ત્રાજ્ઞાનુસાર વર્તન ઠરાવ્યું છે તે કાચી વય અને હૃદયના હિંદુઓને વિશેષ વિકાર ઉત્પન્ન ન કરે માટે તેનું સચોટ ખંડન હરેક ધર્મપ્રેમીવિદ્વાને તાબડતોબ કરવું જોઇએ.

## ગાંધી અને વર્ણવ્યવસ્થા.

જે માણસોને હિન્દુ ધર્મનું જ્ઞાન નથી, દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતા નથી, પોતાના વડીલોનું માનતા નથી અને અજ્ઞાનતા કે અંધ શ્રદ્ધાથી ગાંધીને મહાત્મા કિંવા ધર્માત્મા માને છે તેઓ સમક્ષ આજે અમ્રો ગાંધીનું મહાત્મા અને ધર્માત્માપણું મુકીએ છીએ. મનુ યાજ્ઞવલ્કય બૌધાયન ગૌતમાદિ ધર્મશાસ્ત્રો એમ કહે છે કે વર્ણ અથવા જાતિ જન્મથી છે અને જો ઉંચ જાતિનો પુરૂષ પોતાથી હીન જાતિની કન્યા સાથે અને હીન જાતિનો પુરૂષ પોતાથી ઉંચ જાતિની કન્યા સાથે લગ્ન કરે છે તો તેનાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન

થાય છે જેમકે બ્રાહ્મણ વર્ણનો પુરૂષ શૂદ્ર કન્યા સાથે લગ્ન કરે તો તેનાથી જે પ્રજા ઉત્પન્ન થશે તે નિષાદ અથવા ભીલ કહેવાશે અને શૂદ્ર વર્ણનો પુરૂષ બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કરે તો તેનાથી જે પ્રજા ઉત્પન્ન થશે તે ચાંડાલ કહેવાશે એવું હિન્દુ ધર્મનું રહસ્ય સમજ્યા વિના અથવા સમજ્યા છતાં ઇરાદાપૂર્વક હિન્દુ ધર્મનો નાશ કરવાને માટે મથતા ગાંધી પોતાના નવજીવનમાં તા. ૭-૫-૩૧ના અંકમાં પોતાની સહીથી લખે છે કે જે બ્રાહ્મણ શૂદ્ર બાળાને અથવા શૂદ્ર બાળા બ્રાહ્મણને પરણે તે વર્ણ ધર્મનો લોપ નથી કરતા." આથી પણ આગળ વધીને ગાંધી લખે છે કે હિન્દુ સ્ત્રી કે પુરૂષ મુસલમાન સાથે એટલે કે પરધર્મી સાથે પરણે તો તે વિવાહ સંબંધમાં નૈતિક દૃષ્ટિએ મને કશો વાંધો લાગતો નથી. તે મહાત્મા બનેલા ગાંધીને એટલેથી સંતોષ ન થયો પણ તેના મહાત્માપણાનો ભંડાર વિશેષ ખોલતા તેજ અંકના પૃષ્ટ ૧૬૩ ઉપર લખે છે કે "બી. એ. થઈને મહેતાગીરી કરવા કરતાં જો નવયુવકો ચમારનો ધંધો શીખે, મૂએલા ઢોરની ઉપરથી ચામડું કેમ ઉતારવું, તેના બીજા ભાગોનો કેમ ઉપયોગ કરવો વગેરે શીખે તો એ ધંધાના જ્ઞાનના અભાવે કરોડો રૂપિયા પરદેશ જાય છે તે અટકે ને ચમારનો ધંધો કરનારા ભાઈઓ એ ધંધાને હલકો માનતા બંધ પડે." જો ગાંધી આમજ માને છે તો પોતે પોતાના દીકરાને કે દીકરીને ચમારના દીકરા દીકરી જોડે કેમ નથી પરણાવતા અને બીજો વ્યાવસાય પડતો મૂકી ચમારનો, મરેલા ઢોરો ચીરવાનો ધંધો પોતે કેમ નથી કરતા? અમને તો ગાંધીની આવી ભયંકર હિમાયતથી એમ સાફ જણાય છે કે તે સાક્ષાત્ કળિમૂર્તિ અથવા તો પૂર્વનો હિન્દુ જાતિ ધર્મનો કટ્ટર વેરી છે અને તેણે વિવિધ ઉપાયે હિન્દુ જાતિ ધર્મને નિર્મૂળ કરવાનું બીડું ઝડપ્યું છે. ગાંધીની આવી સંહારક રીતિનીતિ લોકો કેમ સાંખી લ્યે છે!

એ સમજાતું નથી. એની જગ્યાએ કોઇ બીજો માણસ આમ બોલતો હોત તો હિન્દુઓએ તેને ક્યારનોય પાગલ ગણીને અંત આણ્યો હોત. અમે માનીએ છીએ કે ભૂલથી અથવા અજ્ઞાનતાથી જેઓએ આજસુધી ગાંધીને મહાત્મા કે ધર્માત્મા માનેલ હશે તેઓ આથી પશ્ચાત્તાપ કરી પ્રાયશ્ચિત્ત લઇ ગાંધીના હડહડતા પાખંડવાદને તોડવા પ્રતિજ્ઞા લેશે. અને જેના બીજ ફેર છે, જે માત્ર નામના હિન્દુ છે, જાતિ ધર્મ પર જેને આસ્થા નથી તથા ગાંધી ગમે તેવું અધમતાભર્યું બોલે કે કૃત્યુ કરે તો પણ ગાંધીને જેને મહાપુરૂષ માનવો છે તેઓએ હવે જરા પણ વિલંબ નહિ કરતાં ચમારનો ઢોર ચીરવાનો ધંધો કરવા મંડી જવું ઘટે અને શૂદ્ર કે મુસલમાનની કન્યા પરણવી જોઇએ તથા શૂદ્રને કે મુસલમાનને પોતાની કન્યા પરણાવવી જોઇએ.

૨.

તા. ૨૭–૬–૩૧ ને શુક્રવારે મુંબઇમાં ગાંધીને ઢેઢ, ભંગી ચમારના ૩૦ પ્રતિનિધિઓનું ડેપ્યુટેશન મળ્યું. ઢેઢ ભંગીના એ ડેપ્યુટેશને પોતાના હક્કો વિશે ગાંધીને યાદ આપ્યું તેના ઉત્તરમાં ગાંધી કહે છે કે “ હું મહાત્મા નહિ પણ ભંગી છું, તમારે મને મહાત્મા તરીકે નહિ પણ ભંગી તરીકેજ ઓળખવો. મેં ભંગી માટે ઘણું કર્યું છે. કોંગ્રેસ તરફથી અત્યાર સુધીમાં ૨૦ લાખ રૂપિયા ઢેઢ ભંગી માટે ખર્ચાયા છે, કોંગ્રેસ તરફથી અસ્પૃશ્યતા નિવારણ કમિટી જમનાલાલ બજાજના વડપણ હેઠળ કામ કરે છે જેણે કેટલાક મંદિરોમાં અંત્યજોને દાખલ કરવાની છૂટ મુકાવી છે. માલવિયાની હિંદુ યુનિવર્સિટી જે કાશીમાં છે તેણે તથા અમદાવાદના ગુજરાત વિદ્યાપીઠ અને પુનાના તિલક મહા વિદ્યાલયે અંત્યજોને માટે દ્વાર

ખુલ્લા મુકયા છે. તમારા તમામ હક્કો માટે હું ખુબ ધ્યાન આપીશ. જવાહીરલાલ નેહરૂએ પુનાની સભામાં ભાષણ આપતાં કહ્યું છે કે અમે સ્વરાજ્ય લઇશું ત્યારે તેમાં તમામ દેવમંદિરમાં અંત્યજોને જવાની છૂટ હશે અને જે મંદિરના સંચાલકો મંદિરમાં ભંગી ચમાર ઢેઢને દાખલ થવા નહિ દે તે મંદિર અમે જપ્ત કરીશું. મારો પણ તેવોજ અભિપ્રાય છે." ઓ ભોળા ભલા હિંદુઓ ! હૈયું ઠેકાણે રાખી આ આપમેળે બનેલા કલિયુગી મહાતમા ગાંધીનું કહેવું સાંભળો ! તેણે મુસલમાનોને હું મુસલમાન છું, ક્રિશ્ચિઅનોને હું ક્રિશ્ચિઅન છું, જૈનોને હું જૈન છું, વૈષ્ણવોને હું સનાતની વૈષ્ણવ છું, ખેડુતોને હું ખેડુત છું અને વણકરોને હું વણકર છું એમ કહેલું છે. તેમ ઉચ્ચ-વર્ણના નવજુવાનો–ગ્રેજ્યુએટોને ચમારનો ઢોર ચીરવાનો ધંધો કરવાનું કહી બ્રાહ્મણે શૂદ્રની બાળા સાથે અને શૂદ્રે બ્રાહ્મણની બાળા સાથે લગ્ન કરી ખાનપાન કરવા તથા મુસલમાન સાથે ખાવામાં અને કન્યા લેવા દેવામાં બાધ નથી એમ પણ સાફ જણાવેલું છે. આ પરથી શું એમ ચોખ્ખું નથી જણાતું કે આ ગાંધી કોઈ ભંગીથી ઉત્પન્ન થયેલ ભંગી છે અને પૂર્વ જન્મનું વૈર વાળી હિંદુઓને ઢેઢ ભંગી બનાવી હિંદુ જાતિ ધર્મને નષ્ટ ભ્રષ્ટ કરી રહેલ છે ! અમને તો હજારો પ્રમાણોથી અને હું મહાત્મા નહિ પણ ભંગી છું એમ ગાંધીના પોતાના કહેવાપરથી સ્પષ્ટ જણાય છે; માટે ઓ સાનભાન ભૂલેલા હિંદુઓ સાવધાન ! આવા હડહડતા ખુલ્લા પાખંડીથી તથા તેના પાખંડવાદથી બચો.

## ગાંધીનું વિલાયત ગમન.

ત્રણ અઠવાડિયા થયા અમો નિશ્ચિતપણે આગાહી કરતા આવ્યા છીએ કે ગાંધી મોહનદાસ કરમચંદ ગમે તેટલા વેશ ધારણ કરે—શબ્દજાળ રચે છતાં પણ તે વિલાયત રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં અચૂક જવાના. અમારી એ આગાહી પણ અગાઉની સર્વ આગાહીની માફક સત્ય નિવડી છે અર્થાત્ તા. ૨૯–૮–૩૧ ને શનિવારે ગાંધી રજપૂતાના સ્ટીમરમાં બેસી વિલાયત તરફ રવાના થઇ ચુકયા છે.

અરે ભલા માણસ ! જો તમારે વિલાયત જવુંજ હતું અને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવો હતો તો પછી આટલો બધો ખોપ–ઉલ્કાપાત શા માટે કર્યો ! સને ૧૯૨૯ ના ડીસેમ્બરમાં વાઇસરોય લોર્ડ અરવીને કોંગ્રેસના પ્રતિનિધિઓને મોટી સંખ્યામાં નોતરવાનું અને ફાવે તેવી લડત ગોળમેજીમાં લડી હકકો મેળવવાનું કહ્યું હતું તો તે માન્ય રાખીને વિલાયત જવું હતું ને ! પરંતુ ગાંધીએ સંસ્થાનિક દરજ્જાના સ્વરાજની બક્ષીસ વિના તે નહિ સ્વીકારવાનું કહી લાહોરની કોંગ્રેસમાં પૂર્ણ સ્વરાજ્ય–સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો ઠરાવ પાસ કરાવ્યો અને પછી સને ૧૯૩૦ના માર્ચ મહિનામાં " સ્વરાજ્ય વિના પાછો નહિ ફરૂં, કાં સ્વરાજ્ય લાવી આવીશ અથવા સમુદ્રમાં પડીને મરીશ કિંવા કુતરાની જેમ પ્રાણ ત્યાગીશ " એવી પ્રતિજ્ઞા કરી મીઠાનો કાયદો ભંગ કરવા માટે અમદાવાદથી દાંડી તરફ કુચ કરી. આ વખતે સરકારને પુનઃ અલ્ટીમેટમ–છેવટના કહેણ રૂપે ૧૧ શરતો અને છેવટ ૪ શરતો ખાસ દુતદ્વારા મોકલાવી તે પણ સરકારે માન્ય ન રાખી એટલે ગાંધીએ સરકાર સામે યુદ્ધ ઘોષણા કરી યુદ્ધ આરંભ્યું.

યુદ્ધમાં—સ્વરાજ્ય મેળવવાની લડતમાં ચરખા તકલી ખુબ ચાલી, રેંટીયા ફર્યા, ખાદી વપરાણી, પ્રભાત ફેરીઓ નીકળી,

મીઠું બનાવવા માટે, કર ન આપવા માટે, પીકેટીંગ કરવા માટે અને સરકારી હુકમો તોડવા માટે હજારો જેલમાં ગયા, લાખોએ લાકડીઓ ખાધી, કરોડો ખેતી, નોકરી, મજુરી, વેપાર ધંધાથી રહિત થઇ પાયમાલ થયા અને સેંકડો ફાંસીએ લટકી મૂવા તેનું ફળ શું મળ્યું ? ફળ એ મળ્યું કે ગાંધી લોર્ડ અરવીન સાથે સંધિ-ગુલામીખત કરી આવ્યા. આટલા બધા ભોગને અંતે સ્વરાજ્ય તો દૂર રહ્યું પણ ગાંધી મીઠાનો કર, પોલીસ અત્યાચારની તપાસ, કેદીઓનો છૂટકારો અને જપ્ત થએલી મિલકત પણ પાછી ન અપાવી શકયા અને ગોળમેજીમાં સેઇફગાર્ડો સરકારે કાયમ રાખ્યા છે છતાં ગાંધી લોકોને પોતાપર વિશ્વાસ રાખવાનું કહી એકલા વિલાયત જાય છે. સરકારે ગાંધી સાથે કરેલી એક પણ શરત પાળી નથી એવું પખવાડિયા પહેલા જણાવી ગાંધીએ સ્વતંત્ર તપાસની માગણી કરી હતી પરંતુ સરકારે તેય સ્વીકારી નહિ એટલે ગાંધીએ સાફ સાફ જણાવી દીધું હતું કે હવે હું વિલાયત નહિ જાઉં, ત્યાં જવામાં કાંઇ સાર નથી, મારો સરકારપરથી વિશ્વાસ બિલકુલ ઉઠી ગયો છે, તે કાંઇ આપવાની નથી અને મારા વિલાયત ન જવામાં ઇશ્વરનો હાથ છે વગેરે છતાં બે ત્રણ દિવસ બાદ ગાંધીએ પોતે વાઇસરોયને તાર કરી મુલાકાત આપવા આજીજી કરી અને પોતે સિમલા ગયા. સિમલામાં વાઇસરોય તથા એમરસન સાથે વાત કરી. ઉત્તરમાં વાઇસરોયે યુ. પી. કે બીજા પ્રાંતોમાં સંધિભંગની તપાસ થશે નહિ એમ સ્પષ્ટ જણાવ્યું તો પણ પ્રેમ પ્રતિજ્ઞા પ્રતિષ્ઠા લાજ તથા શરમનું પાણી કરી પીઇ ગયેલા ગાંધી વિલાયત તરફ વિદાય થયા છે. ત્યારે હવે ઇશ્વરના હાથને બદલે પગ આવ્યા કે શું ?

પરંતુ આ કાંઇ ગાંધીની પ્રથમ નિષ્ફળતા નથી તેની આખીયે કારકીર્દિ નિષ્ફળતા કિંવા રાજનીતિના દિવાળાથી ભરપૂર છે. આફ્રિકામાં હિંદીઓ સુખેથી વસતા હતા, બોયર લોકો હિંદીઓને ચાહતા હતા છતાં ગાંધીએ અંગ્રેજોનો પક્ષ લઇ તથા બેહુદી લડત લડી આફ્રિકાના હિંદીઓની જ જડ ખોદી નાખી હંમેશને માટે તેઓને ગુલામ–બહિષ્કૃત કર્યા છે, સને ૧૯૧૬ ની ખેડાની લડતમાં ખેડુતોનો ઘાણ કઢાવી નાંખ્યો છે, ૧૯૧૯ ની સત્યાગ્રહ–કાયદાભંગની લડતમાં લોકોને હતાશ કરી, લોકો પર આક્ષેપો મૂકી લડતને એકાએક પડતી મૂકી પારાવાર નુકશાન કર્યું છે, ૧૯૨૦ માં ધારાસભા બોયકોટ કરાવી ૭૦ કરોડના નવા કર લદાવી લોકોને ચગદી નંખાવ્યા છે અને ૧૯૨૩ ની બારડોલીની રંગે ચડેલી લડતને ચૌરાચૌરીનું બહાનું બતાવી અટકાવી દઈ નોકરશાહીને ઉલટી નિર્ભય ઉન્મત્ત બનાવી દીધી છે.

તેજ પ્રકારે ગાંધીએ મુસલમાનોને ઉશ્કેરી, ખિલાફતના બહાને હિંદુઓ પાસેથી લાખોની મદદ અપાવી. મુસલમાનોએ હજારો સ્થળે હિંદુઓપર અત્યાચાર કર્યા છતાં મુસલમાનોને એક પણ શબ્દ ઠપકાનો ન કહેતા ઉલટો હિંદુઓનો દોષ કાઢી હિંદુ મુસ્લીમ એકતામાં ભંગાણ પાડયું છે. ધર્મની બાબતમાં ગાંધી હિંદુ ધર્મશાસ્ત્રો તથા ઋષિમુનિઓને સ્વાર્થી જૂઠા પાખંડી શયતાની કહી સ્પર્શાસ્પર્શનો ભેદ ટાળી, કુંવારાને વિધવા સાથે પરણવાની સલાહ આપે છે, વર્ણાન્તર લગ્નની તથા શારડા એકટની હિમાયત કરે છે, સતી થવાની પ્રથા ઉપર અમાનુષી આક્ષેપ કરે છે, ઉચ્ચ વર્ણના હિંદુ યુવકોને ઢોરો ચીરવાની–ચમારનો ધંધો કરવાની ભલામણ કરે છે, બ્રાહ્મણો પાસે પાયખાના ઉપડાવી, પાયખાનામાં ટટ્ટી ફરતા

ગીતાજી વાંચી, દુધને માંસાહાર કહી, સ્વપત્નીને બા કહી, અત્યંજની છોકરીને દત્તક લઈ તેના હાથનું તથા ઇમામસાહેબ નામના મુસલમાનના હાથનું તથા જરમન સ્ત્રી મીસ સ્લેડના હાથનું પોતે ખાઇને સૌને ખવડાવે છે અને સૌભાગ્યવતી સ્ત્રીઓને માથે વાળ ન રાખવાની પ્રેરણા કરી ભયંકર અનર્થ મચાવેલ છે. અહિંસા વિશે પણ ગાંધીએ વાછડા કુતરા તથા વાંદરાને મરાવી લાખો નિર્દોષોનો કચ્ચરઘાણ કઢાવી નાંખ્યો છે. ત્યાગ વિશે તે ગામે ગામથી પધરામણી તથા થેલીઓ હાથ કરી કરોડો રૂપિયા લોકો પાસેથી મારી ગયેલ છે. સત્યવાદી-પણા વિશે પોતે બોલેલ કે લખેલ શબ્દો વચનો તથા પ્રતિજ્ઞાઓ ઉપર તે પાંચ મિનિટ પછીજ પાણી ફેરવી દે છે. તાત્પર્ય કે ગાંધી જેવો રાજનીતિ હીન, ધર્મદ્રોહી, હિંસાખોર, અસત્યવાદી, સ્વાર્થી, કલહપ્રિય અનાડી કોઇ થયો નથી અને ભવિષ્યમાં કોઇ થશે પણ નહિ. અમારી આગાહી છે કે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં પણ તે ઉલ્લું બનીને દેશને નુકશાન પહોંચાડીને પાછો આવશે માટે ઓ બલિ બનેલા અંધશ્રદ્ધાળુ ગાડરાઓ ! ચેતો.

---

## વીસમી સદીની સતી અને ગાંધી.

---

પતિવ્રતા સમી સ્ત્રીઓ વંદનીય છે. તેઓ થકીજ સંસારની પવિત્રતા ટકેલી છે. પતિવ્રતા સતી સ્ત્રીઓ ન પાકે તો પ્રજા વર્ણસંકર બની નર્કની અધિકારી થાય અને પૃથ્વીપર સર્વત્ર અનાચાર પ્રવર્તે. ભારતવર્ષની વિશેષતા જો કાંઇ અવશેષ રહી હોય તો તે સતી ધર્મને લઇને છે. શાસ્ત્રકારો તો સતી માટે ત્યાં સુધી કહે કે **तिस्त्र कोट्योऽर्ध कोटी च यानि लोमानि मानुषे।**

**तावत्कालं वसेत्स्वर्गे भर्तारं या नु गच्छति ॥** અર્થાત્ જે સ્ત્રી મરણ પામેલા પતિની સાથે સહગમન કરે છે-સતી થાય છે તે સ્ત્રી માણુસના શરીરમાં જે સાડા ત્રણ કરોડ રૂંવાડા છે તેટલા વર્ષ સુધી સ્વર્ગમાં રહે છે. ( પારાશર ધર્મશાસ્ત્ર. ) તેમ માદ્રી, સુલોચના, રાણકદેવી આદિ સતીઓના હિંદુ ઇતિહાસમાં જ્વલંત દ્રષ્ટાંતો છે. સતીના અલૌકિક મહિમાને અકબર અને અંગ્રેજ જેવા વિધર્મી વિદેશીઓ ન સમજે અને તેને કુચાલ ક્રૂરતા કહી બંધ કરવાનો કાયદો કરે છતાં પતિપરાયણા સ્ત્રી કે જેને સતી થવું જ છે તે કોઇ રીતે અટકતી નથી અને થાયજ છે. એવા ધર્મ ઉચ્છેદક કાયદાઓ છતાં સેંકડો સ્ત્રીઓ સતી થઇ છે, થાય છે અને પોતાના પતિદેવને પામી છે ને પામે છે. હમણા થાણા જીલ્લામાં પાદરા ગામે તા. ૧૨-૪-૩૧ ના લુહાણા જ્ઞાતિની યશોદા બાઇ નામની ૨૨ વર્ષની વયની સ્ત્રી પતિ પાછળ સતી થઇ છે જેને સેંકડો માણુસોએ પ્રત્યક્ષ જોયું છે તથા જેનો જાતીય અનુભવનો વૃત્તાંત “ સનાતન ધર્મ પત્રિકા, ” “ મુંબઇ સમાચાર ” વગેરેમાં સપ્રમાણ પ્રસિદ્ધ થયેલો છે; તથાપિ જે પોતાને મહાત્મા મનાવે છે અને અંધશ્રદ્ધાળું મૂર્ખ લોકો જેને મહાત્મા કે સત્યવાદી માને છે તે ગાંધી એ સતી સાધ્વીના સંબંધમાં કેવા ભયંકર વિષમ ઉદ્‌ગાર કાઢી પોતાના વાસ્તવિક સ્વરૂપનો પરિચય આપે છે તે જુઓ.

નવજીવન તા. ૩ જી મે ના અંકમાં “ વીસમી સદીની સતી ” એ મથાળા નીચેના લેખમાં એક બાઇના પત્રના ઉત્તરમાં ગાંધી લખે છે કે, “ મારી ઉમેદ છે કે તે હકીકત ( યશોદા બાઇ સતી થયાની ) સાચી નથી. મજકુર બહેન મરી હોય તો કાંઈ રોગથી કે અકસ્માતથી મરી છે. તે લુહાણા બહેન જો મરી હોય તો તેણે નિર-

થઈ આપઘાત કર્યો છે, તે મુદલ અનુકરણીય નથી. પતિની પાછળ મરવામાં-આપઘાત કરવામાં જ્ઞાન નથી પણ અજ્ઞાન છે વગેરે.” ગાંધીના આવા ઝેરીલા શબ્દોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે તે હિંદુ ધર્મને, હિંદુ શાસ્ત્રને, હિંદુ સંસ્કૃતિને તથા હિંદુ પ્રણાલીને માનતા નથી. અરે ! સત્યને પણ સ્વીકારતા નથી અને શત્રુ પણ પ્રહાર કે આક્ષેપ ન કરે તેવા તે આક્ષેપો કરે છે. તેના મનથી તે પોતેજ એક સાચા છે અને તે પોતેજ જે કહે છે તે યથાર્થ છે. બાકી આખા સંસારને, લોકોની માન્યતાને, ધર્મને અને પ્રત્યક્ષ જોયા અનુભવેલાને પણ તે ખોટું ઠરાવે છે. ઇતિહાસ, ધર્મશાસ્ત્ર તથા પ્રત્યક્ષ પ્રમાણોથી અમે ઉપર દર્શાવ્યું તેમ પતિ સાથે સહગમન કરનાર-સતી થનાર સ્ત્રી આપઘાત કરતી નથી પરંતુ મોટામાં મોટું જગત્ હિતકારી પુણ્યનું કાર્ય કરે છે. આપઘાત તો તે કહેવાય કે જે અજ્ઞાન લોકોને ઉશ્કેરી નિમક કાનુન ભંગ માટે લાઠી ખવરાવી ખોપરી તોડાવવી કે પીકેટીંગને બ્હાને મોટર નીચે કચરાવી મારી નંખાવ્યા હોય કે મરી ગયા હોય.

ઉંડાણમાં ઉતરી ખરી રીતે તપાસતા ગાંધીનો આ કાંઇ પ્રથમ આક્ષેપ નથી. ઢેઢ ભંગીની અસ્પૃશ્યતા કાઢી નાખવાને માટે તેણે શાસ્ત્રોને તથા ઋષિમુનિઓને જૂઠા, સેતાનીઅતવાળા કહેલા છે, તેણે વિધવા વિવાહની હિમાયત કરી છે, તેણે વર્ણાન્તર લગ્ન પોતાના છોકરાના કરેલા છે, તેણે માંસાહાર કરેલો છે, તેણે દૂધને માંસાહાર કહી સેવન કરવા માંડયું છે, તેણે પોતાની સ્ત્રીને બા કહેવાનું ધોરણ રાખ્યું છે, તે ઢેઢની છોકરીનું તથા મુસલમાનનું રાંધેલું ખાય છે, તેણે વાછડો કુતરા તથા વાંદરાને મરાવી નાંખ્યા છે અને માણસ રોગથી પીડિત હોય તો તેને પણ

મારી નાખવાની હિમાયત કરી છે, તેણે સ્વરાજ્ય અપાવી દેવા માટે સેંકડો વખત મિથ્યા પ્રતિજ્ઞા કરી લોકોના ધન ધર્મ અને પ્રાણ હર્યા છે, તેણે મૈસુરમાં ગૌવધ પ્રતિબંધનો કાયદો થતો હતો તે અટકાવ્યો છે, તેણે પિતાના અંતકાળ વખતે પણ ખબર પડવા છતાં વ્યભિચાર છોડયો નથી, તેણે બ્રાહ્મણો પાસે પાયખાના ઉપડાવ્યા છે, તેણે પોતાને મૂર્તિભંજક કહેવરાવેલ છે, તેણે હિંદુ ધર્મને વગોવી ખ્રિસ્તી તથા મુસલમાન ધર્મને વખાણી બાયબલ શીખી લોકોને શીખવેલું છે, તેણે શારડા એકટ પાસ કરાવવા માટે ખુબ કોશિશ કરેલી છે અને હમણા તેનો અમલ કરવા માટે જે કોર્ટોનો તેણે બહિષ્કાર સૂચવ્યો હતો તે કોર્ટોદ્વારા કામ લેવા વકીલોને પ્રેરણા કરી છે. તાત્પર્ય કે ગાંધી અત્યારે હિંદુ સતી સ્ત્રીઓ કે સતાનો ચાલ કે હિંદુ સંસ્કૃતિની અવગણના કરે છે તે પ્રથમ નથી કિંતુ તેવી સેંકડો અવગણના-તિરસ્કાર-દ્રોહ કરી તે પોતાને હિંદુ જાતિ ધર્મનો એક કટ્ટર શત્રુ-સંહારક તરીકે સિદ્ધ ઠરી ચૂકેલ છે કે જેવો હિંદુ ધર્મનો બીજો કોઇ શત્રુ અદ્યાપિ પર્યંત પૃથ્વીપર દાનવ કે માનવમાં પાકયો નથી; માટે હિંદુઓએ તેવા પ્રબળ ધર્મવિનાશકથી ચેતી સાવધ રહેવું જોઇએ.

## ધર્મદ્રોહનું ફળ.

જે પવિત્ર દેશમાં ઘરેઘર રિદ્ધિસિદ્ધિ હતી, અન્ન વસ્ત્રના ભંડાર ભરેલા હતા, સોનું રૂપું હીરા મોતી માણેક વગેરે ઝવેરાત શ્રીમાન્ કુબેરજીને પણ લજાવે એટલા વિપુલ હતા, શરીર રૂષ્ટપુષ્ટ નિરોગી હતા, આયુષ્ય સો વર્ષથી વધારે હતું, ઠામઠામ યજ્ઞયાગ થતા હતા,

પ્રત્યેક ઘરે પુષ્કળ ગાયો અને ઘોડાઓ દ્રષ્ટિએ પડતા હતા, ગામે-ગામ ઋષિઓના આશ્રમો તથા ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમો હતા, લોકોનો મોટો ભાગ શસ્ત્ર શાસ્ત્ર તથા વિજ્ઞાનના જ્ઞાનથી સંપન્ન હતો, પ્રત્યેક બ્રાહ્મણના ઘરમાં વેદના ધ્વનિ સંભળાતા હતા અને લોકો પરોપકારાર્થે આત્મવિસર્જન પણ હસ્તેમુખે કરતા હતા તે હિંદમાં અત્યારે લોકો અન્ન વસ્ત્ર વિના ટળવળે છે, એક બે પાંચ નહિ પણ સેંકડો મનુષ્યો નિત્ય અન્નના અભાવે આત્મઘાત કરીને મરે છે, શરીરે બિમાર અશક્ત જોવામાં આવે છે, ગાયો અતિ અલ્પ સંખ્યામાં દ્રષ્ટિએ પડે છે અને જે થોડીઘણી છે તેમાંથી પણ હમેશા હજારોની કત્લ થાય છે, મનુષ્યો બહુ નાની અવસ્થામાં મરણ પામે છે, યજ્ઞયાગ બિલકુલ થતા નથી અને પ્રાયઃ પ્રત્યેક વર્ષે દુષ્કાળ તથા રોગચાળો સતાવતો હોય છે, ઋષિઓ કે ઋષિ-કુળો ક્યાંય દેખાતા નથી, લોકો મૂર્ખ કંગાલ દરિદ્ર બની ગયેલા છે, શસ્ત્ર શાસ્ત્ર વિદેશમાં ચાલ્યું ગયું છે, વેદના ધ્વનિને બદલે પાખંડીઓના બરાડા જોરશોરથી સંભળાઇ રહ્યા છે અને આત્મ-વિસર્જન કે પરોપકારને બદલે કહેવાતા નેતાઓ પ્રજાના પ્રાણની આહુતિ આપી દ્રવ્ય હરી રહ્યા છે.

દેશનું આટલું બધું પતન–પરિવર્તન થવાનું કારણ શું! એમ સૌ કોઇને સહજ પ્રશ્ન થાય; તો કારણ એ કે ધર્મ બોલતો નથી પણ બોળી મારે છે એમ જે ડાહ્યા પુરૂષો કહે છે તે આજે પ્રત્યક્ષ અનુભવાય છે. મનુ ભગવાન કહે છે કેઃ—**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः** અર્થાત્ ધર્મનું હનન–નાશ કરવાથી ધર્મજ આપણો નાશ કરે છે અને ધર્મનું રક્ષણ કરવાથી તે ધર્મજ આપણું રક્ષણ કરે છે તેનો આજે હિંદુસ્થાનની પ્રજાને સાક્ષાત્

અનુભવ થાય છે. હિંદુસ્થાનની પ્રજા કે જે સંપૂર્ણ સ્વતંત્ર સુખી અને સંપત્તિવાળી પ્રથમ હતી તે કેવળ ધર્મના આધારેજ હતી, પરંતુ હમણા જ્યારથી લોકો ધર્મદ્રોહી કહેવાતા દેશભક્ત નેતાઓના પંજામાં જકડાઇ પાપી અધર્મી બન્યા છે ત્યારથી તેના દુઃખ પરાધીનતાની સીમા રહી નથી. સતી ધર્મને તિલાંજલિ આપી જ્યાં વિધવાવિવાહની હિમાયતથી વ્યભિચાર ફેલાવાય, આચાર ધર્મનો ત્યાગ કરાવી જ્યાં ઢેઢ ભંગીને અડી ખ્રિસ્તી મુસલમાનો સાથે હોટલોમાં ખાનપાન કરાવાય, જ્યાં વેદશાસ્ત્ર ઋષિમુનિઓને સેતાની પાખંડી બનાવાય, જ્યાં કુલટા વ્યભિચારીણી સ્ત્રીઓ અને પુરૂષો દેશભક્તાણી અને દેશભકતો બની ઉપદેશ કરતા હોય, જ્યાં વર્ણ-સંકર લગ્ન, છૂટાછેડા, જાતિપાંતિ નાશની હિમાયત થતી હોય, જ્યાં લોકો પૂજ્યને અપૂજ્ય અને અપૂજ્યને પૂજ્ય માનતા હોય અને જ્યાં રજસ્વળાને, શબને તથા અંત્યજોને સ્પર્શ કરી લોકો પોતાને કૃતાર્થ માનતા હોય ત્યાં દારૂણ દશા પ્રવર્તે એમાં આશ્ચર્ય શું ?

અત્યારે દેશમાં પ્રજાનો અડધો ભાગ ધંધા નોકરી ઉદ્યમ વિનાનો થઇ ભૂખે મરે છે, અત્યારે દેશમાં ગામોગામ વેપારીઓ ખેડુતો મજુરો ધંધાદારીઓ પોતાના બાળબચ્ચાના નિર્વાહની તથા આબરૂની રક્ષાની મોટી ચિંતામાં મુકાયા છે, અત્યારે સ્થાન સ્થાન-પર અરાજકતા–હિંદુ મુસલમાન વચ્ચે, ઉચ્ચ વર્ણ અને અંત્યજો વચ્ચે અને આસ્તિકો તથા નાસ્તિકો વચ્ચે કુસંપ થઇ રહ્યા છે, અત્યારે દુર્લભમાં દુર્લભ મનુષ્ય દેહ કે જે વડેજ મોક્ષ–પ્રભુપ્રાપ્તિ થઇ શકે છે અને જે મેળવવાને હજારો વર્ષ પર્યંત તપશ્ચર્યા કરવી પડે છે તે દેહ અનેક સાચા ખોટા કાર્યો કરવા છતાં નભાવવો અશક્ય થઇ પડયો છે અને કેટલાકને તો અકારો થઇ પડયો છે

માટે આત્મઘાત કરે છે તે કેવળ ધર્મદ્રોહ કિંવા ધર્મ હનનનુંજ પરિણામ છે. ધર્મદ્રોહ–ધર્મનાશ ન અટકયો અને આમને આમ ચાલુ રહેશે તો અમારૂં નિશ્ચિત્ માનવું છે કે થોડા વર્ષમાંજ દેશ તથા પ્રજા આખી તારાજ થઇ જશે, પૃથ્વીપર ભયાનક સંકટો આવી પડશે, મહા પ્રલય નહિ તો નાનો પ્રલય સંસારનો સંહાર કરી નાખશે; માટે જો તેમાંથી ઉગરવું હોય તો લોકોએ પાખંડી નેતાઓ, સુધારકો, મીઠાબોલા સ્વાર્થસાધુ ધૂર્તોને બાજુએ ફગવી ધર્મને આરાધવો જોઇએ. ધર્મજ એક મનુષ્યોની ગતિ છે, ધર્મ વડેજ પૃથ્વી ટકેલી છે, ધર્મ થકીજ સર્વ અનિષ્ટો દૂર થઇ શુભ કામનાઓ ફળિભૂત થઈ શકે છે, ધર્મના આધારેજ લોકો સન્માર્ગમાં પ્રવર્તી સુખ લઈ આપી શકે છે તેથી હિંદુ સંતાનો! ચેતો અને આગ્રહપૂર્વક ધર્મનું અવલંબન કરો એટલે માત્ર સ્વરાજ્યજ નહિ કિંતુ સામ્રાજ્ય પણ તમોને આવશ્ય પ્રાપ્ત થશે.

## સનાતનીઓ શા માટે ઉદાસીન છે?

કેટલીક વ્યક્તિઓ તથા છાપાઓ તરફથી વારંવાર પૂછવામાં આવે છે કે અત્યારે દેશમાં કોંગ્રેસ તરફથી સ્વતંત્રતાની લડત ખુબ જોરથી લડવામાં આવે છે અને તેમાં સર્વ કોમ તથા મતવાદીઓની સહાનુભૂતિ છે છતાં સનાતનીઓ શા માટે ઉદાસીન છે? શું આવે વખતે એવી ઉદાસીનતા કે તટસ્થતા સેવવી એ દેશદ્રોહ ન ગણાય! યદિ સનાતનીઓ ધર્મ સંબંધી પ્રશ્ન ઉઠાવતા હોય તો આ લડતમાં કોંગ્રેસે કોઇ પણ ધર્મ કે કોઇનું મન ન દુઃખાય એવી રીતિ અખત્યાર કરી છે, એટલુંજ નહિ પરંતુ પં. મોતીલાલ નેહરૂએ

તો જાહેર સુદ્ધાં કરી દીધું છે કે અમે સર્વ ધર્મનું માન સાચવીએ છીએ અને ભવિષ્યમાં સાચવીશું, તો શા માટે સનાતનીઓએ આમાં જોડાઇ પોતાનો ફાળો ન આપવો ?

આના ઉત્તરમાં પ્રથમ અમે એ દર્શાવીશું કે કોંગ્રેસ કિંવા સ્વરાજ્યની હિલચાલના ઉત્પાદક બાબુ મોતીલાલ ઘોષ તથા લોકમાન્ય તિલક વગેરે સનાતની હતા અને પછી પણ કોંગ્રેસને દ્રવ્ય વગેરેની સહાયતા કરી પાળનાર પોષનાર સનાતની શ્રીમંતોજ હતા; પરંતુ જ્યારથી તેમાં ગાંધી નેહરૂ પટેલ બીસંટ જયકર જેવા સુધારકો ધુરયા ત્યારથી સનાતન ધર્મના દ્રોહનો આરંભ થયો એટલે સનાતનીઓ પૃથક્ થયા. છતાં પણ સનાતનીઓ પોતાના ધર્મને અવલંબીને વિદેશી વિધર્મીઓ સાથે શરૂથી જે અસહકાર સેવતા આવ્યા છે તે અદ્યાપિ ચાલુજ છે અર્થાત્ સનાતનીઓ કદી પણ અંગ્રેજી ભાષા પોષાક રહેણી કરણી ખાનપાનને ચાહતા નથી અને બને તેટલો દેશને અનુકૂળ એવો સ્વદેશીજ વ્યવહાર કરે છે તે કદાપિ છોડવાના નથી. જ્યારે કહેવાતા કોંગ્રેસવાદીઓ વારંવાર અધિકારીઓ સાથે હળીમળી જઇ પોતાને સ્વરાજીસ્ટ તથા સ્વદેશીના ખાં કહેવરાવવાનો દંભ કરે છે તેઓ વિદેશી દવા ખાંડ સીગારેટ આચારવિચાર વગેરે તો ત્યજતાજ નથી એ ઉપરથી સાચી દેશદાઝ કોણ ધરાવે છે ! અને દેશદ્રોહ કોણ કરી રહેલ છે ! એ કહેવાની જરૂર રહેતી નથી.

પં. મોતીલાલ નેહરૂના સ્ટેટમેંટથી તથા કોંગ્રેસની હમણાંની વલણપરથી બિલકુલ માની શકાય નહિ કે કોંગ્રેસે ધર્મમાં હસ્તક્ષેપ કરવાનું છોડી દીધું છે કિંવા તે સર્વ ધર્મને માન આપીને વર્તે છે. કોંગ્રેસ અને મોતીલાલ નેહરૂ તથા ગાંધીને એવી વલણ અખત્યાર

કરવાની ફરજ એ રીતે પડી છે કે મુસલમાનોએ તથા શિખોએ પોતપોતાનું પ્રબળ સંગઠન કરી લાહોરમાં કોંગ્રેસને તોડી પાડવાની પ્રચંડ તૈયારી કરેલી, તેથી "જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર" એ ન્યાયે કોંગ્રેસ તથા ગાંધી નેહરૂને તેઓ સમક્ષ આધીન થવાની ફરજ પડી; પરંતુ સનાતનીઓ ૨૪ કરોડ હોવા છતાં તેઓના સંગઠનના અભાવે તેઓનો દ્રોહ કરવાનું તો પડતું નથીજ મુકાયું.

સનાતનીઓ પોતાના ધર્મશાસ્ત્રની આજ્ઞા મુજબ અંત્યજોને સ્પર્શ કરવામાં તથા તેઓને દેવમંદિર કુવા તથા નિશાળોમાં દાખલ કરવામાં પાપ માને છે છતાં શા માટે કોંગ્રેસ અને તેના નેતાઓ શાસ્ત્રોની નિંદા કરી અસ્પૃશ્યતા દૂર કરવાની પ્રવૃત્તિ અખંડ કર્યાજ કરે છે ! શા માટે કોંગ્રેસના આશ્રયે અસ્પૃશ્યતા નિવારણ કમિટી પં. માલવિયાના પ્રમુખપદે સ્થાપવામાં આવી છે ! મોતીલાલ નેહરૂ સ્વરાજ્યની ટિકિટના આધારે વડી ધારાસભામાં ગયા હતા છતાં તેણે જાતે શારડા બીલને પાસ કરવામાં ટેકો આપી, સ્વરાજ્ય પાર્ટીના મેમ્બરોને ફરજ પાડી, હિંદુ ધર્મશાસ્ત્રોને રદ્દીની ટોકરીમાં ફેંકી દેવાના શબ્દો શા માટે કાઢયા છે ! અને અત્યારે પણ કોંગ્રેસ હાઉસમાં નાત જાતના ભેદ વિના હિંદુ મુસલમાન બ્રાહ્મણ ભંગીને સાથે બેસાડી શા માટે ખવરાવવામાં આવે છે !

યદિ કોંગ્રેસ તથા તેના નેતાઓ ખરેખર દેશાભિમાન ધરાવતા હોય અને દેશને સ્વરાજ્ય અપાવવા ચાહતા હોય તો તેઓએ દંભ પક્ષપાત અને ધર્મદ્રોહ તત્કાળ ત્યજીને જેમ મુસલમાનો શિખો તથા નાની સંખ્યાવાળી કોમોને ધર્મ બાબતમાં તથા તે તે કોમોના હક્કો સંબંધમાં અભય વચન આપ્યું છે તેમ સનાતનીઓને પણ આપવાની જરૂર છે. તેઓ જો સર્વ ધર્મ પ્રત્યે માનબુદ્ધિ ધરાવવાનું

કહેતા હોય તો આજસુધીમાં તેઓએ સનાતન ધર્મના શાસ્ત્રો તથા સનાતનીઓ વિશે અંત્યજ સ્પર્શોદ્ધિની હિમાયતમાં અત્યંત તિરસ્કાર દર્શક કટુ શબ્દો કાઢી આક્ષેપો કર્યા છે તે પાછા ખેંચી લઈ જાહેરમાં પશ્ચાતાપ કરવાની તથા ભવિષ્યમાં કોંગ્રેસના પ્લેટફોર્મપરથી કે અન્ય રાજકીય સંસ્થાઓના માચડાપરથી સનાતન ધર્મ વિરૂદ્ધ લેશપણ વર્તન નહિ કરવાની પ્રતિજ્ઞા લેવાની જરૂર છે, જો આમ થાય તો સનાતનીઓ દેશોદ્ધારની વાસ્તવિક લડતને હરેક પ્રકારે મદદ કરવા તૈયાર છે.

આ ઉપરાંત કોંગ્રેસ અને તેના નેતાઓ સ્વરાજ્ય પ્રાપ્તિને માટે જે જે લડત ચલાવી રહ્યા છે તે તમામ ઉચિત છે અને તેનાથીજ સ્વરાજ્ય મળશે એમ માનવું એ પણ ભૂલભરેલું છે. સનાતનીઓ હમેશા મનસ્વી કલ્પના કરતાં વ્યવહારૂપણાને વધારે ચાહે છે. હિંદનો પ્રાચીન ઇતિહાસ જોતા તથા યુરોપનો અર્વાચીન ઇતિહાસ તપાસતા કોઇપણ પ્રજાએ કે દેશે આ રીતે માર ખાવાની–બાયલાપણાની અસહકારની લડત ચલાવી ખાદી પહેરી રેંટીયો કાંતવાથી વિજય પ્રાપ્ત કર્યો હોય એમ એકપણ દ્રષ્ટાંત સાંપડતું નથી. પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ તો એમ સાફ કહે છે કે જો તમે દેશને સ્વાધીન બનાવવા ચાહતા હોવ તો તમારે તમારી પ્રજામાં એકતા તથા બળ વધારી સામ દામ દંડ ભેદની નીતિ અખત્યાર કરી વીરતાથી " તથા સમયસૂચકતાથી કામ લેવું જોઇએ. જ્યાંસુધી સામ દામ દંડ ભેદની નીતિનું અવલંબન કરવામાં નહિ આવે અને કોઇ એકાદ વ્યક્તિના વ્યક્તિત્વમાં અંજાઇ જઈ દેશના રાજનીતિજ્ઞ ધર્મજ્ઞ અને વ્યવહાર કુશળ પુરૂષોની અવગણના કરવામાં આવશે ત્યાંસુધી સ્વરાજ્ય મળવું બિલકુલ શક્ય નથી અને તેમાં પણ ધર્મ



શ્રીમાન શેઠ લક્ષ્મીરામજી ચુડીવાલા.

હિન્દુ સંસ્કૃતિ.



શ્રીમાન શેઠ અમૃતલાલ અમરચંદ માધવજી.

દ્રોહી નેતાઓના નેતૃત્વમાં તો કદીપણ સંભવિત નથી કિંતુ હિંદુ પ્રજાનો સર્વથા નાશ છે એવું અમારૂં નિશ્ચિત્ મંતવ્ય છે.

પોતાનો હેતુ સાધ્ય લેવાને માટે વિવિધ યુક્તિઓ દ્વારા છળ-કપટ કરી સનાતનીઓને છેતરતા કોંગ્રેસવાદી ગાંધીપંથીઓથી અમો સનાતન ધર્મપ્રેમી હિંદુઓને સાવધ કરીએ છીએ કે તમારે તેઓથી કોઇ રીતે જાળમાં ફસાઇ છેતરાવું નહિ. યાદ રાખજો કે કદી લોભ લાલચ પ્રલોભનથી છેતરાયા તો હિતોપદેશની ઉક્તિ અનુસાર એ પ્રપંચી શિયાળવા તમો બેભાન સિંહોને અમાનુષી કાયદા અને સત્તાથી મરાવી નાંખશે. તમારી સહાયથી તેઓના હાથમાં સત્તા મુકાશે તો તેઓ બોલ્શેવીક—સામ્યવાદી સિદ્ધાંતના હોઈ ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તમારા સર્વોત્કૃષ્ટ સનાતન ધર્મને, હિંદુ સંસ્કૃતિને તથા તમો સનાતનીઓને રસાતળ પહોંચાડશે, માટે કદીપણ તેઓની મોહક વાણી ધાંધલ કે આજીજીને વશ થઇ વર્તશો નહિ; પરંતુ ધર્મ સાથે ઉગ્ર દેશાભિમાન ધરાવી સ્વતંત્ર રીતે જાતિ ધર્મ તથા દેશનો સામ દામ દંડ ભેદના ધર્મ વિહિત માર્ગે ઉદ્ધાર કરજો એવો અમારો અનુરોધ છે.

---

## શેઠ અમરચંદ માધવજી હશા સોરઠીઆ વણિક વિદ્યાલય.

---

પ્રથમ તો દ્રવ્ય પ્રાપ્ત થવું કઠિન છે, ભાગ્યયોગે પુરૂષાર્થથી પ્રાપ્ત થયું તો તેનો વ્યય થવો દુર્લભ છે અને વ્યય પણ થાય તો તે લોકહિતકારી પરમાર્થના કાર્યોમાં થવો અત્યંત મૂશ્કેલ છે. પ્રસન્નતાની વાત છે કે સુપ્રસિદ્ધ શેઠ અમરચંદ માધવજી તથા તેના

સુપુત્રો શેઠ અમૃતલાલભાઇ અને મણિલાલભાઇએ પોતાના દ્રવ્યનો સત્કાર્યમાં છૂટે હાથે ઉપયોગ કરી અનુકરણીય દાખલો બેસાડયો છે.

ધર્મનિમિત્તે યજ્ઞયાગ હોમહવનમાં, બ્રાહ્મણોને, પાઠશાળાઓને, ધર્મશાળા, કુવા, પાંજરાપોળ, હવેલી, દુષ્કાળ, રોગચાળો, નિશાળો વગેરે સાર્વજનિક ધાર્મિક કાર્યોમાં શેઠ અમરચંદભાઇએ તથા તેમના સુપુત્રોએ લાખોની રકમો ખર્ચી છે પરંતુ આજે અમે જેની નોંધ લઇ રહ્યા છીએ તે શેઠ અમરચંદ માધવજી દશા સોરઠીઆ વણિક વિદ્યાલય રાજકોટ, જુનાગઢ તથા મુંબઇની સંસ્થાઓના એકત્ર રિપોર્ટની કે જે સંસ્થાઓમાં પોતાની જ્ઞાતિ માટે તેઓએ બાદશાહી રકમોની સખાવતો કરીને ચિરસ્થાયી પરમાર્થ સાધ્યો છે.

વૈશ્યોમાં શ્રી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિ બહુ માનનીય સ્થાન ધરાવે છે. તે જ્ઞાતિમાં પૂર્વે મોટા મોટા રાજ્યોની દિવાનગીરી ધરાવનારા મુત્સદ્દીઓ, જબર વેપાર વાણિજ્ય ખેડનારા શ્રીમંતો, ગાય બ્રાહ્મણ તથા નિરાધારની રક્ષા કરવાવાળા ધર્માત્મા ભડવીરો હતા પરંતુ વિદેશીઓના આગમન પછી સ્થિતિમાં પરિવર્તન થયું. જેમ સઘળી આપણી હિંદુ જ્ઞાતિઓ અત્યારે અનેક પ્રકારની મુશ્કેલીઓને આધીન થયેલી છે તેમ બાર હજાર ઘરની સંખ્યાવાળી વૈષ્ણવ ધર્મ પાળતી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિ પણ થઇ પરંતુ એવા દુર્ઘટ સમયમાં ધર્મજ્ઞ અને જ્ઞાતિ અભિમાની શેઠ અમરચંદ માધવજી અને તેના સુપુત્રો શેઠ અમૃતલાલભાઇ તથા મણિલાલ ભાઇએ પ્રથમ રૂા. ૩૨૦૦૦ ની રકમ અર્પી પોતાની દશા સોરઠીઆ વણિક જ્ઞાતિ અર્થે મુંબઇમાં સં. ૧૯૬૩ માં વિદ્યાલય ખોલ્યું બાદ રૂા. ૬૭૫૦૦ અર્પી રાજકોટમાં સં. ૧૯૬૯ માં ખોલ્યું અને તે પછી રૂા. ૪૦૦૦૦ ખર્ચી સં. ૧૯૭૬ માં જુનાગઢમાં સ્થાપ્યું. તેઓના

પ્રોત્સાહનથી તેમના કુટુંબે એ વિદ્યાલયોને રૂા. ૧૭૦૦૦ ની ભેટ કરી અને જ્ઞાતિએ પણ રૂા. ૪૭૦૦૦ નો ઉમેરો કર્યો. એ ઉપરાંત તેઓએ પોતાની જ્ઞાતિના નિરાશ્રીતો–વૃદ્ધ વિધવાઓને મદદ કરવા તથા ઉચ્ચ કેળવણી અને ધાર્મિક શિક્ષણ માટે પણ સારી રકમોની ભેટ કરી છે.

શેઠ અમરચંદ માધવજી દશા સોરઠીઆ વણિક વિદ્યાલય રાજકોટ મુંબઇ અને જુનાગઢની ત્રણેય સંસ્થામાં છેલ્લાં ૨૩ વર્ષ દરમ્યાનમાં જ્ઞાતિના કુલ ૮૨૦ બાળકોએ વિદ્યાભ્યાસનો મફત લાભ લઇ પોતાની જીંદગી સુખી બનાવી છે જેમાંથી રાજકોટ વિદ્યાલયમાં સં. ૧૯૮૬ સુધીમાં ૪૪૭ વિદ્યાર્થીઓએ, મુંબઇ વિદ્યાલયમાં ૧૯૭ વિદ્યાર્થીઓએ, અને જુનાગઢ વિદ્યાલયમાં ૧૭૬ વિદ્યાર્થીઓએ વિદ્યાભ્યાસ કર્યો છે. વિદ્યાર્થીઓને સુંદર ભવ્ય મકાનમાં મફત રહેવાનું તથા જમવાનું મળે છે ઉપરાંત સ્કૂલ ફી પુસ્તકો કપડા અને પાગરણ પણ આપવામાં આવે છે. વિદ્યાલયમાં સેક્રેટરીઓ, કાર્યવાહક કમિટીના મેમ્બરો, સુપ્રીન્ટેન્ડન્ટ વગેરે બાળકોની સંભાળ રાખે છે. શાસ્ત્રીજીદ્વારા ધાર્મિક શિક્ષણ અપાવાય છે અને નામાઠામાનું જ્ઞાન તથા ટાઇપીંગ પણ શીખવવામાં આવે છે. આ સિવાય ઉંચ કેળવણી એટલે કે વકીલાત ડોક્ટરી સાયન્સ ઇજનીયરીંગ કે બી. એ. એમ. એ. ની લાઇન લેનાર માટે રૂા. ૧૦–૧૫–૨૦–૨૫–૩૦ થી તે ૫૦ સુધીની માસિક સ્કોલરશિપો આપવામાં આવેલી છે અને આવે છે જેનો ૪૭ વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. ઉક્ત ત્રણેય સંસ્થાઓએ અત્યાર સુધીમાં વિદ્યાર્થીઓ પાછળ અનુક્રમે રૂા. ૧૫૨૦૦૦, રૂા. ૫૯૦૦૦ અને રૂા. ૬૨૦૦૦ અર્થાત્ કુલ રૂા. ૨૭૩૦૦૦ ખર્ચ્યા છે. જેનો કુલે જ્ઞાતિના ૮૬૭ બાળકોએ લાભ લીધો છે, ૧૧૩ હાલમાં લે છે અને જેમાંથી અત્યારે કઇક વેપારી, વકીલ, ડોક્ટર, ઇજીનીઅર તરીકે પ્રતિષ્ટા ધરાવી સુખી જીંદગી ભોગવે છે.

આ પ્રમાણે પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરી, કમિટીના બુદ્ધિમાન્ મેમ્બરોની સુસલાહથી સંસ્થાઓનો ઉત્તમપણે વહીવટ ચલાવી, જ્ઞાતિને અનુપમ લાભ આપી ઉજ્જવળ કરનાર શેઠ અમરચંદભાઇને તથા તેઓના સુપુત્રોને જ્ઞાતિ જેટલો આશિર્વાદ આપે તેટલો ઓછો ગણાય. અમો એ પરમ ઉપયોગી સંસ્થાના સ્થાપકો તથા સંચાલકોને અંતઃકરણપૂર્વક અભિનંદન અર્પી ઉત્તરોત્તર તેની અભિવૃદ્ધિ તથા આદર્શતા ઇચ્છીએ છીએ અને જ્ઞાતિને પણ સર્વદા મન વાણી તથા કર્મથી તેઓની પડખે ઉભી ઋણમુક્ત થવા ભલામણ કરીએ છીએ.

## રામકૃષ્ણ મીશન.

રામકૃષ્ણ પરમહંસ નામના એક દેવીભક્ત કલકત્તા પાસે બેલુરમાં થઇ ગયા છે. ભક્તિના પ્રતાપે પ્રથમ કાલિકા માતાએ અને પછી શ્રીકૃષ્ણ ભગવાને તથા શ્રીરામચંદ્રજી પ્રભુએ તેને દર્શન દીધા હતા. રામકૃષ્ણનો ભક્તિ ભાવ એટલો ચમત્કારિક હતો કે તેના બળે તેની સર્વત્ર કીર્તિ પ્રસરવા સાથે નરેન્દ્ર બાબુ જેવા નાસ્તિક ગ્રેજ્યુએટ પ્રસંગમાં આવતા આસ્તિક સંન્યાસી (સ્વામી વિવેકાનંદ) બની ગયા હતા. રામકૃષ્ણ પરમહંસની હયાતી સુધી તો તેમના શિષ્યો ઠીક રહ્યા પેણ દેહાવસાન થયા બાદ સ્વામી વિવેકાનંદ અમેરિકા સર્વ ધર્મ પરિષદમાં ગયા અને ત્યાં એ વિદ્વાન્ સંન્યાસીએ સનાતન ધર્મ વિશે એવું સુંદર ભાષણ આપ્યું કે તેની આગળ તમામ ધર્મ નિર્માલ્ય ગણાયા. અમેરિકાના લોકો વિવેકાનંદની વિદ્વતા પાછળ મુગ્ધ બન્યા અને છેવટે ત્રણ વર્ષના નિત્યના સંસર્ગથી એ આત્માને તેઓએ

સનાતની મટાડી ખ્રિસ્તી પાદરી જેવા કરી દીધા. સંન્યાસી વિવેકાનંદ અમેરિકાથી પાછા ફરી હિંદ આવ્યા અને જેમ ગાયકવાડ વિલાયતથી પાછા ફરી તેની પ્રજાને વિલાયતની કાંઇને કાંઇ વાનર નકલ શીખવે છે તથા જેમ ગાંધી આફ્રિકાથી પાછા ફરી હિંદીઓને આફ્રિકાનું કાંઇને કાંઇ હબશીપણું શીખવે છે તેમ તેણે વેદાન્તને નામે, બ્રહ્મને નામે, આત્માને નામે, દરિદ્રનારાયણને નામે તથા સમાનતા એક્તા અને સેવાને નામે રામકૃષ્ણ મીશન નામના ખાતાઓ-આશ્રમો ખોલી મિથ્યા ઉપદેશ આપવા માંડયો. સ્વામી વિવેકાનંદ તો અત્યારે પરલોકવાસી થઇ ગયેલા છે પરંતુ તેના ગુરૂ બંધુ તથા અનુયાયી યુરોપ અમેરિકા સાથે અધવારૂ કરી સેવાને બહાને આકર્ષણ કરી ધર્મ તથા ધન હરી જે અનર્થ મચાવી રહ્યા છે તે અતિ થઇ જવાથી રાજકોટથી એક ગૃહસ્થ તે સામે પ્રબળ પોકાર ઉઠાવી લોકોને ચેતાવે છે. આ રામકૃષ્ણ મીશન આશ્રમો સંબંધમાં તથા સેવા અને ઉપદેશને નામે ફરી અનાચાર ફેલાવતા એ સંસ્થાના વેશધારી લંગોટાઓ વિશે તથા તેઓએ અસ્પૃશ્યોનો પ્રશ્ન અને તેનું નિરાકરણ એ નામનું જે પેમ્ફલેટ અંગ્રેજીમાં લખી મૂર્ખતાનું પ્રદર્શન ભર્યું છે તેના વિશે પુષ્કળ પ્રકાશ પડેલો છે માટે હિંદુઓએ તેનાથી સાવધ રહેવું જોઇએ.

---

## નવદ્વીપમાં અલૌકિક ભજનાશ્રમ.

આ યુગમાં ભગવદ્ ભક્તિ એજ મનુષ્યને ખરૂં સુખશાંતિ પ્રાપ્ત કરાવનાર છે. ભક્તિ વિના મોક્ષ નથી એમ સર્વ શાસ્ત્ર ઢંઢેરો પીટીને કહે છે. જે મોટા મોટા ઋષિ મુનિ આચાર્યો થઇ ગયા

તેઓ પણ ભક્તિ કરવાનો ઉપદેશ કરી ગયા છે. અખંડ ભૂમંડલાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજી જે વખતે સમગ્ર દેશમાં લોકોદ્ધારનું કાર્ય કરી રહ્યા હતા તેજ વખતે બંગાલના નદીયા જીલ્લામાં શ્રીચૈતન્ય કિંવા ગૌરાંગ મહાપ્રભુ પણ કૃષ્ણ ભક્તિથી બંગાલના હિંદુઓના જીવન પ્રભુમય બનાવી રહ્યા હતા. મદ્ય માંસાહારી શાક્ત બંગાલીઓને પ્રભુ ભક્તિનો ઉપદેશ કરી—પોતાની અનન્ય ભક્તિનો સાક્ષાત્કાર કરાવી વૈષ્ણવ બનાવનાર જે મહાપુરૂષ થઇ ગયા તે નવદ્વીપના શ્રીચૈતન્ય મહાપ્રભુ.

કાશી બ્રાહ્મણ મહા સમ્મેલનનું કાર્ય સમાપ્ત થતા અમો કલકત્તા અમારા મિત્રો રા. રા. દયાશંકર દયાલજી ભટ્ટ, શીઘ્રકવીશ્વર રા. રા. પુરૂષોત્તમદાસ રાઘવજી પંડયા તથા રા. રા. રામનારાયણ ભગવાનજી આચાર્ય વગેરેને મળવા ગયા. અમારા સન્મિત્રોએ ચૈતન્ય મહાપ્રભુની જન્મભૂમિ તથા તેના પુણ્ય પ્રભાવે તે પવિત્ર સ્થાનમાં ચાલતા ભજનાશ્રમના દર્શન કરવાની વાત ચર્ચી, અમો સૌગે ત્યાં જવાનો સંકલ્પ કર્યો અને કાર્તિક સુદિ ૫ ને દિને કલકત્તાથી નવદ્વીપ તરફ સહકુટુંબ પ્રયાણ કર્યું.

નવદ્વીપ કલકત્તાથી માત્ર ત્રણ કલાકને રસ્તે છે. સવારના સાતની ટ્રેઇનમાં રવાના થઇ દશ વાગે અમો નવદ્વીપ પહોંચ્યા. ગામ સ્ટેશનથી બે માઇલના અંતરે છે પણ બગીચા જેવું નવપલ્લવીત ગામ છે એટલે કંટાળો આવતો નથી. વાહન સ્ટેશનપર મળી રહે છે.

ભજનાશ્રમ તો નવદ્વીપમાં ત્રણેક છે પણ ખરૂં ભજનાશ્રમ એકજ છે. એ ભજનાશ્રમ ગંગાજીના તટપર ધર્મપ્રેમી મારવાડીઓએ વિશાળ જગ્યામાં તમામ સોઇવાળું બંધાવી દીધું છે એટલુંજ નહિ

પણ તેમાં ભજન કરવા આવતી ૮૦૦ થી ૯૦૦ નિરાધાર વિધવા બાઇઓને એ કલકત્તાવાસી મારવાડી સજ્જનો ચોખા દાળ પણ નિત્ય નિયમિત રીતે આપે છે. યાત્રીઓને ઉતરવા માટે ભજનાશ્રમમાં ઉત્તમ સગવડ છે તેથી અમો ભજનાશ્રમમાં ઉતર્યા.

અમો ભજનાશ્રમમાં પહોંચ્યા ત્યારે ભજન સમાપ્ત થઈ ગયા હોવાથી તે વખતે ઝાંખી ન થઇ, બાદ બાજુમાં વહેતી પતિત પાવની નિર્મળ ગંગામાં સ્નાન કર્યું અને ભોજનાદિકની વ્યવસ્થા કરી સ્વસ્થ થયા.

ભજનનો ક્રમ દિવસમાં બે વખત રાખવામાં આવેલ છે-એક પ્રાતઃકાલમાં પાંચથી તે દશ વાગ્યા સુધી અને બીજો સાંજના પાંચથી તે આઠ વાગા સુધીનો છે. સાયંકાલે અમે શ્રીચૈતન્ય મહાપ્રભુના ખાસ જન્મ સ્થાનમાં દર્શન કરવા ગયા પણ તે સ્થાનના સ્વાર્થી પૂજારીએ અમને પાંચ આનાનો ચાર્જ આપ્યા સિવાય જવા દીધા નહિ. ચાર્જ દંડ કે કર તીર્થમાં લેવો એ પાપ છે, એથી કેટલાકની શ્રદ્ધા ઉઠી જાય છે અને ગરીબ તો દર્શન કરી શકતા નથી એ સર્વ અમે તથા અમારા મિત્રોએ મંદિરના વ્યવસ્થાપકને ખુબ સમજાવ્યું પણ વ્યર્થ. બાદ બીજા ત્રણ ચાર સ્થળે મંદિરોમાં દર્શન કરી લલિતા સખીના મંદિરમાં આવ્યા. અહીં એક ભક્ત કે જેણે સંસ્કૃત પ્રાકૃત સારો અભ્યાસ કરેલો છે અને અંગ્રેજીમાં પણ એમ. એ. પાસ હોવાનું સંભળાય છે તે સંસારનો મોહ છોડી પ્રભુપદ પામવાને માટે સ્ત્રીના પોશાકમાં રહે છે અને લલિતા સખીના નામથી ઓળખાય છે તેનો સમાગમ કર્યો, તે સામાન્ય રીતે ઠીક છે પણ ઉંચી કોટિમાં ન લેખાય.

ભજનાશ્રમમાં ભજનનો સમય થયો એટલે ભક્તિ પરાયણ આત્મા એક પછી એક આવી પોતપોતાને આસને ગોઠવાઇ ગયા. સંગીત સાથ ભજન શરૂ થયું. " હરે રામ હરે રામ રામ રામ હરે હરે, હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે " એ ધુનમાં ભક્તો તલ્લીન થતા થતા દેહભાન ભૂલવા માંડયા. એ પવિત્ર વાતાવરણમાં સર્વત્ર શાંતિ હતી. શ્રવણ તથા દર્શન કરવાનો લાભ લેવા આવેલા સ્ત્રી પુરૂષો એક બાજુ જૂદી જગ્યામાં એક ચિત્તે બેઠા બેઠા અવલોકન તથા યથાશક્ય ભક્તિ કરી રહ્યા હતા. ધીમે ધીમે ભજનની આગળ ધુન વધતા સંગીત બંધ થયું અને ભક્તો આસન લગાડી સમાધિમાં સ્થિત થયા. સમાધિ દશમાં ઘણાને રોમાંચ થતા જણાયા, ઘણાની આંખોમાંથી અવિરત અશ્રુધારા વહેતી દૃષ્ટિએ પડી અને ઘણા જડવત્ દેખાયા. આમાં કોઇ ઢોંગ ન કરે તેમ જ્યાં ત્યાં લક્ષ આપી પતન ન પામે તે વિષે પણ પૂરતી દેખરેખ સ્ત્રીઓ જ રાખતી હતી. પુરૂષમાં માત્ર એક વૃદ્ધ રા. વ્યાસ નામના સજ્જન સમગ્ર ભજનાશ્રમના વ્યવસ્થાપક હતા. ભજન સમાપ્ત થતા પ્રત્યેક બાઇને ત્યાંને ત્યાં આસન ઉપર ચોખા દાળ નિયમ મુજબ આપવામાં આવે છે. યાત્રીને ઉલટ આવે તો તે પણ અનાજ દુધ કે કપડા આપી જાય છે અથવા ભજનાશ્રમના ફંડમાં રકમ ભરી જાય છે. ભજનાશ્રમનો મંડપ બરાબર મધ્યમાં છે. મંડપની અંદર બહાર સર્વત્ર દિવાલ ઉપર રામ રામ, કૃષ્ણ કૃષ્ણ તથા ગીતાજી અને રામાયણના ઉત્તમોત્તમ બોધદાયક વચનો લખેલા છે. અહીંનું દૃશ્ય જોતાં ગમે તેવો નીચ નાસ્તિક માણસ હોય તે પણ ભીના હૃદયનો ભક્તિયુક્ત આસ્તિક બની જાય છે તો પછી આસ્તિકના આનંદની સીમા શી રીતે રહે !

આવા ભજનાશ્રમ વધારે નહિ તો જીંદગીમાં એક વખત અવશ્ય જાતે નિહાળવાની અને ઠામ ઠામ સ્થાપવાની પરમ આવશ્યકતા છે એમ આ લેખ પૂર્ણ કરતા પહેલાં દર્શાવવાની અમે રજા લઇએ છીએ.

---

# કર્વે વીમેન યુનિવર્સિટી.

કર્વે વીમેન યુનિવર્સિટી નામની સંસ્થા સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરશી નામના ગૃહસ્થે વીસ લાખ રૂપિયા જેવડી મોટી રકમ મી. કર્વેને આપી પુનામાં કઢાવી છે. કર્વે કટ્ટર સુધારક છે, હિંદુ જાતિ પાંતિ ધર્મ કે શાસ્ત્રને માનતા નથી અને પ્રાર્થના સમાજી પોતાને કહેવરાવે છે. તેઓ હિંદુ પતિવ્રતા સ્ત્રીઓને યુરોપની સ્ત્રીઓ જેવી છૂટાછેડા પુનર્લગ્ન નપરણવું આદિ સ્વચ્છંદ બનવાનું શિક્ષણ આપે છે એટલે એ યુનિવર્સિટીમાંથી જે સ્ત્રી શિક્ષણ લઇને બહાર પડશે તે માલિની જેવી થશે. મહારાષ્ટ્રીય બ્રાહ્મણ સર રામ-કૃષ્ણ ભંડાકરની દીકરીની દીકરી માલિની એવું અપટુડેટ શિક્ષણ લઇને કોઇપણ જાતનો લાંબો ટુંકો વિચાર ન કરતા તેણે પસંદ કરેલા ગુલામ હુસેન ખાં નામના પઠાણ મુસલમાનને પરણી અને તે ખાં સાથે ન બન્યું એટલે છૂટાછેડા કરી જૂદી પણ પડી. સત્ય રીતે કહીએ તો હિંદુ સ્ત્રીઓને વંઠેલ વટલેલ કુલટા બનાવવાનું આધુનિક શિક્ષણ એ એક કારખાનું છે. આવા શિક્ષણના પ્રચાર માટે સર વિઠ્ઠલદાસ તથા શેઠ હંસરાજના વિધવા પત્નીઓ પોતાનું પુષ્કળ દ્રવ્ય ખર્ચી શાપ તથા પાપની ભાગીદાર થાય છે. હિંદુ સ્ત્રીઓ મન વાણીને કર્મથી પવિત્ર રહી પતિ સાસુ સસરાની આજ્ઞા

માની સેવા કરે, ચતુરાઇથી સ્વચ્છતાથી, કરકસરપણાથી વિનય વિવેકથી તથા રસોઇ ભરવું ગુંથવું બાળ ઉછેરાદિમાં પ્રવીણતાથી વર્તે એટલે તેણે ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ-વિદ્યા-કેળવણી લીધી ગણાય માટે અમે ઉક્ત બન્ને શ્રીમાનોની વિધવા બાઇઓને સૂચના કરીએ છીએ કે પાશ્ચાત્ય સ્ત્રી શિક્ષણ કે સંસ્થાઓનો મોહ ત્યજી પાપના ભાગી થતા અને દ્રવ્યનો દુરૂપયોગ કરતા અટકો અને હિંદુ મહિલાઓને સુખી આદર્શ તથા શિક્ષિત ગૃહિણી બનાવવી હોય તો અમે ઉપર દર્શાવ્યું તેમ પતિવ્રત ધર્મના સંસ્કાર સાથે ગૃહ ઉપયોગી શિક્ષણ ગૃહમાંજ મળે તેવી પ્રવૃત્તિ કરો.

---

## બ્રાહ્મણ મહા સમ્મેલન.

---

ઇશ્વરની ઘટના અકળ છે, માણુસ ગમે તેટલો જ્ઞાના હોવાનો દાવો કરે પરંતુ તે જગન્નિયંતા આગળ તુચ્છ છે. હિંદુસ્થાનના ઇતિહાસમાં ન બનેલો એવો આશ્ચર્યજનક બનાવ હમણા કાશીમાં બની ગયો. સનાતન ધર્મના સ્તંભરૂપ પણ પણ ઇશ્વર પ્રાપ્તિના સાધનમાં મતભેદ ધરાવતા શાંકર રામાનુજ માધ્વ વાલ્લભ આદિ સંપ્રદાયના આચાર્યોએ કદી એક સાથે પ્રેમપૂર્વક બેસી સનાતન ધર્મ કે હિંદુ જાતિના રક્ષણનો ઉપાય વિચાર્યો નહોતો તેમ સમગ્ર ભારતવર્ષના શાસ્ત્રી પંડિતો તથા વિદ્વાનોએ એક સ્થાને એકત્ર થઇ વિચારણા કરી નહોતી. કરે પણ કયાંથી! કારણકે પ્રત્યેક સંપ્રદાયના આચાર્યો પોતાને શ્રેષ્ટ અને બીજાને કનિષ્ટ માની પ્રથમ તો બેઠકનીજ ઉપાધીમાં ચિત્ત વ્યગ્ર રાખતા, પરંતુ પ્રભુકૃપાએ કાશીના પંડિતોના હૃદયમાં અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહા સમ્મેલન કાશીમાં

ભરવાની પ્રેરણા થઇ અને સમગ્ર દેશના પંડિતો તથા સર્વે સંપ્રદાયના આચાર્યો સં. ૧૯૮૪ ના આસો માસમાં કાશી પધાર્યા. બ્રાહ્મણ મહા સમ્મેલનના આગેવાનના આમંત્રણથી અમો પણ તે અતિ પવિત્ર કાર્યમાં ભાગ લેવા માટે ખાસ કાશી ગયા હતા.

શ્રીવલ્લભ સંપ્રદાયમાંથી નાથદ્વારાધીશ ટિકાયત ગોસ્વામી શ્રીદામોદરલાલજી મહારાજ તથા કાંકરોલી નરેશ ગોસ્વામી શ્રીવ્રજભૂષણલાલજી અને શ્રીવિઠ્ઠલનાથજી પધાર્યા હતા, શંકરાચાર્યોમાં શારદાપીઠાધીશ શ્રીરાજરાજેશ્વરાશ્રમ મહારાજ તથા સંખેશ્વર મઠના શંકરાચાર્ય પધાર્યા હતા અને રામાનુજાચાર્યોમાં શ્રીયદુગીરી મહારાજ તથા શ્રીઅનંતાચાર્યજી મહારાજ પધાર્યા હતા. પંડિતોમાં વિરૂપાક્ષશાસ્ત્રી, શ્રીનિવાસાચાર, શશિનાથ ઝા, ચંડીદાસ તર્કતીર્થ, દેવશિખામણી, માર્કંડેય મિશ્ર, દુર્ગાચરણ સાંખ્ય વેદાંતતીર્થ, બાલશાસ્ત્રી, નંદકિશોર શાસ્ત્રી, પં. કાલુરામ શાસ્ત્રી, પં. અખિલાનંદ શર્મા, રમાનાથ શાસ્ત્રી, બલભદ્ર શર્મા, જટાશંકર શાસ્ત્રી, કંઠમણી શાસ્ત્રી, ચીમનલાલ શાસ્ત્રી, હરિકૃષ્ણ શાસ્ત્રી, નાગેશ શાસ્ત્રી, કાલિકીશોર દેવશર્મા વગેરે દૃષ્ટિએ પડતા હતા. રાજા મહારાજાઓમાં દરભંગા નરેશ, કૃષ્ણગઢ નરેશ, હથુઆના મહારાજા તથા કાશીના મહારાજા હતા અને ગૃહસ્થોમાં મુંબઇ કલકત્તાના ગુજરાતી તથા મારવાડી અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો દૃષ્ટિગોચર થતા હતા.

બ્રાહ્મણ મહાસમ્મેલનના અગ્રણી પંડિતવર મ. મ. લક્ષ્મણશાસ્ત્રી દ્રાવિડ, મ. મ. પંચાનન તર્કરત્ન, મ. મ. વામાચરણ ભટ્ટાચાર્ય અને મ. મ. અનંતકૃષ્ણ શાસ્ત્રીએ અવિશ્રાંત શ્રમ લઇ પ્રથમ સર્વે આચાર્યો તથા પંડિતોનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો. સર્વેને રહેવા તથા ભોજન માટે ઘટિત વ્યવસ્થા કરી પોતે જાતે પણ વિનીતભાવે ખબર રાખતા હતા.

મંગળાચરણમાં વેદોચ્ચાર થયા પછી ખાસ ઉભા કરાવેલા મંડપમાં સર્વે આચાર્યોની સન્નિધિમાં વિચાર સભા—શાસ્ત્રાર્થ સભાનો તાઃ ૨૯—૧૦—૨૮ ના દિવસથી આરંભ થયો. વિચાર સભામાં ક્રમ એવો હતો કે નાસ્તિકોએ ઉભા કરેલા કુતર્કવાદથી આજકાલ સત્તર પ્રશ્નો સર્વત્ર જોસભેર ચર્ચાય છે તે સંબંધમાં ધર્મશાસ્ત્રોનો શો મત છે ! તે નિર્ણય કરવાનો હતો. સત્તરેય પ્રશ્નો જે એક માસ પૂર્વે તૈયાર કરી વિદ્વાનો ઉપર વિચાર કરવા માટે મોકલવામાં આવ્યા હતા તે વિષે શાસ્ત્રાર્થ કરવા માટે ધર્મશાસ્ત્રોની પ્રણાલી કિંવા આજ્ઞામાં જેને શંકા હોય કિંવા બુદ્ધિભ્રમ થયો હોય તેને આવાહન અપાતું અને બહુ વિવેક વિનયથી પરસ્પર ખંડનમંડન થતા, જેનો નિર્ણય કરવા માટે સાત નિયામકો દરેક પ્રશ્ન માટે યોજાતા, નિયામકો જે નિર્ણય કરે તે આચાર્યો પાસે રજુ થાય અને આચાર્યો તેના પર વિચાર કરી સમ્મેલનમાં અંતિમ ઘોષણા—ઢંઢેરો જાહેર કરે. વિચાર સભામાં ૨૦૦૦ પંડિતોની ઉપસ્થિતિ વચ્ચે સાત દિવસ સુધી અત્યંત ગંભીર અને મહત્ત્વનો શાસ્ત્રાર્થ ચાલ્યો. શાસ્ત્રાર્થમાં વ્યાકરણ ન્યાયમિમાંસા ધર્મશાસ્ત્ર આદિના પૂરા જ્ઞાતા સૌમ્ય મૂર્તિ મ. મ. લક્ષ્મણ શાસ્ત્રી દ્રાવિડના ૩૨ વર્ષની વયના સુપુત્ર શ્રીરાજેશ્વર શાસ્ત્રીએ અપૂર્વ વિજય મેળવ્યો. તેમની અસાધારણ વિદ્વતા, સંસ્કૃત ભાષાપર અદ્ભુત કાબુ, ઓજસ્વી વક્તૃતા અને પ્રાચીન ધર્મયુક્ત પદ્ધતિ સામે એક પણ કુતર્કી વિદ્વાન્ ટકી ન શકયો. આચાર્યો તથા વિદ્વાનોને સનાતન ધર્મથી ચ્યુત કરવા, વિચારસભા તથા સમ્મેલન નિષ્ફળ કરવા માટે પં. માલવિયા તથા તેના ભાડુતી પ્રમથનાથ ભટ્ટાચાર્યે ઘણી કોશિષ કરી તેમ ભારત ધર્મ મહામંડળ વાળા વિંધ્યેશ્વરીપ્રસાદ તથા મહારાષ્ટ્રના કેસરી છાપામાં અકાંડ તાંડવ નૃત્ય કરતા મહાદેવ દિવેકર શાસ્ત્રીએ ઉભા કરેલા છોકરા

લક્ષ્મણરાવે તથા સ્વાર્થને ખાતર કુતર્ક કરતા મીસ મીલરની શુદ્ધિવાળા કુર્તકોટી શંકરાચાર્યના માણસોએ મિથ્યાવાદ કરવા બનતો પ્રયાસ કર્યો પણ સમર્થ વિદ્વાનો સમક્ષ ક્ષણભર પણ તેઓ શી રીતે ટકી શકે ? મિથ્યાવાદી દિવેકર શાસ્ત્રી સંસ્કૃત જરાય જાણતો નથી એટલે મૂઢ મૂક થઇ સૌની પાછળ બેઠો હતો તેને બહુ બહુ કહેતા આગળ આવી તેણે મરાઠીમાં બોલવા પ્રયાસ કર્યો પરંતુ અહીં મરાઠી કેમ ચાલે અને કોણ સમજે ! તુરતજ વિદ્વાનોએ તેને બેસી જવાની ફરજ પાડી. માલવિયા તથા તેના ખાંધીયા પ્રમથનાથ વગેરે પ્રચ્છન્ન નાસ્તિકોને પણ આમંત્રણ અપાયા હતા પરંતુ તેઓ સામી છાતીએ લડવા આવી શકયા નહિ. તેઓ જયારે બ્રાહ્મણ મહા સમ્મેલન તોડવામાં નિષ્ફળ ગયા ત્યારે સમ્મેલનના કાર્ય ઉપર પાણી ફેરવવા તેજ વખતે કાશીમાં સનાતનને નામે સભા ભરી, જેમાં કોઇ ધર્મપ્રેમી સનાતનીએ ભાગ લીધો નહિ એટલે ખિલાફતી શંકરાચાર્યને નોતરી બખાળા કાઢયા.

વિચાર સભાનું કાર્ય બરાબર અઠવાડિયા સુધી ચાલ્યું. આઠમે દિવસે આનંદપૂર્વક સાંગોપાંગ તે પરિપૂર્ણ થતા તા. ૫ નવેમ્બરને દિવસે વેદ ભગવાનની સ્વારીનો પ્રારંભ વિચાર સભામાંથી થયો. દશ હાથી આગળ ચાલતા હતા જેમાં એક હાથી ઉપર પડઘમ અને બીજા ઉપર સનાતન ધર્મનો ઝુંડો અને બાકીના ઉપર રમાનાથ શાસ્ત્રી, જટાશંકર શાસ્ત્રી, ચીમનલાલ શાસ્ત્રી, નારણજી પુરૂષોત્તમ સાંગાણી, હરિકૃષ્ણ શાસ્ત્રી વગેરે વિદ્વાનો બેઠા હતા. પાછળ બેંડવાજાની ટુકડી, તેની પાછળ વિદ્વાનો તથા ગૃહસ્થોનો સમુદાય, તેની પાછળ ભગવદ્ નામોચ્ચાર કરતો વિદ્યાર્થીઓનો સમુદાય, તેની પાછળ સ્વયંસેવકો, તેની પાછળ વેદભગવાન્ અને તેની પાછળ સર્વે

આચાર્યો પાલખી–તાંજામમાં બીરાજતા હતા. સર્વે આચાર્યોમાં નાથદ્વારાધીશ ગોસ્વામી શ્રીદામોદરલાલજી મહારાજનું સ્વાગત અલૌકિક રીતે થયું. શ્રીમંત વૈષ્ણવો તથા કીસનગઢ નરેશ જેવા મહારાજા તેઓશ્રીની અત્યંત મૂલ્યવાન્ ઝરીનું આસન બીછાવેલ સોનાની પાલખી–તાંજામ ઉંચકતા હતા અને જયજયકાર બોલાવતા હતા. તેમ તેઓશ્રીની આસપાસ પણ પોતાનાજ રસાલાના પચાસ આગળ અને પચાસ પાછળ ઘોડેસ્વાર પોલીસની ટુકડી સ્પેશ્યલ ડ્રેસ સજીને ચાલતી હતી. સ્વારીમાં ભાગ લેવા માટે તથા આચાર્યોને વધાવવા માટે કાશીના નરનારી અને બાળકો પણ ઘેલા બન્યા હતા તેઓએ પુલહાર અક્ષતથી આચાર્યોને ઢાંકી દીધા. લાખો લોકોએ આ અપૂર્વ સરઘસમાં ભાગ લીધો હતો. સરઘસ અડધા માઇલ સુધી ગોઠવાયું હતું. સનાતન ધર્મની જયધ્વનિ વચ્ચે સરઘસ કાશીના મુખ્ય મુખ્ય રસ્તાપર ફરી સ્વસ્થાને પાંચ કલાકે પહોંચ્યું.

તા. ૬ નવેમ્બર ને મંગળવારનો દિવસ હિંદુસ્થાનના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઇ રહેશે. આજે ખાસ ઉભા કરાવેલા અત્યંત ભવ્ય મંડપમાં બ્રાહ્મણ મહા સમ્મેલન તરફથી આચાર્યોના મુખે સનાતન ધર્મનો ઢંઢેરો જાહેર થવાનો હતો. વિચાર સભામાં અઠવાડિયા સુધી જે શાસ્ત્રાર્થ થયો હતો તેનાપરથી આજે સર્વે આચાર્યો એક મતે નિર્ણય આપવાના હતા. કાશીના તથા દૂર દૂરના વિદ્વાનો પંડિતો ગૃહસ્થો રાજાઓ એક પછી એક સભામંડપમાં પધારવા લાગ્યા. જોત જોતામાં સભા મંડપ દશ હજાર વિદ્વાનોથી ખીચોખીચ ભરાઈ ગયો. મંગળાચરણ થયું, સહાનુભૂતિના અસંખ્ય તારો વંચાયા બાદ સર્વે આચાર્યોએ એક મતે નીચે પ્રમાણે નિર્ણય જાહેર કર્યો:—

૧–૪ કન્યાનું લગ્ન ૮ મા વર્ષથી તે ૧૨ મા વર્ષ સુધીમાં કરવું. બાર વર્ષ પછી કન્યા વૃષલી કહેવાય છે. બાર વર્ષ પછી કન્યાના લગ્ન કરવા નિંદ્ય છે.

૫ અવાન્તર જાતિ એટલે બ્રાહ્મણ બ્રાહ્મણ, વાણિયા વાણિયા વગેરે વર્ણમાં ભિન્ન ભિન્ન અનેક નાતો છે તે ભેદ કાઢી નાખી પરસ્પર વિવાહ કરવો નિંદ્ય છે માટે તે થઇ શકે નહિ.

૬ મનુ આદિ ધર્મશાસ્ત્રોમાં સમયાનુસાર પરિવર્તન થઈ શકે નહિ.

૭ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યમાં વિધવાના વિવાહ કે સ્ત્રી પુરૂષના છૂટા છેડા થઈ શકે નહિ.

૮ મ્લેચ્છ ચાંડાલાદિનું અસ્પૃશ્યપણું જાતિથી છે અને જેઓ મ્લેચ્છ ચાંડાલાદિ વટલીને થયા હોય તેઓનું કર્મથી છે.

૯ મ્લેચ્છ ચાંડાલાદિ અસ્પૃશ્યો દેવમંદિરો, સભાઓ તથા સ્કુલોમાં પ્રવેશ કરી શકે નહિ તેમ કુવાપર પાણી ભરી શકે નહિ, માટે તે મર્યાદાનું અવસ્ય રક્ષણ કરવું.

૧૦ મંત્ર ગ્રહણ વગેરે જેવી ભાગવત ધર્મ દીક્ષા મનુષ્યને આ જન્મમાં ઉત્તમ જાતિમાં લઇ જઈ શકતી નથી.

૧૧ યવનાદિ જાતિ જન્મથીજ છે.

૧૨ પ્રણવ વગરના નામ મંત્રો કોઇ પણ જાતિને બાધ કર્તા નથી, પણ પ્રણવવાળા મંત્રો શૂદ્રો ( અંત્યજો ) માટે બાધકર્તા છે.

૧૩ શૂલપાણિએ માનેલી વ્યવસ્થા પ્રમાણે દેવળ સ્મૃતિ માનવામાં હરકત નથી.

૧૪ બળાત્કારથી વટલેલાને ત્રણ વર્ષ સુધીમાં પ્રાયશ્ચિત્ત આપી શકાય છે પણ સ્વેચ્છાથી મ્લેચ્છ અંત્યજ સ્ત્રી સાથે ગમન તથા ભોજન કરવાથી પતિતપણું પ્રાપ્ત થાય છે.

૧૫ ઉપર જણાવેલ હદ પછી વટલેલાની શુદ્ધિ થઇ શકતી નથી.

૧૬ જે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને યજ્ઞોપવીત છૂટી ગઇ હોય તે ત્રણ પેઢી સુધીમાં વ્રાત્ય સંસ્કાર કરીને લઇ શકે છે.

૧૭ ચારેય વર્ણ જન્મથી છે, ગુણ બદલવાથી એક વર્ણ બીજા વર્ણમાં જઇ શકતો નથી.

આવા અપૂર્વ કાર્યમાં અપૂર્વ વિજય મેળવવા બદલ મહા સમ્મેલનના કાર્ય કર્તાઓને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને નમ્ર નિવેદન કરીએ છીએ કે ઉક્ત નિર્ણયો દેશની જૂદી જૂદી ભાષાઓમાં છપાવી સર્વત્ર વહેંચાવજો. જાતે ડેપ્યુટેશન-રૂપે નીકળી લોકોને નિર્ણય સંભળાવી તે પ્રમાણે વર્તાવવાની વ્યવસ્થા કરતા રહેશો અને સંસ્કૃત વિશ્વવિદ્યાલય કાશીમાં સ્થાપવાનો, ધારા-સભાઓમાં સનાતની પ્રતિનિધિઓ મોકલવાનો તથા સનાતન ધર્મના દૈનિક વર્તમાનપત્રો કાઢવા કઢાવવાનો અને તે સિવાય બીજા કંઇક મહા સમ્મેલનમાં થયેલા ઉપયોગી ઠરાવોનો અમલ વગર વિલંબે કરવા કરાવવાનો યત્ન કરજો. આ ઉપરથી હિંદુ પ્રજાની પણ સ્પષ્ટ અને અનિવાર્ય ફરજ છે કે નાસ્તિકો આજકાલ સ્વરાજ્ય શુદ્ધિ સંગઠન સુધારો વગેરે નામે સ્વેચ્છાચાર–વર્ણસંકરતા ફેલાવી સનાતન ધર્મ અને હિંદુ જાતિનો ઘાત કરવા ઇચ્છે છે તેઓને ધિક્કારી સદાને માટે તિલાંજલિ દેજો અને સર્વે આચાર્યોના ઉકત ૧૭ નિર્ણયોને ગમે તે ભોગે અનુસરજો.



# ડૉ. પ્રફુલ્લચંદ્ર રોયની વિલક્ષણ શોધ.

યુરોપ અમેરિકાના વિજ્ઞાન શાસ્ત્રીઓ નિત્ય નવી નવી શોધો કરી લોકોપયોગી વસ્તુઓ નિર્માણ કરી પોતપોતાના દેશને અતિશય લાભ પહોંચાડી સમૃદ્ધ કરી રહ્યા છે ત્યારે હત્ ભાગ્ય ભારતના વિજ્ઞાનીઓની બુદ્ધિ ચક્કરમાં પડી દેશનું પારાવાર અનિષ્ટ કરી રહેલ છે. બંગાલના વૃદ્ધ રસાયન શાસ્ત્રી ડૉ. પ્રફુલ્લચંદ્રરાય ખાંડ રંગ દવા કાચ વગેરે પદાર્થો કે જે વિદેશથી હિંદમાં કરોડોના આવે છે તે સ્વદેશમાં બનાવવાની પાછળ પોતાનો સમય શક્તિ ન રોકતા રાંડીરાંડને યોગ્ય રેંટીયો ફેરવવામાં રોકવા લાગ્યા છે એ શું ખેદ સાથે આશ્ચર્ય નથી ઉપજાવતું ?

પરંતુ ડૉ. પ્રફુલ્લચંદ્રરાય તેમના ફળદ્રુપ મગજને એટલેથીજ ઠલવતા અટકતા નથી. મુંબઇમાં વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતા છેક ટોચે પહોંચી તેઓ કહેવા લાગ્યા કે હિંદુસ્થાન સ્વરાજ્યને લાયક નથી કારણ કે હિંદુઓમાં કંઇક જ્ઞાતિ જાતિ, ઉંચ નીચ, ધર્મ અધર્મ, સ્પૃશ્ય અસ્પૃસ્ય જેવા ભેદ છે. જ્યાંસુધી એવા જાતિ ધર્મના ભેદ ટાળી સ્ત્રીઓને પડદા તોડી બહાર કાઢવામાં ન આવે અને અંત્યજોનો ઉદ્ધાર કરવામાં ન આવે ત્યાંસુધી દેશને સ્વરાજ્ય મળવા સંભવ નથી. ધર્મને નામે અંત્યજોને દૂર રાખી હિંદુઓ ગુલામ બન્યા છે. એવો ધર્મ એ ધર્મજ ન કહેવાય. ધર્મ તો એક મુસલમાનનોજ શ્રેષ્ટ છે કે જેમાં અમીર અને ફકીર સર્વ સરખા ગણવામાં આવે છે અને એક બીજા સાથે બેસી શકે છે, માટે યુવકો ! સ્વરાજ્ય ઇચ્છતા હોવ તો જાતિ પાંતિ ધર્મને તિલાંજલિ આપો. આજસુધીમાં કોઇ હિંદુએ હિંદુ ધર્મ કરતા મુસલમાન

ધર્મ શ્રેષ્ટ છે એમ નહોતું કહ્યું પરંતુ ડો. પ્રફુલ્લચંદ્રરાયે શોધ કરીને કહ્યું એ એમની વિલક્ષણ શોધ માટે હિંદુઓએ ખરેખર કદર કરવી ઘટે છે.

જે હિંદુ સંસ્કૃતિ અને ધર્મના અનુપમ મોક્ષદાયી સિદ્ધાંતોથી હિંદુ માત્ર મગરૂર છે અને મેક્સમુલર થોરો જેવા પાશ્ચાત્ય વિદ્વાનો પણ મુગ્ધ છે તે ધર્મ પ્રત્યે એક હિંદુ વૃદ્ધ સુધારક આવી રીતે તિરસ્કાર દાખવે અને ઉખેડવાની હિમાયત કરે એને અમે હિંદુ બીજનાજ લેખતા નથી. એવા સ્વજાતિ તથા સ્વધર્મ ઉચ્છેદક આ દેશની હિંદુ જાતિને બદલે અફગાનીસ્થાનમાં મુસલમાન જાતિ ધર્મમાં જન્મ્યા હોત તો તેમને અત્યારે જે બળાપો કરવો પડે છે તે કરવો પડત નહિ. હજુ પણ હિંદુ જેવી સંકુચિત જાતિ ધર્મમાં રહી દગ્ધ થઇ રહેલા એ ડોસાને અમે સૂચના કરીએ છીએ કે પોતાના આત્મસંતોષાર્થે તેમણે તત્કાળ હિંદભૂમિ છોડી અફગાનીસ્થાન જઈ ઇસ્લામ જાતિ ધર્મમાં ભળી જવું અને સર્વ ગુણ સંપન્ન પઠાણો—કાબુલીઓ સાથે અદ્વિતીય આનંદ લુંટવો. કહેવાય છે કે કેટલાકને સાઠે બુદ્ધિ નાઠી થાય છે તે આનું નામ.

## માયાવી માલવિયા.

આજથી વીસ વર્ષ પહેલા જ્યારે અમે બ્રહ્મદેશ ગયા હતા ત્યારે અમને કેટલાક સ્નેહીઓએ પૂછ્યું હતું કે કામરૂ દેશ ક્યાં આવ્યો ? માણસો શું જાદુથી ત્યાં લોકોને પરવશ કરે છે કે ? બ્રહ્મદેશમાં કે આસામમાં તો અમે એવું જાદુ ન જોયું પરંતુ હમણા દેશના આગેવાનો તરીકે ઘુમી રહેલા કહેવાતા નેતાઓમાં અમે એ વિદ્યાનો સંપૂર્ણ વિકાસ થયેલો જોયો છે. પ્રાયઃ પ્રત્યેક નામધારી

દેશનેતા એવું જાહુઇ થોડે ઝાઝે અંશે જાણે છે પરંતુ ગાંધીને બાજુએ મૂકીએ તો પં. મદન મોહન માલવિયાનો નંબર પહેલો આવે છે. આ માયાવી મહાપુરૂષ અનંત માયા રચી જાણે છે. થોડો સમય તે ચૂસ્ત સનાતની બની જાય છે તો થોડો સમય આર્ય-સમાજી તથા સુધારકો સાથે ભળી સનાતન ધર્મના અંગ નિર્દય રીતે કાપવા મંડે છે. થોડો વખત સરકાર પક્ષમાં જોડાય જાય છે તો થોડો વખત કટ્ટર અસહકારી થઇ જાય છે. થોડો વખત મોડરેટોમાં મળી જાય છે તો થોડો વખત કોંગ્રેસવાદી એકસ્ટ્રીમીસ્ટ થઇ જાય છે. થોડો વખત હિંદુઓના સંગઠન શુદ્ધિની હિમાયત કરે છે તો થોડો વખત મુસલમાનોના મિત્ર બની જાય છે. સૂક્ષ્મ રીતે અવલોકતા એ માયાવી માલવિયાની આખી જીંદગી માયાના દાવપેચ રમવામાં જ ગઈ છે, એ કદી કોઇને એકનિષ્ઠ રહ્યા નથી પણ જેનું પ્રતાપ બળ ચડીઆતું તેના પક્ષમાં સામેલ થઇ વાહવાહ મેળવે છે. અર્થાત્ તે કોઈના નથી, પણ તમામને બેવફા છે.

પં. માલવિયા માયાવી છે છતાં સ્વભાવે મીઠા અને સમય-સૂચક વિદ્વાન્ છે. હિંદમાં ગાંધીના પનોતા પગલા થયા પહેલા તેમની સનાતન ધર્મમાં ઉત્તમ નિષ્ઠા હતી; પરંતુ ગાંધીની પ્રબળતા થયા પછી માલવિયાએ પોતાને સનાતની કહેવરાવી સનાતન ધર્મને જેટલું નુકશાન પહોંચાડયું છે અને પહોંચાડી રહ્યા છે તેટલું બીજા કોઇ મોટામાં મોટા હિંદુઓના શત્રુ પણ પહોંચાડી શકયા નથી. એ માયાવી માલવિયા અંત્યજોની અસ્પૃશ્યતા દૂર કરી તેઓને (ઢેઢ ભંગીઓને) મંદિરોમાં દાખલ કરાવવાની પ્રતિજ્ઞા લઇને કોંગ્રેસ તરફથી અસ્પૃશ્યતા નિવારણાર્થે નિમાયલી કમિટીના પ્રમુખ બન્યા છે. તેમણે યવન મ્લેચ્છોની શુદ્ધિ કરાવી, જરમન બી માસ

સ્લેકનને દગાથી કાશી વિશ્વનાથના મંદિરમાં ઘુસાડી તથા કાશી હિંદુ વિશ્વ વિદ્યાલયને હિંદુત્વ હણવાના રૂપમાં ફેરવી, અત્યંજોને પ્રણવની દીક્ષા આપવા માંડી છે; એટલુંજ નહિ પણ નવી સ્મૃતિ રચવાની ચેષ્ટા કરી શારડા બીલ ઉપસ્થિત કરાવેલ છે છતાં મુંબઇની જેલમાં ફળફુલ દુધ ખાઇને રહેવાનો, મંદિરોમાં દર્શને તથા પાઠશાળામાં શ્રવણ કરવા જવાનો અને ચોપાટીના તટપર પુરાણી બની કથા વાંચવાનો તેણે ઢોંગ આદર્યો હતો. હિંદુઓમાં પણ અંધશ્રદ્ધા ભોળપણ તથા અજ્ઞાનતાની સીમા નથી તેથી આવા માયાવીને સનાતની માની કેટલાકે ચર્ણસ્પર્શ કર્યા અને કેટલાકે ઋષિ કહી માનપત્ર આપ્યું માટે અમો હિંદુઓને ચેતવીએ છીએ કે માલવિયા સનાતની નથી કિંતુ સનાતન ધર્મના છદ્મ અને પ્રકટ શત્રુ છે—સંહારક છે. એવા એ માયાવી માલવિયા કે જે કોઇના નથી તેનાપર જરા પણ વિશ્વાસ ન મૂકશો.

---

## નેતાની યોગ્યતા.

લોકોના નેતા થવું, પ્રજાને અમુક હેતુ સિદ્ધ કરવા માટે દોરવવી, વિશ્વાસુ લોકો પોતાની ભૂલથી કયાંય ખાડામાં પડી કે અથડામણમાં ઉતરી સ્વધામ ન પહોંચે ! એ વિકટમાં વિકટ કાર્ય છે. લોકોનું નેતૃત્વ કરનાર નેતામાં જ્ઞાન ગાંભીર્ય, સત્યવાદીપણું, વિશાળ અનુભવ, પ્રાકટ અવસ્થા, ઠરેલ બુદ્ધિ, પ્રતિજ્ઞા કિંવા વચન પાલનની દઢતા, નિર્મળ ચરિત્ર, નિઃસ્વાર્થીપણું, તોળી તોળીને બોલવાની ટેવ, ધર્મજ્ઞતા, રાજનીતિનો ઉંડો અભ્યાસ, ધ્યેયને માટે પોતે જાતે મરે પણ પોતાને માનવા અનુસરવાવાળાને

ક્ષતિ પહોંચવા ન દે, દઢ નિશ્ચય નિર્ભયતા અને સહનશીલતા જોઇએ, એવા ગુણોનો જેના જીવનમાં વિકાસ થયો હોય તેજ નેતા થવાને યોગ્ય છે. જે વ્યક્તિ નેતા બનવાની લાલસાવાળો હોય તેનામાં જો ઉક્ત ગુણો પ્રતીત થતા ન હોય તો તેને નેતા માનવામાં મોટું જોખમ છે. લો. તિલક એવી યોગ્યતાવાળા નેતા હતા. તેમના સ્વર્ગવાસ પછી સનાતન ધર્મને અને સરકારને માત્ર જે ગાળો આપે એ મહાન્ ગુણો (?) વાળો નેતા થઇ કે કહેવરાવી શકે છે. આજકાલ એવાજ ગુણો (?) વાળા નેતા હિંદમાં ઉભરાય છે માટેજ હિંદનું કોકડું અત્યંત ગુચવાયું છે, પ્રજા ધન ધાન્ય ધર્મથી રહિત બની વિપત્તિની ઉંડી ખાઇમાં હડસેલાઇ છે. જો ખરેખર દેશોદ્ધાર ચાહતા હોવ તો અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાને ત્યાગી વિચારશીલ બનો, પોતાના અને પારકાને ઓળખતા શીખો અને નેતા બનવાની ઇચ્છાવાળાના સંબંધમાં અથવા જેને તમે નેતા માનો તેના વિષે તેના જીવનના આગળ પાછળના કાર્યોનો વિચાર કરી જો ઉપરના જ્ઞાનગાંભીર્ય, પાકટ અવસ્થા, ધર્મજ્ઞતા, નિઃસ્વાર્થતા, પવિત્ર રહેણી કરણી, રાજનીતિજ્ઞાદિ ગુણો તેના જીવનમાં સંકળાયલા હોય તોજ તેને નેતા તરીકે માની અનુસરજો અન્યથા નેતા વિના ચલાવજો પણ કોઈ અનાડીની પાછળ ગાડરા બની મરશો નહિ.

## મહાત્માના લક્ષણ.

આર્યાવર્તની પવિત્ર ભૂમિ એ ધર્મક્ષેત્ર હોઇ રત્નગર્ભા છે. આ અદ્વિતીય ભૂમિમાં અનેક પ્રકારના રત્નો પાક્યા છે તેમાં સૌથી વધારે શ્રેષ્ટ અને ઉલ્લેખનીય ઋષિમુનિ મહાત્મારૂપી રત્નો છે. પ્રાતઃસ્મરણીય

અત્રિ અગસ્ત્ય અંગિરા કશ્યપ ભૃગુ ભરદ્વાજ વસિષ્ઠ વાલ્મીકિ, વેદ-વ્યાસ નારદજી શુકદેવજી જમદગ્નિ આદિ મહાત્માઓનું નામ સ્મરણ કરતાજ હૃદયમાં દિવ્યતાનું ભાન સ્ફુરે છે. એ મહાનુભાવ મહાત્મા-ઓનું નિર્મળ અને લોક હિતકારી ચરિત્ર વિચારતા તથા શાસ્ત્ર પુરાણ અવલોકતા મહાત્માના લક્ષણ આ પ્રમાણે નિશ્ચિત્ કરી શકાયઃ-

જે પુરૂષ ધર્મમાં શ્રદ્ધા રાખી ધર્મ શાસ્ત્રાજ્ઞાનુસાર જીવન ગાળતો હોય, સદાચારી હોય, પ્રભુભક્ત હોય, તપસ્વી હોય, યોગી હોય, આત્મજ્ઞાની હોય, તેજસ્વી અને ચમત્કારી હોય, મન ઇંદ્રિયો પર વિજય મેળવી પરોપકાર પરાયણ જીવન ગુજારતો હોય, નિસ્પૃહી અને નિર્માની હોય, મન વાણીને કાયાથી અહિંસાવ્રત પાળતો હોય, આકાંક્ષા અભિમાન અને દંભરહિત હોય, સત્ય પ્રતિજ્ઞ હોય, પોતે જાતે કષ્ટ સહન કરે પરંતુ બીજાને જરાપણ દુઃખ સહેવા ન દેતો હોય અને સર્વ પ્રકારની સાંસારિક વાસનાઓથી મુક્ત હોય તે મહાત્મા કહેવાય.

એવા લક્ષણવાળો મહાત્મા જેને દર્શન દે છે તેના પાપ-દોષ માત્રનો નાશ થઇ જાય છે. સાચા મહાત્માની વાણી કદી અફળ જતી નથી. તેને ભૂત ભવિષ્ય તથા વર્તમાન કાળનું જ્ઞાન હોય છે. તે ઇચ્છે કિંવા પ્રસન્ન થાય તો કંગાલને રાજા બનાવી શકે છે, ગુલામોને બંધન મુક્ત કરી ત્રણ લોકનું રાજ્ય અપાવી શકે છે અને જળનું સ્થળ અને સ્થળનું જળ બનાવી શકે છે તેમ ક્રોધે ભરાય તો ક્ષણવારમાં સકળ સૃષ્ટિનો સંહાર કરી શકે છે. આજ સુધી હિંદુસ્થાનમાં આવી દિવ્ય કોટિના મહાત્માઓ પાકતા પરન્તુ હમણા કલિયુગમાં તેથી જૂદું દૃષ્ટિગોચર થાય છે. આજે તો મોટામાં મોટો પાખંડી, દંભી, અસત્યવાદી, લાખો માણસોનું બલિદાન લેઇ

જેલમાં સડનારો, આમ કરો તો સ્વરાજ્ય વર્ષમાં મળે ને તેમ કરો તો ૭ મહિનામાં અપાવી દઉં એવા મિથ્યા વચનો બકી કરોડો રૂપિયા હરી જનારો લપોડશંખ, ઢેઢ ભંગી મુસલમાન સાથે ખાઈને ખવરાવવાવાળો પતિત, વાંદરા કુતરા તથા વાછડાને મારી દૂધને માંસાહાર કહેનાર ક્રૂર, તેજ તથા શક્તિહીન અને ધર્મ કર્મ સદ્‌ગુણ સદાચારનો ઉચ્છેદક ઢોંગી પણ મહાત્મા ગણાઇ પૂજાય છે. એવા અપૂજ્યનું પૂજન કરવાથી અને પૂજ્યની અવગણના કરવાથીજ ભારતની અધોગતિ થઇ છે; માટે હિન્દુઓ ! ચેતો, અંધ શ્રદ્ધાળુ ગાડરા બની મૃત્યુના મુખમાં પડી મહાપાપી ન બનો પણ મહાત્માના યથાર્થ લક્ષણ જાણી ખરા મહાત્માનેજ સેવો અને બનાવટીને સત્વર ત્યજી આપત્તિમાંથી ઉગરો.

---

## કોંગ્રેસવાદીઓને સીધા પ્રશ્નો.

---

૧ તમો સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સારૂ મથો છો અને તેમાં આડે આવનાર સરકાર ઉપર કઇ આક્ષેપ મૂકી વગોવો છો ત્યારે તમો પોતેજ તમારા મતથી જૂદા પડનાર ઉપર બળાત્કાર કરી તેની સ્વતંત્રતામાં કેમ ત્રાપ મારો છો ?

૨ અહિંસાનો દાવો કરો છો છતાં વિલાયતી કાપડ લેનાર કે તમારી સાથે સહમત ન થનારને કેમ મારવાની ધમકી આપો છો કે મારો છો ?

૩ દેશનેતાઓ જેલમાં છે એમ જણાવી નાત જમણ અથવા બ્રહ્મભોજન બંધ કરાવવા ધાંધલ કરો છો તો શું તમે ઘેર અથવા હોટેલમાં મિષ્ટાન્ન ખાવાનું બંધ કર્યું છે કે ?

૪ ગાંધી કહે તેજ સાચું અને તેમ કરવુંજ જોઇએ અને જેઓ તેમ ન કરે તેઓ દેશદ્રોહી અથવા મૂર્ખ છે તો શું ગાંધીએ એકેજ ડહાપણનો ઇજારો લીધો છે અને બીજા બધા મૂર્ખ પેદા થયા છે કે ?

૫ તમો ગાંધીને મહાત્મા કે પરમાત્મા કહો છો તો તેનામાં મહાત્મા કે પરમાત્મા તરીકે કયા ગુણ તમે જોયા ? મહાત્મા કે પરમાત્માની શક્તિ કેવી અને કેટલી હોય તેની તમોને ખબર છે કે ?

૬ ગાંધીએ આખા હિન્દમાં ગામે ગામ ફરીને લોકો પાસેથી લાખો રૂપિયા લીધા તેનું શું કર્યું તે તમે જાણો છો કે ?

૭ કોંગ્રેસે એક કરોડ ઉપર રૂપિયા લોકો પાસેથી લીધા હતા તેનો શું ઉપયોગ કર્યો ?

૮ મુસલમાનો હિન્દુઓ પર ઠામ ઠામ જુલમ ગુજારે છે અને કોંગ્રેસનો વિરોધ કરી ધારાસભા તથા રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જાય છે તેની સામે કેમ એક શબ્દેય બોલતા નથી? અને હિન્દુઓ પર જ્યાં ત્યાં સીતમ વરસાવો છો ?

૯ હિન્દુસ્થાનમાં સર્વ વર્ણના લોકો આનન્દપૂર્વક સ્નેહભાવથી રહેતા હતા છતાં ગાંધીએ અંત્યજોને બ્હેકાવી ઉચ્ચ વર્ણના હિન્દુઓ સામે ઉશ્કેરી મુક્યા તથાપિ ઉચ્ચ વર્ણના હિન્દુઓ તમોને મદદ કરે છે ત્યારે તમારા બ્હેકાવેલા અંત્યજો સરકાર પક્ષે સદાય ઉભા રહી ધારાસભા અને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જવા તૈયાર થઇ તમારી લડતનો વિરોધ કરે છે તો પણ ગાંધી તથા તમો અસ્પૃશ્યતા નિવારણની હિલચાલ ચાલુ રાખી અંત્યજોને ઉશ્કેરવાનું છોડતા નથી તેનું કારણ શું ?

૧૦ તમો હિન્દુ તરીકે ઉત્તમ વર્ણમાં જન્મી ઢેઢ મુસલમાન સાથે બેસી ખાવ છો તો શું ધર્મ ભ્રષ્ટ થઇ સાથે ખાવા પીવાથી કોઇને સ્વરાજ્ય ક્યાંય મળ્યું છે કે ?

૧૧ નાના છોકરાઓ તથા સ્ત્રીઓને મર્યાદા રહિત બનાવી, તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તનારની હાય હાય પોકરાવી છાજીઆ લેવરાવી ઠાઠડી કઢાવવા જેવા પિશાચી કામો તમે કરો છો એ તમારી કઇ પ્રકારની સભ્યતા ગણાય ?

## શું કોંગ્રેસ ધર્મનું છૂટાપણું સ્વીકારે છે ?

રાજનીતિના દાવપેચ નહિ જાણનાર નેતાઓના સ્વભાવથી અપરિચિત અને ભોળા વિશ્વાસુ હિન્દુઓ એવી ભ્રમણામાં પડ્યા છે કે કોંગ્રેસે તમામ ધર્મોનું છૂટાપણું સ્વીકાર્યું છે. કરાંચીની કોંગ્રેસે પ્રજાના મુખ્ય હક્કોના સંબંધમાં જે મનસ્વી ઠરાવ પાસ કર્યો છે તેમાં "ધાર્મિક બાબતમાં રાજ્ય તટસ્થ રહેશે" એ વાક્યથી કેટલાક ધર્મપ્રેમી હિન્દુઓ ભરમાઇ ગયા છે અને હવે કોંગ્રેસ સાથે સહકાર-પૂર્વક કાર્ય કરવા ઇચ્છા કરે છે.

આવા ભોળા સજ્જનોને અમે પ્રજાના મુખ્ય હક્કો વિશેનો કોંગ્રેસનો આખો ઠરાવ બારિકાઇથી અવલોકન કરવા સૂચવીએ છીએ. એ વિસ્તૃત ઠરાવમાં ત્રણ બાબત હિન્દુ જાતિ ધર્મની સંહારક નિવડે એવી રીતે યોજાએલી છે. ૧ વાવ કુવા તળાવ મંદિર ધર્મશાળા નિશાળોની ઉપર બધા શહેરીઓને સમાન અધિકાર આપવામાં આવશે. ૨ જાહેર વ્યવસ્થા અને નીતિને બાધ ન આવે એવી રીતે દરેક માણસને ધર્મની અને માન્યતાઓની છૂટ આપવામાં આવશે

અને ૩ લઘુમતિઓની ભાષા અને સંસ્કૃતિનું રક્ષણ બરાબર કરવામાં આવશે.

હિન્દુઓના વાવ કુવા તળાવ મંદિર ધર્મશાળા અને નિશાળો ઉપર બધા શહેરીઓને સમાન અધિકાર આપવામાં આવશે એટલે કે અંત્યજો, મુસલમાનો, ખ્રિસ્તીઓ તથા પારસીઓને પણ ભોગવટાનો હક્ક કોંગ્રેસના રાજ્યમાં રહેશે. અર્થાત્ ઉચ વર્ણના હિન્દુઓની ધર્મ-શાળા મંદિર કુવા કે નિશાળોમાં ઢેઢ ભંગી ચમારોને દાખલ થતા રોકટોક નહિ થઇ શકે. તેમ જાહેર વ્યવસ્થા અને નીતિને બાધ ન આવે એવી માન્યતા અને ધર્મની વાત પણ સંન્યાસ દીક્ષા નાગા બાવા કે દીગમ્બર સાધુઓને ઉદ્દેશી મૂકવામાં આવી છે અને લઘુમતિ કોમોની ભાષા તથા સંસ્કૃતિનું બરાબર રક્ષણ કોંગ્રેસને કરવું છે પણ બહુમતિ કોમની ભાષા તથા સંસ્કૃતિ નાશ પામે તો તેની ચિંતા નથી.

હિન્દુઓ કે જેઓ વેદશાસ્ત્રની આજ્ઞાને અવલંબી ચાલે છે તેઓને વેદશાસ્ત્ર સ્પષ્ટ આજ્ઞા કરે છે કે અંત્યજ-ઢેઢ ભંગી ચમારનો સ્પર્શ થઇ શકે નહિ તથા કુવા મંદિર નિશાળ કે ધર્મશાળામાં તેઓને દાખલ કરી શકાય નહિ અને જો ભૂલે ચૂકે કે ઇરાદા-પૂર્વક અંત્યજોનો સ્પર્શ થાય તો દોષ લાગે છે તથા કુવા મંદિરમાં તેઓ દાખલ થાય તો તે સ્થાનો ભ્રષ્ટ થાય છે. કોંગ્રેસની ઘોષણા પરથી ફલિત થાય છે કે તેઓ હિન્દુઓના ધાર્મિક વિધાનની અવહેલના કરી હિંદુ ધર્મને છિન્નભિન્ન કરવા ચાહે છે અને લઘુમતિ કોમોની ભાષા તથા સંસ્કૃતિનું બરાબર રક્ષણ કરવાનું જણાવી કોંગ્રેસવાદીઓ ઉદ્દંડ મુસલમાનોને ખુશ કરવા માગે છે.

કોંગ્રેસના સ્વરાજ્યમાં તો ઉપર પ્રમાણે કાયદાથી હિન્દુ જાતિ ધર્મનું સર્વસ્વ લુંટાવાનું છે-ખુન થવાનું છે પણ તે પહેલા એટલે

કે હમણા પણ કોંગ્રેસ તરફથી હિન્દુ ધર્મ વિરૂદ્ધ ક્યાં ઓછા આચરણ થઇ રહ્યા છે? અત્યારે પણ કોંગ્રેસ તરફથી અસ્પૃશ્યતા નિવારણ કમિટી જમનાલાલ બજાજના પ્રમુખપદે જોરશોરથી ખુલ્લે ખુલ્લી રીતે કામ કરી રહી છે. ગામેગામના મંદિરો, કુવાઓ અને નિશાળો અંત્યજો માટે ખુલ્લા મુકાય અને ઉંચ વર્ણના હિંદુઓ સાથે ચમાર ભંગી ભેળાઇને મંદિરો ભ્રષ્ટ કરે એવા પ્રયાસો બળપૂર્વક ચાલી રહ્યા છે તેમ ગાંધી તથા જવાહીરલાલ કહે છે કે કોંગ્રેસના રાજ્યમાં જે મંદિરોમાં અસ્પૃશ્યોને જવાની મનાઇ કરવામાં આવશે તે જપ્ત કરવામાં આવશે? તો એ શું કોંગ્રેસની ધર્મ બાબતમાં તટસ્થતા છે કે? અસ્પૃશ્યતા અને ઉંચ નીચપણું નિવારવાના પ્રયત્ન તથા ઉપર પ્રમાણે ઉંચ વર્ણના મંદિર કુવા ધર્મશાળા વગેરે ઉપર ભંગી ચમારનો સરખો અધિકાર એ શું કોંગ્રેસ ધર્મનું છૂટાપણું સ્વીકારે છે કે? આવા સ્પષ્ટ પ્રમાણો તથા કૃત્યોથી તો મૂર્ખ પણ સાફ સમજી શકે છે કે કોંગ્રેસ હિન્દુ જાતિ ધર્મને જડમૂળથી ઉખેડી નાખવા માગે છે, કોંગ્રેસને હિંદુઓની ભાષા સંસ્કૃતિ માન્યતાઓની લેશમાત્ર પરવા નથી પણ તે ઝનુની મુસલમાનોથી ડરે છે એટલે તેના ધર્મ ભાષા સંસ્કૃતિની સહીસલામતીનો કોલ આપી આફતમાંથી ઉગરવા ચાહે છે માટે ઓ ધર્મપ્રેમી ભોળા હિંદુઓ! ચેતો, તમોને મિથ્યા લાલચ બતાવી તમારીજ સહાયથી કોંગ્રેસ અને તેના સુધારક નેતાઓ તમારા હિંદુત્વનો સમૂળગો નાશ કરવા સર્વ સરંજામ તૈયાર કરી રહ્યા છે તે લક્ષમાં લઇ તે સંસ્થાને જેમ બને તેમ જલદી હણી પાડી ઉગરો.



# શંકા સમાધાન.

એક ભાઇ જીજ્ઞાસુવૃત્તિથી જીજ્ઞાસુની સહીથી પત્ર લખી પોતાની નીચે દર્શાવેલી શંકાઓનું જાહેરમાં સમાધાન ઇચ્છે છે જે અમે યથામતિ કરીએ છીએ:—

૧ ગાંધીજીએ તથા કોંગ્રેસે સરકાર સામે સ્વરાજ્ય માટે જે લડત શરૂ કરી છે તે દેશોપયોગી હોઇ તેમાં આખો દેશ સામેલ છે છતાં તમે કેમ વિરોધ કરો છો ? શું આખો દેશ મૂર્ખ છે અને તમેજ શાણા છો ?

૨ અસહકારની લડત એ ધર્મની લડત છે તો સનાતન ધર્મી થઇ તમે એ ધર્મયુદ્ધમાં કેમ જોડાતા નથી ?

૩ સ્ત્રીઓ અને છોકરાઓ પણ જે લડતમાં જોડાઇ આગેવાની ભર્યો ભાગ લે અને જેલમાં જાય તેના વિજય માટે કેમ શંકા રાખો છો ?

૪ કોંગ્રેસ રાજદ્વારી લડત ચલાવી રહેલ છે તેમાં ધર્મને શું હાનિ પહોંચે છે કે ધર્મને નામે તમે બુમ બરાડા મારો છો ?

૫ રેંટીયો કાંતી, રૂ પીંજી, સુતરનું કાપડ વણી, ખાદી પહેરી સ્વાશ્રયી બનવું એને તમે કેમ પસંદ કરતા નથી ?

૬ મુસલમાન ખ્રિસ્તીઓને અડો છો તો અંત્યજ આપણા હિન્દુ ભાઈ છે તેને અડવામાં શા માટે વાંધો ઉઠાવો છો ?

૭ બોયકોટની હિલચાલથી અને હડતાલથી ઇંગલંડમાં અત્યારે ૨૦ લાખ માણસો બેકાર થઇ ભૂખે મરે છે તે બોયકોટ અને હડતાલને તમે કેમ નાપસંદ કરો છો ?

આ પ્રમાણે જીજ્ઞાસુ ભાઇએ ૭ શંકાઓ કરી છે જેનું અમે હવે આ નીચે સમાધાન કરીએ છીએ—

૧ સરકાર પાસેથી દેશની લગામ પાછી મેળવવા અથવા સ્વ-રાજ્ય પ્રાપ્ત કરવા લડત ચલાવવી એ અતિ આવશ્યક છે અને એમાં અમે અંતઃકરણથી સામેલ છીએ પરંતુ ગાંધીએ તથા કોંગ્રેસે જે વિચિત્ર લડત આરંભી છે તેથી દેશ સંહાર છે, તેમાં રાજનીતિનો અંશ પણ નથી તેથી અમે તેની વિરૂદ્ધ છીએ. આખો દેશ ગાંધી તથા કોંગ્રેસની ચળવળની પડખે છે તેવી તમારી માન્યતા ભૂલ ભરેલી છે. દેશી રાજ્યોની પ્રજા, રાજદ્વારી વિષયના જ્ઞાતા, સનાતનીઓ, પારસીઓ, શિખોનો મોટો ભાગ, મુસલમાનો તથા અંત્યજો વગેરે કોંગ્રેસની અવિચારી લડતને ધિક્કારે છે. કોઈ શરમથી અથવા ભયથી બોલે નહિ તેથી તેમાં આખા દેશની સામેલગીરી છે એમ ન કહી શકાય.

૨ કોંગ્રેસે સરકાર સામે આરંભેલું યુદ્ધ એ ધર્મયુદ્ધ નથી પણ અધર્મ યુદ્ધ છે કારણ કે જેમ સરકાર ધર્મને ઇચ્છતી નથી તેમ કોંગ્રેસ પણ બ્રાહ્મણ ભંગી મુસલમાન એક કરીને તથા વર્ણાન્તર લગ્ન પુનર્લગ્ન કરવાવાળી પતિત દુરાચારી વ્યક્તિઓને આગળ કરીને તોફાન આદરી બેઠી છે. ધર્મયુદ્ધ તો પાંડવોની માફક ધર્મજ્ઞ રહીને અને ધર્મજ્ઞોને મોખરે રાખીને ચલાવાય તેનેજ કહી શકાય. આ કારણથી અમે કોંગ્રેસની પ્રવૃત્તિમાં સામેલ થતા નથી.

૩ પુરૂષો નપુંસકોની માફક ઘરમાં ભરાઇ બેસી રેંટીયો કાંતે અને સ્ત્રીઓને બહાર પાડી શિયળ લુંટાવાય તથા છોકરાઓને દરજેરી માથા ભંગાવાય અને બંનેને જેલ મોકલાવાય એજ દેશને ભારે કલંક સમાન છે. પુરૂષોની હયાતીમાં સ્ત્રી છોકરાઓની જે દુર્દશા થઇ રહી છે તેજ લડતનો પરાજય દાખવે છે.

૪ કોંગ્રેસ રાજદ્વારી લડત લડતી નથી પણ ધર્મ હનનની લડત લડે છે. રાજદ્વારી લડતમાં તો સામ દામ દંડ ભેદની રાજનીતિનું અવલંબન હોય, તક જોઇને કુનેહથી કામ લેવાનું હોય, મારીને

મરવાનું હોય, દેશને તથા ધર્મને આબાદ કરીને વિદેશીઓને હંફાવવાના હોય પણ તે આમાં નથી. કોંગ્રેસ તો વેદશાસ્ત્ર જાતિપાંતિ વર્ણ આશ્રમનો નાશ કરવા મથે છે. ગાંધી તમામને ભંગીનું તથા મુસલમાનનું રાંધેલું ખવરાવે છે, પાયખાનામાં ગીતાજી વાંચે છે, ઋષિ મુનિને સેતાની પાખંડી કહે છે અને જેમાં અસ્પૃશ્યતાનું વિધાન હોય એવા ધર્મનો ઉચ્છેદ ઇચ્છે છે તેમ મોતીલાલ નેહરૂ શારડા એક્ટ જેવા અમાનુષી કાયદાઓ સરકારની સહાયથી પાસ કરાવે છે અને કોંગ્રેસ હાઉસમાં સૌને સાથે બેસાડી ગમે તેનું રાંધેલું જમાડાય છે એ ધર્મ નાશ નહિ તો બીજું શું?

૫. રેંટીઓ કાંતવો એ અવકાશવાળી વૃદ્ધ સ્ત્રીનું કામ છે, પીંજવું એ પીંજારાનું કામ છે; વણવું એ વણકરનું કામ છે અને ખાદી–પાણકોરૂં પહેરવું એ જાડું મોટું કામ કરવાવાળા ખેડુતોનું કામ છે. ગાંધીએ તથા કોંગ્રેસે વગર વિચારી હિમાયત કરી લોકોના સ્વાભાવિક કામ ધંધા છોડાવી તમામને કાંતવાનું પીંજવાનું વણવાનું તથા ખાદી પહેરવાનું કહી દંભને તથા વર્ણસંકરતાને નોતરી છે. એ પ્રવૃત્તિ કદી ફલિભૂત થનાર નથી. અધિકાર અને યોગ્યતા બાજુએ મૂકી અણછાજતી પ્રવૃત્તિ થાય તો તેથી દેશને લાભ થવાને બદલે પરસ્પર અથડામણ તથા મોટો ગેરલાભજ થાય છે માટે અમે એ અસ્વાભાવિક પ્રવૃત્તિની વિરૂદ્ધ છીએ.

૬. એક પાપ ભૂલથી કરતા હોઇએ માટે બીજું પણ કરવું એ બુદ્ધિમત્તા નથી. અંત્યજો આપણા હિંદુ ભાઇઓ ખરા પરંતુ તેથી કાંઇ શાસ્ત્રોક્ત મર્યાદા છોડી તેઓને ગળે બંધાય નહિ. મુસલમાન ખ્રિસ્તીઓ ગૈમાંસ ભક્ષી છે તેથી ઘણા ધર્મજ્ઞ પુરૂષો તેઓને અડકતા નથી તેમ તમારે પણ ન અડવું, પણ તે ભૂલ ન સુધારતા અંત્યજોને

અડીને શા માટે પાપી બનો બનાવો છો ? અંત્યજો પ્રત્યે ખરી ચાહના હોય તો તેઓના કુકર્મ સુધારી દુઃખમાં સહાયતા કરો.

૭. બ્રિટીશ ગુડઝ બોયકોટની હિલચાલ લાભકારક છે પણ જેના ગળામાં વિદેશી માલ હોય તેને કાઢવાની પ્રથમ પૂર્ણ તક આપવી જોઇએ અને સાથે સાથે સ્વદેશી ઉદ્યોગોની ખુબ વેગથી ખીલવણી કરવી જોઇએ તોજ તે સફળ થઈ શકે છે પરંતુ હડતાળ તો કદી પડાવવી ન જોઇએ કારણકે તેથી અંગ્રેજોને નહિ પણ હિંદીઓનેજ પારાવાર નુકશાન થાય છે.

---

## ધર્મપ્રેમી હિંદુઓ સાવધાન !

આજે દુનિયાના સર્વ શ્રેષ્ટ સનાતન ધર્મ અને તેને માનનારાઓની અત્યંત ચિંતાજનક દશા છે. આજે પ્રાણી માત્રને ભવબંધનથી છોડાવી મોક્ષનો સત્ય માર્ગ દર્શાવનાર સનાતન ધર્મ અને તેના અનુયાયીઓની અંતિમ દશા છે. આજે શત્રુપર પણ ઉપકાર કરનાર સનાતન ધર્મ અને તેને અનુસરનારા ચારે તરફથી ઘેરાયા છે છતાં તેની વ્હારે કોઈ નથી. ગાંધી કોંગ્રેસ સુધારકો નાસ્તિકો આર્યસમાજીઓ વગેરે પોતાને હિંદુ કહેવરાવનારાઓ નાત જાત, વર્ણાશ્રમ, લગ્નમર્યાદા, સ્પૃશ્ય અસ્પૃશ્ય વિવેક, ખાનપાનની પવિત્રતા તથા ધર્મશાસ્ત્રોને સુધારા પ્રગતિ સ્વરાજ્ય એકતા સમાનતામાં આડે આવનાર લેખી તિલાંજલિ આપવા અરે ! કાયદા ઘડી રાજસત્તાથી હનન કરવા જીવ સટોસટ મહેનત કરી રહ્યા છે, સનાતન ધર્મનો સમૂળગો ઉચ્છેદ કરી રહ્યા છે.

આવી ભયાવહ સ્થિતિ છતાં સનાતનીઓની હજુ આંખ ઉઘડતી નથી. બ્રાહ્મણો દિનરાત કહે છે કે આત્મા અમર છે, શરીર નાશવંત છે, અમારા પૂર્વજ ઋષિમુનિઓ મહા પ્રતાપી હતા, તેઓએ ધર્મને માટે શરીરને તુચ્છ ગણી બલિદાન આપેલા છે, મહર્ષિ દધીચિ વેદ વ્યાસ નારદજી વસિષ્ઠ વાલ્મીકિ ભરદ્વાજ અત્રિ અગસ્તેય ધર્મને અર્થે જીવ્યા હતા. ક્ષત્રિયો કહે છે કે પૃથ્વીનું તો તો અમેજ રક્ષણ કરેલું છે. અમારા પૃથુ માંધાતા દિલીપ શિબિ રંતિદેવ અર્જુન વિક્રમાદિત્ય પ્રતાપ શિવાજીએ અદ્દભુત વીરતા બતાવી ધર્મરક્ષણ અને પાલન કર્યું હતું. વૈશ્યો અભિમાન લે છે કે અમારા જેવા દાનવીર અને ધર્મપાલક કોઇ નથી. અમારા ભુરિશ્રવા ચંપકસેન જગડુશા ભામાશા વગેરે નર રત્નોએ પોતાનું સર્વસ્વ ધર્મને અર્થે સમર્પણ કર્યું હતું અને શુદ્રો કહે છે કે અમે અનેક કષ્ટો વેઠીને પણ ધર્મની સેવા કરતા આવ્યા છીએ છતાં આજે જ્યારે દુષ્ટ દુઃશાસન ભર સભામાં સતી દ્રૌપદીના ચિર હરણ કરી રહ્યો હતો તેની જેમ સનાતન ધર્મ અને સનાતનીઓની લજ્જા લુંટવાને માટે ધારાસભામાં ધડાધડ કાયદા બની રહ્યા છે, રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં નવું રાજ્ય બંધારણ ઘડાય છે જેમાં અંત્યજો, સ્ત્રીઓ, મુસલમાનો વગેરેના હક્કોને નામે ધર્મસંહારક શાસન વ્યવસ્થા નિર્માણ થઇ રહી છે, જાતપાંત તોડક મંડળ વર્ણસંકર-પ્રેતભોજનો કરી નાતો નષ્ટ કરી રહેલ છે, ગાંધી ભંગીની છોકરીનું તથા મુસલમાનના હાથનું ખાદ્ય આર્યોને ખવરાવી રહેલ છે અને લોકોને બ્હેકાવી ધર્મ વિમુખ કરી રહેલ છે, સુભાષ બોઝ ધર્મ અને સમાજને સદંતર ઉડાવી દેનારો બોલ્શેવીક કાર્યક્રમ ઉપદેશી રહેલ છે, મંદિરો ભ્રષ્ટ કરવા માટે અંત્યજો ઉન્મત્ત બની તોફાનો કરી રહેલ

છે, અંગ્રેજો ભેદનીતિ લડાવી ક્રિશ્ચિઆનિટીનો પ્રચાર કરી રહ્યા છે ત્યારે તે સર્વને રોકવા કોઇ સનાતની ધર્મવીર મેદાને પડતો નથી.

દશ હજાર હાથીનું બળ હોય છતાં તે માણસ જો પોતાની સ્ત્રીની લજ્જા લુંટતા મવાલીને અટકાવી ન શકે, કરોડો રૂપિયા પાસે હોય છતાં જો મનુષ્ય પોતાના કુટુંબીઓની ભૂખ નિવારી ન શકે, હજારો જડીબુટી તથા ઔષધિઓ પેટીમાં પડી હોય છતાં જો પોતાના સંબંધીજનોને રોગમુક્ત ન કરી શકે તો તે બળ સંપત્તિ અને સાધન જ્ઞાન જેમ તદ્દન નિરર્થક–ભારરૂપ છે તેમ કરોડો સનાતનીઓ અને તેમાં પણ સાધન સંપન્ન સેંકડો આચાર્યો રાજાઓ શ્રીમંતો તથા ધુરંધુર પંડિતો વિદ્યમાન છતાં સનાતન ધર્મની અને સનાતન ધર્મીઓની અંતિમ દશા આવી પહોંચી છે તોપણ આંખ ઉઘડતી નથી તેથી શું સમજવું ? એવા આપણી અકર્મણ્યતા બેદરકારીથી એમ સમજવું કે આપણો નાશ અવશ્ય તુરતમાં થવાનો છે.

હજુ પણ એ ભયંકર ભાવી ટાળવું હોય તો ઉપાય હાથમાં છે. નિર્ભય બની અભિમન્યુની માફક દેશમાં નીકળી પડો. ધર્મની તીવ્ર ધગશ ધરાવનારાઓ જો દેશના પ્રાંતેપ્રાંત અને ગામેગામ ઘુમી, ભાષણ સભા દૈનિક અને અઠવાડિક પત્રોદ્વારા પ્રચંડ હિલચાલ કરી મૂકી સનાતનીઓનું પ્રબળ સંગઠન જમાવે અને સરકાર તથા સુધારકોની આંખ ઉઘાડી ધર્મમાં હસ્તક્ષેપ ન કરવાની ફરજ પાડે તો ભાવી અનર્થ અટકી શકે છે. શરીર દ્રવ્ય માન સાચવીને આ જગતમાં કોઇએ કદી વિજય પ્રાપ્ત કર્યાનું ઇતિહાસ કહેતો નથી, કિંતુ ઇતિહાસ તો એમ સ્પષ્ટ પ્રતીતિ આપે છે કે જેણે શરીર દ્રવ્ય તથા માનને તુચ્છ ગણી નિડરપણે કાર્ય કર્યું છે તેજ લાખો મુશ્કેલીઓ તથા શત્રુઓને ભેદી વિજયવંત નિવડે છે માટે સનાતન ધર્માગ્રહી

સજ્જનો સાવધાન ! લાક્ષાગૃહમાં ઘેરાયા છો તો કટંકને ખસેડી તેમાંથી સુરંગ ખોદી તુરતજ માર્ગ કાઢો, નહિતર ત્રાહિમામ્ પુંડરીકાક્ષ કહેવું પાછળથી નકામુ છે.

## આપત્તિમાંથી શી રીતે ઉગરશો ?

છેલ્લો સ્વતંત્ર હિંદુ રાજાધિરાજ બાજીરાવ પેશવા ગફલતીમાં રહ્યો તો તેને મોતને શરણ થવું પડ્યું. તેને તેના લાગતા વળગતાઓએ ખબર આપ્યા કે શત્રુ આંગણામાં આવી ગયો છે, તમારા અભેદ્ય કિલ્લાને યદિ તમે સાવધ થઇ નહિ રહો તો હમણા હસ્તગત કરી ફુરચે ફુરચા વેરી નાખશે અને તમોને પોતાને કેદ કરી મારી નાંખશે પરંતુ દીર્ઘસૂત્રી બાજીરાવે એને ઉત્તર આપ્યો કે કાય હરકત નહિ, એવું દ્યા, અમી બગુન ગેલ અર્થાત્ કાંઇ હરકત નહિ, આવવા દ્યો હું જોઇ લઇશ. જોઇ શું લેવાનું ! શત્રુએ મૂઢપણાનો લાભ લઇ કિલ્લો ભેદી બાજીરાવને બહાર કાઢ્યો અને સ્વધામ પહોંચાડ્યો એટલે પ્રકાશતો હિંદુ સૂર્ય અસ્ત થયો તેમ દિલ્હીના છેલ્લા મોજી શોખી આળસુ મોગલ બાદશાહની પણ એજ વલે થઇ.

હિંદુ પ્રજાનો મોટો ભાગ અત્યારે સ્વરાજ્ય શબ્દ પાછળ તદ્દન પાગલ બની ગયો છે, જ્યારે અવશેષ કાયર આળસુ પ્રમાદી બની ઘરનો ખુણો સેવે છે. સ્વરાજ્ય તો હરેક સ્વમાની હિંદુ ઇચ્છે છે પરંતુ જે વિચારશીલ વર્ગ છે તે જાતિ ધર્મ રાખીને વિહિત માર્ગે ઇચ્છે છે ત્યારે એક વ્યક્તિની પાછળ અંધશ્રદ્ધાળુ ઉન્મત્ત બનેલો સમુદાય પોતાના જાતિ ધર્મ ઉખડી જાય, નષ્ટ ભ્રષ્ટ થઇ

જાય, તોય તેની દરકાર કર્યા વિના રાજનીતિનો ત્યાગ કરી મનસ્વીપણે ઘસડાવા લાગ્યો છે એથી સાચું સ્વરાજ્ય કદાપિ નહિ મળે પરંતુ ભેદનીતિના અજાયબ દાવ ખેલી જાણનારા બ્રિટિશ મુત્સદ્દીઓ સુધારક સ્વરાજીસ્ટો સાથે મેળ કરી લ્યે તો હિંદુ જાતિ ધર્મનો અંત આવશે. એમ થાય તો જાતિ ધર્મને પોતાના પ્રાણ બરોબર માનનારા, ધર્મથી પોતાનું કલ્યાણ અને ઉદ્ધાર માનનારા હિંદુઓની શી દશા થશે ? અમારા મતે તો કમાલ પાશાએ તુર્કીના લોકોની જે હૃદય કમકમાવે એવી ભયંકર દશા કરી છે એનાથી પણ સનાતની હિંદુઓની વધારે ભયંકર દુર્દશા નાસ્તિકોના અધિકારમાં થવા પામે. સુધારકો કાયદાથીજ સનાતન ધર્મને, સનાતનીઓને, હિંદુઓને, હિંદુઓના શાસ્ત્રોને તથા મંદિર તીર્થોને ક્ષણભરમાં ઉખેડી નાંખે એવી ભયાવહ દશા આવવાને હવે જરાય વિલંબ નથી. મંત્રણા ચાલે છે, નોકરશાહી અને સ્વરાજીસ્ટો રાજકીય બાબતમાં અમુક અંશે એકમત થયા તો ચાર પાંચ મહિનામાંજ ઘાટ ઘડાઇ જશે માટે બાજીરાવ પેશવા, છેલ્લા મોગલ બાદશાહ તથા તુર્કસ્થાનની પ્રજાના ગાફલપણાથી થયેલા બેહાલપરથી ચેતી સમજી શકતા હોવ તો ઓ ધર્મપ્રેમી હિંદુઓ ! ચેતો સમજો અને ચેતીને પ્રચંડ આંદોલનથી તમારા ૨૪ કરોડ ભાઇઓને ચેતાવી જાતિ ધર્મના રક્ષણપૂર્વક સ્વરાજ્ય લ્યો.

દૂધ ઢોળાઈ ગયું નથી, શત્રુએ કાબુ મેળવ્યો નથી, મકાનને આગ લાગી નથી, સ્ત્રી છોકરા હાથમાંથી ગયા નથી, રોગ અસાધ્ય થયો નથી અર્થાત્ જ્યાંસુધી બાજી હાથમાં છે ત્યાં સુધીમાં ઓ દધીચિ વ્યાસ યુધિષ્ઠિર શંકરાચાર્ય વલ્લભાચાર્ય પ્રતાપ શિવાજીના સંતાનો ! પુરૂષાર્થ કરી તમારૂં જબરજસ્ત સંધબળ સત્વર ઉભું કરો, દ્રવ્ય હોય તો તત્ક્ષણ દૈનિક અને અઠવાડિક પત્રો કાઢો, નીકળેલા

હોય તો તેને ઉત્તેજન આપો તથા ઉપદેશકો મોકલી ગામેગામના હિંદુને ધર્મનું ભાન કરાવી ધર્મરક્ષણાર્થે મરણીયો બનાવો, વિદ્યા કે જ્ઞાન હોય તો ઝટપટ વાણી કે કલમ ચલાવી પ્રબળ આંદોલન કરી મૂકો, શરીરબળ હોય તો સ્વયંસેવક તરીકે કાર્ય કરો, લાગવગ કે સત્તા હોય તો તેનો ઉપયોગ કરી મડદા બની બેઠેલા સનાતની સિંહોને સ્વભાનમાં લાવી અનર્થ અટકાવવા ખડા કરો, આચાર્ય હોવ તો શિષ્યોને સાવધાન કરો, રાજા હોવ તો પ્રજાને સાથે લઇ ધર્મરક્ષણાર્થે કેસરીઆ કરો ભગવદ્ ભક્ત હોવ તો ભગવદ્ આરાધન એવા અનન્ય ભાવથી કરો કે જેથી 'યદા યદાહિ' પ્રતિજ્ઞા અનુસાર ભગવાનને ધર્મ રક્ષણાર્થે સત્વર પ્રકટ થવાની ફરજ પડે, શાસ્ત્રી પંડિત કથાકાર પુરાણીક હોવ તો શાસ્ત્રવિધિએ અનુષ્ઠાન આરંભી દ્યો, સંન્યાસી સાધુ સંત હોવ તો શંકરાચાર્યની માફક પાખંડીઓને હુંકારથી તેજોવધ કરો, ત્યાગી મહાત્મા હોવ તો તપશ્ચર્યા એવી ઉગ્ર આરંભો કે પિતામહ બ્રહ્માને પણ તમારી પાસે આવવું પડે, કવિ હોવ તો ચંદ વરદાયીની માફક ધર્મપ્રેમીઓને ચાનક ચડાવો, બાળક હોવ તો ધર્મરક્ષણાર્થે અભિમન્યુ થાવ અને સ્ત્રી હોવ તો સતી અહલ્યા અને લક્ષ્મીબાઇની જેમ રણચંડી બની નપુંસક પુરૂષોને પુરૂષત્વમાં લાવી જાતિ ધર્મનારક્ષણાર્થે ઝઝુમો, સંક્ષેપમાં જેને ઇશ્વરે જે શક્તિ પ્રદાન કરી હોય તેણે તેનો ઉપયોગ પોતાના જાતિ ધર્મના રક્ષણાર્થે છૂટથી કરી કૃતકૃત્ય થવાનો આ અમૂલ્ય અવસર છે. અમારા મતે તો સનાતની હિંદુ માત્રે હમણા ચાર છ માસ પોતાનો સઘળો વ્યવસાય-વ્યાપાર ધંધો નોકરી બંધ કરી ધર્મ વિધ્વંસની લટકતી તલવારનું નિવારણ કરવાર્થે જનનીનું ધાવણ દીપાવવું જોઇએ છે પણ અધર્મરૂપી મોતને શરણ થવું ઘટતું નથી.

# હિંદુઓએ જીવવું શી રીતે?

તા. ૧૪ મી આગસ્ટને શુક્રવારે મુસલમાનો મુંબઇમાં "કાસ્મીર ડે" પાળવાના છે, હડતાળ પાડી, સરઘસ કાઢવાના છે અને દળબળ સાથે હિંદુઓ ઉપર તૂટી પડવાની મોટે પાયે તૈયારી કરી રહ્યા છે એવી ખબરો મુંબઇમાં લગભગ પખવાડિયા પહેલા પ્રસરી હતી અને તેથી એક જાતિ કે મર્દને છાજે તેવી આત્મરક્ષણની યોજના કરવાને બદલે ગાંદી મહ ટમકી જે, ઇન્કીલાબ ઝીંદાબાદ, સ્વરાજય લેંગે વગેરે બુમો પાડનારા હિંદુઓ થર–થરવા માંડયા હતા એટલુંજ નહિ પણ પોતાનો સામાન લઇ મુસલમાન લત્તામાંથી રહેવાની જગ્યા છોડી હિન્દુ લત્તામાં ભાગવા લાગ્યા હતા અને તા. ૧૪મી આવી એટલે તો દુકાનો બંધ કરી ઘરમાં ભરાઇ બેઠા હતા આ શું હિન્દુઓને હીણપત લગાડનારૂં વર્તન નથી? આવી બાયલાપણાની રીતે હિન્દુઓ શું પૃથ્વી પર જીવી શકશે? એ રીતે તો શત્રુઓ ઉલટા ઘરના બારણા તોડી મારીને લુંટી જશે અથવા ઘરને આગ લગાડી દેશે.

જુનાગઢની એક વ્યક્તિના કારસ્થાનથી વેરાવળ ઉના દેલવાડાના હિન્દુઓ પર અમાનુષી અત્યાચારો થયા, કઇક મોતને શરણ થયા અને આજે એક માસ થયા વેરાવળ પાટણ ઉના માળીયા જુનાગઢ વગેરેના હિંદુઓ હડતાલ પાડી ઘરમાં લપાઇ કંપી રહ્યા છે અને ૫૦૦૦ તો ભયના માર્યા રાજય છોડી ચાલ્યા ગયા છે આ હાલતમાં હિંદુઓએ જીવવું શી રીતે!

સરહદનો પ્રાંત કે જેને જૂદો પ્રાંત બનાવી સત્તા આપવાની યોજના થાય છે તેના ડેરા ઇસ્માઇલખાન નામના શહેરમાં ગયે

અઠવાડિયે મુસલમાનોએ હુલ્લડ જગાવી હિંદુઓને ખુબ મારી ચારના ખુન કરીને કઇકને જખમી કરી ચારસો મકાનો બાળી દુકાનો લુંટી લીધી છે. તેજ રીતે સિંધ કે જ્યાં ૮૦ ટકા વસ્તી મુસલમાનોની છે ત્યાં પણુ હિંદુઓની દુર્દશાના નિત્ય સમાચાર આવે છે છતાં તે સિંધ પ્રાંતને મુસલમાનો મુંબઇ ઇલાકાથી છૂટો પાડી સ્વતંત્ર બનાવવા મથે છે અને સરકાર તેને અનુમોદન આપે છે તો ત્યાંના હિંદુઓએ જીવવું શી રીતે ?

અંત્યજો ( ચમાર ભંગી ઢેઢો ) ગાંધીના ઉશ્કેરવાથી ઉશ્કેરાઇ ઠેકઠેકાણે ઉચ્ચવર્ણના હિંદુઓની સામે થઇ મંદિર કુવા તથા નિશાળોમાં ધુસવા માટે ઝુંડના ઝુંડ એકત્ર થઈ મારામારી તોફાન કરે છે અને થોડા સમયમાં તે ચમાર ભંગીઓ પ્રચંડ સંખ્યામાં એકત્ર થઇ નાસિકના શ્રીકાલારામના પ્રસિદ્ધ મંદિરને ભ્રષ્ટ કરવા માટે હઠાગ્રહ કરવાના છે તેમ સુધારકો કોંગ્રેસ તથા ગાંધી હિંદુઓના ધર્મશાસ્ત્ર જાતિ વર્ણ સદાચાર માન્યતાને છેદી સ્ત્રી છોકરાઓને બંડખોર બનાવી દેશભરમાં કલેશાગ્નિ પ્રજ્વલિત કરી રહેલ છે ત્યાં હિંદુઓએ જીવવું શી રીતે ?

ધર્મ પાળનાર માણસ પૂર્વે દેવ કોટિનો લેખાતો પરંતુ અત્યારે યવન મલેચ્છોના દૂષિત વાતાવરણમાં તે નિંદનીય લેખાય છે. પતિવ્રતા સ્ત્રીને સતી થવું, અંત્યજોનો સ્પર્શ થાય તો સ્નાન કરવું, વિધવાએ વૈધવ્ય ધર્મ પાળવો, પુત્ર પુત્રીઓના લગ્ન ધર્મશાસ્ત્રની આજ્ઞાનુસાર કરવા એ ધાર્મિક કૃત્ય અત્યારે ગુન્હો મનાય છે અને સુધારકોની પ્રેરણાથી સરકાર શારડા એક્ટ પાસ કરી પોતાના ધર્મશાસ્ત્ર પ્રમાણે પોતાના પુત્ર પુત્રીઓના લગ્ન કરનાર હિંદુઓને ગુન્હેગાર ગણી દંડ અને જેલની શિક્ષા કરી રહી છે એમાં હિંદુઓએ જીવવું શી રીતે ?

આ બધા અત્યાચારો શ્રીમંતો આચાર્યો તથા રાજાઓ પ્રત્યક્ષ જુવે છે છતાં તેઓ હિંદુઓની કે સનાતન ધર્મની વ્હારે ચડતા નથી અને કોઇ બહુ કરે છે ત્યારે સભા ભરી ઠરાવ પાસ કરી મોકલાવે છે એમાં હિંદુઓએ જીવવું શી રીતે? ખરી રીતે કહીએ તો હિંદુ જાતિ ધર્મની દાઝવાળો અત્યારે કોઇ હિંદુ નેતા નથી, જેઓ છે તેઓમાં બહુધા ભીરૂ, અર્ધદગ્ધ, સ્વાર્થી અને પ્રતિષ્ઠાની આકાંક્ષાવાળા છે. અંતઃકરણમાં જેને પૂર્ણ ધગશ હતી અને જે પોતાના સર્વસ્વના ભોગે નિરંતર કાર્ય કરતા હતા તે ધર્મપ્રાણ પં. લક્ષ્મણ શાસ્ત્રી પરલોક પ્રયાણ કરી ગયા છે.

આવે વખતે હિંદુઓએ જીવવાને માટે, દેહ અને પ્રાણ ધારણ કરવાને માટે, માલમિલકત અને કુટુંબની રક્ષાને માટે અને સર્વથી અત્યંત પ્રિય પોતાના ધર્મસ્થાનોને સુરક્ષિત રાખવા માટે શું કરવું જોઇએ? આ ગહન પ્રશ્ન છે. આનો ઉકેલ અમારા મત મુજબ એ રીતે કરવો જોઇએ કે પ્રથમ ભય બાયલાપણું નિર્માલ્યતા સ્વાર્થીપણું ફેંકી હિંદુઓએ નિર્ભય હિંમતવાન મર્દ બનવું જોઇએ. હરેક હિંદુએ લાકડી ફેરવવાની તાલીમ લઇ લાકડી તથા છરી ઘરમાં રાખવા જોઇએ. કોઇપણ હિંદુ ઉપર કે હિંદુ મંદિર મૂર્તિ ગાય ઉપર આફત આવી પડી હોય તો પોતાપર સમજી તેની વ્હારે–સહાયે દોડવું જોઇએ. આરામ ખુરશી કે ઓફિસમાં બેઠા બેઠા ઠરાવો ઘડનારા નેતાઓનો વિશ્વાસ ન રાખતા જાતેજ ભોગ આપી કાર્ય કરનારા એકનિષ્ઠ હોય તેને અનુસરી હિંદુઓને ઉપદેશ ભાષણ છાપા ચોપાનીઆથી જાગ્રત કરી સંગઠીત કરવા, અખાડા ખોલી તાલીમ આપવી, ધર્મવીર દળો ઉભા કરવા, કોંગ્રેસ તોડી ધારાસભા અને મ્યુનિસિપાલિટીઓ કબજે કરવી અને જેસાની સાથે તેસા વર્તવું જોઇએ.

# સ્વરૂપ વિસ્મરણ.

જેનો આદિ કે અંત નથી એટલે અનાદિ છે, જેના એક એક સિદ્ધાંત પરમ સુખકર છે, જેનું રહસ્ય ભ્રાંતિ સહેલ અજ્ઞાનતા મોહ વિકારને વિદારી આત્મ શાંતિ પ્રદાન કરનારૂં છે, જેની પ્રત્યેક પ્રણાલિ સંસાર સુખ તથા મોક્ષ પ્રદાયક છે, જેનું તત્ત્વ કોઇનો પણ દ્રોહ ન કરતા સર્વનું હિતકર્તા છે, જેના પર હજારો આઘાત આક્રમણ પ્રહાર થયા છતાં જે અચલ અટલ છે અને જેના કિંચિત્ અંશથકી જગતના તમામ આધુનિક ધર્મો અસ્તિત્વમાં આવેલા છે તે પોતાના સનાતન ધર્મને હિંદુઓ અત્યારે તદ્દન ભૂલી ગયા છે એટલુંજ નહિ પણ વાલ્યા ભીલની માફક કુહાડો હાથમાં લઇ તેને છેદી રહ્યા છે એવું સ્વરૂપનું વિસ્મરણ એજ ખરેખર આપણી ભયંકર અધોગતિનું કારણ છે.

વાલ્યો ભીલ કે જે પાછળથી ભગવદ્ ભક્ત દેવર્ષિ નારદજીના ઉપદેશથી—શ્રી રામના જપ થકી વાલ્મીકિ ઋષિ તરીકે પ્રસિદ્ધ થયેલ છે અને ભગવાન શ્રી રામચંદ્રજીના પ્રાદુર્ભાવ પહેલા જેણે રામાયણ પોતાના અલૌકિક યોગ સામર્થ્યથી રચેલી છે તે પ્રથમ શૂદ્ર જાતિનો નહોતો પણ વિદ્યાધર નામનો બ્રાહ્મણ હતો. એ સુશિલ વિદ્યાધર બ્રાહ્મણ નદી તટે એકાંતમાં બેસી શાસ્ત્ર અધ્યયન કરતો હતો એવામાં તેની દૃષ્ટિએ એક ભીલની જુવાન બાળા નદીમાં ડુબતી ડચકા ખાતી પડી. વિદ્યાધરને દયા ઉપજી અને તત્કાળ તેણે નદીમાં ફૂદકો મારી બાળાને બચાવી લીધી. જ્ઞાની પુરૂષો કહે છે કે ભાઇ બહેનને એકાંત બુરી છે તો પછી અન્યની વાત ક્યાં કરવી ! ભીલની જુવાન છોકરીનું મન વિદ્યાધરનું

રૂપ લાવણ્ય સુકુમાર અવસ્થા એકાંત ઉપકારાદિ જોઇ ચળ્યું અને તેણે વિદ્યાધરને પાશમાં લઇ માતાપિતાની અનુમતિથી પતિ તરીકે રાખ્યો. સંસર્ગ સહવાસ ખાનપાનથી વિદ્યાધરનું દિનપર દિન પતન થવા લાગ્યું અને અને થોડા સમય બાદ તો તે પોતાના બ્રાહ્મણોચિત સઘળા ધર્મકર્મ સદ્દગુણ સદાચાર ભૂલી ભીલ જેવો આબેહુબ ભીલ બની ભીલનો વ્યવસાય કરવા લાગ્યો. ભીલોમાં પણ જે શુદ્ધ કિંવા મૂળ ભીલ હોય છે તે તો હદમાં રહી અનાચાર અત્યાચાર કરે છે પરંતુ જે વર્ણસંકર હોય છે તેનું પ્રમાણ રહેતું નથી (જેમ હિંદુમાંથી વટલીને બનેલા મુસલમાનોનું રહ્યું નથી ) તેમ વાલ્યા ભીલનું પણ રહ્યું નહિ. વાલ્યો ભીલ જે ઝપટમાં આવે તેને મારી લૂંટી લેવા લાગ્યો. ધર્મ, ધર્મસ્થાનો, ધર્મક્રિયાઓ, ગાયો તથા બ્રાહ્મણોનો ધ્વંસ કરવા લાગ્યો. આમ બેસીતમ ત્રાસ વર્તાવતા વાલ્યાના સપાટામાં એક વખત દેવર્ષિ નારદજી પણ આવી ગયા. વાલ્યાએ કુહાડો ઉગામી નારદજીનું માથું ફાડી નાખવા તૈયારી કરી પરંતુ નારદજીએ પોતાના તપોબળથી તેને થંભાવી ઉપદેશ આપી આવી અનિષ્ટ પ્રવૃત્તિ બંધ કરી રામ સ્મરણ કરવા કહ્યું. વાલ્યાને તેની અસર થઇ અને કાળાંતરે તે રામના જપથી લુંટારૂ વાલ્યો મટી લોકોનું શ્રેય કરનારા વાલ્મીકિ ઋષિ થયા.

સંગદોષથી, મોહથી, અજ્ઞાનતાથી, વિકૃત શિક્ષણ તથા આંદોલનથી કે લોભ લાલચથી આજકાલ ઘણાખરા હિંદુઓ વાલ્યા ભીલ જેવા દુષ્ટ વિકારી જુલ્મી બનીને નાસ્તિકવાદ રૂપી કુહાડો હાથમાં લઇ પોતાનાજ જાતિ ધર્મને છેદી રહ્યા છે. અપવાદ તરીકે અમુકને બાદ કરતા બાકીનો હિંદુઓનો મોટો ભાગ પોતાના સર્વ શ્રેષ્ટ સનાતન ધર્મને તથા બાપદાદાને નિંદે છે. પોતાના પૂર્વજોની એક એક પ્રથાને નકામી બેહુદી હાનિકારક કહી ઉખેડે છે. પોતાનાજ કલ્યાણને

માટે જે જગદીશ્વરે વેદો નિર્માણ કરી વર્ણવ્યવસ્થા કરી છે તે જગદીશ્વરને, વેદોને તથા વર્ણવ્યવસ્થાને હમણા વાલ્યા ભીલ જેવા હિંદુઓ કુતર્ક રૂપી કુહાડા થકી કાપી રહ્યા છે. ખાનપાન, જ્ઞાતિ-જાતિ, સતી ચાલ, વિધવા વિવાહ નિષેધ, લાજ પડદો, સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક વગેરેને કલંક ઠરાવી–પ્રગતિ એકતા સ્વરાજ્યના રોધક કહી નષ્ટ કરી રહ્યા છે. પોતાના ઇશ્વિર અવતાર વેદશાસ્ત્રો ઋષિમુનિઓ તથા વડિલોને કોઇ ગાળો આપે, ગાયોનો વધ કરે, મંદિર મૂર્તિઓ તોડી ભ્રષ્ટ કરે, વર્ણાન્તર લગ્ન કરે, મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રને બાળે છતાં નારાજ ન થતા રાજી થઇને તેમાં સાથ પુરાવે છે. સ્વધર્મ તથા સ્વધર્મી છે તેને શત્રુ માને છે અને પરધર્મ તથા પરધર્મી નાસ્તિક સુધારક બગાડક પાખંડીઓને પોતાના ઉદ્ધારક માને છે.

તાત્પર્ય કે હિંદુઓની અત્યારે વાલ્યા ભીલના જેવી ચિત્તભ્રમ કે સન્નેપાત દશા છે, અને તેથી તેઓ વિધર્મી વિદેશીઓ સાથે સ્વરાજ્ય માટે ન લડતા–ભીડતા એ ચિત્તભ્રમના આવેશમાં અંદર અંદર સ્વજનો તથા સ્વધર્મ સાથે લડી પોતેજ થોડા સમયમાં ઉખડી જશે. યદિ નારદજીની માફક હમણાની હિંદુ પ્રજાને વાલ્યા ભીલ જેવું સ્વરૂપ વિસ્મરણ કોઇ તત્ક્ષણ નહિ સમજાવી સન્માર્ગે વાળે તો ભયંકર દુર્ગતિ થશે માટે ઓ સાનભાન ભૂલેલા વાલ્યા ભીલ જેવા ઉન્મત્ત હિંદુઓ! જાતિ ધર્મમાં પ્રીતિ રાખી વાલ્મીકિ જેવા સ્વસ્વરૂપના જ્ઞાનવાળા બની ઉગરો અને ઉગારો.



# ઉદ્ધારનો ઉપાય.

સંસારના નાનાવિધ કષ્ટોથી ઉગરવું હોય, પરાધીનતા દરિદ્રતા પાપ પાખંડાદિથી મુક્ત થવું હોય, શારીરિક માનસિક કે આધ્યાત્મિક તાપથી બચવું હોય અને ચોરાશી લક્ષ યોનિની યાતનાઓથી દૂર રહેવું હોય તો મનુષ્યે ધર્મના શરણે જવું જોઇએ. ધર્મના શરણે એટલા માટે કે સચરાચર બ્રહ્માંડને તે ધારણ કરી રહેલ છે. આ જગતમાં જે કાંઇ સત્ક્રિયા થતી જોવામાં આવે છે તે માત્ર એક ધર્મનેજ આભારી છે. યદિ ધર્મ નામનો શબ્દ, ધર્મનો ભાવ, ધર્મનું રહસ્ય અને ધર્મ આચરણ ક્ષણભરને માટે પણ મનુષ્ય જીવનમાંથી પૃથક્ કરવામાં આવે તો તત્કાળ જગતમાં હાહાકાર મચી જાય. મનુષ્યો પોતાની સઘળી માણસાઇ ખોઈ બેસે અને સૃષ્ટિનો અંત આવે. અત્યારે લોકોને અનેક પ્રકારની જે મુશિબતો સહેવી પડે છે, કયાંય પણ શાન્તિ કે સુખ અનુભવાતું નથી તેનું કારણ માત્ર લોકો મૂર્ખ જડવાદી નાસ્તિક બની ધર્મ ત્યાગી બેઠા છે તે છે. મનુષ્ય જો જરા પણ સ્વસ્થ ચિત્ત રાખી વિચાર કરે તો તુરત તે પોતાની અલ્પજ્ઞતા અને નશ્વરતા સમજી શકે એમ છે. જ્યાં સુધી મનુષ્યને ધર્મ ભાવના કે પ્રભુ પ્રેમ પ્રકટે નહિ ત્યાં સુધી તેનામાં અલૌકિક સામર્થ્ય—બળનો તદ્દન અભાવજ રહે છે. અદ્યાપિ પર્યંત જગતમાં જે કોઇ સમર્થ વ્યક્તિ કે વ્યક્તિઓએ પોતાના કિંવા લોકોના ઉદ્ધારનું કાર્ય કરેલું છે તે કેવળ એક ધર્મના પ્રભાવથીજ કરેલું છે. પાંડવોએ દુર્યોધનની દુષ્ટતાથી ઘણા ઘણા દુઃખ સહન કર્યા, બાર બાર વર્ષ વનવાસ વેઠયો, યક્ષે તળાવ પાસેના વૃક્ષ ઉપર બેસી ખુબ કસોટી કરી છતાં ધર્મપર દૃઢ આસ્થા ધરાવનારા

પાંડવો ધર્મથી ડગ્યા નહિ તો અંતે કૌરવોની પાસે અગીઆર અક્ષૌહિણી સેના હતી અને પાંડવોની પાસે માત્ર સાત અક્ષૌહિણી સેના હોવા છતાં યુદ્ધમાં પાંડવો વિજયી થયા. તેજ રીતે શિવાજી મહારાજ એક સામાન્ય સ્થિતિના ક્ષત્રિય બાળક, પિતા નિઝામને ત્યાં નોકરી કરતા હોવાથી અનુકૂળ નહિ અને સાધન સંયોગની બિલકુલ પ્રતિકૂળતા છતાં મહાત્મા રામદાસસ્વામી અને ભક્ત શિરોમણી તુકારામના ઉપદેશથી ધર્મનું શરણ અંગીકાર કરવાથી તેઓ મહા બળવાન્ અને મદોન્મત્ત ઔરંગઝેબને પણ હચમચાવી હિંદુ જાતિ તથા ધર્મની રક્ષા કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપી શક્યા.

બીજી રીતે વિચારવામાં આવે તો એ પણ સ્પષ્ટ છે કે યદિ સૂર્ય ચંદ્ર પોતાનો ધર્મ ત્યજી દે, યદિ સમુદ્ર અને પૃથ્વી પોતાનો ધર્મ છોડી દે, યદિ માતા પિતા સ્ત્રી પુત્ર પુત્રી ભાઇ પોતાનો ધર્મ બાજુએ મૂકે, યદિ ગાય ભેંસ બળદ ઘોડા વગેરે પશુઓ પોતાનો ધર્મ ચૂકે તો પૃથ્વીના લોકોની શી દશા થાય ? અર્થાત્ પ્રત્યેક પ્રાણી પોતપોતાના ગુણ ધર્મ છોડી સ્વચ્છંદપણે વર્તવા માંડે તો જગત્માં અંધકાર અને કાપાકાપી સિવાય બીજું કશું પ્રવર્તે નહિ; માટે સ્વચ્છંદી સુધારકો કે જેઓ હમણા ધર્મ પ્રત્યે તિરસ્કાર દર્શાવી દુનિયા પરથી ધર્મને તિલાંજલિ આપી દેશના ઉદ્ધારનો માર્ગ બતાવી રહ્યા છે તે વિનાશકારી હોઇ સર્વથા ત્યાજ્ય છે. લોકો પોતાનો ઉદ્ધાર ઇચ્છતા હોય તો તેવા ધર્મહીન વિષયગ્રસ્ત પશુઓનું કશું કાને ન ધરતા ભગવદ્ આજ્ઞાને અનુસરી ધર્મવિહિત માર્ગે પુરૂષાર્થ કરવો ઘટે. ભગવાન્ સ્વયં શ્રીમુખથી તેમજ મહાનુભાવ ઋષિમુનિઓ આજ્ઞા કરે છે કેઃ—

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

અર્થાત્ સારી રીતે પાળેલા પરધમ કરતા ઓછા ગુણુવાળો સ્વધર્મ ઉત્તમ છે. સ્વધર્મમાં મરણુ પણુ સારૂં પરંતુ પરધર્મ તો ભયાવહજ છે.

धार्यते यत्प्रभावेण ब्रह्मांडं सचराचरः ।
नियम्यते यतस्तस्माद्धर्म इत्याभिधीयते ॥

અર્થાત્ જેના પ્રભાવથી આ સચરાચર બ્રહ્માંડ ધારણુ થઈ રહ્યું છે અને જેના પ્રભાવથીજ તે (બ્રહ્માંડ) નિયમમાં રહ્યું છે તેથીજ તેને ધર્મ એવું નામ આપવામાં આવ્યું છે.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षतः ।
तस्माद्धर्मो न हंतव्यो मानो धर्मो हतोवऽधीत्

અર્થાત્ હણાએલો ધર્મ ખચીત હણે છે અને રક્ષણુ કરાએલો ધર્મ રક્ષણુ કરે છે તેથી ધર્મ હણવા યોગ્ય નથી. હણાએલો ધર્મ અમને હણોમા.

न जातु कामान्न भयान्न लोभाद् ।
धर्मं जह्याज्जीवितस्यापि हेतोः ॥

અર્થાત્ કદાપિ પણુ કામથી, ભયથી, લોભથી કે જીવવાના હેતુથી ધર્મ ન છોડવો.

धर्मो विश्वस्यजगतः प्रतिष्ठाधर्मेसर्वं प्रतिष्ठितम्

અર્થાત્ સમસ્ત જગતની પ્રતિષ્ઠા–સ્થિતિ ધર્મ છે અને ધર્મમાંજ સર્વ રહેલું છે. તાત્પર્ય કે ઉદ્ધાર ઉન્નતિ કે રક્ષણુનો ઉપાય માત્ર એક ધર્મથકીજ છે માટે પ્રાણાંતે પણુ તેનું અવલંબન કરવું જોઇએ.

---

# હિંદુ નૃપતિઓનું કર્તવ્ય.

સૃષ્ટિનું ચક્ર જગન્નિયતા શ્રીહરિએ એવી સુંદર રીતે ગોઠવેલું કે જો તેનું વાસ્તવ સ્વરૂપ સમજી વર્તવામાં આવે તો ક્યાંય કલહ અશાન્તિ ઉપદ્રવ આપત્તિ કદી દૃષ્ટિએ ન પડે. શુભાશુભ યોનિમાં જન્મ તથા જીવને સુખ દુઃખની પ્રાપ્તિ એ પૂર્વ જન્મના સારા માઠા કર્મને આભારી છે. અત્યારે હિંદુસ્થાનના પ્રાયઃ ૭ કરોડ ક્ષત્રિયોમાં તમે, નાના મોટા સાતસો નરેશો છો. મહાપુણ્ય તથા તપશ્ચર્યાના યોગે તમો એક નરેશ તરીકે જન્મેલા છો. તમારૂં કર્તવ્ય જગત્ પિતા ઈશ્વરે ધર્મજ્ઞાન સાથે બાહુબળ મેળવી ગો-બ્રાહ્મણનું રક્ષણ કરવાનું નિર્માણ કર્યું છે. તમો હિંદુ નરેશોની ફરજ વેદશાસ્ત્રાનુકુળ વર્તી સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિના રક્ષણ સાથે પ્રજાપાલન કરવાની છે. તમારો ધર્મ આત્મ વિસર્જન કરીને પણ લોક કલ્યાણ કરવાનો છે. તમો ક્ષત્રિય નરેશોનો આવો કઠોર પરંતુ પરમ પુનિત ધર્મ ઇશ્વરે લોક રક્ષણને માટે નિયત કરી ઇંદ્ર અગ્નિ વાયુ વરૂણ યમ ઇત્યાદિ લોકપાલોના દેવત્વમાંથી થોડો થોડો અંશ તમોને સૃષ્ટિના પ્રારંભમાં અર્પ્યો માટે જ હિંદુ પ્રજા તમો હિંદુ નરેશોને દેવ તુલ્ય પૂજ્ય માને છે અને તમારી આજ્ઞાને અનુસરે છે.

એવી મહાન્ વિભૂતિ તથા પદ પ્રાપ્ત કરી તમારા પ્રાતઃસ્મરણીય પૂર્વજો-ધ્રુવ અંબરીષ રંતિદેવ શિબિ હરિશ્ચંદ્ર દિલીપ રઘુ પૃથુ ભરત ભીમ અર્જુનાદિએ સ્વ કર્તવ્યનું યથાર્થ પાલન કરી પોતપોતાના નામ અને કામ અમર કર્યાં. એ મહાનુભાવ પુરૂષોએ કલ્પનાતીત કષ્ટો સહન કરી જાતિ ધર્મ અને દેશનું રક્ષણ કરી ઇતિહાસમાં પોતાનું નામ સુવર્ણાક્ષરે સ્થિત કર્યું છે; પરંતુ જ્યારે એઓનીજ

પ્રજા તમારા તરફ દષ્ટિપાત કરવામાં આવે છે ત્યારે હૃદય દુઃખ નિરાશાથી વિદીર્ણ થઇ જાય છે. અત્યારે તમો સાતસો નરેશો અને છ કરોડ ક્ષત્રિયો વિદ્યમાન હોવા છતાં નિત્ય હજારો ગાયોની કતલ થાય, વેદ શાસ્ત્ર પુરાણ અને બ્રાહ્મણોની ઘોર નિંદા થાય, ભૃગુ ભરદ્વાજ અત્રિ મનુ કશ્યપ વસિષ્ઠ વિશ્વામિત્ર યાજ્ઞવલ્કય વ્યાસ જેવા ઋષિ મુનિઓને પાખંડી સેતાની ધૂર્ત જંગલી કહેવામાં આવે, રામ કૃષ્ણ વામન પરશુરામ જેવા સાક્ષાત્ ભગવદ્ અવતારોને કલ્પીત બનાવટી ચોર વ્યભિચારી ઠગ બનાવવામાં આવે, મંદિર મૂર્ત તીર્થોને તોડી ફોડી ઉખેડી નાખવામાં આવે, સ્ત્રીઓને પતિવ્રત ધર્મ છોડાવી વેશ્યા બનાવવા માટે પુનર્લગ્ન તથા છૂટાછેડા કરવાનું કહેવામાં આવે, ઢેઢ ભંગી ચમાર મુસલમાન સાથે ખાનપાન તથા લગ્ન કરી વર્ણાશ્રમ ધર્મ નષ્ટ ભ્રષ્ટ કરવામાં આવે, સ્વભાષા પોષાક રહેણી કરણી આચાર વિચારાદિને તિલાંજલી આપવામાં આવે અને હિંદુ હિંદુત્વ તથા હિંદુસ્થાનનો સર્વથા નાશ કરવાને માટે નાસ્તિકો, સુધારકો સ્વરાજીસ્ટો ગાંધીપંથીઓ તથા વિધર્મી વિદેશીઓ તરફથી હજારો પ્રબળ કોશિશો કરવામાં આવે છતાં ઓ હિંદુ નૃપતિઓ ! તમારી આંખ કેમ ઉઘડતી નથી ! તમારી પ્રજા ભૂખે મરે અને અધિકારીઓથી રીબાય છતાં તમારામાંના કેટલાક સ્વધર્મ કર્મને સમુદ્રમાં ડુબાડી વિલાયત યુરોપાદિ દેશોમાં રખડે રઝળે અને સાથે યુરોપીઅનોની વાનર નકલ લેતા આવી પ્રજા પીડન કરવા માંડે એ શું શરમાવનારૂં નથી ! તમારી આવી કર્તવ્ય વિમુખતાથી સરકારને તથા સ્વચ્છંદી સુધારકોને તમોને દબાવવાની-ગુલામ જેવા પરવશ બનાવવાની અરે ! જરૂર જણાય તો પદભ્રષ્ટ કરવાની પણ તક સાંપડી છે, તો પણ તમો ચેતતા નથી એ શું ઓછા દુર્દૈવની વાત છે !

યદિ તમો નરેશો જાતિ ધર્મ તથા દેશની ભયાવહ સ્થિતિને સત્વર સમજીને ઘટિત ઇલાજ નહિ લ્યો, યદિ તમે પણ વિદેશી વિધર્મીઓ કે નાસ્તિકોની માફક શારડા એકટ જેવા ધર્મહનન કરનારા કાનુનો બનાવ્યા કરશો તો તમો કેવી રીતે જીવન ધારણ કરી શકશો ? સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિના છેદન ભેદન સાથે તમો રાજા મહારાજાઓ, શ્રીમંતો તથા આચાર્યોના ઉચ્છેદની પણ પ્રચંડ તૈયારી ચાલી રહેલી છે. રશિયાનો બોલ્શેવીક–કોમ્યુનીક કે સામ્યવાદ શું કહે છે ? તે કહે છે કે દેશમાં કોઈ ઉંચ નીચ, ધર્મ અધર્મ, રાજા પ્રજા, શેઠ નોકર, પૂજ્ય પૂજક, પાપ પુણ્ય કે ગુરૂ શિષ્ય જેવો ભેદભાવ ન જોઇએ. સર્વ સમાન થઈ જવા જોઇએ. તમારી અકર્મણ્યતાથી જો એ મત કે મતવાદીઓની પ્રબળતા થાય તો શું નજીકના ભવિષ્યમાં તમો તમારૂં મૃત્યુ કે વિધ્વંસ જોતા નથી ? ઇશ્વરે આપેલી બુદ્ધિવડે સારાસારનો વિચાર કરી કાંઇ જોઇ વિચારી શકતા હોવ તો આગ લાગ્યા પહેલાજ કુવો ખોદો. આ ક્ષણથીજ તમો તમારો ક્ષત્રિય નરેશોનો ધર્મ–કર્તવ્ય વિચારી તેના પરિપાલનાર્થે રણમેદાનમાં ઉતરી પડો. તમારી પ્રજામાંનો કોઇપણ સ્ત્રી પુરૂષ અન્નવસ્ત્રના અભાવે દુઃખ ન ભોગવે અને અધિકારીઓના જુલ્મથી ન ત્રાસે તેના માટે તત્ક્ષણ પ્રબંધ કરો. નેપાલની માફક તમે તમારા રાજ્યમાં સખ્ત આજ્ઞા ફરમાવો કે કોઇપણ વ્યક્તિ વેદશાસ્ત્ર પુરાણ બ્રાહ્મણ ઋષિમુનિ ઇશ્વર અવતારાદિની નિંદા કરશે તથા મંદિર મૂર્તિ અને ગાયોનો ઉચ્છેદ કરશે તો તેને દેશનિકાલ કિંવા ફાંસીની શિક્ષા કરવામાં આવશે. કોઈ વ્યક્તિ પુનર્લગ્ન, વર્ણાન્તર લગ્ન, શારડા એકટ, અંત્યજ સ્પર્શ તથા વર્ણસંકર ખાનપાનની હિમાયત કરશે તો તેને દશ વર્ષ સખ્ત મજુરીની કેદની શિક્ષા કરવામાં આવશે. ગામેગામ સંસ્કૃત પાઠશાળા તથા અખાડાઓ ખોલાવો. રાજ્યમાં એકપણ પરદેશી વસ્તુ



મહાત્મા શ્રી ત્રિકમલાલજી.

# હિન્દુ સંસ્કૃતિ.



મહાત્મા યતિશ્રી મુકુંદાશ્રમજી

આવવા ન દેતા, લોકોને જે જે વસ્તુની જરૂરીઆત હોય તે તમામ તમારા રાજ્યમાં બનાવવાનો પ્રયાસ કરો. અંગ્રેજી સ્કુલોને કાઢી નાખી તેને સ્થાને માતૃભાષામાં ધર્મજ્ઞાન સાથે હુન્નર ઉદ્યોગ શીખવવાવાળા વિદ્યાલયો ખોલો, ધાર્મિક છાપાઓ, પુસ્તકો તથા ઉપદેશકોદ્વારા લોકોના અંતઃકરણને વિશુદ્ધ બનાવો અને તુરત ધર્મપ્રેમી કાર્ય-કર્તાઓને બોલાવી, તેઓને હરેક પ્રકારની સહાયતા આપી જાતિધર્મ અને સંસ્કૃતિની રક્ષા સાથે તમારી પોતાની પણ રક્ષા જરાપણ વિલંબ કર્યા વિના કરી લ્યો નહિતર આવી સુંદર તક પુનઃ નહિ સાંપડે અને દુર્દશાને પ્રાપ્ત થઇ મરવા ઉપરાંત ભાવી પ્રજાના શાપ તથા ધિક્કાર સદાને માટે ખમવા પડશે; માટે મહાનુભાવ ક્ષત્રિય નરેશો ! જાગો ઉઠો અને કર્તવ્ય કરો. અમો સનાતની હિંદુઓ તમારા છીએ માટે તમોને આ રીતે કર્તવ્યમાં ઝુકાવાની વિનીત ભાવે પ્રાર્થના કરીએ છીએ.

## આચાર્યોનું કર્તવ્ય.

જે સદાચારી, નિઃસ્પૃહી, કર્તવ્ય પરાયણ, લોકહિતચિંતક અને સકલ શાસ્ત્ર નિષ્ણાત્ હોઇ ઉપનિષદ્ બ્રહ્મસૂત્ર શ્રીમદ્ ભગવદ્ગીતા તથા શ્રીમદ્ ભાગવતપર ભાષ્ય લખે અને જેને વિદ્વાનો માન્ય રાખે તે આચાર્ય કહેવાય એવું ધર્મશાસ્ત્રોનું કથન છે. દ્વાપર યુગના અંત સુધી માત્ર સેંકડો નહિ કિંતુ હજારો એવી કોટિના આચાર્યો ભરતખંડમાં થઇ ગયા છે. હમણા કલિયુગમાં પણ શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી મધ્વાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, શ્રી નિમ્બાર્કા-ચાર્ય એ પણ એજ કોટિના આચાર્યો ગણી શકાય. રાજા મહા-રાજાઓ તથા કરોડપતિ શ્રીમાનો અવનત મસ્તકે આરાધી પોતાની

સઘળી સંપત્તિ અને સત્તા એ મહાનુભાવ આચાર્યોના ચરણોમાં ધરતા હતા છતાં કદી પણ તેઓએ તેનો સ્વીકાર કરી મખમલ કે જરીના ગાદી તકીએ બેસી વિલાસ વૈભવ ઉડાવ્યા નહોતા, પરંતુ કંદમૂળ ફળ દૂધાદિ સાત્વિક વસ્તુનો આહાર કરી સદૈવ ભક્તિ તપશ્ચર્યા શાસ્ત્ર ચિંતન તીર્થાટન તથા પગે ચાલીને ગામેગામ ધર્મ ઉપદેશ સાથે પાખંડવાદનું ખંડન હજારો કષ્ટો સહીને પણ કર્યું છે માટેજ અત્યારે હિંદુસ્થાનમાં ધર્મ જેવું તત્ત્વ વિદ્યમાન છે, અને લાખો નહિ કિંતુ કરોડો હિંદુઓ તેઓના પ્રત્યે પૂજ્યભાવ ધરાવી પ્રભુ તુલ્ય પૂજે છે અને પોતાના આત્માનું કલ્યાણ સાધે છે.

સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકતા અમારી ખાતરી થઇ છે કે બ્રહ્મ-પ્રાપ્તિના સાધનમાં ઉક્ત આચાર્યો વચ્ચે ભલે મતભેદ હોય પરંતુ તેઓ સર્વે વેદશાસ્ત્ર પુરાણ વર્ણાશ્રમને માનવાવાળા હોઈ સનાતન ધર્મના સ્તંભરૂપ હતા. એ સર્વેએ શાસ્ત્રાનુકૂળ ઉપદેશ કરી વર્ણાશ્રમનું રક્ષણ કરી હિંદુ જાતિ તથા સનાતન ધર્મને જીવંત રાખેલ છે એટલે અમે તે સર્વે તરફ માનબુદ્ધિ રાખી સર્વેની એકવાક્યતા ઇચ્છીએ છીએ. ઉક્ત આચાર્યોનું સ્થાન અત્યારે તેઓના શિષ્યો તથા વંશજો શોભાવે છે. અત્યારે શંકરાચાર્ય રામાનુજાચાર્ય વલ્લભાચાર્ય ચૈતન્ય સ્વામીનારાયણ રામાનંદ વગેરે મત સંપ્રદાયમાં પાંચ પાંચ દશ દશ નહિ પણ પચાસ પચાસ આચાર્યો બિરાજે છે છતાં કેટલા આશ્ચર્ય તથા ખેદની વાત છે કે એક પણ આચાર્ય હિંદુ જાતિ તથા સનાતન ધર્મના રક્ષણાર્થે ઝઝુમતા નથી. અત્યારે પ્રાયઃ તમામ સંપ્રદાય કે મતના આચાર્ય દુકાનદારની માફક પેઢી ખોલી પોતાનો કે પોતાના મંદિરનો કારભાર ચલાવવા માટે જ્યાં ત્યાંથી ધનસંગ્રહ કરવા, શિષ્યો અને લોકોમાં પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા, હરવા ફરવા, આનંદ પ્રમોદ ઉડાવવા, ક્રિકેટ બિઝીક રમવા,

નાટક નવલકથા ઉપન્યાસ વાંચવા તથા પરસ્પર કેસ લડવા કિંવા "જી ધણી ખમા" કહેનાર ખુશામતીઆઓની સાથે ગપ્પા મારવામાં મશગુલ બન્યા છે.

પાખંડીઓની ધર્મહનનની પ્રચંડ હિલચાલથી અત્યારે હિંદુસ્થાનમાં સર્વત્ર હાહાકાર મચેલ છે, અત્યારે વેદશાસ્ત્ર પુરાણને ઠોકરે મારી તથા પ્રભુ ઋષિમુનિ આચાર્યોની ઘોર નિંદા કરી એકાકાર કરવા–હિંદુઓને વર્ણસંકર બનાવવા કહેવાતા સુધારકો તથા સ્વરાજીસ્ટો જીવતોડ યત્નો કરે છે છતાં કોઈ આચાર્યના પેટમાંથી પાણી હલતું નથી. અત્યારે જુનો ધર્મ, જુના રીત રીવાજ, જુની જ્ઞાતિઓ, જુની રહેણી કરણી તથા જુના આદર્શોને તિલાંજલિ આપી નવો યુરોપીય સ્વચ્છંદી ધર્મ તથા સ્વચ્છંદી રહેણી કરણીની ઉગ્ર હિમાયત થાય છે તો પણ ધર્માચાર્યના આસને બિરાજી, ધર્મ નિમિત્તે ઐશ્વર્ય ભોગવતા આચાર્યોના હૃદયમાં કમકમાટ થતો નથી.

અમે સંપૂર્ણ પૂજ્યભાવ સાથે સર્વ મત સંપ્રદાયના આચાર્ય મહંત તથા મઠાધીશોને સાગ્રહ વિનવીએ છીએ કે આપ આપનું કર્તવ્ય વિચારો, આપના પૂર્વજ આચાર્યો કે ગુરૂઓએ જે પ્રકારનું પવિત્ર સંયમી ધર્મયુક્ત નિઃસ્વાર્થી જીવન જીવી ધર્મ રક્ષણ દ્વારા લોકોનું કલ્યાણ સાધ્યું હતું તેજ આપનું કર્તવ્ય છે. નાસ્તિકોના અવિરત આંદોલનથી હિંદુઓને હિંદુ જાતિ ધર્મમાં નિષ્ઠા ન રહી અને અધર્મી બની ગયા તો તમારૂં આચાર્ય પદ શી રીતે જળવાશે ? યદિ તમે તમારા મોજશોખ કે આળસ પ્રમાદ સ્વાર્થ ભીરૂતાને ત્યજી ધર્મ વિપ્લવ તથા પાખંડવાદ નહિ અટકાવો તો પાખંડીઓના પાખંડવાદથી મુગ્ધ બની અધર્મને આધીન થયેલા લોકો તમોનેજ થોડા વખતમાં લૂંટી રજળતા રખડતા ભીખારી કરી

દેશે અને પૃથ્વી અધર્મથી કંપશે માટે કૃપા કરી સત્વર તમારૂં સ્વરૂપ-પદ સમજો અને નિર્ભય રીતે ધર્મચિંતન, ધર્મપ્રચાર, ધર્મઉપદેશ તથા ધર્મ રક્ષણની પ્રવૃત્તિ સર્વ શક્તિ સાધનનો વિનિયોગ કરી આદરો.

## શ્રીમંતોનું કર્તવ્ય.

જેણે ધર્માચરણ ધર્મરક્ષણ તથા યજ્ઞયાગ કર્યા હોય, વાવ કુવા તળાવ પરબ સદાવ્રત પાઠશાળા ધર્મશાળા મંદિરાદિ બંધાવી અન્ન વસ્ત્ર જ્ઞાનરૂપી દાનના પુણ્ય કાર્યો કર્યા હોય તેનો શ્રીમંત-ધનાઢ્ય કુટુંબમાં જન્મ થાય છે કિંવા તેને કોઇને કોઈ પ્રકારે ધન સાંપડે છે. હિંદુસ્થાન ધર્મયુક્ત દેશ હોવાથી તેમાં અસંખ્ય શ્રીમંતો પાકેલા છે અને તે સર્વેએ પોતાના દ્રવ્યનો ઉપર દર્શાવેલા પુણ્યના કાર્યોમાં વ્યય કરી દ્રવ્ય અને જીવન ઉભયની સાર્થકતા કરી છે.

કદાપિ કોઇ કૃપણ બની પ્રાપ્ત થયેલી સંપત્તિનો પરોપકારના કાર્યોમાં વ્યય ન કરે તો લક્ષ્મીનો સ્વભાવ ચંચળ હોવાથી તે કદી એક સ્થાને ટકતી નથી, કોઇને કોઇ પ્રકારે તેનો ત્યાગ કરીને અવશ્ય બીજે ચાલીજ જાય છે. તેમ જગત્માં બહુધા એમ પણ અનુભવાય છે કે લક્ષ્મીની ત્રણ ગતિ થાય છે:—દાન, ભોગ ને નાશ. યદિ શ્રીમંત દાતાર બની ઉપરના સન્માર્ગે દાન કરે છે, વિષયાંધ બની ભોગ ભોગવે છે અથવા વેપાર ધંધામાં નુકશાની આવે છે, લોકો ખાલી જાય છે, બેંક તુટે છે, પુત્ર પૌત્ર નાલાયક બની ઉડાવી દે છે કિંવા ચોર ચોરી જાય છે. વસ્તુતઃ તો લક્ષ્મી ભગવાનની પટરાણી છે, મહાસતી છે તેથી તે ભગવાન સિવાય કદી

કોઇની થઈ નથી અને થવાની નથી પરંતુ ધર્માચરણદ્વારા ભગવાનને જે પ્રસન્ન કરે છે તેનેજ ત્યાં તેનો વાસ થાય છે.

લક્ષ્મીની આ રીતે વિલક્ષણ ગતિ હોવા છતાં આજકાલ કેટલાક શ્રીમંત લોભી બની દ્રવ્યને પ્રાણ બરોબર સાચવી પરમાર્થમાં ખર્ચતા નથી અને કેટલાક એવી રીતે ખર્ચે છે કે જેથી પોતાનો અને બીજાનો વિનાશ થાય તેવા અધર્મ પાપના માર્ગે ખર્ચે છે, માટેજ અત્યારે દેશમાં અધર્મ અનાચાર અજ્ઞાનતા પાખંડ કુકર્મ દુઃખ દરિદ્રતા ઠામ ઠામ પ્રસરેલી જોવામાં આવે છે, માટેજ અત્યારે કુપાત્ર અપાત્રરૂપી સુધારકો સ્વરાજીસ્ટો ગાંધીપંથીઓ કોંગ્રેસવાદીઓ વિધર્મી વિદેશીઓ તથા નાસ્તિકો કૃતઘ્ની બની જાતિ ધર્મ સદાચાર સત્કૃત્ય મંદિર પાઠશાળા આચાર્ય રાજા શ્રીમંત વગેરેનો વિધ્વંસ કરી સામ્યવાદ—બોલ્શેવીઝમ ફેલાવવા માગે છે અને માટેજ અત્યારે લોકો દુષ્ટ બની નહિ કરવાના તમામ નિષેધ કૃત્ય કરી રહ્યા છે; તેથી ઓ ધર્મપ્રેમી શ્રીમંતો ! જો તમે તમારી સદ્ગતિ તથા સહીસલામતી ઇચ્છતા હોવ, અધર્મ અનાચાર અત્યાચાર પાપ પાખંડને અટકાવવા માગતા હોવ અને દેશમાં સર્વત્ર શાંતિ પ્રસરે તથા લોકો ધર્મ-કર્મમાં વર્તી સુખ ભોગવે એવી અભિલાષા રાખતા હોવ તો લોભી મટી તથા કુપાત્રે કિંવા અધર્મીઓરૂપી અપાત્રે દાન—સહાય આપવાનું છોડી દઈ ધર્મનિષ્ઠ દૃઢ કાર્યકર્તાઓને એકત્ર કરી, તેઓ ધર્મ-પ્રચાર ધર્મરક્ષણ તથા પાખંડ નિવારણને માટે જે જે સગવડ—સાધન માગે તે સર્વ ઉદાર મને છૂટથી દ્રવ્ય ખર્ચી આપો એટલે અવશ્ય દ્રવ્યની સાર્થકતા થવા સાથે વિપત્તિના વાદળ દૂર થશે નહિતર તમારા નાશ અને દુર્ગતિ સાથે સમસ્ત હિંદુ પ્રજાની પણ દુર્ગતિ અવશ્યંભાવી છે.

---

## યુવકોનું કર્તવ્ય.

યુવકો–યુવાનો–તરૂણો–વિદ્યાર્થીઓના હાથમાં પોતાનું ભાવી સારૂં કે માઠું ઘડવાની સંપૂર્ણ તક છે. જો તેઓ વિવેક બુદ્ધિ રાખી પોતાનું કર્તવ્ય સમજી તે આચરવામાં લાગી જાય તો તેઓ ધારે તેવા ભવિષ્યમાં મહાન્ પુરૂષ થઇ શકે છે. પંદરથી ત્રીશ વર્ષ સુધીની અવસ્થાવાળા યુવકો યોગ્યતા મેળવી સીધી દિશામાં પ્રયત્ન કરે તો માત્ર તેઓનોજ નહિ કિંતુ જાતિ ધર્મ અને દેશનો પણ ઉદ્ધાર છે. એ નિર્મળ પરંતુ અતિ ચંચળ અને મદમસ્તી ભરી વયના બાળકો ઇંદ્રિયોપર કાબુ રાખી, બ્રહ્મચર્ય વ્રતનું કઠોરપણે પાલન કરી, માતા પિતા અને ગુરૂજનોની આજ્ઞા પ્રમાણે વર્તી, નમ્રતા અને સદાચાર-પૂર્વક રહી, કસરત–શારીરિક તાલીમ પામી, શુદ્ધ સાત્વિક આહાર સેવી પોતાની યોગ્યતા પ્રમાણે એકાગ્ર ચિત્તે વિદ્યાભ્યાસ કે ઉદ્યોગ કરે તો તેઓ જગતના મહાન્ પુરૂષ નીવડી શકે છે.

પૂર્વે એવી પ્રકારની યોગ્યતા અને વિદ્યા અર્પવાવાળા ભારત-વર્ષમાં અનેક સ્થાન હતા. ઋષિ મુનિઓના આશ્રમો કે બ્રાહ્મણોના ગૃહો તો એવા ઉન્નત બનાવનારા હતા જ કિંતુ ગૃહસ્થોના ઘરો પણ સદ્ગુણ સદાચાર જ્ઞાન અનુભવથી સુશોભિત હતા. માટે જ તે સમયના લોકો મહાજ્ઞાની અને પરાક્રમી નીવડી સ્વાધીનતા સાથે અતુલ સુખ સંપત્તિ સંપાદન કરી શકતા. તે વખતે માતાપિતાની આજ્ઞાથી ભગવાન્ શ્રી રામચંદ્રજી જેવા સર્વજ્ઞ હસ્તે મુખે ચૌદ વર્ષ વનવાસના કષ્ટ સહેતા, ગુરૂની આજ્ઞાથી પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્મા પણ જંગલમાં લાકડા કાપવા જતા, અને ભીમ અર્જુન નકુલ સહદેવ કૃતાંત કાળને પણ મારી હટાવે એવા અદ્ભુત સામ-

ર્થ્યવાળા હતા છતાં તેઓએ વડીલ બંધુ યુધિષ્ઠિરની આજ્ઞાને માન આપી કૌરવોનો અનાદર સહ્યો હતો.

આજે યુવકોમાં પોતાના એ મહાનુભાવ પૂર્વજોનું અભિમાન નથી, આદર્શ નથી પણ અધઃપતિત યુરોપની બંડખોર વૃત્તિએ તેઓને ઘેરી લેઇ પરવશ પિશાચ જેવા બનાવેલા છે. યુરોપીઅનો તથા યુરોપીઅન ભાવાપન્ન નેતાઓમાં મોહાંધ બની હમણાના યુવકો માતપિતા ગુરૂ જાતિ ધર્મ સદાચાર સંસ્કૃતિને ઠોકરે મારી દારૂ પીને તોફાને ચડેલા બંદરની માફક સર્વત્ર બંડખોરપણું દાખવી રહ્યા છે. હમણાના યુવાનો–તરૂણો પોતાનું જાણવા કોશિશ કરતા નથી, પોતાની શક્તિ કે જ્ઞાન અનુભવ વિચારતા નથી અને લાયકાત કે ગજા વિના દોઢડાહ્યા થઇ અત્યંત મૂર્ખતા ભર્યો પોતાનો મત જ્યાં ત્યાં દર્શાવી અતિ અનર્થ કરી રહ્યા છે. આજના તરૂણો તથા વિદ્યાર્થીઓ શ્વાનની જેમ ગમે ત્યાં ખાઇ પીઇ દેહ બુદ્ધિ ભ્રષ્ટ કરે છે અને નાના પ્રકારના રોગોને વશ થઇ સ્વચ્છંદી નેતાઓના જગત્ સંહારક ઉપદેશને અનુસરી વેદશાસ્ત્ર વડીલો સામે બંડ ઉઠાવી કોઇપણ વિધિ નિષેધનો પ્રશ્ન ઉભો થાય છે ત્યારે કહે છે કે એમાં શું ? એવી જડ વાતોને કે પોથા ડોકરાને વળગી રહેવાથી તો આપણી અધોગતિ થઇ છે માટે કોઇપણ જાતનું બંધન ન જોઇએ એવા અધમ વિચારો ધરાવતા થયા છે. ગાંધી જવાહીર મુન્શી જેવાના બોધથી તથા તેઓના વર્તન વિચાર જોવા અનુભવવાથી આજનો યુવકવર્ગ વૃદ્ધોને નહિ માનવા, આભડછેટ કાઢી નાખવા, વિધવા વિવાહ તથા વર્ણાન્તર લગ્ન અને ખાનપાન કરી જ્ઞાતિ ધર્મને ઉખેડવા તત્પર થયેલો છે એથી પરિણામ એ આવ્યું છે કે યુવકો બેકાર–ગુંડા બનેલા છે અને તેઓની સ્વચ્છંદી વર્તણુકથી જાતિ સમાજ અને ધર્મના બંધન શિથિલ થઇ ગયા છે, સર્વત્ર અરાજકતા

જેવો ભાસ થાય છે. યુવકોની શક્તિ જો તત્કાળ ખાળીને ઉપયુક્ત માર્ગે નહિ વહેવડાવવામાં આવે તો દેશમાં એક મોટો વિપ્લવ થશે અને આખો દેશ ભસ્મીભૂત થશે માટે કાચી બુદ્ધિથી, પાખંડીઓના મિથ્યા ઉપદેશથી અમાર્ગે કુમાર્ગે ગયેલા યુવકો સત્વર ચેતો અને ચેતીને અમે ઉપર કહ્યું તેમ તમારી અતિ ચંચળ મન ઇંદ્રિયો પર કાબુ રાખી તમારા પરમ હિતકર ધર્મશાસ્ત્ર માતાપિતા તથા સદાચારી સદ્‌ગુરૂને અનુસરો. વિવેક વિનય મર્યાદા પવિત્રતા રાખી તમારો ઉદ્ધાર કરનારા વેદશાસ્ત્ર પુરાણોનો અભ્યાસ કરો અને યથાવિધિ ગૃહસ્થાશ્રમ પાળી પ્રાપ્ત ધંધો ખંત પ્રમાણીકતા તથા બુદ્ધિમત્તાથી કરો એટલે તમારૂં જીવન પરમોપયોગી અને સુખી નિવડશે. યુવકો—વિદ્યાર્થીઓ પોતાની નાદાન બુદ્ધિથી ન સમજે તો પિતા માતા ગુરૂ વગેરે વડીલ વર્ગની ફરજ છે કે તેઓને બોધ આપી, તેઓના પર અંકુશ મૂકી, તેઓને સન્માર્ગે દોરવવા.

---

## જ્ઞાતિઓએ સચેતન થવાની જરૂર.

---

હિંદુઓની જ્ઞાતિ સંસ્થાઓ એ ઇશ્વરકૃત ચાર વર્ણ અંતર્ગતજ છે. જેમ કોઇ મોટા રાજ્યની વ્યવસ્થા પ્રાંત જીલ્લા તાલુકા પાડયા વિના બની શકતી નથી તેમ છ છ કરોડ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિની વ્યવસ્થા જ્ઞાતિઓ સિવાય કદી પણ જળવાઇ શકે એમ નથી. વળી જ્ઞાતિઓ આજથી નથી પરંતુ સૃષ્ટિના આરંભથીજ છે. મહર્ષિ મનુએ પણ દર્શાવ્યું છે કે જે વ્યક્તિ અનુલોમ કિંવા પ્રતિલોમ લગ્ન—વર્ણાન્તર લગ્ન કરે છે, તેનું સંતાન તેની મૂળ જ્ઞાતિ કે વર્ણમાં ગણાઇ શકતુ નથી કિંતુ અમુક અમુક કોમમાં ગણાઇ શકે છે. આપણી જ્ઞાતિ સંસ્થાના અસ્તિત્વને લઇ જ્ઞાતિજનની જન્મથી

તે મરણ પર્યંતની સઘળી ક્રિયા સરળતાથી આનંદપૂર્વક થઇ શકે છે. સગપણ લગ્ન મરણ સુખ દુઃખ કે શ્રીમંતાઇ ગરીબાઇના હરકોઇ પ્રસંગે જ્ઞાતિજનની ફરિયાદ જ્ઞાતિ સાંભળીને પરમ સહાયક બને છે; એટલુંજ નહિ પણ બુદ્ધના સમય પછી વિધર્મી વિદેશીઓના હિંદુસ્થાન ઉપર સેંકડો હુમલા થયા છતાં અદ્યાપિપર્યંત કરોડોની સંખ્યામાં હિંદુઓ જે હયાત છે તે માત્ર જ્ઞાતિ સંસ્થાઓનેજ આભારી છે. જ્ઞાતિઓએ હિંદુઓને તથા હિંદુત્વને સજીવન રાખવામાં એક અભેદ્ય કિલ્લા તરીકેનું કામ કર્યું છે. હિંદુઓની એવી જ્ઞાતિ સંસ્થાઓ જેવી સુંદર પ્રણાલીના અભાવે મીસર રોમ મેસીડોનીઆ ગ્રીસ વગેરેની પ્રજા ઉન્નતિની સીમાએ પહોંચેલી હતી છતાં નષ્ટ પ્રાય થઇ ગઇ છે. આવી પરમ ઉપયોગીતાને લઇ જ્ઞાતિઓ રાજ્ય દરબાર તથા ગામમાં ગ્રામ્ય પંચાયતનો માનવંત અધિકાર ભોગવતી હતી અને કદીપણ કોઇને કોઇપણ બાબતમાં કોર્ટનો આશરો લઇ ત્રાસ વેઠવો પડતો નહિ; પરંતુ અત્યારે એજ અતિ સુખદાયી જ્ઞાતિઓ ઉપર ચોમેરથી આક્રમણ થઇ રહ્યા છે. એક તરફથી જ્યારે ભેદ નીતિનો દાવ ખેલવાવાળા અંગ્રેજો કે યુરાપીઅનોના નાદે નાચનારા સુધારકો જ્ઞાતિઓને પ્રગતિ–સુધારો–ઉન્નતિની રોધક માની સદંતર ઉખેડી નાખવા જીવતોડ યત્ન કરે છે, ત્યારે બીજી તરફથી એકદેશીય અંગ્રેજી શિક્ષણ પામેલા યુવકો જ્ઞાતિઓ સામે બંડ–ક્રાન્તિ પોકારી જ્ઞાતિના પટેલીઆઓની ઘોર નિંદા કરી વર્ણસંકર ખાનપાન, વિધવા વિવાહ, યુવતી લગ્ન, જ્ઞાતિભોજન નિષેધાદિની ધર્મ રહિત કુટિલ પ્રવૃત્તિ આદરી બેઠા છે. આવી છિન્ન ભિન્ન કરનારી અધમ પ્રવૃત્તિ પ્રત્યેક જ્ઞાતિમાં ચાલી રહેલી છે છતાં જ્ઞાતિ અભિમાની વયોવૃદ્ધ પુરૂષો કેમ જાણે નિશ્ચેતન કે મૂર્છાવશ થઇ ગયા હોય? તેમ મૌનતા સેવે

છે. જ્ઞાતિદ્રોહી નાસ્તિકોની કાતીલ તલવારનો ઘા જેમ જ્ઞાતિપ્રેમી ગૃહસ્થો સહન કરી બેઠા છે તેમ અંગ્રેજોના પુણ્ય પ્રતાપે કંગાલીઅત ભોગવી કંટાળેલા અને ઉદર નિર્વાહ માટે બીજો કોઇ માર્ગ ન સુઝવાથી કેટલાક પોતાની ગરીબ ગાય જેવી દુહિતાનું વેચાણ કરે છે, પૈસાની લાલચે રોગી નાલાયક નાસ્તિક કે વૃદ્ધને કન્યા સવેલી આપી દે છે તેને પણ કોઈ અટકાવતા નથી. જ્ઞાતિજનોની આવી બીરૂતા કર્તવ્ય વિમુખતા કે મૂઢતાથી જ્ઞાતિઓમાં અરાજકતા વ્યાપવા માંડી છે–જ્ઞાતિઓનું અસ્તિત્વ ભયમાં આવી પડેલું છે અને જો જ્ઞાતિઓ નાશ પામે તો વર્ણાશ્રમ અને સનાતન ધર્મનો સર્વથા લોપ થાય એ સ્વભાવિક છે માટે બ્રાહ્મણ વાણિયા ભાટીયા રજપૂત લુવાણા કણબી વગેરે જ્ઞાતિઓએ, તે તે જ્ઞાતિના આગેવાનોએ આ ક્ષણેજ સચેતન સાવધ થઇ જરાપણ ભય આળસ બેદરકારી કે પક્ષપાત રાખ્યા વિના પોતપોતાની જ્ઞાતિનું અંદરના અને બહારના શત્રુઓથી રક્ષણ કરવું ઘટે છે.

## સંઘની સ્થાપના શા માટે ?

અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ શા માટે સ્થાપવામાં આવ્યો છે! એ રહસ્ય જાણવાની જરૂર છે. કોંગ્રેસ, હિંદુ મહાસભા, સનાતન ધર્મ સભા વગેરે અસંખ્ય સંસ્થાઓ અસ્તિત્વમાં હોવા છતાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ નામની વિશિષ્ટ સંસ્થા સ્થાપવાનો ઉદ્દેશ એ છે કે કોંગ્રેસમાં કેવળ રાજદ્વારી બાબતોનો વિચાર થાય છે અને અત્યારે તે સંસ્થા સુધારક રાજદ્વારી વ્યક્તિઓના અધિકારમાં છે, હિંદુ મહાસભામાં ગમે તે જાતિધર્મના



શ્રીયુત પં. દેવનાયક આચાર્યજી.



શ્રીયુત પં. કમલનયનાચાર્યજી.

હિંદુઓને સામેલ કરી વિચાર થાય છે અને હાલમાં તે સંસ્થા આર્યસમાજી હિંદુઓના અધિકારમાં છે અને સનાતન ધર્મ સભાઓ કેવળ સનાતન ધર્મનો વિચાર કરે છે તેથી સનાતન વર્ણાશ્રમ ધર્મ અને સ્વરાજ્ય ઉભયનો વિચાર કરી સનાતની હિંદુઓનું કલ્યાણ કરી શકે એવી સ્વતંત્ર સંસ્થાની આવશ્યકતા હતી કારણ કે જો ધર્મરક્ષણની બાબત સાથે રાજકીય બાબત વિચારાતી નથી અને તે બાબત સુધારક બગાડક નાસ્તિકોને સોંપી દેવામાં આવે છે તો તેઓએ અદ્યાપિપર્યંત સ્વરાજ્યને નામે આર્યસંસ્કૃતિ તથા સનાતન ધર્મનો જે સંહાર કર્યો છે તેમાં વૃદ્ધિ થાય છે. બાસુ ગોર શારદા જયકર વગેરેએ ધારાસભાઓમાં જઇ ધર્મસંહાર કરવામાં કચાસ રાખી નથી માટે ચાહે તો ધાર્મિક, સામાજીક, રાજકીય કિંવા ઔદ્યોગિક ક્ષેત્ર હો પણ તે સર્વમાં ધર્માગ્રહી હિંદુઓનું તત્ત્વ-વર્ચસ્વ રહેવું જોઇએ.

ભિન્ન ભિન્ન જાતિ તથા ધર્મના લોકોની બનેલી કોંગ્રેસને અંત્યજ સ્પર્શનો કેવળ હિંદુ ધર્મને લગતો પ્રશ્ન ઉંચકવાની કોઈ સત્તા-અધિકાર આવશ્યકતા ન હતી તેમ શારદા કાનુનને અનુમોદન આપી પાસ કરાવવાની કુત્સિત્ ચેષ્ટા કરવી જોઈતી ન હતી છતાં તેણે મદોન્મત્ત બની ગાંધી નેહરૂ આદિ સુધારકોની કુસલાહથી સનાતનીઓના હૃદય ભેદનારી પ્રવૃત્તિ કરી એટલે વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘે લાહોર કોંગ્રેસને અલ્ટીમેટમ મોકલાવ્યું કે તમોને રાજકીય વિષય સિવાય કોઇ જાતિ કે કોમના ધાર્મિક વિષયમાં હાથ નાખવાનો હક નથી. તિલક દાદાભાઇ વગેરેની એવી શ્રેષ્ટ નીતિ હતી તેથી કોંગ્રેસ દિનપરદિન વૃદ્ધિ પામી બળવત્તર બની છે, તમે તે ઉત્તમ હિતકારી પ્રણાલીનો ત્યાગ કરી મનમાની રીતે વર્તી કોઇના ધર્મમાં હાથ નાખશો તો કોંગ્રેસ તુટી પડશે માટે તમારે તે ભૂલ સુધારી તુરત

જાહેર કરી દેવું કે અંત્યજ સ્પર્શને લગતો પ્રશ્ન પડતો મુકવામાં આવે છે, યદિ તમે તેમ નહિ જાહેર કરો તો અમારે—સનાતન ધર્મી હિંદુઓએ કોંગ્રેસ સામે યુદ્ધ ઘોષણા કરવી પડશે. કોંગ્રેસે સંઘના ચેતવણીને ગણકારી નહિ એટલે સંઘે લાહોરમાં પ્રચંડ જાહેર સભા સમક્ષ કોંગ્રેસ સામે યુદ્ધ ઘોષણા કરી દીધી. આજ રીતે સઘે સરકારને પણ શારડા એક્ટ રદ્દ કરવા સૂચવ્યું અને સરકારે તે ન સ્વીકાર્યું એટલે સનાતનીઓએ પોતાના પ્રાણ સમાન સનાતન ધર્મની રક્ષાને ખાતર શારડા એક્ટનો ભંગ કરવાનો નિશ્ચય કરી લીધો છે.

ધર્મરક્ષાના શુભ સંકલ્પથી પ્રેરાઈ સંઘે જ્યારે ઉપર પ્રમાણે કોંગ્રેસ તથા શારડા એક્ટ સામે લડવાનો ખુલ્લો ઠરાવ કર્યો છે અને શ્રીમાન્ પં. લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રાવિડની આગેવાની નીચે સંઘે છેલ્લા એક વર્ષમાં ખુબ પ્રગતિ કરી જલગામમાં વિરાટ અધિવેશન ભરી નાથદ્વારાધીશ ટિલ્લકાયત ગોસ્વામી શ્રી દામોદરલાલજી મહોદય જેવા મહાનુભાવ સરળ ઉત્સાહી ઉદાર આચાર્યની અધ્યક્ષતા પ્રાપ્ત કરી છે તો પછી સંઘે ડરવાનું કોઇ કારણ નથી. આ કટોકટીના વખતે તો સંઘના કાર્યવાહકોએ નિર્ભયરીતે દેશમાં ઘુમી સંઘના ઉદ્દેશો પાર પાડવા કિંવા સનાતન ધર્મ રક્ષાર્થે વિવિધ કાર્યો ઉચકી લેવાની આવશ્યકતા છે; પરંતુ સત્ય કહીએ તો સંઘના કાર્યવાહકોમાં અત્યારે ધર્મની ખરી ધગશવાળા શ્રીમાન્ પં. લક્ષ્મણ શાસ્ત્રીજી તથા શ્રીમાન્ પં. પંચાનન તર્કરત્ન સિવાય બીજા કોઈ નેતા નથી. ભારતધર્મ મહા મંડલમાં લોકોના લાખો રૂપિયા તથા ધર્મની આહુતિ આપી જ્ઞાનાનંદ સાથે અથડી સ્વામી દયાનંદ હાલમાં સંઘમાં સામેલ થયા છે, પં. ગિરધર શર્મા પં. માલવિયાના મિત્ર છે અને જેણે શુદ્ધિ સંગઠનની ખુબ પ્રવૃત્તિ કરી અંત્યજ

સ્પર્શની હિલચાલને ટેકો આપેલ છે તે સંઘમાં અગ્રણી છે, શા. હીરાલાલ નાણાવટી અર્ધદગ્ધ ડરપોક તથા સ્વાર્થ સાધુ છે તે સંઘના માલિક બનવા ચાહે છે અને આદ્ય આચાર્યો–શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય તથા શ્રી મધ્વાચાર્યને કોન ઝાડકી ચીઠીયા કહી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માને પણ સામાન્ય મનુષ્ય માનનારા અને મુંબઇના સનાતનીઓને, શંકર તથા વલ્લભ સંપ્રદાયને પરસ્પર ખુબ અથડાવી, કલકત્તાના સનાતનીઓથી બહિષ્કૃત થયેલા બિરલાને પાપી પેટ માટે અષ્ટોત્તર શત પારાયણ કરાવનાર પં. રામાપતિ મિશ્ર જેવા મિથ્યાવાદી સંઘને પોતાના બાપિકી મિલ્કત સમજી સંઘને નામોશી લગાડવા તત્પર થયેલ છે. તે ધમંડી અને સ્વાર્થી પંડિત કેમ જાણે કોંગ્રેસ કે ગાંધીના પોતે ભાડુતી ન હોય ! તેમ સંઘની હિલચાલમાં ગાંધી તથા કોંગ્રેસની ધર્મદ્રોહી પ્રવૃત્તિનો વિરોધ ન કરતા તેઓનો મહિમા ગાય છે અને પ્રાણ સાટે લડતા કટ્ટર સનાતની ધર્મવીરોની નિંદા કરે છે માટે સંઘે જો પોતાનું નાવ કિનારે સહીસલામત પહોંચાડવું હોય તો આવા છદ્મવેશી હિત શત્રુઓથી બચી નિર્ભયપણે સંઘનો હેતુ પાર પાડવા માટે ઝુઝવું જોઇએ.

## સનાતન ધર્મ કાર્યવાહક મંડળની યોજના.

હિંદુસ્થાનના ૩૫ કરોડ લોકોમાં ૯ કરોડ મુસલમાનાદિને બાદ કરતા બાકીના ૨૬ કરોડ લોક તે સર્વ સનાતની હિંદુઓ છે; છતાં સંગઠનના અભાવે અત્યારે સનાતનીઓની જેટલી દીનહીન અને ભયાવહ સ્થિતિ છે તેટલી ગુલામીની પ્રથા ધરાવનારા દેશમાં ગુલા-

ઓની પણ નહિ હોય. કોઈની પણ છેડતી ન કરનારા, બીજાના સુખમાં સંતોષ માનનારા, પાણી માત્રને આત્મવત્ સમજી સહાય સેવા કરનારા, ઈશ્વર સત્ય અને ધર્મથી ડરી સન્માર્ગે ચાલનારા અને ઇતર સર્વ ધર્મ તથા લોકો તરફ માનબુદ્ધિ ધરાવી યથાશક્તિ ઉપયોગી થનારા જગતમાં જો કોઈ ધર્મના અનુયાયી હોય તો તે સનાતન ધર્મને અનુસરવાવાળા છે; પરંતુ આવા તેઓના ઉપકાર કે ભલાઇની કદર કરવાને બદલે જે કોઇને ઇચ્છામાં આવે છે તે તેને લાત મારતો ચાલે છે. એવી લાતો-પ્રહારો છેલ્લા બે હજાર વર્ષ દરમ્યાન સનાતનીઓએ ઘણા ઘણા સહન કર્યા. ચાર્વાક, બૌધ, જૈન, મુસલમાન, ખ્રિસ્તી, આર્યસમાજી, બ્રહ્મોસમાજી, આગાખાની, પ્રાર્થનાસમાજી, એનીબીસંટપંથી, ગાંધીપંથી, માલવિયાપંથી, કોંગ્રેસવાદી અને કહેવાતા સુધારકો તથા નાસ્તિકો તરફથી થયેલા હુમલા સનાતનીઓએ સહેવામાં ઉણપ રાખી નથી. પરંતુ સહનશીલતાની પણ કાંઇ હદ હોય છે. ભગવાન્ શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મ હતા છતાં શિશુપાલના નવાણું અપરાધ પૂરા થતાં તેઓશ્રી તે દુષ્ટ દુરાત્માને દંડ દેવા તત્પર થયા હતા તો પછી સનાતનીઓ તો સામાન્ય બુદ્ધિના મનુષ્યો છે અને તેઓએ માત્ર નવાણું નહિ કિંતુ નવાણુસો અપરાધો સહ્યા છે તેથી હવે સનાતનીઓ વિશેષ અપરાધ-પ્રહાર સહન કરી શકે એટલું ધૈર્ય ન ધરાવતા હોય એ સ્વભાવિક છે.

સનાતનીઓ હવે પોતાના વેદશાસ્ત્ર પુરાણની નિંદા સાંભળી શકે તેમ નથી, સનાતનીઓ હવે ઇશ્વર અવતાર ઋષિમુનિ આચાર્યો તથા બ્રાહ્મણોપરના આક્ષેપ જરા પણ સહન કરી શકે એમ નથી, સનાતની હિંદુઓ હવે પોતાની પવિત્ર વર્ણાશ્રમ મર્યાદાને છિન્નભિન્ન થતી જરા પણ જીરવી શકે તેમ નથી, સનાતનીઓ હવે પોતાની

ધર્મપ્રણાલીને તિલાંજલિ આપી શારડા એક્ટ જેવા ભયાનક કાયદા, વિધવાવિવાહ, વર્ણાન્તર લગ્ન, છૂટાછેડા, વર્ણસંકર ખાનપાન, અંત્યજ-ઢેઢાઓનો સ્પર્શ તથા દેવમંદિર પ્રવેશાદિ જાતિ ધર્મ ઉચ્છેદક પ્રવૃત્તિ પળવાર પણ નિભાવી શકે તેમ નથી, સનાતનીઓને હવે ઢેઢ ભંગી મુસલમાન સાથે ખાનપાન કરી વાછડો મારી અને પાયખાનામાં ગીતાજી વાંચનાર પાતકીનો પાખંડવાદ રોમ રોમ સાલે છે, સનાતનીઓને હવે વિદેશી ભાષા પોષાક, વિદેશી આચારવિચાર, વિદેશી રહેણી કરણી તથા પ્રપંચી પાખંડીઓનું વર્ચસ્વ અંતઃકરણ દગ્ધ કરી દે છે, સનાતનીઓને હવે પોતાની માન્યતાનુસાર પોતાનો ધર્મ કે આચાર ઘરના ખુણે પણ પાળી ન શકાય એ સ્થિતિ અસહ્ય લાગે છે, સનાતનીઓને હવે પોતાનું દ્રવ્ય તથા સાધનોનો ઉપયોગ પોતાનાજ સંહાર માટે થતો જોઇ હૃદય તીવ્ર વેદનાથી આકુળ વ્યાકુળ થાય છે અને સનાતનીઓને હવે પોતાનાજ સ્ત્રી પુત્ર ભાઇ કુટુંબી જ્ઞાતિજનો પાખંડીઓના મિથ્યા ઉપદેશથી પ્રતિકૂળ બની ઘરમાંજ બંડ પાખંડ ક્લેશરૂપી દાવાગ્નિ પ્રજવલિત કરતા જોઇ દુનિયા શૂન્ય લાગે છે તેથી હવે સનાતનીઓ એવા નિશ્ચયપર આવે છે કે કાંતો પવિત્ર આર્યાવર્તમાં પાખંડીઓ અને પાખંડવાદ નહિ અને કાંતો આર્યો-હિંદુઓ નહિ.

આ પ્રકારના ગૌરવભર્યા નિશ્ચયને પાર પાડવા માટે ભગવાન વેદવ્યાસની આજ્ઞા મુજબ સનાતનીઓએ संघ शक्तिं कलौ युगे અર્થાત્ કલિયુગમાં માત્ર સંઘ શક્તિજ સફળતા-વિજય અપાવે છે એ સૂત્ર પ્રમાણે સંઘશક્તિ જમાવવી જોઇએ. એ સંઘશક્તિના પ્રતાપે મનુષ્ય પ્રાણી તો સહજ વિજય મેળવી શકે છે પરંતુ ટિટોડા જેવું પ્રાણી પણ સમુદ્ર જેવા પ્રબળ પ્રતાપીને શરણે લાવી વિજય મેળવી શક્યું

હતું એ સનાતનીઓથી અજાણ્યું નથી માટે સનાતનીઓએ ક્ષણપણ વિલંબ કર્યા વિના સંઘશક્તિ જમાવવી જોઇએ.

સંઘશક્તિ જમાવવા માટે અમે એ રીતે વિચાર્યું છે કે એક સનાતન ધર્મ કાર્યવાહક મંડળની યોજના કરવી. જેઓ સનાતન ધર્મમાં તીવ્ર અનુરાગ ધરાવનારા છે, ગમે તે ભોગે કાર્ય કરવા ઉત્સુક છે, શુદ્ધ નિષ્ઠાવાળા નિઃસ્વાર્થી અને નિર્ભય છે અને પ્રાણુ જાય તો પણુ પોતાનો સિદ્ધાંત છોડે તેમ નથી તેવાઓને એ કાર્ય-વાહક મંડળમાં જોડવા. એ કાર્યવાહક મંડળે હાલ તુરત પાંચ કાર્ય હાથ ધરવાઃ—એક ગુજરાત કાઠિયાવાડ કચ્છ અને સિંધ પ્રાંતના સનાતનીઓને જાગૃત તથા કર્તવ્ય પરાયણુ કરવા માટે ઓછામાં ઓછા પાંચ પાંચ કાર્યવાહક વિદ્વાનોને મોકલવા, બીજું સનાતન ધર્મીઓને કર્તવ્યનું ભાન કરાવવા માટે એક દૈનિક પત્ર પ્રકટ કર-વાનો પ્રબંધ કરવો, ત્રીજું આચાર્યો મહંતો સંન્યાસીઓ તથા સાધુઓ બિલકુલ કર્તવ્યહીન આળસુ પ્રમાદી બની બેઠા છે તેઓને ધર્મ રક્ષણુના કાર્યમાં યોજાવાની પ્રેરણા કરવી, ચોથું હિંદુ રાજા મહારાજાઓને પોતાપોતાના રાજ્યમાં ધાર્મિક શિક્ષણ ફરજીઆત કરવા, અંગ્રેજી સ્કુલો તથા વિલાયતી દવાખાનાઓને બદલે ઋષિ-કુળ વિદ્યાલયો તથા દેશી દવાના દવાખાનાઓ રાખવા આગ્રહ કરવો અને પોતાની સંપત્તિસાધન સનાતન ધર્મના અભ્યુદયાર્થે ખર્ચવા પ્રેરવા અને પાંચમું સનાતનીઓ પોતાનો એક પણ પૈસો કે મત નાસ્તિક સુધારકોને ન આપે કિંતુ સનાતન ધર્મની સંસ્થાઓ તથા સનાતની કાર્યકર્તાઓને યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપે અને લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટી તથા ધારાસભામાં કાર્યવાહક મંડળ જે પ્રતિજ્ઞાપત્ર તૈયાર કરે અને તેના ઉપર જે સહી કરે તે કટ્ટર સનાતનીનેજ મત આપી અપાવી પ્રતિનિધિ તરીકે મોકલાવે.

ઉપર નિર્દિષ્ટ કાર્યોમાં જેમ જેમ આવશ્યક્તા જણાશે તેમ તેમ વધારો વધારો કરવામાં આવશે પરંતુ હાલ તુરત તો એ "સનાતન ધર્મ કાર્યવાહક મંડળ"માં કોણ કોણ સજ્જન જોડાઇ કાર્ય કરવા ખુશી છે ! તે જાણવાની પ્રથમ જરૂર છે. જે ધર્મપ્રેમી સજ્જન નિરપેક્ષ ભાવે કષ્ટો સહીને પણ કાર્ય કરવા તત્પર હોય તેણે પોતાનું નામ ઠામ વર્ણ ઉમ્મર અભ્યાસ વગેરે કૃપા કરી અમોને તુરતમાં લખી દર્શાવવા શ્રમ લેવો. ઓછામાં ઓછા ૨૫ કાર્યવાહકો તૈયાર થશે એટલે તે સર્વની તુરતજ અનુકૂળ સ્થળે સભા ભરી. "સનાતન ધર્મ કાર્યવાહક મંડળ"ની રીતસર સ્થાપના થશે અને કાર્યવાહકોને યોગ્યતા તથા અનુકૂળતા પ્રમાણે કાર્યની વહેંચણી કરવામાં આવશે; માટે સનાતન ધર્માગ્રહી સજ્જનોને વિનતિ છે કે શુભસ્ય શીઘ્રમ્ સમજી તુરતજ ધર્મ સેવાર્થે કટિબદ્ધ થઇ નામ ઠામ જણાવો.

## આત્મત્યાગી એકસો ધર્મવીરોની યાચના.

જલગામમાં અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની પરિષદ્ તા. ૨૯–૩૦–૩૧ ના દિવસોમાં નાથદ્વારાધીશ ટિકાયત ગોસ્વામી શ્રી દામોદરલાલજી મહારાજશ્રીના પ્રમુખપદે મળી હતી તે વખતે ધર્મપ્રાણ શ્રીમાન્ પં. લક્ષ્મણ શાસ્ત્રીજીના "આત્મત્યાગી એકસો ધર્મવીરોની યાચના" વાળા પ્રસ્તાવને અનુમોદન આપતાં શ્રી. નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ જણાવ્યું હતું કે અત્યારે આપણી સનાતની હિંદુઓની સ્થિતિ સ્વર્ગાધિપતિ ઇંદ્રના જેવી થઇ ગઇ છે. ઇંદ્રને તથા દેવતાઓને જેમ વૃત્રાસુરે મારીને સ્વર્ગમાંથી કાઢી મૂકયા

હતા અને પૃથ્વીપરના તમામ ધર્મ કાર્ય બંધ તથા નષ્ટ કરીને ત્રાસ વર્તાવ્યો હતો તેમ કહેવાતા સુધારકો, સ્વરાજીસ્ટો, ગાંધીપંથીઓ તથા આર્યસમાજી નાસ્તિકોએ અત્યારે હિંદુ જાતિ, આર્ય સંસ્કૃતિ તથા સનાતન ધર્મનો સદંતર નાશ કરવાનો ઉદ્યોગ આરંભી હિંદુઓને ગુંગળાવી દીધા છે. અત્યારે એ દૈત્ય સમાન સુધારકોએ આપણી ગફલતી તથા કાર્ય વિમુખતાથી એવું ભયંકર વાતાવરણ ઉભું કર્યું છે કે ઘરમાં પણ ધર્મ પાળવો એ ગુન્હો મનાવા માંડયો છે; માટે શાસ્ત્રીજી મહોદય, આપ ધર્મપ્રેમી સજ્જનો કે જેઓ હિંદુસ્તાનના ખુણે ખુણેથી અહીં ધર્મ રક્ષણની ભાવનાથી એકત્ર થયા છો તેઓ પાસે માત્ર આત્મત્યાગી એકસો ધર્મવીરોની યાચના કરે છે. દાનવોના ત્રાસમાંથી મુક્ત થવાને માટે શ્રીમાન્ ઇંદ્રે ઋષિઓ તથા દેવતાઓને આગળ કરી મહર્ષિ દધીચિ પાસેથી વજ્ર બનાવવા સારૂ શરીરના હાડકા માગ્યા હતા અને મહાત્મા દધીચિએ જરાપણ સંકોચ વિના ધર્મરક્ષણાર્થે તત્કાળ સમાધિદ્વારા પ્રાણ વિસર્જન કરી પોતાના હાડકા-ગાત્ર અર્પણ કર્યા હતા, તેમ તમે પણ આપવા પ્રતિજ્ઞા લ્યો. આજથી પચીશ વર્ષ પહેલાં કીડી સદૃશ જપાનને ચગદી નાખવા માટે હાથી સમાન રશિયાએ પોતાના દળબળ સાથે જપાનપર આક્રમણ કર્યું હતું તે સમયે દેશ પાસેથી જપાનના રાજા મીકાડોએ જાતિ તથા દેશ રક્ષાર્થે માત્ર પચીશસો માણસો બલિદાન આપવા માટે માગ્યા હતા તેના પ્રત્યુત્તરમાં જપાની લોકોએ શું કર્યું ? જેને જાતિ તથા ધર્મની દાઝ હતી એવા જપાનીઓએ જરા પણ વિચારવા ન બેસતાં પચીશ સોને બદલે પચીશ હજારની સંખ્યાએ હાથમાંથી છરી વડે રક્ત કાઢી, રક્તની સહીથી પોતાના આત્મબલિદાનની તત્પરતા બતાવી જેનું પરિણામ એ આવ્યું કે ઇન્દ્રની માફક જપાનનો પણ વિજય થયો.

તમો હિંદુઓમાં યદિ તમારા પૂર્વજોનું શુદ્ધ લોહી વિદ્યમાન હોય, યદિ તમો તમારી જાતિ, સંસ્કૃતિ તથા ધર્મ કે જે તમોને આલોક પરલોકમાં પરમ સુખ આપનાર સર્વ શ્રેષ્ઠ છે તેનું અસ્તિત્વ રાખવા માગતા હોવ અને જો તમારે સ્વાધીન હિંદુ તરીકે દુનિયા-પર જીવંત રહેવું હોય તો તમો ધર્મ પ્રેમીઓ માત્ર એકસોજ નહિ પણ હજારોની સંખ્યામાં જાતિ ધર્મ અર્થે આત્મબલિદાન દેવા આ ક્ષણેજ પ્રતિજ્ઞા લ્યો.

## ધર્મરક્ષણાર્થે બે આવશ્યક કાર્ય.

ભારતવર્ષના ઇતિહાસથી જે અજ્ઞાત નથી તે સર્વને એટલું મુક્તકંઠે સ્વીકારવું પડશે કે આજથી બસો વર્ષ પહેલાના હિંદુ-ઓનો મોટો ભાગ ધર્મ અર્થે જીવતો, ધર્મ પાલન તથા રક્ષણાર્થે સર્વસ્વનું બલિદાન આપતો, પરોપકાર એજ તેઓનું વ્રત હતું અને દુનિયાના નાશવંત પદાર્થો જેવા કે—સ્ત્રી પુત્ર ધન દોલત રાજ્યપાટ વગેરેને તે તુચ્છ ગણતો અને જ્યારે આવી ઉત્કૃષ્ટ ઉદાર ભાવના એ મહાનુભાવોમાં હતી ત્યારેજ હિંદુ જાતિ, સનાતન ધર્મ અને આર્ય સંસ્કૃતિ અદ્યાપિ જીવતી રહેવા પામેલ છે. જગતના ઇતર પ્રદેશ તરફ અવલોકન કરીએ તો અમેરિકા જપાન, સાઉથ આફ્રિકા, આયર્લેંડ, નેપાલાદિએ એજ રીતે આત્મભોગ આપીને સ્વરક્ષા કરી છે કિંવા સ્વાધીનતા પ્રાપ્ત કરી છે.

પૂર્વકાળમાં હિંદની તથા હિંદુઓની કઇવાર ભયાનક સ્થિતિ ઉભી થયેલી પરંતુ તેણે તે વખતે ઘેર ઘેર પ્રસરી લોકોના હૃદય કલુષિત કર્યા નહોતા. તે વખતે તો લોકો પાસે આત્મરક્ષણના

સાધનો હતા એટલે તેઓ શસ્ત્ર સાથે લડી લઇ પોતાનો બચાવ કરી લેતા પણ અત્યારે આત્મરક્ષણનાં સાધનો-હથિયાર અને સ્વધર્મ કર્મનું જ્ઞાન નથી તેથી વિધર્મી વિદેશીઓ તથા નાસ્તિકો ફાવી ગયા છે. હાલમાં હથિયારનો પણ બહુ ઓછો ઉપયોગ થાય છે કિંતુ વાણી અને કલમ એટલા વેગથી કામ કરી હિંદુસ્થાનના ઘરેઘર પહોંચી ગયેલ છે કે તેના નિત્ય શ્રવણ વાંચનની અસરથી પ્રજાનો ઘણોખરો ભાગ સ્વધર્મ કર્મથી ચલિત થયો છે એટલુંજ નહિ પરંતુ પોતાના સર્વોત્તમ ધાર્મિક સિદ્ધાંતો તથા સામાજીક રીતિ રીવાજોને પણ ધિક્કારનારો બની શત્રુ તરીકે વર્તી રહ્યો છે.

કહેવાતા નેતાઓએ સ્વરાજ્ય-દેશોન્નતિને નામે હમણા કોંગ્રેસના પ્લાટફોર્મપરથી, ધારાસભાઓ અને મ્યુનિસિપાલિટીઓના હોલોમાંથી, દૈનિક અને અઠવાડિક પત્રોની પ્રસિદ્ધિથી, સભાઓ અને મુલાકાતોથી ગોળમેજી પરિષદ્‌ના નવા રાજ્યબંધારણથી હિંદુ જાતિ અને ધર્મનો જે સમૂળગો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન આરંભ્યો છે તેમાં તે લોકોના અવિરત પ્રચાર કાર્યથી પ્રજાના અમુક ભાગને પણ તેઓએ સાથે ઘસડેલ છે અને જો પ્રજાને સત્ય હકિકત-હિતનો માર્ગ સમજાવી, પાખંડીઓનું પાખંડ ખુલ્લું પાડી લોકોને દેશોદ્ધારની ખરી દિશા આપણા તરફથી દાખવવામાં નહિ આવે તો અવશ્ય નાસ્તિકો થોડા સમયમાં હિંદુ જાતિ ધર્મનો નાશ કરી હિંદમાં પિશાચીપણું ફેલાવી દેશે.

માટે પ્રથમ તો ધર્માગ્રહી શ્રીમંતોએ રાજાઓએ તથા આચાર્યોએ હવે પોતાના દ્રવ્યનો બીજા અનેક માર્ગે થતો ઉપયોગ અટકાવી સૌથી પહેલા મોટા મોટા શહેરોમાં સનાતન ધર્મના દૈનિક અને અઠવાડિક પત્રો કઢાવવામાં વ્યય કરવો જોઈએ અને પછી

આઠ દશ સદાચારી નિસ્પૃહી કટ્ટર સનાતની વિદ્વાન્ કાર્યકર્તાઓએ દેશ ભરમાં ઘુમવા અને ભાષણો મુલાકાતો તથા સમજુતીદ્વારા સંગઠન કરવા નીકળી પડવું જોઇએ.

અફીણ દારૂ બીડી ચા ભાગ કે ગાંજાના વ્યસનની માફક લોકોને છાપાં વાંચવાનું પણ વ્યસન પડેલું છે અને તેઓ જેવું વાંચે છે તેની તેઓના હૃદય પર અસર થાય છે માટે નાસ્તિકતાના સંસ્કાર નાખી ધર્મ સંહારમાં પોતા સાથે પ્રજાને ઘસડી રહેલા નાસ્તિકોની જડ ઉખેડી સનાતન ધર્મ સજીવન રાખવો હોય તો જહાંગીર પીટીટે જેમ ઇન્ડીઅન ડેઇલી મેઇલ પાછળ લાખો ખર્ચ્યા, સી. આર. દાસે ફોરવર્ડ પાછળ જેમ લાખો રૂપિયાનો ભોગ આપ્યો, બિરલાએ હિંદુસ્થાન ટાઇમ્સ પાછળ જેમ લાખો ખર્ચ્યા અને દર વર્ષે હજારો ખર્ચે છે, રણછોડદાસ લોટાવાળાએ હિંદુસ્થાન અને પ્રજામિત્ર પાછળ જેમ હજારો હતા ન હતા કર્યા અને ગાંધીએ નવજીવન પાછળ જેમ હજારોનું ઉઘરાણું કરી ખર્ચી નાખ્યા તેમ સનાતન ધર્મપ્રેમી ધનવાન ગૃહસ્થોએ પોતાના દ્રવ્યનો ઉપયોગ હમણા સનાતન ધર્મના દૈનિક અને અઠવાડિક પત્રો કઢાવવા પાછળ કરવો ઘટે છે. મને આશા છે કે "સનાતન ધર્મ પત્રિકા" કે જેણે અતિ દુર્ઘટ સમયમાં ભારે સાહસ ખેડીને અદ્ભુત કાર્ય કરેલું છે, તે પરમોપયોગી અને કટ્ટર પત્રની અત્યંત અગત્યની અપીલ લક્ષમાં લઇ મુંબઇ તથા ગુજરાત કાઠિયાવાડના ધર્મપ્રેમી શ્રીમંતો માત્ર તેને અઠવાડિક રાખવા બદલ ટેકો આપશે એમ નહિ પણ પત્રિકાને દૈનિક બનાવી પોતાને કૃતાર્થ માનશે.

# સનાતનીઓનું સંગઠન.

પારસીઓ અતિ અલ્પ સંખ્યામાં હોવા છતાં તે પ્રજાનું લોકોમાં તથા સરકારમાં સન્માન છે, ખ્રિસ્તીઓ શિખો તથા મુસલમાનો પણ જુજ છતાં લોકો અને સરકાર તેઓથી ડરી તેઓની ઈચ્છા વિરૂદ્ધ વર્તન કરી શકતા નથી; પરંતુ આપણે હિંદુઓ ૨૬ કરોડ જેટલી વિશાળ સંખ્યામાં હોવા છતાં સર્વત્ર હડધુત થઇએ છીએ તેનું કારણ શું ? કારણ એ કે ૨૬ કરોડ હિંદુઓમાં સંગઠન નથી, જાતિ અભિમાન નથી, ધર્માગ્રહ નથી, આત્મરક્ષણ કરવાની હિંમત નથી, દ્રવ્યનો સદુપયોગ કરતા આવડતું નથી, અંદર અંદર કલેશ કરીને શત્રુઓને સહાયક થઇએ છીએ અને પોતાનું કેમ જાણે અભખે પડયું ન હોય ! તેમ સ્વજાતિ ધર્મ સંસ્કૃતિને તિલાંજલિ આપવા તત્પર થયા છીએ. અર્થાત્ નાના કે મોટા, વિદ્વાન્ કે અજ્ઞાન, શ્રીમંત કે ગરીબ, આચાર્ય કે શિષ્ય અને ઉંચ કે નીચ એવા સઘળા પ્રકારના હિંદુઓ હમણા પ્રાયઃ સાનભાન ભૂલેલા પાગલ બનેલા છે.

ગાંધીએ કાયદાભંગની ચળવળથી દેશને સ્વરાજ્ય તો ન અપાવ્યું પરંતુ દેશનો વેપાર ધંધો નાશ કરી લોકોને ધર્મહીન ઉદ્ધત બનાવ્યા છે, મુસલમાનો તોફાને ચડયા છે, સરકાર વધારે નિરંકુશ બની પોતાની ધાક સખ્ત રીતે બેસાડી રહી છે, સુધારકો ઉન્મત્ત બની જાતિ પાંતિ ધર્મ મર્યાદા છિન્નભિન્ન કરી રહ્યા છે, ભ્હેકાયલા અંત્યજો ઉલ્કાપાત કરી રહ્યા છે, રાજાઓ મનમાની રીતે કરો નાખી તથા જુલ્મી કાયદાઓ દાખલ કરી પ્રજાને રીબાવે છે, છોકરાઓ અને સ્રીઓ મર્યાદહીન બની વિનાશના માર્ગે ઘસડાઇ રહ્યા છે અને લંડનની રાઉન્ડટેબલ કોન્ફરન્સથી નવા રાજ્ય બંધા-

રણમાં સંસ્થાનિક સ્વરાજ્ય કે સ્વરાજ્ય તો લોકોને નહિ મળે પરંતુ કાયદાથી હિંદુત્વનું હનન થશે એ પ્રાયઃ નિશ્ચિત્ થઇ ગયું છે છતાં સનાતની હિંદુઓમાં જરાપણ સાવધતા આવતી નથી એ શું ઓછા ખેદની વાત છે !

મોજશોખ વિલાસ વૈભવ આળસ પ્રમાદમાં ડુબેલા સાધન સંપન્ન પુરૂષો એટલું પણ વિચારતા નથી કે નવા રાજ્ય બંધારણથી આપણા સનાતન ધર્મના જગત્ હિતકારી સિદ્ધાંતોનો લોપ તથા લોકોમાં અધર્મ પાપ અનાચાર બંડખોરવૃત્તિ એકદમ ફાટી નીકળશે અને તેના તાપથી જીવન ધારણ કરવું અશક્ય થઈ જશે. શાસ્ત્રી પંડિત વિદ્વાનો પેટને માટે વલખા મારે છે અને દ્રવ્ય મળે તો ગમે તેની પડખે ઉભા રહી અનર્થ કરવા તત્પર છે, સામાન્ય લોક સમુદાય સારાસાર-હિતાહિત બુદ્ધિ ખોઇ બેઠો છે અને ગાડરાની માફક જેની તેની પછવાડે ચાલી "જે" પોકારવામાં પોતાને કૃતાર્થ માને છે અને વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ જેવી કોઇ ઉગતી ઉછરતી સંસ્થા જાતિ ધર્મ તથા દેશ રક્ષણનું કાર્ય કરવા ઉત્સુક છે તો જે અર્ધદગ્ધો અત્યાર સુધી પોતાની પ્રવૃત્તિથી સુધારકોને સહાયક બની સનાતન ધર્મને ક્ષતિ પહોંચાડી રહ્યા હતા તેજ સ્વામી દયાનંદ પં. ગિરધર શર્મા, પં. રમાપતિ મિશ્ર, હીરાલાલ નાણાવટી, પ્રો. દુરકાળ વગેરે સંઘમાં ઘુસી અગ્રેસર બની કોંગ્રેસ તથા ગાંધીની પ્રશંસા કરી સનાતન ધર્મનું નાવ ડુબાડી રહ્યા છે.

આવી દુઃખદ સ્થિતિમાં લોકોએ કરવું શું ? કોનાપર વિશ્વાસ મૂકી કેવી રીતે કાર્ય લેવું ! એ એક મોટો વિચારણીય પ્રશ્ન ખડો થાય છે. અમારા મતે તો આ વખતે ભગવદ્ વાક્યને લોકોએ ધારણ કરીને વર્તવું ઘટે છે. ભગવાન આજ્ઞા કરે છે કેઃ—

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैवरिपुरात्मनः ॥

અર્થાત્ આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો પણ આત્માનો નાશ કરવો નહિ કેમકે આત્માજ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે; માટે ગમે તે કષ્ટ વેઠીને પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુએ ધર્માચરણ કરવું, ધર્મનું રહસ્ય શાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ કરીને તથા સત્સમાગમ કરીને જાણવા કોશિશ કરવી, ભાડુતી વક્તાઓને કે નાસ્તિકોને દ્રવ્ય આપવું નહિ પણ ધર્મરક્ષણના કાર્યમાં પોતાની જાતિ દેખરેખથી ખર્ચવું, સંસ્કૃત પાઠશાળા અને સનાતન ધર્મના પુસ્તકાલય કઢાવવા, કસરતી તાલીમ લેવી, મ્યુનિસિપાલિટી કે ધારાસભામાં સ્વાર્થી અર્ધદગ્ધ કે નાસ્તિકને મત આપી મોકલવો નહિ પણ જાતે જઈને કાર્ય કરવું અથવા અત્યંત ધર્માગ્રહીને ઉભો કરી મત આપવો, નાસ્તિક કે વિધર્મીને નોકર રાખવો નહિ, નાસ્તિક કે વિધર્મીની દુકાનેથી ચીજવસ્તુ ખરીદી લાભ આપવો નહિ, વસ્ત્ર દવા તથા ખાંડ જરૂર પડે ત્યારે સ્વદેશી વાપરવા, દહી દુધમાં પગ રાખી સભ્યતાના ખોટા પ્રવાહમાં ખેંચાવું નહિ પણ સ્વ સિદ્ધાંતમાં દઢ રહી પાખંડવાદને ખુલ્લી રીતે ખાળવો અને ધર્મ સત્ય તથા પ્રભુપર દઢ વિશ્વાસ રાખી વિશુદ્ધ અંતઃકરણથી નિર્ભય રીતે પુરૂષાર્થ ( શિવાજી પ્રતાપની માફક ) કરતા રહેવું એટલે અંતે સનાતન ધર્મનો અવશ્ય જય થવાનો છે. અત્યારના વખતે આજ રીતે પ્રત્યેક સનાતની હિંદુએ કાર્ય હાથ ધરી સંગઠન સાધવાની પરમાવશ્યકતા છે.

---

# અલભ્ય તક.

અધર્મી વિધર્મીઓથી દબાયલા, ચુપચુપ મૌન બેઠેલા, પાપ પાખંડ અધર્મ અનાચારથી ત્રાસેલા સનાતની હિંદુઓને હવે કાર્ય કરવાની ઉત્તમ અલભ્ય તક સાંપડી છે. ઉન્માદને વશ થયેલી કોંગ્રેસ અને નોકરશાહી એમ ઉભયના પૂર હવે ઓસર્યા છે. બંને ખત્તા ખાઇને, પોતાની ભૂલ વિચારીને કિંવા સ્વરાજનોનેજ વિમુખ થતા જોઇને નરમ પડયા છે.

અમારા મતે હિંદુસ્થાનના બંધ મોક્ષ કે ઉદય અસ્તમાં માત્ર સનાતની હિંદુઓનેજ લાભ હાનિ સહેવાના છે. અન્ય ધર્મ જાતિ કે દેશવાળાઓને હિંદુસ્થાન ડુબે કે તરે તેની સાથે ઝાઝી નિસ્બત નથી, કારણુ કે ઉંટ મરે ત્યારે મારવાડ તરફ જુવે તેમ તેઓ સુખ કે આપત્તિ વખતે ઇરાન અફઘાનીસ્થાન કે ઇંગ્લંડ તરફ જોવાના છે પરંતુ સનાતની હિંદુઓને તો હિંદુસ્થાન એજ માતૃભૂમિ છે, ઇતર ભૂમિમાં જઇને વસવાનો પણુ નિષેધ છે. વળી પાંત્રીશ કરોડ પ્રજામાં મોટો ભાગ એટલે કે ૨૬ કરોડ જેટલી સંખ્યા પણુ સનાતની હિંદુઓની છે તેથી દેશમાં જો કોઇપણુ પ્રકારનું દુઃખ કે સુખ પ્રવર્તે તો તે પ્રાયઃ હિંદુઓનેજ સહેવાનું છે.

અમે અનેક દેશો જોયા. દરેક દેશમાં તે તે દેશની પ્રજા પોતાને અનુકૂળ એવાનેજ આગેવાન બનાવી દ્રવ્યાદિની સહાય આપે છે. એવા એક પણુ દેશની પ્રજા અમે પૃથ્વીપર જોઇ નહિ કે જે પોતાથી પ્રતિકૂળને નેતા માની સહાય કરતી હોય પરંતુ હિંદુસ્થાનમાં તેથી વિપરીત ચાલે છે. હિંદુસ્થાનના રાજાઓ, આચાર્યો, શ્રીમંતો, વિદ્વાનો તથા સર્વ સાધારણુ લોકો કદાપિ પોતાના સહધર્મી સના-

તની વિદ્વાનને ઉત્તેજન આપી સહાય કરતા નથી પણ ધર્મદ્રોહી સુધારકો કે વિધર્મી નાસ્તિકોનેજ સદૈવ મદદ કરી આગેવાન બનાવે છે અને અત્યારે હિંદુસ્થાન પરતંત્ર કંગાલ બની પાખંડવાદથી ઘેરાયલું છે તેનું કારણ પણ તેજ છે.

ગોકલદાસ શેઠ તથા ગોરધનદાસ શેઠ લાખો રૂપિયા વિલાયતી દવાની હોસ્પીટાલ માટે આપ્યા પણ આયુર્વેદ ઔષધાલય માટે ન આપ્યા. શ્રીમંતોએ તથા રાજાઓએ લાખો રૂપિયા સરકારને, ટાગોરને, કર્વેને તથા ગાંધીને કોલેજો શાન્તિનિકેતન તથા ગુજરાત વિદ્યાપીઠ નિભાવવા માટે આપ્યા પણ સંસ્કૃત કોલેજ ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમ કે સનાતન ધર્મ વિશ્વવિદ્યાલય માટે એક પૈસો ન આપ્યો. જયકર નેહરૂ શારડા ગોર તેરસી સેતલવડ જેવાને મત આપી ધારાસભા તથા મ્યુનિસિપાલિટીમાં મોકલાવ્યા પણ કોઇ સનાતનીને મત આપી મોકલાવ્યો નહિ. હિંદુસ્થાન નવજીવન સૌરાષ્ટ્ર ક્રોનીકલ મુંબઇ સમાચાર જેવા પાખંડ ફેલાવનારા પત્રોને ઉત્તેજન આપ્યું પણ એક્કેય સનાતની દૈનિક પત્ર પ્રસિદ્ધ કરાવ્યું નહિ. ટાઉન હોલ આર્ય-સમાજ હોલ વગેરે હોલો કરાવ્યા પણ સનાતન ધર્મીઓને ઉભવા માટે ક્યાંય એક્કેય હોલ ઉભો કર્યો નહિ. કોંગ્રેસના ફંડમાં લાખો રૂપિયાની રકમ એક સાથે આપી સનાતન ધર્મનું નિકંદન કઢાવ્યું પણ કોઇ સનાતની સંસ્થાને એક હજાર પણ આપ્યા નહિ. બિભત્સ નવલકથા તથા પતિત છાપા અને પુસ્તકોની ગામેગામ લાઇબ્રેરીઓ કઢાવી પણ સનાતન ધર્મના ગ્રંથોનું પુસ્તકાલય કોઇએ ખોલાવ્યું નહિ. ખ્રિસ્તી પાદરીઓને તથા ધોળા ટોપાવાળાઓને દુષ્કાળ કે રેલ ફંડોમાં લાખો રૂપિયા ભરી આપ્યા પણ સનાતનીઓને કદી તેવી સગવડ આપી નહિ. તાત્પર્ય કે અત્યાર સુધીમાં આપણે સનાતની શ્રીમંતો રાજાઓ આચાર્યો તથા લોકોએ જે જે કાર્યો

જાણુતા કે અજાણુતા કર્યા છે તે તે તમામ સનાતન ધર્મ દ્રોહના તથા નાસ્તિકોને ઉત્તેજન આપનારા કર્યા છે.

**गतं न शोचामि** એ ન્યાયે ગઈ ગુજરી વિસરી જઈએ તોપણ હજુ કેટલાક જાણુવાં છતાં ધોળે દિવસે ફાનસ લઈને કુવામાં પડે છે અર્થાત્ આપણા ધર્મનિષ્ઠો ગાંધીપંથી કોંગ્રેસવાદી સુધારક બગાડકને ધિક્કારે છે, તેઓના કાર્યને દેશ તથા ધર્મવિનાશક માને છે છતાં પણ મન વાણી દ્રવ્ય કે શરીરથી તેઓને સહાયતા આપે છે એવા આત્મઘાતી સનાતનીઓને હવે સચેત થવા અમે અનુરોધ કરીએ છીએ. અને એ સાથે સનાતન ધર્મપ્રેમી જનતાને સવિનય સૂચના કરીએ છીએ કે "લોઢું તપે ત્યારેજ ઘણુ મારવો" એ ઉક્તિ પ્રમાણે અત્યારે કોંગ્રેસ અને નોકરશાહી બન્ને પરસ્પર આખડી નરમ પડેલ છે એવે વખતે સનાતન ધર્મને ઉગારવાની, સનાતની હિંદુઓને ઉદ્ધારના સાચા માર્ગે લઇ જવાની, આર્ય સંસ્કૃતિનું સંરક્ષણ કરવાની અલભ્ય તક હાથ લાગી છે. યદિ અગાઉની જેમ હમણા પણ તમો સનાતન ધર્માભિમાની શ્રીમંતો આચાર્યો રાજાઓ કે વિદ્વાનો પ્રમાદ મોહ કાયરતામાં ડુબ્યા રહ્યા તો તેનો લાભ મુસલમાનાદિ પ્રજા લેશે અને તમો કદી ઉન્નત મસ્તક કરવા શક્તિમાન નહિ થઈ શકતા સદાને માટે કચડાઇ જશો. માટે અમારી સાગ્રહ ભલામણુ છે કે અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ જેવી તમારી સનાતનીઓની કોંગ્રેસને ખુબ બળવત્તર બનાવી તેની ગામેગામ શાખા ખોલી, ગુજરાતી હિંદી અને અંગ્રેજી વગેરે ભાષાઓમાં સનાતની દૈનિક તથા અઠવાડિક પત્રો કઢાવી, પ્રાંતે પ્રાંતમાં ઉપદેશકો મોકલી, ઋષિકુળ બ્રહ્માચર્યાશ્રમો ખોલાવી, ધર્મ દેશ તથા જાતિ વિરોધી થતા હરેક કાર્યને અટકાવી હિંદુત્વને અને હિંદુસ્થાનને ઉગારો.

# પુરૂષાર્થની આવશ્યકતા.

પ્રારબ્ધ કદી મિથ્યા થતું નથી, કરેલા કર્મના ફળ અવશ્ય ભોગવ્યેજ છૂટકો છે એ વાત તદ્દન ખરી પરંતુ તે કોઇને નવા કર્મ કરવાને માટે–પુરૂષાર્થ કરવાને માટે રોકતું નથી. પ્રકૃતિનો નિયમ પણ લોકોમાં ચંચલતા ઉત્પન્ન કરવાનો છે. પ્રાણીમાત્ર પ્રકૃતિને આધીન હોઇ કાંઇને કાંઇ તર્ક વિતર્ક–કર્મ અકર્મ કરતોજ હોય છે, કોઇપણ પ્રાણી ક્ષણભર સ્વસ્થ બેસી શકતો નથી. વળી જગતમાં જે જે અદ્દભુત કાર્યો થયેલા દ્દષ્ટિગોચર થાય છે તે તે તમામ પુરૂષાર્થનાજ પ્રતાપે થયેલા છે. સ્વર્ગાધિપતિ ઇંદ્રે ઇંદ્રાસન મેળવ્યું તે પુરૂષાર્થ થકી, બાળક ધ્રુવે અચળ ધ્રુવપદ રાજ્ય અને મોક્ષાધિકાર મેળવ્યો તે પણ પુરૂષાર્થથી, વિશ્વામિત્રે નવું સ્વર્ગ નિર્માણ કરવા જેટલી શક્તિ અને બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યા તે પણ પુરૂષાર્થથી, પાંડવોએ અગીઆર અક્ષોહિણી સેનાનો સંહાર કરી ભીષ્મ દ્રોણ કર્ણ દુર્યોધન જેવાને જીત્યા એ પણ પુરૂષાર્થથી, વિક્રમાદિત્ય પરદુઃખભંજન રાજા કહેવાયો તે પણ પુરૂષાર્થથી, બુદ્ધ તથા જૈન મતથી આવૃત્ત થયેલા હિંદુઓને મુક્ત કરી પુનઃ હિંદુ સનાતન ધર્મમાં શંકરાચાર્યજીએ મૂક્યા તે પણ પુરૂષાર્થથી, મુસલમાની કાળમાં યવનાદિ પાખંડીઓથી ઘેરાયલા હિંદુઓને વલ્લભાચાર્યજીએ ભક્તિનો ઉપદેશ કરી સ્વધર્મમાં નિષ્ઠાવાળા કર્યા તે પણ પુરૂષાર્થથી, અકબરના તેજમાં અંજાઇ પોતાની બેનૂ બેટી આપી ભ્રષ્ટ અને પરવશ થતાં હિંદુઓને રાણા પ્રતાપે અટકાવ્યા તે પણ પુરૂષાર્થથી અને એક હાથમાં તલવાર તથા બીજા હાથમાં કુરાન રાખી હિંદુઓનું બીજ નષ્ટ કરવા તત્પર થયેલા ઔરંગઝેબને શિવાજીએ ખોડ ભુલાવી તે પણ કેવળ પુરૂષાર્થથીજ. માણસ પોતાના તમામ કાર્યો કરે, રોગ થાય

હિન્દુ સંસ્કૃતિ.



શ્રીયુત શાસ્ત્રીજી જટાશંકર કાનજીભાઈ.



શ્રીમાન પં. ભાઉશાસ્ત્રીજી વઝે.

હિન્દુ સંસ્કૃતિ.



શ્રીયુત રતિલાલ ભાઇચંદભાઇ મુની.



શ્રીયુત શાસ્ત્રીજી ઇશ્વરલાલ પ્રભાશંકર.

કે લેણું જાય તો ઇશ્વરને કે નશિબને ન સોંપતા તાકીદે વૈદ ડોકટર અને કોર્ટ મારફત ઈલાજ લે છે પણ ધર્મ સંરક્ષણની બાબતમાં ઇશ્વર ઇચ્છા તથા નશિબની વાતો કરે છે તેવાને અધમ બાયલોજ લેખવો.

આ પ્રમાણે ધર્મને અવલંબી, શાસ્ત્ર વિહિત માર્ગે પ્રભુપર શ્રદ્ધા રાખી પુરૂષાર્થ કરવાથી આપણા વડીલો અશકય અને અસાધ્ય ગણાતા અતિ દુર્ઘટ કાર્યો પણ બાળકોની રમતની જેમ સિદ્ધ કરી ગયા છે છતાં તેનાજ વંશજ આપણે નિર્માલ્ય બની કેમ જોયા કરીએ છીએ ?

ઔરંગઝેબ અને અકબર હિંદુઓને મુસલમાનો સાથે ખાવા પીવાનું, લગ્ન સંબંધ બાંધવાનું તથા પોતાનો ધર્મ ન માનવાનું કહેતા તે અત્યારે ગાંધી, કોંગ્રેસ તથા કહેવાતા સુધારકોના પુણ્ય પ્રતાપે વિના રોકટોક થઇ રહ્યું છે અને તે સામે જો કોઇ બોલવા જાય છે તો મૃત્યુના જડબામાં જઇ પડેલા વિવેક વિચારહીન ગાંધીપંથીઓ ગાળો દે છે, દેશદ્રોહી તથા સરકાર પક્ષનો કહી અપમાન કરે છે અને મારવાની ધમકીઓ પણ આપે છે. ધર્મશાસ્ત્ર ઢોંગ છે, શાસ્ત્રકારોએ પોતાના સ્વાર્થને માટે નાતજાતના, ખાનપાનના, સ્પૃશ્યાસ્પૃશ્યના, પતિવ્રતપણાના તથા ઉંચનીચના નિયમો રચ્યા છે તેને ઉખેડી નાખવા જોઇએ. મનેજ માનો, હું કહું છું તેજ સાચું છે અને તેમજ તમે કરો આમ હિરણ્યકશિપુ રાવણ કંસ વગેરે કહેતા તેમ અત્યારે ગાંધી અને સુધારકો છડેચોક કહે છે તે સામે કોઇથી બોલી શકાતું નથી. શુક્રાચાર્યનું રૂપ ધારણ કરી મિથ્યા ઉપદેશ આપી દૈત્યોને ફસાવવા બૃહસ્પતિએ જેમ કૃત્રિમ શુક્રાચાર્ય બની અનર્થમૂલક ઉપદેશથી દૈત્યોને બુદ્ધિભ્રષ્ટ કર્યા હતા એટલે શુક્રાચાર્ય તપ કરી પાછા દૈત્યો વચ્ચે આવતા દૈત્યોએ શુક્રાચાર્યનું ન સાંભળતા અપમાન કરી પાછા કાઢ્યા હતા અને અંતે વિનાશને પામ્યા

હતા તેમ અત્યારે ગાંધીએ દેશભક્ત મહાત્મા બની સ્વરાજ્યને નામે લોકોને સ્વસંહારનો ઉપદેશ આપી ઉશ્કેરી દૈત્યો જેવા ઉન્મત્ત બનાવ્યા છે કે જેથી હવે લોકો સાચા શુક્રાચાર્યની જેમ કોઇ ધર્મનિષ્ઠ હિતચિંતક હિતવચન કહે છે તો તેનું ન સાંભળતા અપમાન કરે છે.

રાજા લશ્કર રાખે છે, તેને બેઠા બેઠા ખવરાવે છે પણ સંકટ વેળાએ તે લશ્કર પોતાના પ્રાણ સુદ્ધાં વિસર્જન કરી બેઠા બેઠા ખાધેલું હક્ક કરી દે છે. હિંદુ રાજાઓએ તથા શંકરાચાર્ય રામાનુજાચાર્ય વલ્લભાચાર્ય મધ્વાચાર્ય સ્વામીનારાયણ તથા કઈ સનાતન ધર્મ અંતર્ગત મત સંપ્રદાયના આચાર્યો કે જેઓએ અદ્યાપિ સુધી બિલકુલ બેઠા બેઠા ખાધું છે તેઓએ, શાસ્ત્રી પંડિતોએ, સંન્યાસી મહંતો તથા સાધુઓએ અને ધર્માભિમાની ગૃહસ્થોએ પુરૂષાર્થનું અતુલ સામર્થ્ય સમજી પાખંડીઓના પાખંડો ભેદવા કટિબદ્ધ થવું ઘટે છે. આપણા મહાનુભાવ પૂર્વજોએ પુરૂષાર્થ કરી પોતાને ઉચ્ચ પદના અધિકારી બનાવી નામ ચિરંજીવી કરી આપણને સજીવન રાખ્યા છે તેઓનાજ આપણે સંતાન છીએ તો એક લાયક સંતાન તરીકે અને આપણી તથા ભવિષ્યની પ્રજાની હયાતી અને આત્મિક કલ્યાણ માટે આપણે પ્રબળ પુરૂષાર્થ કરી કહેવાતા સુધારક સ્વરાજીસ્ટ નાસ્તિક વિધર્મી આદિના અનેક દિશામાં ફેલાયલા સર્વસ્વ સંહારક પાખંડવાદને તોડવો જોઇએ અને સાથે સાથે સનાતન ધર્મનું જગત્ ઉદ્ધારક તત્ત્વ સ્થાપવું જોઇએ.

# મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા.

મનુષ્ય શાસ્ત્ર વિહિત માર્ગે યત્ન કરે તો અવશ્ય તેના પર ઇશ્વરની કૃપા ઉતરે છે અને તેના સકળ કાર્ય સફળ થાય છે. જે માણુસો ઇતિહાસ પુરાણુના અભ્યાસી છે તેઓ સારી પેઠે જાણે છે કે ઉદય અસ્ત—ચડતી પડતી અનુક્રમે થયાજ કરે છે. તેમ અનાદિ કાળથી બે પ્રકારની સૃષ્ટિ ચાલી આવે છેઃ—એક દૈવ અને બીજી આસુર. દૈવી સૃષ્ટિ એટલે ધર્મને અનુસરીને ચાલવાવાળા લોકો અને આસુરી સૃષ્ટિ એટલે ધર્મ ઇશ્વર શાસ્ત્ર જાતિ વર્ણને તિલાંજલિ આપી સ્વચ્છંદપણે વર્તવાવાળા લોકો. પૂર્વે એક વખત આસુરી સૃષ્ટિના લોકોનો પ્રભાવ વધી ગયો. તેઓ તેના નેતાને મોખરે રાખી પૃથ્વીપર અનેક પ્રકારના અત્યાચાર કરવા લાગ્યા. જપ તપ હોમ હવન સદાચાર અટકાવી ધર્મજ્ઞોને બેસીતમ ત્રાસ આપવા માંડયા એટલે દેવતાઓ પ્રજાપતિ બ્રહ્મા પાસે ગયા. પિતામહ બ્રહ્માને દેવોએ દંડવત્ કરી સઘળી હકિકત નિવેદન કરી. બ્રહ્માએ દેવતાઓની દુઃખદ વાર્તા સાંભળ્યા પછી આશ્વાસન આપતા કહ્યું કે તમો ગભરાવ નહિ, તેઓના પૂર્વ જન્મના પુણ્ય છે તે પૂરા થઇ રહેશે એટલે તેઓ પાપીઓ પોતાની મેળે નાશ પામશે છતાં તમો ધર્મ-જ્ઞોએ તમારા ઉત્કર્ષને માટે અહનિશ યત્ન કરવો જોઇએ. તમારે તમારા નિત્ય નૈમિત્તિક કર્મ બરાબર લક્ષપૂર્વક કરવા, બળ અને સાધનો ગુપ્ત રીતે વધારતા જવું, શત્રુપક્ષમાં ફાટફુટ પડે તેવી કોશિશો કરતા રહેવું અને યોગ્ય સમય આવે એટલે દૂશ્મન ઉપર તૂટી પડવું. જો તમે બેદરકાર અસાવધ આળસુ માંહોમાંહે કુસંપ કરવાવાળા કૃપણુ કે બીકણુ રહેશો તો તમારા શત્રુઓનો કદી પણુ

પરાભવ થશે નહિ કિંતુ તમારોજ વિનાશ થશે માટે સર્વદા બુદ્ધિ-પૂર્વક પુરૂષાર્થ કરતા રહો જેથી ઇશ્વર તમારાપર કૃપા કરશે અને તમારો જય થશે.

બ્રહ્માના ઉપદેશ પ્રમાણે દેવતાઓએ કર્યું. ઇંદ્રે પુરૂષાર્થ કરી દધીચિ ઋષિના ગાત્ર મેળવી તેનું વજ્ર બનાવ્યું એટલે તેમાં સાક્ષાત્ જગન્નાથ વિષ્ણુએ પ્રવેશ કર્યો અર્થાત્ ઇશ્વર કૃપા યત્ન કરનારાઓ ઉપર ઉતરી. ઇંદ્ર વૃત્રાસુર વચ્ચે ભયંકર યુદ્ધ થતા અંતે મહા બળવાન્ દૈત્ય વૃત્રાસુર પડયો, ઇંદ્રની જીત થઇ અને દુનિયામાં સુખશાંતિ પ્રવર્ત્યો.

અત્યારે પણ લોકો અત્યંત દુઃખી છે અન્ન વસ્ત્ર વિના ટળવળે છે, ધર્મ કર્મ આચરી શકતા નથી. વિદેશી વિધર્મીઓ લૂંટ ચલાવે છે, રાજાઓ લોહીચુસુ હીજડા બનેલા છે, કુલટા અને કુટિલો દેશના નેતા બની ધન. ધર્મ ધંધો હરી રહ્યા છે અને મહા અસુર મોહન વિવિધ પ્રકારની માયા ફેલાવી લોકોને મુગ્ધ કરી અધર્મી અનાચારી બનાવી રહ્યો છે. બીજા દેશની પ્રજા તો સ્વતંત્ર અને જડવાદી છે પરંતુ ભારતની ધર્મ ભીરૂ હિંદુ પ્રજા, અભિમન્યુ જેમ અનેક દુરાત્મા મહારથીઓના ચક્રાવામાં ઘેરાયો હતો તેમ ઘેરાઇ છે અને જો સવેળા સાવધ થઇ સ્વાત્મ રક્ષાના ઇલાજ નહિ લેવામાં આવે તો અભિમન્યુની જેમ પીસાઇ સદાને માટે હતી ન હતી થઇ જશે.

હજુ પણ જો યત્ન—પુરૂષાર્થ કરવામાં આવે તો નાસ્તિકોને ખાળી શકાય તેમ છે. ઇંદ્રજીતનો યજ્ઞ પૂર્ણ થયો હોત તો લક્ષ્મણ-જીને વિજય મળવો કઠિન હતો, માટે તે પૂર્ણ થયા પહેલા વિભી-ષણની પ્રેરણાથી વાંદરાઓએ ઇંદ્રજીતને આકુળ વ્યાકુળ કરી યજ્ઞ અધુરો મુકવાની ફરજ પાડી અને લક્ષ્મણજીએ જેમ હેતુ સાધી

લીધો તેમ આપણા દેશના કહેવાતા દેશભક્ત નેતાઓ—સુધારકો—સ્વરાજીસ્ટો હજુ અંગ્રેજો પાસેથી સ્વરાજ્ય મેળવી બળવાન્ બન્યા નથી તે પહેલા ઓ સનાતન ધર્મપ્રેમી આચાર્યો શ્રીમંતો રાજાઓ વિદ્વાનો તથા ગૃહસ્થો! તમારી આંખો ખોલો. તમો સૌ લાક્ષાગૃહમાં સપડાયા છો તેનો વિચાર કરો અને તમારા બળ બુદ્ધિ સાધનોને ધર્મ જાતિ દેશ તથા સંસ્કૃતિ રક્ષાર્થે ખુલ્લા મૂકો. અગીઆર અક્ષોહિણી સેનાની સામે શ્રીમાન્ અર્જુન જેમ ભગવત્ ચરણારવિંદનું અવલંબન કરી નિર્ભય રીતે ઘુમતો હતો અને શત્રુદળને ત્રાહી તોબા પોકરાવતો હતો તેમ તમો સનાતન ધર્મ—વેદ શાસ્ત્ર પુરાણો—રામ કૃષ્ણ શંકરને માનવાવાળા મેદાને પડી દુર્લભ મનુષ્ય દેહ સાર્થક કરો. નાસ્તિક સુધારકો સામે ઝઝુમતા વિજય મળ્યો તો પૃથ્વીનું આધિપત્ય તથા ધર્મ પાલન રક્ષણનો અદ્વિતીય આનંદ તમોને પ્રાપ્ત થશે અને ધર્મ રક્ષણાર્થે લડતા લડતા મળ મૂત્રથી ખરડાયેલું શરીર તથા નાશવંત સંપત્તિ ચાલ્યા ગયા તો પરલોકમાં તમોને સ્વર્ગ કિંવા પરમપદના અલૌકિક સુખની પ્રાપ્તિ છે. નાસ્તિકોના દળ બળ જોઇ નાહિંમત થાવ નહિ, તે બધું બકરા કે ગધેડાના લશ્કર જેવું છે. તમો ધર્મપ્રેમી રણકેસરીઓ જ્યારે ધર્મ રક્ષાર્થે ઝુઝશો ત્યારે તમારી સામે કોઇ ગધેડા કે ગાડરાને ઉભવાની તાકાત્ નથી. સત્ય ધર્મ—ઇશ્વર તમારી પડખે છે, માત્ર યત્નની ખોટી છે. જેવો તમે કુમારિલ ભટ્ટ કે શિવાજી જેવો યત્ન આરંભશો એટલે ઇશ્વર કૃપા તમોને સર્વત્ર વિજયજ અપાવશે. વિચારમાં, પ્રમાદમાં બહુ સમય ગયો અને ઘણું ગુમાવ્યું હવે સમય જવા દેશો નહિ નહિતર તમારી ભયંકર દુર્ગતિ થવા સાથે ભવિષ્યની પ્રજા તમારા કલંકિત નામ ઉપર ફિટકારના વરસાદ વરસાવશે એ યાદ રાખશો.

---

## મૃત સંજીવની.

સનાતની હિંદુઓ જેઓ ધીરવીર હતા, શસ્ત્રશાસ્ત્રયુક્ત હતા, બળબુદ્ધિ જ્ઞાનવાળા હતા, સ્વાધીનતા અને સામ્રાજ્ય ભોગવનારા હતા, ધર્મ પરોપકાર અને પ્રતિજ્ઞા અર્થે પ્રાણ અર્પણ કરી દેનારા હતા, થોડું પણ અપમાન સહન ન કરનારા સ્વાભિમાની હતા, દેહ તથા દ્રવ્યને તુચ્છ ગણનારા હતા અને ધર્મ અર્થ કામ તથા મોક્ષરૂપી પુરૂષાર્થ સિદ્ધ કરવાના ઉચ્ચ આશયવાળા હતા તેઓ અત્યારે કેમ સાવ પશુ સમાન કે મરેલા પ્રાણી સમાન ચેતન રહિત મૂઢ થઇ બેઠા છે! એ સમજાતું નથી. પરાધીન બન્યા, સંપત્તિ સાધન ઉદ્યોગ ખોઇ બેઠા, ગાય બ્રાહ્મણ વેદશાસ્ત્ર વર્ણાશ્રમની અવહેલના થાય, મંદિર મૂર્તિઓ ભ્રષ્ટ કિંવા નષ્ટ થાય તથા ઘરમાંથી સ્ત્રીઓ પણ ઉપાડી જાય છતાં કેમ પાનો ચડતો નથી? ઇશ્વરની નિંદા થાય, ઇશ્વરરૂપી ગીતાજી પાયખાનામાં વંચાય, ઢેઢભંગી બ્રાહ્મણ મુસલમાન સૌ સાથે બેસી ખાય અને ધર્મનું નામ લેવું એ પણ પાપ ગણાય છતાં રૂંવાટા કેમ ઉભા થતા નથી?

આચાર્ય પદે બીરાજી પધરામણી ચરણસ્પર્શ તથા પૂજા કરાવવાથી પૂજાયલા અને સંપત્તિ સાધન ધરાવનારા તમામ સંપ્રદાયના આચાર્યોને આ પ્રમાણે ધર્મ અને જાતિ સંસ્કૃતિ રસાતળ જતી જોઈ કાંઇ કરવાનું સૂઝતું નથી. તેઓ પણ કાળનું કારણ બની નાસ્તિક જેવા થઈ ગયા છે કિંવા વિદેહી થઇ ગયા છે કે બેભાન કાયર બનેલા છે.

૭ કરોડથી પણ વધારે ક્ષત્રિયો અને તેમાં પણ સાતસો તો દીવાની ફોજદારી સત્તા ભોગવનારા હિંદુ નરેશો હોવા છતાં તેઓ

બિલકુલ નપુંસક તરીકે જીવી આ બધો વિપ્લવ જોયાજ કરે છે અને તેઓને મોજશોખ સિવાય પોતાના જાતિ ધર્મના શ્રેય કે રક્ષણ માટે કાંઇ કરવાનું સૂઝતુંજ નથી.

પ્રાયઃ બાર કરોડ ગણાતા બ્રાહ્મણો તથા વૈશ્યો માત્ર ઉદર નિમિત્તે પાગલ બની ભટકયાજ કરે છે અને પોતાનો જાતિ ધર્મ ડુબે છે છતાં તે તરફ લક્ષ આપી વિચારતા પણ નથી, અને શૂદ્રોનો મોટો ભાગ તો નાસ્તિકોના બ્હેકાવવાથી ઉન્મત્ત બની ઉલ્કાપાત કરી રહેલોજ છે.

મુસલમાન જાતિ પોતાના હક્કો અને હિત રક્ષણને માટે સાવધ છે, પારસી જાતિ પણ સાવધ છે, શિખો ખ્રિસ્તીઓ તથા યાહુદીઓ પણ પોતાનો જાતિ ધર્મ બરાબર સંભાળે છે અને અંત્યજો તો તેના જાતિ ઉદ્ધાર માટે જીવ તોડ યત્ન કરી રહ્યા છેજ ત્યારે મહાન્ આદર્શ અને સંસ્કૃતિવાળા ઉંચ વર્ણના સનાતની હિંદુઓની દશા આમ કેમ બની છે ?

૨૬ કરોડ સનાતનીઓની અત્યારે લક્ષ્મણજી જેવી દશા થયેલી છે. શ્રીમાન્ લક્ષ્મણજીને ઇંદ્રજીત સાથે યુદ્ધ કરતા જેમ મૂર્છા આવી ગઇ હતી અને મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્રજી બંધુ પ્રેમનો મહિમા બતાવવા માટે વિલાપ કરતા હતા તેમ અત્યારે સનાતન ધર્મ વિલાપ કરી રહ્યો છે. ભગવાનની સેનામાં અનેક રણધીર યોદ્ધા હોવા છતાં તમામ મૌન ધરી બેસી રહ્યા હતા કિંતુ હનુમાનજીથી તે સહન થયું નહિ. તે ભક્ત શિરોમણી મહા બળવાન યોદ્ધા લક્ષ્મણજીને મૂર્છાથી મુક્ત કરવા સજ્જ થયો. મહાન્ સાહસ ખેડીને રસ્તામાં અંતરાયરુપ થયેલા યક્ષ રાક્ષસો સાથેના યુદ્ધમાં તેઓને પરાસ્ત કરીને તે મહાત્મા મૃત સંજીવની નામની જડીબુટી ઉપાડી

લાવ્યો એટલે તત્કાળ લક્ષ્મણજી શુદ્ધિમાં આવ્યા અને શત્રુને સંહારતા સર્વત્ર આનંદ પ્રસર્યો હતો.

તદ્‌વત્ મૂર્છીત ૨૬ કરોડ સનાતનીઓની આવી દીનહીન સ્થિતિ જોઇ કેટલાક ધર્મપ્રેમી વિચારશીલ પુરૂષો મૌનતા સેવે છે અને કેટલાક વિલાપ કરે છે પરંતુ હનુમાનજીની માફક કોઇ મૃત સંજીવની લાવવા તત્પર થતો નથી. સનાતનીઓ અમે ઉપર જણાવ્યું તેમ મહાનુભાવ રણધીર પુરૂષોના સંતાન છે, ભારેલા અગ્નિ તથા સુતેલા સિંહ સમાન છે. યદિ કોઇ હનુમાનજીની માફક મૃત સંજીવની લાવી આપે તો તેઓ તત્ક્ષણ મૂર્છા રહિત થઇ લક્ષ્મણજીની માફક શત્રુદળનો સંહાર કરી દુનિયાને આનંદ આપી શકે એમ છે. તાત્પર્ય કે હમણા સનાતનીઓને મૃત સંજીવનીની ખાસ આવશ્યક્તા છે, માટે તે લાવી આપવા કોઇ ધીરવીરે કટિબદ્ધ થવું ઘટે છે. એ મૃત સંજીવની જડીબુટી તે શું અને કેવા પ્રકારની? તે હવે અમે દર્શાવીએ છીએ:—

એ મૃત સંજીવની લાવી આપવી એટલે કોઇ ઔષધિ કે મંત્ર નહિ પણ એકાદ રાજાએ, આચાર્યે કે શ્રીમંતે હનુમાનજીની માફક તૈયાર થવું અને સુધારકોએ કોંગ્રેસવાદી ગાંધીપંથીઓએ તથા વિધર્મી વિદેશીઓએ લોકોના હૃદયમાં જે કુસંસ્કારો નાખ્યા છે, ભાષણોથી સભાઓથી તથા શિક્ષણથી લોકોને ધર્મ કર્મ રહિત ઉદ્ધત બનાવ્યા છે, તે રૂપી મૂર્છાને વધારે નહિ તો ફક્ત દશ દૈનિક છાપાઓ, પચીશ ઉપદેશકો, પચીશ ઋષિકુળ સંસ્કૃત વિદ્યાલયો તથા સનાતન ધર્મ સભાઓ નિભાવવાનું ખર્ચ પોતાને શિર ઉપાડી લેવું. લાંબો સમય નહિ પણ માત્ર બે વર્ષ પર્યંત જો છાપાઓ તથા ઉપદેશકો મારફતે જોરથી સનાતન ધર્મનો પ્રચાર

અને પાખંડવાદનું સચોટ ખંડન ચાલુ રહે તો ૨૬ કરોડ સનાતનીઓ હમણા જે મૂર્છીત હાલતમાં પડયા છે ને તમામ સાવધ થઇ લક્ષ્મણજીની માફક દિગ્વિજય કરવા ઉદ્યુક્ત થશે. કોઇને કદાચ શંકા ઉભી થશે કે ધોળા ટોપાવાળાના દળના દળ ઉભરાય છે ત્યાં આટલા મુઠીભર માણસો શી રીતે કાર્ય કરી શકશે? એઓને તો તેઓ ગુંગળાવીનેજ મારી નાખશે પરંતુ આમ માનવું ભૂલ ભરેલું છે, કારણ કે ઘેટાના ટોળા સિંહ સમક્ષ ક્ષણ પણ ઉભા રહી શકતા નથી. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જતા મુસલમાન પ્રતિનિધિ મહમદઅલી વગેરેનું અપમાન કોંગ્રેસવાળા કરી શકે નહિ તે માટે મુસલમાનોએ થોડાક ભાડુતી મવાલીઓ લાકડી છરીઓ આપી ઉભા કર્યા એટલે કીડીઓની માફક ઉભરાતા કોંગ્રેસવાળાઓના હોંશ-કોંશ ઉડી ગયા, સભા ભરી ન શક્યા અને કાળા વાવટાનું સરઘસ પણ કાઢી ન શકયા અર્થાત્ ચમત્કાર આગળ તુરત નમસ્કાર થાય છે. સનાતનીઓની એક વખત ભ્રાંતિ ટળી અને સત્ય સમજતા થઈ પોતાના ખરા સ્વરૂપમાં આવ્યા પછી તો દેવદાનવને પણ જો તેઓ આડા આવે તો ભારે પડે એમ છે, માટે ભાડુતી મવાલીઓથી નહિ પણ ધર્મવીર દળની વ્યવસ્થા કરીને કાર્યની તથા કાર્યકર્તાઓની રક્ષા કરી શકાય છે. પ્રભુ પાસે અમારી અંતરની અભ્યર્થના છે કે તે કૃપાળુ અમારા ૨૬ કરોડ મૂર્છીત થઇ પડેલા સનાતની હિંદુઓને હનુમાનજીની માફક કોઇ ધીરવીર ઉદાર શ્રીમંત રાજા કે આચાર્યને અમે દર્શાવી તેવી મૃત સંજીવની લાવી આપવા સત્વર ખડો કરે.

## કાર્ય સિદ્ધ થાવ અથવા દેહ પડો.



જગદીશ્વર શ્રીહરિ સિવાય બીજા કોઇ સ્થાનમાં કે પદાર્થમાં હિંદુઓએ કદી સુખ કે વિરામ માન્યો નથી. સંસારના સકળ પદાર્થ નાશવંત અને દુ:ખદાયી છે માત્ર એક આત્માજ અવિનાશી છે એવી ભાવના સાથેજ હિંદુઓ માતાના ઉદરમાંથી જન્મે છે. સુખના આભાસરૂપ સંસારમાં ક્ષણભર ભલે કોઈ મજબૂત દેહથી, દ્રવ્યથી, સત્તાથી, કુટુંબીજનોથી, કીર્તિથી ફુલાય પરંતુ તત્ક્ષણ તે સર્વ દૃષ્ટિ સમીપ વિલય પામતા હોવાથી તથા અનેક પ્રકારની યોનિઓમાં અસંખ્ય જીવ અસહ્ય યાતનાઓ ભોગવતા હોવાથી હિંદુઓ સદા સર્વદા ત્યાગ–વૈરાગ્યમાંજ સંતોષ માને છે. તત્ત્વથી હિંદુઓને ખાત્રી થઇ છે કે ધર્મ સિવાય આ જગતમાં જીવનો કોઇ પરમ હિતચિંતક મિત્ર નથી, ધર્મજ જીવને આપત્તિમાંથી ઉગારી સન્માર્ગ દર્શાવે છે અને વિપુલ ભંડાર તો અહીંને અહીં પડયો રહે છે ત્યારે કેવળ એક ધર્મજ સાથે આવી જીવને સદ્‌ગતિ અપાવે છે.

આ પ્રકારની સર્વોત્કૃષ્ટ માન્યતાથી પ્રેરાઇ કઇ હિંદુ કુલદીપક રત્નોએ પોતાની રાજ્યસત્તા સમૃદ્ધિ ધર્મ રક્ષણાર્થે તથા પાલનાર્થે અર્પણ કરી દીધા છે, કઇએ સંકટો વેઠી દેહ વિર્સજન કરી દીધા છે, કઇએ સંસાર ત્યાગી દીધો છે અને કઇએ જીવનભર એજ સર્વસુખ પ્રદાતા ધર્મના પ્રચારમાં પોતાનો કાળ નિર્ગમન કર્યો છે.

પરંતુ એવી ભાવના અને વાસનાવાળા હિંદુઓમાં પણ અત્યારે કેટલાકના હૃદય નાસ્તિકવાદે કલુષિત કર્યા છે અને કેટલાકના હૃદય ભીરૂ બન્યા છે. આ વખતે અમે કલુષિત હૃદયવાળાઓનું નિદાન વિચારતા હોવાથી તેઓને બાજુએ રાખી જે ધર્મપ્રેમી હિંદુઓના

હૃદય ભીરૂ કાયર આળસુ પ્રમાદી કે સ્વાર્થી બન્યા છે તેઓને અમે બે શબ્દ કહેવા ઇચ્છીએ છીએ. ધર્મમાં શ્રદ્ધા પ્રીતિ ધરાવનારા હિંદુઓને અમે સ્મરણમાં લાવવા માગીએ છીએ કે તમો નિત્ય ઉપનિષદ્ ગીતા ભાગવત રામયણ મહાભારત કે મનુસ્મૃતિનો પાઠ કરો છો તેમાંથી પાઠ કરતા કે અભ્યાસ મનન કરતા તમો એમ બોલો છો કે આત્મા અગ્નિથી બળતો નથી, પાણીથી ભીંજાતો નથી, શસ્ત્રોથી છેદાતો નથી અને પવનથી સોસાતો નથી. આત્મા અજર અમર અવિનાશી છે, તેને બાળપણું યુવાવસ્થા વૃદ્ધાવસ્થા કે જન્મ મરણુ લાગુ પડતું નથી. તે માયાથી આવૃત્ત થયેલ છે એટલે નાના પ્રકારની આધિ વ્યાધિ ઉપાધિ અનુભવાય છે. મનુષ્ય જન્મ દુર્લભમાં દુર્લભ છે તેમાં પણ ભરતખંડમાં હિંદુ જાતિમાં જન્મ થવો એ તો એક ઇશ્વરની મહાન્ કૃપા સમજવી, છતાં દેહ ક્ષણુ-ભંગુર હોવાથી તે પડે તે પહેલા પ્રભુને ઓળખી લેવો એજ ખરૂં કર્તવ્ય છે. પ્રભુને ઓળખવા માટે પ્રભુનું સ્મરણુ અને પ્રભુની આજ્ઞા અનુસાર વર્તન કરવું જોઇએ. પ્રભુની આજ્ઞા ધર્મશાસ્ત્ર પ્રમાણે જીવન ગાળી વર્ણાશ્રમમાં વર્તવાની છે. ધર્મશાસ્ત્ર સાફ કહે છે કે ધર્મની રક્ષા કરો. ઇશ્વરની નિંદા કરનાર, વેદશાસ્ત્ર ગુરૂ માબાપનું અપમાન કરનાર તથા ધર્મનું હનન કરનાર આતતાયી ગણાય છે, માટે એવા આતતાયીને હણો, આતતાયીને હણવામાં જરાપણુ પાપ નથી. અમે પૂછીએ છીએ કે આવો તમારો પાઠ અભ્યાસ ઉચ્ચાર કે ગોખણુ પટ્ટી શું કામની છે? એક માણસ પાસે કરોડ રૂપિયા અને અનાજ વસ્ત્રની વખારો ભરી હોય છતાં પોતે જાતે અને તેનું આખું કુટુંબ અન્નવસ્ત્ર વિના ટળટળે—દુઃખી થાય તો તેને કેવો બેવકુફ સમજવો ?

તદ્દવત્ ધર્માગ્રહી હિંદુઓ ! તમારી પાસે અમોઘ તત્ત્વ છે, જો એ

તત્ત્વનો ઉપયોગ કરો તો તમારી પીડા માત્ર ટળી જાય તેમ છે પરંતુ તમે બાયલા બની તેનો ઉપયોગ કરતા નથી એજ અતિ ખેદની વાત છે.

હિંદુઓ ! અત્યારે પાખંડી સુધારકોએ પાખંડને સુધારો સ્વરાજ્ય અને ધર્મનું નામ આપી તમોને ઘેરી લીધા છે. અત્યારે તમારી સતીઓને લાજ મર્યાદ મુકાવી ઘર બહાર કાઢી સ્વચ્છંદી કુલટાઓ બનાવવામાં આવે છે, અત્યારે ઢેઢ ભંગી મુસલમાન બ્રાહ્મણને ઐક સાથે ખવરાવવા પીવરાવવામાં આવે છે, અત્યારે વેદશાસ્ત્ર પુરાણ વર્ણાશ્રમ ઋષિમુનિ આચાર્યો તથા ખુદ ઈશ્વરની પણ ઘોર નિંદા થાય છે, અત્યારે સતી ધર્મનો ઉચ્છેદ કરી વિધવા વિવાહ છૂટાછેડા શારડા એકટ વર્ણાન્તર લગ્ન અંત્યજ સ્પર્શની જોરશોરથી હિમાયત થાય છે, અત્યારે તમારા બાળકો, શિષ્યો જ્ઞાતિજનોને ફિટાડી મુકવામાં આવે છે, અત્યારે નિત્ય હજારો ગાયોનો વધ થાય છે, અત્યારે તમારા ભક્તિયોગ નિષ્કામ કર્મ જપ તપ તત્ત્વજ્ઞાન યજ્ઞ અનુષ્ટાન શ્રાદ્ધ સંધ્યા તીર્થ આદિને જડમૂળથી ઉખેડવાના હજારો હાથે પ્રયાસ ચાલે છે છતા તમારૂં લોહી કેમ તપતું નથી? અત્યારે તો ધર્મ તથા આત્માને અજર અમર અવિનાશી માની સંસારને તથા તેમાંના પદાર્થોને નાશવંત સમજી ત્યાગ તથા મોક્ષની વાતો કરનાર શુદ્ધ વીર્યના હિંદુ સંતાનોએ ધર્મ રક્ષણાર્થે " કાર્ય સિદ્ધિ થાવ અથવા દેહ પડો " એવો સંકલ્પ કરી કેસરીઆ કરવા જોઇએ, તોજ ગતિ છે અને તોજ સિદ્ધાંતો તથા વાતોની સાર્થક્તા છે.

હિન્દુ સંસ્કૃતિ.



શ્રીયુત ગુલાબરાય કલ્યાણરાય હાથીભાઈ.



શ્રીયુત શાસ્ત્રી હરિકૃષ્ણ વીરજીભાઈ.



શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે



શ્રીયુત ચુનીલાલ શામળભાઇ અમીન.

# શૈવો અને વૈષ્ણવોની કસોટી.

હિંદુઓનું સર્વસ્વ કહીએ તો યજ્ઞોપવિત, ચોટલી, માળા અને તિલક. હિંદુત્વના એ ચારેય અંગ કે સ્તંભ ઉપર જ્યારે જ્યારે વિધર્મી કે નાસ્તિકો તરફથી આક્રમણો થયા હતા ત્યારે ત્યારે હિંદુઓએ આત્મ બલિદાન આપીને પણ તેનું રક્ષણ કરેલું છે. આજે જો કે ખુલ્લી રીતે હિંદુઓના સર્વસ્વરૂપ એ અંગોપર હલ્લો નથી પરંતુ વિધર્મી નોકરશાહીએ હિંદીઓને સુધરેલા કેળવાયલા બનાવવાના નિમિત્તે રાજ્ય પદ્ધતિની તથા શિક્ષણની જે રીતિ ગ્રહણ કરી છે તથા ગાંધીપંથી કોંગ્રેસવાદીઓએ સ્વરાજ્યના બ્હાને જે ઉલ્કાપાત આદર્યો છે તેમાં એ ચારેય—યજ્ઞોપવિત, ચોટલી, માળા અને તિલકની આપોઆપ આહુતિ અપાઇ જાય છે.

મેટ્રીક, બી. એ, એમ. એ, ડોકટર કે વકીલાત શીખીને જે જેન્ટલમેનો વ્યવહારમાં વિચરે છે તેઓ અને દેશસેવાને નિમિત્તે જે ગાંધીપંથીઓ સફેદ કુડતુ ટોપી પહેરી સ્વરાજ્ય અપાવવાનો કે સત્યાનાશ કાઢવાનો યત્ન આદરી રહ્યા છે તેઓ બહુધા ક્રિશ્ચિઅન જેવાજ જોવામાં આવે છે, ભાગ્યેજ કોઇ દ્વિજ જાતિમાં જન્મેલા હિંદુની ડોકમાં જનોઇ કે માથે ચોટલી, ડોકમાં માળા અને કપાળમાં તિલક હશે કિંતુ તમામના માથાપર બાબરી તો અવશ્ય હશેજ. તેઓ તો સાફ કહે છે કે એ જંગલીપણાના ગંદા રીવાજ છે. એવા વ્હેમી રીવાજેજ હિંદુઓ તથા હિંદુસ્થાનને પરાધીન બનાવેલું છે, માટે તે ઉખેડી ફેંકી દેવા જોઇએ.

તાત્પર્ય કે આપણી કર્તવ્યહીનતા તથા ઉદાસીન વૃત્તિથી આપણું હિંદુપણું ડુબવા માંડયું છે. ક્રિશ્ચિઅનો માથે બાબરી રાખે,

મુસલમાનો દાઢી રાખે અને પારસીઓ કીસ્તી રાખે એનો કોઇને વાંધો નહિ પણ હિંદુઓ હિંદુપણાના ચિન્હ ધારણ કરે એ એક ગુન્હો મનાય છે, એમાં નાસ્તિકોને દુનિયા ડુબતી જણાય છે અર્થાત્ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો નરાધમ સુધારકો તરફથી હિંદુત્વને ભુંસી નાખવાના વિધવિધ પ્રયત્નો ચાલુ થયા છે અને તેમાં તેઓ આપણી સનાતનીઓની મૃતપ્રાય જેવી પામર દશાથી ઘણે અંશે ફાવ્યા પણ છે.

આસ્તિક હિંદુઓ અભિમાનપૂર્વક દાવો કરે છે કે યજ્ઞોપવિત ચોટલી માળા ને તિલક એ અમારા પ્રાણ છે. અમરા પૂર્વજો શ્રી શંકરાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીગોકુલનાથજી, મહારાણા પ્રતાપ તથા છત્રપતિ શિવાજીના નેતૃત્વે પ્રાણના ભોગે પણ તે સર્વનું રક્ષણ થયેલું છે માટે અમે તે મહાનુભાવોનો આજે જયન્તિ ઉત્સવ ઉજવી ગુણાનુવાદ કરીએ છીએ. આવા શબ્દો સાંભળી અમારૂં અંતઃકરણ પ્રસન્ન થાય છે પરંતુ તે સાથેજ પ્રશ્ન કરે છે કે ઓ શ્રી શંકરાચાર્ય તથા શ્રીવલ્લભાચાર્ય જેવા પ્રતાપી આચાર્યના શિષ્યો શૈવો અને વૈષ્ણવો! તમો માત્ર તેઓનો ઉત્સવ ઉજવી પોતાને કૃતાર્થ માનશો કે તે ઉત્સવ ઉજવવાનું તાત્પર્ય સમજી શિખા સૂત્ર કંઠી તિલકની અત્યારે સર્વત્ર ઘોર નિંદા થઇ રહી છે અને આહુતિ અપાઈ રહી છે તેના રક્ષણનો ઉદ્યોગ પણ કરશો? તમો હિંદુઓ માત્ર તમારા પૂર્વજોના પરાક્રમની વાતો કરો અને તેઓએ કરેલા કે કહેલા એક પણ ધર્મ રક્ષાના કાર્ય ન કરો તો તમારા જેવા મૂર્ખ નિર્લજ્જ અને બાયલા બીજા કોણ ગણાય! જો તમે તમારા પૂર્વજોના ધમ-રક્ષાના કાર્યની સાચા અંતઃકરણથી પ્રશંસા કરતા હોવ અને દંભ ન સેવતા હોવ તો તમારા હિંદુઓના સર્વસ્વરૂપ એજ યજ્ઞોપવિત

ચોટલી માળા અને તિલક તથા તે ચારેય જેના આધારે છે તે ધર્મશાસ્ત્ર અને વર્ણાશ્રમના રક્ષણ માટે તમારા અંતઃકરણપૂર્વક તમારી સેવાઓ અને સાધનો અર્પો અને ધર્મશાસ્ત્ર જે આજ્ઞા કરે તે ગમે તે ભોગે ઉઠાવવા મેદાને પડો. શૈવો અને વૈષ્ણવો ! આજે તમારી કસોટી છે. યદિ એ કસોટીમાં તમે તમારા પૂર્વજોની માફક ભોગ આપીને ઉત્તીર્ણ થયા—ધર્મ રક્ષણ કરી શકયા તો તમારી હયાતી છે, નહિતર મૃત્યુનો ઘંટ વાગી રહ્યો છે તે તુરતમાં હિંદુત્વને હણવારૂપ તમારૂં મૃત્યુ લાવશે, માટે કૃત પ્રતિજ્ઞ થઇ ધર્મરક્ષાર્થે બહાર પડો.

## શારડા એકૂટ અને સરકાર.

અમો સારી રીતે જાણીએ છીએ કે શારડા એકટ નામનો કાયદો વડી ધારાસભામાં પાસ થયો છે તે રજુ કરનાર હરવિલાસ શારડા નામના અજમેરના આર્યસમાજી હિંદુ હતા અને તેને ટેકો આપનાર મોતીલાલ નેહરૂ તથા તેની સ્વરાજ્ય પાર્ટી હતી પરંતુ ના. સરકારને અમારો પ્રશ્ન એ છે કે તમે ધારાસભામાં તેવો ધર્મ-વિરોધી કાયદો શા માટે રજુ થવા દીધો ? રજુ થયા પછી તેની સામે દેશભરમાંથી ધાર્મિક વૃત્તિના હિંદુઓએ પ્રબળ પોકાર ઉઠાવ્યો છતાં તેને પાછો ખેંચી લેવાની ફરજ કેમ ન પાડી ? શારડા એકટ પર તમે સર મોરોપંત જોશીના પ્રમુખપદે નવ જણની કમિટી નીમી તે સઘળા સુધારકોની કેમ નીમી ? એ કમિટીએ સનાતની હિંદુઓની જુબાની ન લેતા કેવળ સુધારકોની લઈ એકદેશીય રિપોર્ટ ઘડયો તેની સામે સનાતનીઓએ હજારો સભાઓ ભરી વિરૂદ્ધતા દર્શાવનારા તારો તમારા ઉપર મોકલાવ્યા, લાખોની સહીઓવાળા

મેમોરીઅલો મોકલાવ્યા અને ડેપ્યુટેશનોએ ના. વાઇસરોય તથા હોમ મેમ્બરની ભેટ લીધી છતાં તમે કાયદો રદ્દ ન કર્યો અને ઉલટો તેને સરકારી નોકરોદ્વારા ટેકો અપાવી પાસ કેમ કરાવ્યો ?

લગ્નવિધિ એ અમારા હિંદુઓમાં મહાન્ ધાર્મિક વિધિ છે, ખ્રિસ્તી મુસલમાનની માફક તે કોન્ટ્રાકટ નથી. અમારા હિંદુ ધર્મશાસ્ત્રોમાં એવું વિધાન છે કે કન્યાનું દાન ૮ થી ૧૧ વર્ષ સુધીની વયમાં કરવું જોઇએ. જે કન્યાનો પિતા માતા કે ભ્રાતા કન્યાનું લગ્ન રજસ્વળા થયા પહેલા કરતો નથી તે મહા પાપી ઠરી દુર્ગતિને પામે છે. કન્યા બારમા વર્ષ પછી રજસ્વળા થાય છે માટે તે દરમ્યાન એટલે કે અગીઆર વર્ષ સુધીમાં તેના લગ્ન કરવાની અમારૂં ધર્મશાસ્ત્ર આજ્ઞા આપે છે. આવી સ્પષ્ટ હકિકત તમો સરકાર સમક્ષ મૂકવામાં આવી હતી છતાં તેને હોમ મેમ્બર સર જેઇમ્સ ક્રેરારે આ સામાજીક વિષય છે એમ કહી કેમ ઉડાવી દીધી ?

તમો સરકારને યાદ નહિ હશે કે ધર્મમાં હસ્તક્ષેપ અંગ્રેજોએ કર્યો છે એવું સને ૧૮૫૭ માં લોકોને જણાયાથી લોકોએ તમારી સામે બળવો કર્યો હતો અને તેમાં તમો મહા મુશીબતે બચી ગયા હતા અને ના. રાણી વિકટોરીઆને ઢંઢેરો પીટાવી જાહેર કરવાની ફરજ પડી હતી કે અમારી સરકાર કદાપિ કોઇના ધર્મમાં હસ્તક્ષેપ કરશે નહિ, તેમ એ પ્રતિજ્ઞાને ના. શહેનશાહ એડવર્ડે તથા ના. શહેનશાહ પંચમ જ્યોર્જે કબુલ રાખી હતી અને તમો હિંદની સરકારે પણ બાસુ પટેલ આદિ ધર્મ વિરોધી બીલોને નામંજુર કરી પાળી હતી તે હવે કેમ વચનભંગ થઇ પ્રતિજ્ઞાપર પાણી ફેરવી રહ્યા છો ?

હિંદુ પ્રજા બીજા બધા દુઃખ સાંખી શકે છે પરંતુ ધર્મનું અપમાન કે મર્દન તે કદાપિ સાંખી શકતી નથી. હિંદુઓનો

ઇતિહાસ તપાસશો તો જણાશે કે હિંદુઓએ ધર્મના માટે કેસરીઆ કરી આત્મબલિદાન હસ્તે મોઢે આપેલા છે. તેમ ઇતિહાસમાં તમો એ પણ જોઇ શકશો કે શહેનશાહત ગમે તેટલી મોટી કે પ્રબળ સત્તાવાળી હોય પરંતુ જો તે ધર્મમાં હસ્તક્ષેપ કરે છે તો તે મોગલ સમ્રાટની માફક ગબડી પડી હતી ન હતી થઇ જાય છે. તમોએ હિંદુઓની ધાર્મિક ભાવનાનું માપ કાઢયા વિના શારડા એક્ટ તથા રીલીજીઅસ એન્ડાઉમેન્ટ એક્ટ પાસ કરેલ હોય કે મુઠીભર સુધારકોને રંજન કરી માંહોમાંહે અથડાવી મારવાના હેતુથી ભેદનીતિ ખેલી હોય અને અસ્પૃશ્યતા નિવારણ, છૂટાછેડા, સ્ત્રીઓના વારસા હક્ક, દેવદાસી પૃથા વગેરે ધર્મધ્વંસી બીલો રજુ કરવા દેઇ ખેલી રહ્યા હોવ, શારડા એક્ટનો અમલ કરી ધર્મપાલન કરતા સનાતની હિંદુઓને દંડ તથા જેલની શિક્ષા કરી રહ્યા હોવ અને મુસલમાનોને હિંદુઓપર અત્યાચાર કરતા ન અટકાવતા હોવ પરંતુ અમો તમોને ચેતવણી આપીએ છીએ કે તમારૂં એ કૃત્ય સુતેલા સાપને જગાડવા જેવું છે, ધાર્મિક વૃત્તિના હિંદુઓમાં ક્ષોભ ઉત્પન્ન કરનારૂં છે અને તમારૂં મૂળ ખોદનારૂં છે. કોઇ પણ રાજ્યસત્તા પ્રજાના ધર્મમાં હાથ નાખી કિંવા ધર્મ નષ્ટ કરી કદી પણ જીવી શકે નહિ, ધર્મમાં હાથ નાખનારી સરકાર તેના અંતિમ દિવસો ગણી રહી છે એમ ખાતરીથી માનવું જોઇએ માટે હિંદુ પ્રજા પોતાના ધર્મ અર્થે કેસરીઆ કરે તે પહેલા અમો તમો ના. સરકારને ફરીથી એક વખત વિચારી જવા અને પોતાના તથા લોકોના શ્રેયાર્થે તમામ ધર્મ વિરોધી કાનુનો રદ્દ કરી, ભવિષ્યમાં તેવા ધર્મ વિરોધી બીલો કદાપિ દાખલ ન થાય તેવો પ્રબંધ કરવાનું ઉચિત પગલું ભરવા અનુરોધ કરીએ છીએ.

# કાઠિયાવાડ રાજકીય પરિષદ્.

કાઠિયાવાડના દેશી રાજ્યોમાં પ્રજાની કનડગત ઓછી થાય, લોકો અન્ન વસ્ત્રે સુખી થાય, ખેતીવાડી અને વેપારની હાલત સુધરે, ગાયો અને ઢોરોનું સંવર્ધન થાય, શિથિલ બનેલી ગ્રામ્ય પંચાયતો તથા જ્ઞાતિઓ સચેતન થાય, ધર્મ ભાવના જાગૃત થાય ઘરગથ્થુ ઉદ્યોગોનો પ્રચાર થાય અને રાજાઓ પોતાની પ્રજાને પુત્ર પુત્રીવત્ સમજી તેનું યોગક્ષેમ કરે એવી પ્રવૃત્તિ કાઠિયાવાડની રાજકીય પરિષદ્, બીજી કોઇ સંસ્થા કે વ્યક્તિઓ કરે તો તે ઇષ્ટ આવકારદાયક હોઇ ઉત્તેજનને પાત્ર છે; પરંતુ દિલગીરીની વાત છે કે આજકાલના ચળવળખોરોને તેની કલ્પના સુદ્ધાં નથી.

હાલની કાઠિયાવાડ રાજકીય પરિષદ્ કિંવા તેમાં ઘરાર પટેલ થઇ ચળવળ કરનારાઓ તો કાઠિયાવાડના દેશી રાજાઓ કે જેઓ મોટે ભાગે હિંદુ નરેશો છે તેઓને ઉખેડી નાખવાની વાતો કરે છે; રાજાઓની ઘોર નિંદા કરી તેઓને પદભ્રષ્ટ કરવાના ઠરાવો કરે છે; પરંતુ રાજાઓને ઉખેડવા કે પદભ્રષ્ટ કરવા એ સામાન્ય બાબત નથી. જેઓની સત્તા લાગવગ સાધનના મૂળ સૈકાઓ થયા ઉંડામાં ઉંડા નખાયા હોય તેઓને ગાળો દેઇ ઉઠાડી મૂકવાની હિમાયત કરવી એ ચોખ્ખી મૂર્ખાઇ કિંવા બાલિશતાજ છે. એવી મૂર્ખાઇ ભરી બાળકબુદ્ધિની હિલચાલથી રાજાઓ તો ઉખડતા નથી. પણ ઉલટું રાજા પ્રજા વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય છે. પ્રજા રાજાઓ પ્રત્યે પૂજ્ય ભાવ ધરાવતી અટકે છે, રાજાઓ સન્મુખ જઇ કોઇ કાર્ય કહી સમજાવી કરાવી શકતી નથી અને રાજાઓ પણ પ્રજાને

પોતાના સંતાન સમાન ન સમજતા તેને શત્રુ માની તેને સંતાપ આપવાનીજ યુક્તિઓ યોજે છે.

છેલા પંદર વર્ષના અનુભવથી હિંદુ પ્રજાએ અહીં એ વાત વિચારવા જેવી છે કે બ્રિટીશ સરકારની હદમાં અથવા મુસલમાની રાજાઓના રાજ્યમાં હિંદુ મુસલમાન વચ્ચે હજારો હુલ્લડો થયા તેમાં હરેક પ્રસંગે મુસલમાનને હાથે હિંદુઓને માર પડયો, હિંદુઓની માલ મિલકત લૂંટી બાળી નાખવામાં આવી, સ્ત્રીઓ છોકરીઓ હરી જઇ બળાત્કારે વટલાવવામાં કિંવા રેંસી નાખવામાં આવ્યા, મંદિર મૂર્તિઓ તોડી ભ્રષ્ટ કરવામાં આવી અને ગાયોની કતલ થઇ પરંતુ હિંદુ રાજાઓના રાજ્યોમાં એવો ભાગ્યેજ ક્યાંય બનાવ બન્યો હશે. અર્થાત અંગ્રેજી રાજ્યમાં કે મુસલમાની રાજ્યોમાં હિંદુઓની સહી સલામતી નથી પણ હિંદુ રાજ્યોમાં સર્વ પ્રકારે હિંદુઓનું સંરક્ષણ થયું છે અને થવા સંભવ છે. હિંદુ રાજાઓના રાજ્યમાં હિંદુ પ્રજાના મંદિર મૂર્તિઓનું, હિંદુ પ્રજાના જાન માલ સ્ત્રીઓ તથા બાળકોનું અને ગાયોનું ઉત્તમ પ્રકારે રક્ષણ થઇ રહ્યું છે માટે હિંદુસ્થાનમાં જેટલાં હિંદુ રાજ્યો છે તેટલા સર્વ સુરક્ષિત રહે એ પરમ આવશ્યક વાત છે.

વળી અમારી ખાતરી છે કે હમણાના હિંદુ રાજાઓ ગમે તેવા છે તોપણ તેઓની નાડીઓમાં હિંદુ લોહી વહે છે, તેઓને રૂબરૂ મળી વિનીત ભાવે જો પાકટ બુદ્ધિના ઠરેલ પુરૂષો સમજાવે તો અવશ્ય તેઓ પોતાની ચાલચલગત સુધારશે. પોતે ઉડાઉ સ્વચ્છંદી અથવા રાજ્ય છોડી યુરોપ ભટકવાવાંળા હશે તો તેમાં ફેરફાર થશે, અધિકારીઓ સતાવતા હશે તો તેઓનાપર અંકુશ મૂકશે, કર વધારે પડતા હશે તો કમી થશે, ગૌચર ભૂમિ તથા ધાર્મિક

ઔદ્યોગિક શિક્ષણની ખામી હશે તો દૂર કરશે અને ન્યાય મોંઘો મળતો હશે તો જાતિ દેખદેખથી સોંઘો કરશે.

પરંતુ કાઠિયાવાડના એક શનિવારીયા છાપાને તથા તેની ટોળીના લેભાગુઓને કે જેઓની પ્રતિષ્ઠા અને આજીવિકા રાજાઓને નિંદવા ઉખેડવાના આંદોલન કરી, રાજા પ્રજા વચ્ચે વેરઝેર ઉત્પન્ન કરી, ભૂતની માફક સદાકાળ પડ જાગતું રાખવામાંજ છે તેઓ સરકાર તથા મુસલમાન રાજાઓના અત્યાચારી કાર્યો સામે આંખ મીંચામણા કરી હિંદુ રાજાઓની પૂંઠે લાગેલા છે. લોકોને નિર્વાહ માટે અનેક ધંધાઓ છે તેમ અમુક ધોળાટોપાવાળાઓને પોતાના ગુજરાન માટે કાઠિયાવાડ રાજકીય પરિષદ્ ભરી, હિંદુ રાજાઓને પેટ ભરી ગાળો ભાંડી, ગાંધીના ગીતડા ગાઈ, ઢેઢ ભંગી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને એક કરી, રેંટીયા ખાદીની હિમાયતથી ફંડ–ફંદ ઉઘરાવવાનો ધંધો છે; માટે રાજા પ્રજા વચ્ચેનો સદ્ભાવ તથા ધર્મતત્ત્વ નષ્ટ કરનારી એવી એ સંસ્થા તથા તેના બની બેઠેલા આગેવાન ધાંધલીઆઓથી ધીરવીર કાઠિયાવાડી બંધુઓએ માત્ર સચેત રહેવું એટલુંજ નહિ પણ તેવી ભયાવહ હિલચાલ કરનારી સંસ્થાને કાંતો કબજે કરી અથવા તો તોડીપાડી ઉપર દર્શાવેલ વાસ્તવિક માર્ગ ગ્રહણ કરવો એજ શ્રેયસ્સાધક કર્તવ્ય છે.

---

## શિક્ષણ અને સંસ્કાર.

---

હમણા દીકરો બાપનું માનતો નથી, સ્ત્રી પતિનું માનતી નથી નોકર ધણીનું માનતો નથી, પ્રજા રાજાનું માનતી નથી, નાનોભાઇ મોટાભાઇનું માનતો નથી અને અજ્ઞાની વિદ્વાનનું માનતો નથી એવી

હિંદુસ્થાનમાં બંડખોર વૃત્તિ આવી ક્યાંથી? જે હિંદુ સમાજમાં પિતાની આજ્ઞા થતા પુત્ર, પતિની આજ્ઞા થતા પત્ની, શેઠની આજ્ઞા થતા નોકર, રાજાની આજ્ઞા થતા પ્રજા, ગુરૂની આજ્ઞા થતા શિષ્ય અને મોટાભાઈની આજ્ઞા થતા નાનો ભાઇ ધડથી મસ્તક પણ કાપી નાખવામાં સંકોચ નહોતો પામતો ત્યાં આવું ઉદ્ધતપણું શી રીતે દાખલ થયું? એ સહજ પ્રશ્ન ઉદ્ભવે છે. યદિ આપ્તજનોમાં આવો વ્યવહાર-શિષ્ટાચાર ચાલુ રહ્યો તો આપણી સંસ્કૃતિની ટોચે પહોંચેલી હિંદુ પ્રજામાં અને પિશાચોની દશામાં કશો તફાવત નહિ રહે, અરે! આપણો સંસાર વ્યવહાર પણ આગળ ચાલવો અશક્ય થઇ પડશે.

બહુજ સૂક્ષ્મ દષ્ટિએ તપાસતા આવી વિવેક વિનયહીનતા હિંદુ સમાજમાં દાખલ થવાનું કારણ એ જણાય છે કે માબાપો તથા બ્રાહ્મણો ઉગતી ઉછરતી પ્રજાને જે ગૃહશિક્ષણ આપી સંસ્કાર દાખલ કરતા તે અત્યારે અપવાદ સિવાય લગભગ ભુંસાઈ ગયેલ છે. પ્રત્યેક હિંદુ ઘરમાં માબાપ પોતાના પુત્ર પુત્રીને ગૃહશિક્ષણ આપતા અને બ્રાહ્મણો દ્વિજ વર્ણને યથાધિકાર સોળ સંસ્કાર કરાવતા તે હવે સદંતર બંધ થઇ ગયેલ છે. હમણા કોઈ ભાગ્યે જ એવું હિંદુ કુટુંબ હશે કે જેના ઘરમાં અગ્નિહોત્ર હશે, પંચયજ્ઞ થતા હશે, ગાયનું સેવન થતું હશે, પ્રાતઃકાલે ભગવત્ સ્મરણ અને પ્રભાતીઆ બોલાતા હશે, યથા સમય સંધ્યા વંદન થતું હશે. ડુંગળી, લસણ, ચા બીડી વગેરેનો પરિત્યાગ કર્યો હશે, નિયમિત રીતે ભાગવત, રામાયણ, મહાભારતની કથા અને ભજન કીર્તન થતા હશે, હિંદુ જાતિમાં તથા પોતાના કુળમાં ઉત્પન્ન થયેલા ધર્માત્મા મહા પુરૂષોનો પરિચય અપાતો હશે, બાળકોને ગોદમાં લઇ સદ્ગુણ સદાચાર સત્ય

વર્ણાશ્રમ ધર્મ પુરૂષાર્થ વીરતા નમ્રતા સહનશીલતા પવિત્રતા સંયમ ભક્તિ જ્ઞાન કર્મનો પાઠ પઢાવવામાં આવતો હશે અને ભાગ્યેજ અત્યારે કોઈ જગ્યાએ પોતાની કોમળ હૃદયની સંતતીને પુત્ર ધર્મ, શિષ્ય ધર્મ, પ્રજા ધર્મ, નોકર ધર્મ, રાજા ધર્મ, પિતા ધર્મ, પત્ની ધર્મ, પતિ ધર્મ કે કુટુંબી સંબંધી જ્ઞાતિ જાતિ દેશ પ્રત્યેનો ધર્મ સમજાવવામાં–શીખવવામાં આવતો હશે તેમ બ્રાહ્મણો દ્વિજ વર્ણને ત્યાં ગર્ભાધાન પુંસવન સીમંતોન્નયન બલિ જાતકર્મ નામકરણ નિષ્ક્રમણ અન્નપ્રાશન ચૌલ ઉપનયન વેદવ્રત સમાવર્તન અને વિવાહાદિ સોળ સંસ્કાર કરાવી શુદ્ધ નિષ્કલંક સંસ્કારી હિંદુ તૈયાર કરતા હતા તેમાંથી ભાગ્યેજ અત્યારે ક્યાંય ચાર પાંચ સંસ્કાર થતા હોય તો !

અત્યારે તો માબાપો તથા બ્રાહ્મણો બેઉ કર્તવ્ય મૂઢ અજ્ઞાની બન્યા છે અને અમે ઉપર નિર્દિષ્ટ કર્યું તેવું ગૃહ શિક્ષણ કે સંસ્કાર બાળકોને આપ્યા વિના સ્કુલ હાઇસ્કુલ કોલેજોમાં છોકરાઓને મોકલવામાં આવે છે, જ્યાં શૂદ્ર વૈશ્ય ક્ષત્રિયથી લઇ બ્રાહ્મણ બાળક બાળકી એક સરખું વિદેશી હાવભાવવાળું અને હિંદુત્વ ઉપર અનાદર પ્રગટ કરનારૂં ભણતર ભણે છે. હમણાની સ્કુલોમાં સરકારે એવી પદ્ધતિવાળો અભ્યાસક્રમ ગોઠવ્યો છે કે બાળકના હૃદયમાં સ્વજાતિ ધર્મનું અભિમાન હોય તે સહજ રીતે નષ્ટ થાય અને તે સદાચાર સદ્‌ગુણ બળ બુદ્ધિ સાહસથી વિહીન બને. હમણાના કહેવાતા દેશભક્ત નેતાઓ જાતિ ધર્મદ્રોહી નિવડીને હિંદુ સંસ્કૃતિનો જે નાશ કરી રહ્યા છે તથા યુવકો સ્વચ્છંદી ઉદ્ધત બની ગયા છે તે કેવળ આધુનિક શિક્ષણનેજ આભારી છે.

પોતાની પ્રજા–સંતતી–શિષ્ય–નોકર–પત્ની–ભાઇ વગેરે પોતાનાજ

રહે અને એક બીજાની ફરજ બજાવી સુખ આપે લ્યે એવી જો ભાવના હિંદુઓના હૃદયમાં હોય તો તત્કાળ તમામ હિંદુ માબાપે પોતાના પુત્રપુત્રીઓને ખોટા લાડ ન લડાવી તેનાપર અંકુશ રાખી અમે ઉપર કહ્યું તેવું ગૃહ શિક્ષણ આપવાનો પ્રારંભ કરી દેવો જોઇએ તથા બ્રાહ્મણોએ ષોડશ સંસ્કાર યથાવિધિ ચાલુ કરવાનું આરંભી દેવું જોઇએ. સ્કુલ હાઇસ્કુલ કોલેજોના શિક્ષણમાં પણ મેકોલેની પદ્ધતિમાં એકદમ પરિવર્તન કરાવી ધાર્મિક શિક્ષણ સાથે ભાષા ઉદ્યોગ ઇતિહાસનું શિક્ષણ આપવું જોઇએ. કદાચિત્ સરકાર શિક્ષણની નીતિ બદલવામાં વિલંબ કરે તો પણ હિંદુ રાજાઓ, ખાનગી નિશાળો તથા જ્ઞાતિના વિદ્યાલયો તો મનધાર્યો ફેરફાર કરી શકે એમ છે માટે ધર્મપ્રેમી જાતિ હિતેચ્છુ પુરૂષો અમારી આ કિંમતી સૂચનાપર અવશ્ય સત્વર ધ્યાન દે.

## રામનવમી.

ચૈત્ર સુદિ ૯ એટલે રામનવમી એ મર્યાદા પુરૂષોત્તમ ભગવાન્ શ્રી રામચંદ્રજીના પ્રાકટ્યનો શુભ દિન છે. એ શુભ દિને માત્ર અયોધ્યામાંજ નહિ કિંતુ કલકત્તાથી દ્વારકા અને કાશ્મીરથી કન્યા કુમારી સુધીના પ્રદેશમાં અર્થાત્ સમસ્ત ભારતવર્ષના પ્રત્યેક હિંદુ-ગૃહમાં આનંદમંગળ વર્તાશે. પ્રત્યેક હિંદુ સંતાન રામનવમીના દિવસે આનંદમગ્ન થાય એ સ્વાભાવિક છે કારણ કે જગન્નિયંતા શ્રીહરિએ પોતાની પ્રતિજ્ઞાનુસાર એ પવિત્ર દિને મહારાજા દશરથને ત્યાં પુત્રરૂપે જગદુદ્ધારને માટે અવતાર ધર્યો હતો. રાક્ષસો કે રાક્ષસ-વૃત્તિના લોકો માત્ર અધમ કુળમાં જ જન્મે છે એમ નથી પરંતુ

ઉત્તમ કુળમાં પણ જન્મીને જગતમાં અધર્મ અત્યાચારની અવધિ કરી મૂકે છે. રાવણ બ્રાહ્મણ કુળમાં જન્મીને પૃથ્વીપર અમાનુષી કૃત્યોથી લોકોને ત્રાહિમામ્ પોકરાવતો હતો. રાવણના જુલ્મથી જ્યારે સૃષ્ટિપરના સઘળા ધર્મકર્મ નષ્ટ થયા, ધર્મજ્ઞ લોકો સીદાવા માંડ્યા, પાપી પાખંડી સ્વચ્છંદીઓની જય બોલાવા લાગી ત્યારે ધર્માગ્રહીઓ પ્રભુને શરણે ગયા. ધર્મપરાયણ દેવો ઋષિઓ તથા લોકોની પ્રાર્થના-આર્તનાદથી પ્રભુ કંપી ઉઠ્યા. ઋષિઓની સ્તુતિથી પ્રસન્ન થઇ જગદીશ્વર પ્રકટ થયા અને આશ્વાસન આપી અવતાર ધરવાનું વચન આપ્યું. અખિલ વિશ્વના નાથે શ્રી રામચંદ્રજીરૂપે પ્રાકટ્ય ધરી મુખ્યત્વે બે કાર્યો કર્યા:—એક કાર્ય ધર્મજ્ઞ લોકોનું રક્ષણ કરી પાપી પાખંડી દુરાત્માઓનો સંહાર કર્યો અને બીજું કાર્ય પોતાના ચરિત્રથી જગતમાં ધર્મમર્યાદા સ્થાપી કે જે જોઇ મનુષ્ય તે રીતે વર્તી પોતાના આત્માની સદ્ગતિ સાધે.

હિંદુ પ્રજાના ઉપર અત્યારે રાવણ હિરણ્યકશિપુ કે કંસ જેવાજ અધર્મી પાખંડીઓના અત્યાચાર ગુજરે છે. અત્યારે પાપી પાખંડી નાસ્તિકો સુધારકો તથા વિધર્મી વિદેશીઓ હિંદુપ્રજાને બેસીતમ ત્રાસ આપી અધર્મની જ્વાળાઓ ફેલાવી રહ્યા છે. અત્યારે દેશનેતા બનેલાઓ સુધારો તથા સ્વરાજ્યને નામે વેદશાસ્ત્ર વર્ણાશ્રમ જાતિપાંતિ સદાચાર જપ તપ ભક્તિ વ્રત અનુષ્ઠાન તીર્થ હોમ-હવનાદિ ધર્મકર્મનો નાશ કરી વર્ણસંકરતા ફેલાવી રહ્યા છે. બ્રાહ્મણ ભંગી મુસલમાનાદિ વર્ણને એક કરી ધર્મને તિલાંજલિ આપી રહ્યા છે, છતાં કોઇથી તે સામે બોલી શકાતું નથી માટે આજના શુભ દિવસે હિંદુ માત્રે પ્રાતઃકાળમાં વહેલા ઉઠી શૌચ સ્નાન સંધ્યા-વંદનથી પરવારી પ્રભુ શ્રી રામચંદ્રજીને આર્તભાવે પ્રાર્થના કરવી કે

હે કૃપાળુ પ્રભુ! તારી ધર્મમર્યાદાનો અત્યારે રાક્ષસવૃત્તિના પાપી પાખંડીઓ દેશનેતા તથા મહાત્મા બની લોપ કરી દારૂણ દુઃખ પ્રવર્તાવી રહ્યા છે એમાંથી અમારો ઉગારો કરવા માટે આપ આપની પ્રતિજ્ઞા પ્રમાણે સત્વર પૃથ્વીપર પ્રાકટ્ય ધારણ કરો.

અંતઃકરણની ઉક્ત પ્રાર્થના સાથે હિંદુ માત્રે આજે પોતાનો સઘળો સંસાર વ્યવહાર બંધ કરી ભગવાન્ શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધરવું. રામાયણ વિષ્ણુસહસ્ત્ર નામ તથા જપ કીર્તન કરીને ગુણાનુવાદ ગાવા અને ઉપવાસ રાખી બને તેટલું દાન પુણ્ય કરવું.

પરંતુ તે સર્વ ઉપરાંત હિંદુ માત્રે મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્રજીની ધર્મ મર્યાદા આચરવા ખાસ કરી પ્રતિજ્ઞા લેવી જોઇએ. મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામે જેવી પિતાની કઠિન આજ્ઞા ઉઠાવી પિતૃભકિત દાખવી હતી તેવી હિંદુ માત્રે માતપિતા પ્રત્યે ભક્તિ દાખવવી જોઇએ, શ્રીરામે સાવકી માતા તથા ભાઇઓ પ્રત્યે જેવો અનન્ય માતૃપ્રેમ તથા બંધુપ્રેમ દાખવ્યો હતો તેવો હિંદુ માત્રે દાખવવા વ્રત લેવું જોઇએ, શ્રીરામે લોકાપવાદને માટે સતી સીતાજી જેવી જગદંબા સતીની પણ અગ્નિમાં પ્રવેશ કરાવી કસોટી કરી હતી તેમ હિંદુ માત્રે સ્ત્રીઓનું સતીત્વ રક્ષવું જોઇએ, શ્રીરામે સુગ્રીવ સાથે જેવી મિત્રતા દાખવી હતી તેવી મિત્રતા હિંદુ માત્રે દાખવવા ચુકવું ન જોઇએ, પ્રજારક્ષણ હિત તથા રંજનને માટે શ્રીરામે અનધિકાર ચેષ્ટા કરતા શૂદ્રનો વધ કરી બ્રાહ્મણ પુત્ર સજીવન કર્યો હતો અને ગુપ્ત રીતે જાતે પ્રજાના સુખ દુઃખની તપાસ રાખી ઘટતું કરતા હતા તેમ હિંદુ રાજાઓએ વર્તવું જોઇએ, શત્રુનો ભાઈ વિભીષણ શરણે આવતા તેના પ્રત્યે શ્રીરામે જેવી ક્ષમા દાખવી આશ્રય આપ્યો હતો તેવો આશ્રય હિંદુ માત્રે પાત્ર જોઇને

આપવો જોઇએ અને પોતે સર્વજ્ઞ હોવા છતાં વેદશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તવામાં જરાપણ પ્રમાદ નહોતો કર્યો તેમ હિંદુ માત્રે વેદશાસ્ત્રની આજ્ઞાનુસાર વર્તવામાં પ્રમાદ કે આળસ ન કરવી જોઇએ.

## હિંદુઓ જન્માષ્ટમી કેમ મનાવશો ?

આજથી ત્રણ દિવસ પછીનો દિવસ એ ભારતવર્ષનો મહાનમાં મહાન્ દિવસ છે. એ પરમ પવિત્ર શ્રાવણ વદિ ૮ ને શનિવાર એટલે શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનો દિવસ હિંદુઓને મન સર્વ સુખ ઐશ્વર્ય કે અનિર્વચનીય આનંદનો માંગલિક દિવસ છે. એ દિવસને એટલો બધો મહત્વનો માનવાનું કારણ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માએ શ્રાવણ વદિ ૮ ની રાત્રે બાર વાગે પાખંડીઓનું નિકંદન કરી ધર્મ અને ધર્મજ્ઞોનું રક્ષણ કરવા માટે મથુરામાં દેવકી માતાના ઉદરે અવતાર ધર્યો હતો. એ અતિ સૌભાગ્યશાળી દિવસે પ્રત્યેક હિંદુ નરનારી સાંસારિક સર્વ ઉપાધિઓ વિસરી જઇ, સવારમાં વહેલા ઉઠી, ભગવાનનું સ્મરણ કરી, શૌચ સ્નાનથી પરવારી, ઉત્તમ વસ્ત્રો ધારણ કરી, પ્રભુ દર્શન કરવા મંદિરે જશે. મંદિરોમાં ભેટ સામગ્રી ધરશે, બ્રાહ્મણોને સાધુ સંતોને દાન દેશે, વૃદ્ધ અપંગ નિરાધારોને ખવડાવશે, ગાયમાતાને ઘાસ કપાસીઆ નિરશે અને નિરાહાર રહી શ્રીમદ્ ભગવદ્ ગીતા તથા શ્રીમદ્ ભાગવતનો પાઠ અને શ્રવણ કરી એકાગ્ર ચિત્તે ધ્યાન ધરી ભગવાનના ગુણાનુવાદ ગાશે અને રાત્રે બાર વાગે પ્રભુ પ્રાકટયના દર્શન કરી પોતપોતાને કૃતકૃત્ય માનશે. તેમ કેટલાક ધર્મપ્રેમી હિંદુઓ પોતાના દુર્ગુણો—ચા બીડી હોટલ જુગાર સટો

વ્યભિચાર દારૂ અસત્ય પાપ પાખંડાદિ ત્યજવાનું વ્રત લેશે એ બધું ખરૂં, હિંદુ માત્રે તેમજ કરવું ઘટે; પરંતુ સત્ય ધર્મ અને પાંડવોના ઉચ્છેદનો પ્રસંગ જ્યારે ઉપસ્થિત થયો હતો ત્યારે મહાત્મા અર્જુને માત્ર ભગવાનની શરણાગતિજ નહોતી સ્વીકારી પરંતુ શરણાગતિ સાથે करिष्ये वचनं तव અર્થાત્ આપના વચન પ્રમાણેજ કરીશ તદ્દવત્ અત્યારે દેશોદ્ધારને નામે હિંદુ જાતિ, હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મનો ઉચ્છેદ કરવાના સુધારક પાખંડીઓ જે પ્રબળ પ્રયત્નો કરી રહ્યા છે તે નિવારી હિંદુત્વની રક્ષાર્થે આપણે ભગવાનની શરણાગતિ સ્વીકારી ભગવાનના વચન પ્રમાણે વર્તવા પ્રતિજ્ઞા લેવી જોઇએ. હવે એ શ્રીમુખના વચનો કયા કયા છે ! તે દર્શાવીશું:—

કાયર થા નહિ, હૃદયની તુચ્છ દુર્બળતાને ત્યજીને ખડો થઈ જા.

જે આત્મા વડે આ સર્વ જગત્ વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ. આ અવિનાશી આત્માનો વિનાશ કરવાને કોઇપણ સમર્થ નથી.

તે કદી પણ જન્મતો કે મરતો નથી, તેમજ તે પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય એમ પણ નથી. તે આત્મા તો અજન્મા, સદાય રહેનારો, અમર અને પુરાતન છે. શરીર હણાવાથી તે હણાતો નથી.

એ આત્માને શસ્ત્રો છેદી શકતા નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી અને પવન સુકવી શકતો નથી.

જન્મે તેનું મૃત્યુ નક્કી છે, તેમ મરનારનો જન્મ નક્કી છે; માટે એ ટાળી ટળે નહિ એવી વસ્તુનો શોક કરવો ઘટિત નથી.

ક્ષત્રિયને માટે ધર્મયુદ્ધથી શ્રેયસ્કર બીજું કાંઈજ નથી.

પ્રતિષ્ઠા પામેલા પુરૂષને માટે અપકીર્તિ મરણથી પણ વધારે છે.

ધર્મયુદ્ધ કરતા હણાયો તો સ્વર્ગને પામીશ અને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ.

કર્મ કરવા એજ તને યોગ્ય છે, ફળની ઇચ્છા રાખવી એ તને યોગ્ય નથી માટે કર્મના ફળ મેળવવાનો હેતુ તું ન રાખ તેમ કર્મથી રહિત થવાની આસક્તિ પણ તું રાખતો નહિ.

વિષયોનું ચિંતન કરનારા પુરૂષને પછી વિષયોમાં આસક્તિ ઉપજે છે, આસક્તિ વધતા તે તે વિષયોની કામના જાગે છે, કામનામાં અંતરાય આવતા ક્રોધ ઉપજે છે અને ક્રોધથી સંમોહ, બુદ્ધિભ્રંશ તથા છેવટે નાશ થાય છે.

યજ્ઞોવડે તમે દેવોની સંભાવના કરો અને દેવો તમારી સંભાવના કરો. આ પ્રમાણે એકબીજાની સંભાવના કરતા રહી તમો પરમ કલ્યાણને પામશો.

શ્રેષ્ઠ—મોટા પુરૂષો જે જે કરે છે તે તે અન્યજનો કરે છે અને જે વાતને તેઓ પ્રમાણ માને છે તેજ પ્રમાણે લોકો વર્તે છે.

આસક્તિવાળા મનુષ્યની બુદ્ધિમાં જ્ઞાની પુરૂષે ઉપદેશ આપીને કદી ભ્રમ—સંશય ઉપજાવવો નહિ.

મનુષ્ય પોતેજ પોતાનો બંધુ અને પોતેજ પોતાનો શત્રુ છે, માટે તેણે પોતાનાથીજ પોતાનો નાશ ન કરતા ઉદ્ધાર કરવો.

અભ્યાસ અને વૈરાગ્યવડે ચંચળ મન પણ જરૂર વશ થાય છે.

શુભ કાર્ય કરનારો કોઇપણ મનુષ્ય દુર્ગતિને નથીજ પામતો. થોડો પણ ધર્મ આચર્યો હોય તો તે ભયમાંથી ઉગારે છે.

પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તો પણ તે પરાયો ધર્મ આચરવા કરતા શ્રેયસ્કર છે. સ્વધર્મે વર્તતા મરવાથી પણ કલ્યાણ છે પરંતુ પારકો ધર્મ તો ભયાવહ છે.

સર્વકાળમાં તું મારૂં સ્મરણ કરતો રહે. મારામાં મન બુદ્ધિ અર્પણ કરવાથી તું નિઃસંદેહ મનેજ પામીશ.

જેઓ અનન્ય ભાવે સદા મારૂં ચિંતન કરીને મનેજ ઉપાસે છે, તેવા સદા મારા પરાયણ જનોનું યોગ ક્ષેમ હુંજ કરૂં છું.

હુંજ સર્વની ઉત્પત્તિનું સ્થાન છું અને મારાથીજ સર્વ પ્રવર્તે છે. મારાથી શ્રેષ્ટ બીજું કોઇ નથી માટે સર્વ ધર્મ-કર્મોનો આશ્રય છોડી તું એક મારેજ શરણે આવ, હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ.

નરકના ત્રણ દ્વારઃ -કામ ક્રોધ અને લોભ છે માટે તે ત્રણેયનો ત્યાગ કરવો.

ચારેય વર્ણને મેં સરજ્યા છે. તેથી પોતપોતાના સ્વાભાવિક (જાતિ-વર્ણના) કર્મોમાં મચ્યો રહેનાર મનુષ્ય અવસ્ય પરમ સિદ્ધિને પામે છે.

જે શાસ્ત્રોક્ત વિધિ છોડી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે તેને સિદ્ધિ, સુખ અને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થતી નથી.

કાર્ય અથવા અકાર્યનો નિર્ણય કરવામાં શાસ્ત્ર એજ પ્રમાણ છે. શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલા કર્મો સમજી લઇ આ લોકમાં તેનું આચરણ કરવું એજ તને ઉચિત છે.

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં અર્જુન જેવો ધનુર્ધારી વીર-ભક્ત છે ત્યાંજ સંપત્તિ, વિજય, ઐશ્વર્ય અને અચળ નીતિ છે.

---

# નિર્મળ ચરિત્ર નરસિંહ મહેતા.

નરસિંહ મહેતા ભાભીના ટેંણામેણાથી વ્યાકુળ બની એકાંત સ્થાનમાં મહાદેવની આરાધના કરવા બેઠા. અનન્ય આરાધનાથી પ્રસન્ન થઇ ભોળાનાથે નરસિંહ મહેતાને વરદાન માગવા કહ્યું એટલે નરસિંહ મહેતાએ માગ્યું કે જે આપને પ્રિય હોય તે મને આપો. દેવાધિદેવ એવા મહાદેવને પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિ પ્રિય હતી તેથી તે તેને આપી. ભક્તિને પામી નરસિંહ મહેતા જાગતા સૂતા ઉઠતા બેસતા હાલતા ચાલતા એમ સર્વકાળ કૃષ્ણ કીર્તન કરવા માંડયા. એમના ઉત્કટ ભક્તિભાવથી ભક્તવત્સલ ભગવાને પ્રસન્ન થઇ દર્શન દીધાં એટલુંજ નહિ પણ શામળશાનો અદ્ભુત વિવાહ, કુંવરબાઇનું અલૌકિક મામેરૂં, હુંડી, હાર વગેરે સેંકડો ચમત્કાર એમના હાથે બતાવી કઇ આપત્તિમાંથી ઉગારી, કઇ સુપાત્રોને ભક્ત બનાવી, ભક્તનો અસીમ મહિમા વધાર્યો. હવે ભગવત્ કૃપા-પાત્ર નરસિંહ મહેતા મૂર્ખ મટી ગુજરાતી આદ્ય ભક્ત કવિ કહેવાવા લાગ્યા. તેમના દર્શન સમાગમ તથા કીર્તન શ્રવણાર્થે દૂર દૂરથી મનુષ્યો આવવા લાગ્યા. એક વખતે અંત્યજો–ઢેઢો પણ તેમને ઢેઢ-વાડામાં ભગવત્ નામ સંભળાવવા અર્થે લઇ ગયા. નરસિંહ મહેતા ઢેઢવાડામાં ગયા. એક સુંદર સ્થાન ગાયના છાણ–ગોબરથી લીંપાવી તુલસી પધરાવી પોતે તે પર બેઠા અને ઢેઢ શ્રોતાઓને દૂર સામે બેસાડી પ્રભુ કીર્તન શ્રવણ કરાવ્યું આમ છતાં લોક મર્યાદાની ખાતર જેમ મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્રજીએ સીતાજીને વનમાં મોકલાવ્યા હતા તેમ ઢેઢવાડામાં જવા બદલ નાગરોની નાતે નરસિંહ મહેતાને જ્ઞાતિ બહાર મૂક્યા હતા.

આવા નિર્મળ ચરિત્ર ભગવદ્ ભક્ત નરસિંહ મહેતાની કક્ષામાં કેટલાક મૂર્ખાઓ ગાંધીને મૂકે છે, કે જે ગાંધી સર્વદા વેદશાસ્ત્રને ઋષિમુનિઓને તથા ધર્મને ધિક્કારે છે, ભગવદ્ નામથી વિમુખ છે અને મુસલમાન ઢેઢાદિના હાથનું રાંધેલું ખાઈ ખવરાવે છે. નરસિંહ મહેતા ભગવદ્ ભક્તિના પ્રતાપથી જીવનમુક્ત જેવા હતા તોપણ તેણે કદી શાસ્ત્ર મર્યાદાનું ઉલ્લંઘન કરીને ઢેઢને અડવાનું કે પોતાથી હીન વર્ણના હાથનું ખાવાનું કર્યું નથી કે કહ્યું નથી છતાં પોતાનો એકાકાર કરવાનો–વર્ણસંકરતા ફેલાવવાનો મલિન હેતુ પાર પાડવાને માટે ગાંધીપંથીઓ અસ્પૃશ્યોની અસ્પૃશ્યતા કાઢી નાખવાની હિલચાલમાં નરસિંહ મહેતાનું નામ સંડોવે છે એ તેઓની ધુર્તતા છે માટે તેવા પ્રપંચમાં કોઇ હિંદુએ ફસાવું નહિ.

## ભાવનગર અને રાજકોટ નરેશનો રાજ્યાભિષેક.

ભાવનગર રાજ્યના બાલ મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી તથા રાજકોટ સ્ટેટના બાલ ઠાકોર શ્રી ધર્મેન્દ્રસિંહજીનો રાજ્યાભિષેક તા. ૧૮ અને ૨૧ એપ્રીલે અનુક્રમે ધ્રાંગધ્રા લીંબડી મોરબી જામનગર વગેરે અનેક રાજવીઓની હાજરીમાં ભારે ધામધુમથી થયો છે. એ બન્ને રાજાઓ દીર્ઘાયુષ્ય જીવી પોતાના વડીલોપાર્જીત રાજ્યને આનંદપૂર્વક ભોગવે એમ અમે ઇચ્છીએ છીએ.

પરંતુ ઇશ્વરી નિયમો વિચારતા અને સૃષ્ટિપર બનતા બનાવોનું અવલોકન કરતા ક્યાંય એકખરખી સ્થિતિ સમૃદ્ધિ સત્તા કે સુખ ટકતા હોય એવું જણાતું નથી, કિંતુ નિત્ય પ્રતિ અનેક ઉલટ સુલટ થતી જોઈ શકાય છે. જ્યારે જરમની, તુર્કસ્થાન, ચીન, અફગા-

નીરથાન અને સ્પેઇનના મહા બળવાન રાજાઓને પ્રજાએ જોત જોતામાં પદભ્રષ્ટ કરી રખડતા રજળતા બનાવ્યા છે તો પછી હિંદુસ્થાનના ગુલામ જેવા સાધનહીન રાજાઓની સ્થિરતાની ક્યાં વાતજ કરવી રહી ?

હિંદુસ્થાનના હિંદુ રાજાઓ પ્રથમ પોતાના ધર્મને માન આપીને ધર્મનું આવશ્યક શિક્ષણ સંપાદન કરી, ક્ષત્રિયોચિત યુદ્ધની તાલીમ લેતા અને પછી ઇંદ્રિયો તથા મનપર કાબુ રાખી પ્રજાનું પાલન કરતા. ક્ષત્રિય રાજાઓ પૂર્વે ઉત્તમ ચારિત્રવાળા અને રાજનીતિજ્ઞ એવા બ્રાહ્મણો તથા વૈશ્યોનું મંત્રી મંડળ રાખતા અને પોતાની પ્રજામાંથી કોઇપણ માણસ અન્ન વસ્ત્ર વગરનો ન રહે અને અધિકારીઓના અથવા લુચ્ચા લફંગા બદમાસોના ત્રાસથી ન પીડાય એની ખુબ કાળજી રાખતા. તેઓ જાતે પવિત્ર રહી ધર્માચરણ કરતા, પ્રજા પાસે કરાવતા અને ગાય બ્રાહ્મણ નિરાધાર વૃદ્ધ તથા વિધવાઓનું ખાસ કરી રક્ષણ અને પોષણ કરતા હતા.

આજે હિંદુ નરેશોમાં પોતાના પૂર્વજોનો એ વિશુદ્ધ ભાવ રહ્યો નથી. આજે તો નાનપણથીજ અંગ્રેજી ભાષાનું શિક્ષણ લઇ, અંગ્રેજોના સહવાસમાં રહી, અત્યંત અનિષ્ટ ટેવો શીખી અંગ્રેજોની કૃપાથી રાજ્ય પામી લોકોને કષ્ટ પડે એવું સ્વચ્છંદી વર્તન કરે છે. કેટલાક રાજાઓ તો પ્રજા પાસેથી અમાનુષી કરો લઇ, ક્રૂરતા ભર્યા કાયદાનો અમલ કરી પ્રજાને જુલ્મી અધિકારીઓની દયાપર છોડે છે અને પોતે તો વિલાયત ભટકી દુરાચાર કરે છે, પ્રજાના પરસેવાનો પૈસાનો છૂટેહાથે દુરૂપયોગ કરે છે; એટલુંજ નહિ પરંતુ વિલાયતથી જ્યારે જ્યારે પાછા ફરી સ્વ સંસ્થાનમાં પગ મૂકે છે ત્યારે પોતાની ભલી ભોળી ધર્મનિષ્ઠ પ્રજાને દુરાપીઓનો જેવી

બનાવવા કાયદાથી કિંવા સુધારો ઉન્નતિની બનાવટી વાતોથી સ્વેચ્છાચારી બનાવવા મજબુત હાથે કોશિશ કરે છે. આથી પરિણામ એ આવ્યું છે કે હિંદુ રાજાઓ અને પ્રજા ઉભય મૃત્યુની અણીપર આવી પહોંચેલ છે. આર્ય જાતિ, સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિ તદ્દન અસ્ત થવા બેઠી છે.

કાઠિયાવાડના લોકોની આશાના કિરણ–ભાવનગર અને રાજકોટના રાજ્ય સિંહાસનારૂઢ થયેલા રાજવીઓ શું પોતાના પ્રતાપી પૂર્વજોના પવિત્ર પગલે ચાલી પ્રજાને પોતાના છોરૂં ( ભાઇ બ્હેન ) સમાન ગણી જાહેર અને ગુપ્ત રીતે તેની સંભાળ રાખી સંરક્ષશે કે હમણાના અનેક રાજાઓની જેમ ત્રાસ આપી ચુસી ત્રાહીમામ્ પોકરાવશે! શું આ બે ઉગતા નરેશો સ્વધર્મ પાળી, લોકો પાસે પળાવી, ધર્મજ્ઞ વિદ્વાન્ મંત્રીઓને સમાગમ રાખી પ્રજાનો પૈસો પ્રજાના હિત પાછળ ખર્ચી નિર્મળ ન્યાય આપશે કે ગાયકવાડની માફક વિદેશી ભાવોથી પોતાનું હૃદય દૂષિત કરી નિરર્થક ધારાસભા રાખી અનાચાર ફેલાવશે? પરમ કૃપાળુ પરમાત્મા બન્ને નરેશોપર કૃપા કરી સદ્દબુદ્ધિ અર્પે અને મહર્ષિ મનુએ મનુસ્મૃતિમાં વર્ણવેલો તથા પિતામહ ભીષ્મે મહાભારત શાંતિપર્વમાં ઉપદેશેલો રાજધર્મ તેઓ બન્ને યથાર્થ રીતે સમજે અને સમજીને કર્તવ્યમાં મૂકી પોતાની તથા પ્રજાની ઉન્નતિ અભિવૃદ્ધિ સાધે એજ અભિલાષા.

## મેવાડાધિપતિ મહારાણા શ્રીફત્તેહસિંહજી.

કોઇ જીજ્ઞાસુ વૃત્તિથી કિંવા આશંકાથી એમ પૂછતું હોય કે તમારા સનાતની હિંદુઓનો આદર્શ શું, તમારા સનાતન ધર્મનું મૂર્તિમંત સ્વરૂપ શું, તમારા સ્વાભિમાની વીર કેસરી પ્રજાપાલક

ક્ષત્રિયો કેવા હોય અને તેઓ આ સમયે પણ સ્વધર્મ પરાયણ છે શું? એક દિવ્ય સનાતની આત્માના લક્ષણો આ વખતે પણ દૃષ્ટિગોચર થઇ શકે છે શું? ઉત્તરમાં અમો જણાવીશું કે અવશ્ય થઇ શકે છે અને હોઇ શકે છે જેનું જ્વલંત દૃષ્ટાંત સ્વ. મેવાડાધિપતિ મહારાણા શ્રીફત્તેહસિંહજી બહાદૂર હતા. વૈશાખ વદિ ૧૧ ને શનિવારે જે મહાનુભાવ પુરૂષે ૮૧ વર્ષની વૃદ્ધ અવસ્થાએ પોતાની રાજધાની ઉદયપુરમાં પરલોક પ્રયાણ કર્યું એ પુરૂષ હિંદુ ધર્મની, ક્ષત્રિય જાતિની, સનાતન ધર્મની તથા આર્ય સંસ્કૃતિની અદ્વિતીય પ્રતિકૃતિ હતા.

મેવાડના સૂર્યવંશી શિશોદીયા કુળ તેના વીરત્વ માટે, જાતિ અને ધર્મ અભિમાનને માટે ઇતિહાસમાં અત્યંત માનવંત સ્થાન ધરાવે છે. મૂળ પુરૂષ બાપા રાવળથી લઇ મહારાણા સંગ, સમરસિંહ, પ્રતાપસિંહ વગેરેએ ધર્મને માટે શત્રુઓ સામે જે અદ્ભુત પરાક્રમ દાખવીને બળિદાનો આપ્યા છે તે અવર્ણનીય છે. એવા પરાક્રમ—આત્મોત્સર્ગ દાખવનાર પૃથ્વીપરના બીજા દેશોમાં હજુ સુધી કોઇ જન્મ્યો નથી અને જન્મશે પણ નહિ. હિંદુસ્થાનના નાના મોટા સાતસો રાજાઓ જ્યારે યુક્તિબાજ અંગ્રેજોના ગુલામો બન્યા છે, અંગ્રેજોની ઇચ્છાને માન આપીને જીવન ગુજારવા લાગ્યા છે અને સ્વજાતિ તથા સ્વધર્મને તિલાંજલિ આપી પ્રજા ભક્ષણ કરવા માંડ્યા છે ત્યારે પ્રાતઃસ્મરણીય હિંદુ ચૂડામણિ મહારાણા પ્રતાપસિંહનો વંશજ રાણો ફત્તેહસિંહ પોતાની સ્વાધીનતા, ધર્મ, પ્રજાપાલન, વીરત્વ, ઉતારતાદિ જેવા ને તેવીજ જાળવીને બેઠો હતો.

એ નરકેસરી ફત્તેહસિંહજી મહારાણાએ કદી અંગ્રેજોને નમણું આપ્યું નથી, કદી સલામ ભરીને ઘણી ખમા કરી નથી, કદી નાણું

કે પ્રજાના હથિયારો સોંપ્યા નથી, કદી દયા કે કૃપા માગવા શહેન-શાહ વાઇસરોય કે ગવર્નરને મળ્યા નથી, કદી પોતાને મહેલે કે દરબારોમાં વાઇસરોયાદિને નોતરીને કે જાતે જઈને ખુશામત કરી નથી, કદી પોતાનો સાદો પણ ક્ષત્રિયોચિત પોશાક બદલ્યો નથી, કદી કૃપણતાને વશ થઈ પ્રજાપર કર વધાર્યો નથી, કદી અંગ્રેજી ભાષા રહેણી કરણી કે સંસ્કૃતિને ટેકો આપી વાનર નકલી-આઓને સત્કાર્યો નથી; પરંતુ બ્રહ્મચર્ય તથા ધર્મધ્યાનના પ્રતાપથી અથાક્ બળ સંપાદન કરી, ધર્મ તથા નીતિપરાયણ કુશાગ્રબુદ્ધિના સુભટોને સંગમાં રાખી સર્વદા પ્રજાને પુત્રપુત્રીવત સમજી સુખજ આપ્યું છે.

તેઓશ્રી ક્ષાત્ર ધર્મના રીવાજ મુજબ શિકારના ભારે શોખીન હતા પરંતુ હમેશા સિંહો અને વાઘોનાજ શિકાર કરતા હતા. (આજ કાલના રાજાઓની જેમ માછલા સસલા કે તેતરડા મારતા નહિ), દ્રવ્ય છૂટે હાથે વાપરતા પણ તે ગરીબોને દાન પુણ્યમાં તથા પોતાની પ્રજાને ઉદ્યોગ ધંધો મળે માટે કિલ્લા મહેલો તથા મંદિરો સમારવામાં વાપરતા હતા. પ્રજાની જાતે ફરિયાદ સાંભળી, પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી વસ્તુનું સત્ય સ્વરૂપ સમજી નિર્મળ ન્યાય આપતા હતા. રોટલા, શાક, દુધનો સાદો સાત્વિક ખોરાક, ચોરણી અંગરખું તથા મેવાડી પાઘડી અને કેડે ભેટવાળો સાદો પોશાક પહેરવાનો અને પ્રાતઃકાલમાં વહેલા ચાર વાગેથી ઉઠી બપોરના એક વાગ્યા સુધી ઉપાધ્યાય તથા વિદ્વાન્ શાસ્ત્રી પંડિતોને પાસે રાખી સંધ્યા પૂજા કરવાનો તેમનો જીવનક્રમ હતો. સનાતન ધર્મનું અને આર્ય સંસ્કૃતિનું મહારાણાશ્રીને રૂંવે રૂંવે અભિમાન હતું અને જ્યાં ક્યાંય એના હિત સંરક્ષણ માટે મદદ કરવાની આવશ્યકતા જણાતી ત્યાં તત્કાળ ઉદાર હૃદયે મદદ પહોંચાડતા.

પ્રાચીનતાના આદર્શરૂપ આ એક છેલ્લા રાજા હતા એમ અમારી અનુભવ પૂર્વકની માન્યતા છે. તેઓશ્રીનું સ્થાન મેવાડ કે રજપુતાનામાં તો નહિજ પરંતુ સમગ્ર ભારતવર્ષમાંથી પણ કોઇ ક્ષત્રિય સાચવે એવો રહ્યો નથી. અત્યારે હિંદુ જાતિ, સનાતનધર્મ, પ્રાચીન આદર્શ તથા આર્ય સંસ્કૃતિને દેશી પરદેશી સર્વ કોઈ હનન કરવા ઉદ્યુક્ત થયેલા છે એવા વિષદ્ગ્રસ્ત સમયે કટ્ટર સનાતન ધર્માગ્રહી મહારાણા સાહેબનો સ્વર્ગવાસ ભારે દુઃખ અને નિરાશા ઉપજાવે છે. કાળ કોઇને છોડતો નથી, વહેલા મોડા સર્વનો ગ્રાસ કરી લે છે તદ્વત્ મહારાણા આ નશ્વર લોકનો ત્યાગ કરી પોતાના પરમ પવિત્ર ધર્મ કર્મનું ફળ ભોગવવા વૈકુંઠ સિધાવ્યા છે. પ્રભુ સ્વર્ગસ્થ મહારાણા શ્રીફત્તેહસિંહજીના દિવ્ય આત્માને શાશ્વત શાન્તિ અર્પો અને તેમના આપ્તજનોને વિયોગનું દુઃખ સહન કરવાનું ધૈર્ય પ્રદાન કરો એ અમારી અંતરની પ્રાર્થના છે. એક આદર્શ નૃપતિને શોભે તેવા કર્તવ્યનું પાલન કર્યું તેથી મહારાણા ફત્તેહસિંહજીની પ્રજા તેમને પ્રભુ તુલ્ય માને છે અને મનુષ્ય માત્ર તેઓશ્રીની મુક્ત કંઠે પ્રશંસા કરે છે તો શું આ પરથી હિંદુ રાજા મહારાજાઓ કાંઈ પણ બોધ લઈ જીવન સફળ-કૃતાર્થ કરશે ખરા ?

## ધર્મપ્રાણ પં. લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રાવિડ.

મહાસાગરમાં મૃત્યુના ડચકા ભરતા મનુષ્યોને જેમ કોઈ બુદ્ધિમાન્ સુકાની નાવ લઇને બચાવવા મળે અને થોડા સમય સંતપ્ત મનુષ્યોને નાવમાં બેસાડી કુશળતાથી નાવ સહીસલામત માર્ગે હંકાર્યા પછી જો તે સુકાની એકાએક અદશ્ય થાય તો એ નાવ

અને નાવમાં બેઠેલા મનુષ્યોની જેવી કંપાયમાન દશા થાય તેવી ધર્મપ્રાણ પં. લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રાવિડ મહોદય સ્વર્ગવાસ પામવાથી ૨૬ કરોડ સનાતની જનતાની અને તેઓના ઉદ્ધારને અર્થે સ્થપાયેલા અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની દશા થયેલી છે. શાસ્ત્રીજી મહારાજના એકાએક સ્વર્ગવાસ પામવાના ખબર જાણી સનાતન ધર્મી જનતા વિષાદ્ગ્રસ્ત દિગ્મૂઢ બની છે અને સૂર્યઅસ્ત થતા જેમ નિબીડ વનમાં ઘોર અંધકાર પ્રતીત થાય તેમ ઘોર અંધકાર દેખાઈ રહ્યો છે.

પં. લક્ષ્મણશાસ્ત્રીજી દ્રાવિડ મહોદય એટલે ભૃગુ ભરદ્વાજ જેવા ઋષિ, વસિષ્ઠ જેવા ધૈર્યશીલ તપોમૂર્તિ, જૈમિનિ જેવા વિદ્વાન્ જ્ઞાની, ભીષ્મ જેવા નિષ્કલંક ચરિત્રવાળા, યુધિષ્ઠિર જેવા અજાતશત્રુ ધર્માત્મા, બૃહસ્પતિ કે વિદુર જેવા વ્યવહાર કુશળ રાજનીતિજ્ઞ, શંકરાચાર્ય જેવા નિષ્કામી ધર્મરક્ષક અને સુદામા જેવા સાદા સીધા સરળ પ્રભુભક્ત બ્રાહ્મણ. પરમ પવિત્ર દ્રાવિડ કુળના ધર્માત્મા પુરૂષો કે જેઓ મોક્ષાર્થે કાશીપુરીમાં વાસ કરવા રહ્યા હતા તેઓના વંશમાં આજથી ૫૭ વર્ષ પહેલા શાસ્ત્રીજીનો જન્મ થયો હતો. વ્યાકરણ ન્યાય મીમાંસા વેદાંતમાં ઉત્તમ પ્રકારે નિષ્ણાત થઈ તેઓશ્રીએ કલકત્તાની યુનિવર્સિટી તથા સંસ્કૃત કોલેજમાં સંસ્કૃત અધ્યાપક તરીકે ઘણા વર્ષ પર્યંત કાર્ય કરી કલકત્તામાં શિવકુમાર સંસ્કૃત વિદ્યાર્થીભવન તથા કાશીમાં સાંગવેદ વિદ્યાલય જેવી ગિર્વાણ ભાષાની મહાન્ સંસ્થાઓ સ્થાપી સેંકડો પાઠશાળા તથા હજારો પંડિતોને સહાય આપી અપાવી શાસ્ત્રીજી મહારાજ પંડિત મંડળીમાં પૂજાવા લાગ્યા. તેમની અગાધ વિદ્વતા, ધર્મશાસ્ત્રોનું ઉંડુ જ્ઞાન, પ્રાચીન શાસ્ત્રોક્ત પ્રણાલીના કટ્ટર હિમાયતી અને ગહન સિદ્ધાંતોને સરળતાથી ઉત્તમ પ્રકારે સમજાવવાની અદ્ભુત શૈલિથી વિદ્વાનોમાં, ધર્મા-

ચાર્યોમાં, ધર્મજ્ઞ ગૃહસ્થોમાં તથા રાજાઓમાં તેઓ બહુ માનીતા થઇ પડયા હતા અને તેઓશ્રીનો બોલ વેદવાક્ય તુલ્ય મનાતો હતો. કલકત્તા યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર અને હાઇકોર્ટના જડજ સર આસુતોષ મુકરજી પોતે સુધારક હતા છતાં શાસ્ત્રીજીની મહાનુભાવતા જોઇ તેમની સાથે ગાઢ સ્નેહ ધરાવી તેમની આજ્ઞાને અનુસરતા હતા.

સનાતન ધર્મના ઉદ્ધારનું બ્હાનું ધરી પં. માલવિયાએ કાશીમાં હિંદુ યુનિવર્સિટી સ્થાપન કરવા માટે શાસ્ત્રીજીની મદદ માગી. શાસ્ત્રીજી તો ધર્માત્માજ હતા એટલે મદદ આપવામાં કેમ આનાકાની કરે ? શાસ્ત્રીજી તથા દરભંગા નરેશની મદદથી પં. માલવિયાએ કરોડો રૂપિયા એકઠા કરી કાશીમાં યુનિવર્સિટી સ્થાપી પરંતુ જ્યારે પં. માલવિયાએ ગાંધીવાદમાં ભળી ધર્મ ઉદ્ધારને બદલે ધર્મ હનનની રીતિ નીતિ ચલાવવા માંડી ત્યારે તત્ક્ષણ શાસ્ત્રીજી તેનાથી જૂદા પડયા.

સ્વરાજ્યને નામે ગાંધીએ કોંગ્રેસ તથા દેશના ખુણે ખુણે અને સુધારકોએ ધારાસભામાં જ્યારે અંત્યજ સ્પર્શ, વિધવાવિવાહ, જાતિ-પાંતિ નાશ, વર્ણાન્તર લગ્ન, શારડા એકટ, વર્ણસંકર ખાનપાન તથા શાસ્ત્ર પરિવર્તનની ઉગ્ર ચળવળ આરંભી ઉલ્કાપાત કરવા માંડયો અને તેમાં કઇક ધર્મજ્ઞ કહેવાતા શાસ્ત્રી પંડિતો તથા ગૃહસ્થો પણ પેટ કે પ્રતિષ્ઠાને અર્થે સામેલ થયા ત્યારે શાસ્ત્રીજીથી ધૈર્ય ધરી—આળેસ પ્રમાદ કાયરતાને વશ થઇ શાંત બેસાણું નહિ પરંતુ તત્કાળ પોતે પ્રતિજ્ઞા કરી કે આ પંચભૂતનો દેહ શું કામનો છે ? ધર્મ રક્ષણાર્થેજ તે પડવો જોઇએ. ઇતિહાસમાં કદી ન બનેલું એવું બ્રાહ્મણ મહા સમ્મેલન કાશીમાં સમગ્ર દેશના વિદ્વાન્ બ્રાહ્મણોનું ભરી નાસ્તિક સુધારકોના તમામ કુતર્કો ઉપર તેમાં વિવાદ

ચલાવી, કુતર્કીઓને સજ્જડ રીતે નિરૂત્તર બનાવી સર્વ આચાર્યોની સહીથી શાસ્ત્રીજીએ નિર્ણય બહાર પાડયો. એટલેથી પણ સંતોષ ન માનતા શાસ્ત્રીજી મહારાજે કાશીમાં ઉત્તમ કોટિનું "બ્રાહ્મણ મહા સમ્મેલન" નામનું હિંદી સાપ્તાહિક પત્ર ચાલુ કરી અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વારાજ્ય સંઘ સ્થાપન કરી, શારડા એક્ટ પાસ થયો તેની પ્રત્યે નાપસંદગી દર્શાવવા ખાતર પોતાનું "મહા મહોપાધ્યાય"નું માનવંત પદ ત્યાગી પોતા પાસે જે સંપત્તિ હતી તેનો પણ સનાતન ધર્મના હિત રક્ષણાર્થે વ્યય કરી પોતે કુમારિલ ભટ્ટની માફક સનાતન ધર્મ અર્થે કેસરીયા કરી નીકળી પડયા.

એ મહાપુરૂષે સુખ દુઃખ માન અપમાન ટાઢ તડકો ભૂખ તરસ કે લાભ હાનિની જરાપણ દરકાર કર્યા વિના કલકત્તા પ્રયાગ મદ્રાસ લાહોર દિલ્હી મુંબઇ એમ સર્વત્ર સનાતન ધર્મ રક્ષણની .જીવના પણ જોખમે પ્રવૃત્તિ કરવા માંડી. મુંબઇથી તેઓ મહારાષ્ટ્રમાં મોટર લોરી દ્વારા ભ્રમણ કરી ગામેગામ સંઘની શાખા સભા ખોલી ઉપદેશ આપી સનાતનીઓના સંગઠનમાં એવા તો ઓતપ્રોત થઇ ગયા કે તેમને પોતાના શરીરની પણ શુદ્ધિ રહી નહિ. એ ધર્માત્માના પુણ્ય પ્રતાપથી જલગામમાં ચાર માસ પૂર્વે સંઘનું અધિવેશન થયું જેમાં અનેક આચાર્યો વિદ્વાનો શ્રીમાનો તથા ૩૦ હજાર ધાર્મિક લોકો સામેલ થવાથી તે અદ્વિતીય પ્રભાવશીલ નિવડયું હતું એ સર્વ અવિશ્રાંત પરિશ્રમ-કષ્ટની અસર તેઓ જેવા જલગામથી કાશી પહોંચ્યા કે તુરતજ તેમના વૃદ્ધ શરીરપર થઇ અને ત્રણ માસના સતત ઉપચાર પછી તેઓ કલકત્તા હવાફેર કરવા પધાર્યા છતાં શરીર પ્રકૃતિ વિશેષ બગડતી ગઇ એટલે પુનઃ તેઓ મોક્ષપુરી કાશીમાં જેઠ વદિ ૪ ને ગુરૂવારે સવારે આવ્યા અને તેજ દિવસે સવારે

અગીઆર વાગે આ લોક છોડી પરમાત્માના પરમ ધામમાં પહોંચી ગયા. શાસ્ત્રીજી જેવા વિભૂતિવાન્ પુરૂષ જવાથી તેમના અતિ વૃદ્ધ માતાજી, લઘુ ભ્રાતા પં. વ્યંકટેશ શાસ્ત્રીજી તથા પુત્રરત્ન પં. રાજેશ્વર શાસ્ત્રીજીને તો પારાવાર ખેદ થાયજ પરંતુ તેથી વિશેષ દુઃખ સમગ્ર દેશની ધર્મપ્રેમી જનતાને થાય છે કારણુ કે તેઓનો એકનો એક કર્ણધાર-સન્માર્ગદર્શક સેનાધિપતિ-આચાર્ય કિંવા ધર્મહિત રક્ષા કરનાર ધર્મપિતા અદશ્ય થયેલ છે.

પૂજ્ય શાસ્ત્રીજીના પરમ પુનિત આત્માને ધર્મશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર અવશ્યમેવ મોક્ષગતિ છે, પરંતુ ધર્મપ્રાણુ શાસ્ત્રીજીનો આત્મા સનાતન ધમની દુર્દશા જોઇ અનુભવી અત્યંત કકળી ઉઠેલા છે તેથી તેઓ કદી મોક્ષપદ પ્રભુ પાસેથી સ્વીકારશે નહિ પણુ પુનઃ ભરતખંડના કોઇ શ્રેષ્ટ કુળમાં અવતરી પોતાનું અધૂરૂં રહેલું સનાતન ધર્મ રક્ષાનું કાર્ય પૂર્ણ કરશેજ તથાપિ લૌકિક રીતિએ અમે એ પ્રાતઃસ્મરણીય પુરૂષના આત્માને પ્રભુ શાશ્વત શાંતિ અર્પે એમ પ્રાર્થી તેમના કુટુંબના દુઃખમાં સમભાગી થઇ આશ્વાસન દર્શાવીએ છીએ.

હવે આપણે સનાતનીઓને જો સનાતન ધર્મમાં સાચી પ્રીતિ હોય, ધર્મપ્રાણુ શ્રી શાસ્ત્રીજી મહોદયના ધર્મ ઉદ્ધારક કાર્યો પ્રત્યે માન બુદ્ધિ હોય, આપણે શાસ્ત્રીજી મહારાજના ઋણુમાંથી મુક્ત થવા ઇચ્છતા હોઇએ અને સનાતન ધર્માઓને એટલે આપણુને પોતાને જીવંત રાખવા માગતા હોઇએ તો માત્ર શોક કરી બેસી ન રહેતા તેઓશ્રીનું અપૂર્ણ કાર્ય હાથ ધરી તેઓની માફક ખરી લગનીથી લાગી જઈ પૂર્ણ કરવું જોઇએ. પરમાત્માની કૃપાથી તેમના પુત્ર પં. રાજેશ્વર શાસ્ત્રીજી કે જેઓ તેમના જેવાજ ગુણી અને જ્ઞાની છે

તેમને અગ્રેસર બનાવી શાસ્ત્રીજી મહારાજના સ્મારક તરીકે એક લાખ રૂપિયા એકત્ર કરી તેમાંની અડધી રકમમાંથી "બ્રાહ્મણ મહા સમ્મેલન"ને દૈનિક પત્ર બનાવવું અને બાકીની અડધી રકમમાંથી "લક્ષ્મણ ભવન" નામનું ભવન બાંધી તેમાં મોટો હોલ, પુસ્તકાલય, સંઘનું કાર્યાલય તથા મફત ઔષધાલય રાખવું અને દેશભરમાં પ્રચંડ હિલચાલ ચલાવવા ધર્માગ્રહીઓએ કટિબદ્ધ થવું એવી અમારી સાગ્રહ સૂચના છે. ધર્મપ્રાણ શાસ્ત્રીજી જતા અમે તો અમારા પૂજ્ય વડીલ કે ઈષ્ટ મિત્ર ગુમાવેલ છે.

## મહારાણા પ્રતાપસિંહ.

હિંદુ જાતિ ધર્મ રક્ષક વીર કેસરી મહારાણા પ્રતાપની જયન્તિ જેઠ સુદિ ૧૩ ને શુક્રવારે દેશના કેટલાક સ્થાને ઉજવાઇ. આજથી ચારસો વર્ષ પહેલા જ્યારે મુસલમાન સમ્રાટ્ અકબરે હિંદુસ્થાનપર અધિકાર જમાવ્યો હતો ત્યારે ઘણાખરા હિંદુ રાજાઓ નિર્માલ્ય બની પોતાની બેન બેટી અકબરને સોંપી તેની કૃપાપર જીવતા હતા, દેશજનો લુંટાતા હતા અને જાતિધર્મ છળકપટ કે બળાત્કારથી નષ્ટ કરવામાં આવતો હતો તેવા ભીષણ સમયમાં પ્રાતઃસ્મરણીય મહારાણા પ્રતાપસિંહ સૂર્યવંશી બાપારાવળના કુળમાં ઉદય પામ્યા. પોતાની બાલ્યાવસ્થા, પિતા ભીરૂ, સ્નેહી સંબંધી રાજાઓ ઉદાસીન કિંવા પ્રતિ પક્ષમાં મળેલા અને સાધનોની તંગી છતાં એ શુદ્ધ ક્ષત્રિય નરથી પોતાના જાતિ ધર્મ અને દેશની વિધર્મીને હાથે થતી દુર્દશા સાંખી ન શકાણી અને પોતે મહા બળવાન શત્રુ સામે મોરચો માંડયો.

રાણા પ્રતાપમાં માત્ર વીરતાજ હતી એમ નહિ પરંતુ પૃથુ કે અંબરીષના જેવી અચલ ટેક, ઉદારતા, સાહસ, ધર્મજ્ઞતા, નિર્મળ ચરિત્ર, અખુટ ધૈર્ય, અદ્દભુત પરાક્રમ, સત્પુરૂષોની કદર, તીક્ષ્ણ બુદ્ધિમત્તા, અલૌકિક સ્વાભિમાન, દેશપ્રેમ અને જાતીય ગૌરવ સંપૂર્ણ રીતે વિકસેલા હતા. ઇશ્વર તરીકે પૂજવાનો મહત્ત્વાકાંક્ષી, નવરોજના મેળાઓ ભરી સતી સન્નારીઓના શિલ હરણ કરનારો અને લોભ-લાલચ પ્રલોભન કે સત્તાબળથી અત્યાચાર કરી હિંદુ લોહીને મુસલમાનો સાથે મિશ્રણ કરી જગત્પરથી અળસાવવાની કુટિલ દાનતવાળો અકબર, રાણા પ્રતાપની નિર્ભીક સ્વતંત્ર વલણ જોઈ ખળભળી ઉઠ્યો અને પોતાના સઘળા દળબળ સાથે રાણા પ્રતાપને કચરી નાંખવા ઉતરી પડ્યો.

જેમ રાજા પૌરૂષે એલેકઝેન્ડર ધી ગ્રેઇટને પોતાનું પુરૂષત્વ બતાવ્યું હતું તેમ રાણા પ્રતાપે પણ મોગલ સમ્રાટ્ અકબરને હલદીઘાટના યુદ્ધમાં પોતાનું પરાક્રમ ઉત્તમ પ્રકારે દર્શાવ્યું. હલદીઘાટમાં ઉભય પક્ષ વચ્ચે ૨૭ દિવસ પર્યંત તુમુલ યુદ્ધ ચાલ્યું તેમાં ક્ષાત્રિય ધર્માત્માને છાજે તેવી નિષ્કલંક રીતે રાણા પ્રતાપે યુદ્ધ કરી ઘાસ કાપે તેમ અકબરના હજારો માણસોને પોતાના તેજસ્વી ભાલા તથા તરવારથી કાપી સ્વધામ પહોંચાડી દીધા. ક્ષત્રિયોમાં તો રાજા રાજા, મહારથી મહારથી અને સેનાપતિ સેનાપતિ લડે છે, પરંતુ દુનિયાની અન્ય પ્રજામાં એ આદર્શ નથી. યુરોપમાં તો રાજા કે સેનાપતિ પાછળ ઉભો રહી હુકમ કરે છે અને લશ્કરને કપાવી પોતે સહી સલામત રહે છે તદ્દવત્ અકબર, રાણા પ્રતાપ સામે યુદ્ધમાં ન ઉતર્યો નહિતર પ્રતાપ તેને પોતાનો પ્રતાપ બતાવી દેત. રાણા પ્રતાપનું સૈન્ય લડતા લડતા હજારો શત્રુઓને હણી પોતે

પણ હણાઇ ગયું, પરંતુ અકબરનું સૈન્ય અસંખ્ય હતું તેથી હવે એકલો રહેલો રાણો તેની સાથે ખુબ વીરતાથી લડવા લાગ્યો. એવામાં કોઇ યવને પાછળથી દગાફટકાથી રાણાને શસ્ત્ર માર્યું, રાણો મૂર્છીત જેવી દશામાં મુકાયો કે તત્કાળ તેનો પરમ વિશ્વાસપાત્ર દૈવી ગુણવાળો અશ્વ ચેતક રાણાને ઉંચકીને રણભૂમિ ઉપરથી ચાલ્યો ગયો.

હવે અરવલ્લીના ભયંકર પહાડોની ગુફામાં રાણો પ્રતાપ પોતાની સ્વાધીનતા પુનઃપ્રાપ્ત કરી જાતિ અને ધર્મનો ઉદ્ધાર કરવા રાત્રિ દિન ચિંતન કરે છે. ઇંદ્રસમાન સુખ ભોગવેલા કુટુંબને અન્ન પણ મળી શકતું નથી અને નાના નાના બાળકો અન્નના અભાવે આર્ત-નાદ પોકારી ટળવળે છે તેમ બીજી બાજુ અકબર મિત્રભાવે સંધિ કરવા કહેણુ મોકલાવે છે છતાં રાણો પોતાના દૃઢ નિશ્ચયથી ડગતો નથી એટલુંજ નહિ પરંતુ યવનને બેન આપી પતિત થઇ ચૂકેલો મહારાજા માનસિંહ રાણાને મળવા આવતા ધર્મ અને પવિત્રતાની વિશુદ્ધ મૂર્તિ રાણો પ્રતાપ, માનસિંહ બેસવાથી દૂષિત થયેલી પૃથ્વી પર ગોબર (છાણથી) લીપાવી શુદ્ધ કરાવે છે. ધર્મ ટેક શ્રદ્ધા પુરૂષાર્થનું પરિણામ શું આવ્યું ? પરિણામ એ આવ્યું કે ધર્મના બેલી પરમ કૃપાળુ પ્રભુએ ભામાશાને અનર્ગળ સંપત્તિ સાથે રાણા પ્રતાપના ચરણમાં મોકલી દીધો. દ્રવ્યરૂપી સાધન પ્રાપ્ત થતાંજ રાણાએ રાજસ્થાનમાંથી પોતાના માણસો તત્કાળ એકઠા કર્યા. શત્રુપર આક્રમણ કરી, શત્રુને પોતાના અદ્દ્ભુત પરાક્રમથી મહાત્ કરી ચિતોડ તથા ઉદયપુર હસ્તગત કરી લીધું અને જાતિ ધર્મ તથા દેશની રક્ષા કરી એ ક્ષત્રિય કુલ ચૂડામણિએ પ્રજાને અલૌકિક સુખ દીધું.

આવા પરમ ઉપકારી હિંદુ જાતિ ધર્મનું બીજ રાખનાર આદર્શ મહાન્ પુરૂષની જયન્તિ હિન્દુઓ ગામેગામ ઉજવી કૃતાર્થ થાય એટલુંજ નહિ પરંતુ અત્યારે એ સમયના કરતા પણ લોકો, જાતિ, ધર્મ તથા દેશપર ભારે સંકટ આવી પડેલું છે, માટે હિંદુ-ઓને યદિ ખરેખરા જયનીજ આકાંક્ષા હોય તો પતિતોની સ્વચ્છંદી ચળવળ તરફ દુર્લક્ષ કરી પોતાના એ પ્રાતઃસ્મરણીય રાણા પ્રતા-પનો આદર્શ ગ્રહણ કરી સંકટ મુકત થવું ઘટે છે. રેંટીઓ તકલી ખાદી ઢેઢ સ્પર્શ અહિંસાદિ વાહીઆત વાતોથી કદી સ્વરાજ્ય નહિ મળે કિંતુ લોકોનું સત્યાનાશ નીકળી ગયું છે અને વધારે નીકળશે પણ માત્ર રાણા પ્રતાપ જેવી ધર્મટેક તથા પરાક્રમથીજ મળશે એ વાત લોકોએ હૃદયમાં ઠસાવી દેવી ઘટે છે. કેટલાક ચિત્તભ્રમ કોંગ્રેસ-વાદી કહેવાતા હિંદુઓ મહારાણા પ્રતાપ જયન્તિની સભામાં રાણા પ્રતાપને બદલે હિંદુત્વ હણનાર અકબરના ગુણ ગાઇ, રાણા પ્રતાપે મલિન બુદ્ધિના માનસિંહ સાથે સહભોજન ન કર્યા બદલ રાણા પ્રતાપની નિંદા કરી, રાણા પ્રતાપનું અને ( રાણો પ્રતાપ હિંદુ જાતિ ધર્મનો ઉદ્ધારક મુકુટમણિ હોવાથી ) સમગ્ર હિંદુ જાતિનું અપમાન કરે છે તે માટે તેઓની હિંદુઓએ ખબર લેઈ ખોડ ભુલાવવી ઘટે છે. પ્રબળ પ્રતાપી મહારાણા પ્રતાપની જય હો, હિંદુઓ એ મહાન્ પુરૂષને પવિત્ર પગલે ચાલી પોતાની પણ જય કરે એ અંતરની અભ્યર્થના.

# મહારાજા મૈસુર.

હિંદુસ્થાનમાં નિઝામ ગ્વાલીઅર અને ગાયકવાડ એ ત્રણ રાજ્યોની સાથે ચોથું રાજ્ય મૈસુરનું મોટું ગણાય છે. તે હિંદુ રાજાના રાજ્યની વાર્ષિક ઉત્પન્ન રૂપિયા ત્રણ કરોડથી વધારે છે. મૈસુર મહારાજા પોતે પવિત્ર ધર્મનિષ્ઠ દયાળુ સાદા નિરભિમાની રાજા છે. આજથી છ વર્ષ પહેલા અમે કૈલાસ માનસરોવરની યાત્રાએ ગયા હતા ત્યારે તેઓ શ્રીમાનનો ભેટો અમોને હિમાલય–બદ્રીનાથમાં થયો હતો. બદ્રીનાથમાં અસહ્ય ઠંડી અને જળ અત્યંત શીતળ હોવા છતાં તેઓશ્રી શીતળ જળમાં સ્નાન કરી ઉઘાડા શરીરે વિધિપૂર્વક ધર્મક્રિયાઓ કલાકોના કલાકો સુધી કરતા હતા. નાના મોટા સૌની સાથે વિના સંકોચે ભેળાતા હતા અને વિપુલ સાધન સંપત્તિ હાજર હોવા છતાં અતિ વિકટ પહાડ પર્વતોની ચડાઈ ઉતરાઈવાળો રસ્તો પગે ચાલીને કાપતા હતા. બદ્રીનાથનો પ્રવાસ તો કંઈક અંશે ઠીક પણ ટિબેટ અંતર્ગત કૈલાસ માનસરોવરની યાત્રા–રસ્તો એટલો ભયાનક છે કે તેની કલ્પના કરતા પણ કંપારી છૂટે છે એવા ગહન જીવલેણ રસ્તે અત્યારે મૈસુર મહારાજા પ્રવાસ કરી રહ્યા છે અને હિમાલયના છેડે કિંવા ટોચે આવેલા મિલમ સ્થળે પણ તેઓ નામદાર મહારાણી સાથે પહોંચી ગયા હશે. આવી તેઓશ્રીની ધર્મજ્ઞતા માટે સંતોષ પામી અમો તેમને સફળ સફર–યાત્રા ઇચ્છીએ છીએ.

પરંતુ મહારાજા સાહેબનો આ સઘળો વ્યવહાર કુરૂક્ષેત્રના યુદ્ધ સમયના કર્તવ્યમૂઢ અર્જુનના જેવો છે. અર્જુન ધર્માત્મા ક્ષત્રિય હતો, દુરાત્મા કૌરવોને દંડ દેવા માટે કુરૂક્ષેત્રમાં ઉપસ્થિત થયો હતો પરંતુ ભીષ્મ દ્રોણ કૃપાચાર્ય અશ્વત્થામા વગેરે શિષ્ટ

પુરૂષો સાથે લડી તુચ્છ રાજ્ય માટે કરોડો માણુસોનો સંહાર કરવો તેને આ સમયે ઉચિત ન લાગ્યો તેથી તેણે પોતાના ક્ષત્રિયોચિત ધર્મરૂપી હિંસા માર્ગનો ત્યાગ કરી બ્રાહ્મણોચિત અહિંસા માર્ગ પસંદ કરી સંન્યાસ લઇ ઇશ્વરાધન કરવા ઇચ્છયું. સદ્ભાગ્યે અર્જુનના સારથી સાક્ષાત્ જગદીશ્વર શ્રીકૃષ્ણ પરમાત્મા હતા એટલે ભગવાન્ શ્રીકૃષ્ણે ધર્મ અધર્મ, હિંસા અહિંસા, કર્તવ્ય અકર્તવ્ય, પાપ પુણ્ય, જન્મ મરણુ, સુખદુઃખ અને બંધ મોક્ષનું સ્વરૂપ સારી પેઠે સમજાવી અર્જુનની ભ્રાંતિ ટાળી હતી અને યુદ્ધાર્થે તેને તત્પર કરાવી અક્ષય વિજય અપાવ્યો હતો પરંતુ મહારાજા મૈસુરની ભ્રાંતિ અત્યારે કોણુ ટાળે એમ છે ?

મહારાજા મૈસુર ક્ષત્રિય રાજા હોવા છતાં પોતાના રાજ્ય ધર્મનું વહન ન કરતા પ્રભુ પરાયણ અથવા ધર્મયુક્ત જીવન જીવવા મથે છે અને પોતાના મોટા સમૃદ્ધ રાજ્યને તથા હિંદુ પ્રજાને મુસલમાનોની દયા ઉપર છોડે છે. મૈસુર મહારાજાના વિશાળ રાજ્યમાં લાખો ભણેલા ગણેલા બુદ્ધિમાન હિંદુઓ હોવા છતાં તેઓએ સર મીરઝા ઇસ્માઇલ નામના મુસલમાનને દિવાન તરીકે રાખેલ છે અને તેના હાથમાં આખા રાજ્યની લગામ સોંપેલ છે. પોતાનો એ. ડી. સી. એટલે અંગરક્ષક પણુ કોઇ હિંદુ ન રાખતા મુસલમાન રાખેલ છે; તેથી એ કાબેલ મુસલમાન દિવાને મૈસુર રાજ્યમાં મુસલમાન અધિકારીઓને ખાસ કરી લશ્કરી ખાતામાં વધારે ગોઠવી દીધા છે. બીજા તમામ હિંદુ રાજ્યોમાં ગોવધ પ્રતિબંધનો કાયદો છે પણુ મૈસુર જેવા હિંદુ ધર્મજ્ઞ રાજાના રાજ્યમાં ગાંધીની માઠી સલાહથી મુસલમાન દિવાને ગોવધ અટકાયતનો કાયદો પાસ કર્યો નથી, વારંવાર હિંદુ મુસલમાન વચ્ચે હુલ્લડો થાય છે અને તેમાં હિંદુ-



શ્રી પ્રાચીન પુષ્ટિમાર્ગીય જ્ઞાન પ્રસારક યુવક મંડળ, મધ્યમાં તેના પ્રમુખ
શ્રીમાન્ શેઠ હરિદાસ ચત્રભુજ.

ઓના મંદિર મૂર્તિઓ ભ્રષ્ટ ગઇ ભાંગવા તુટવા સાથે હિંદુઓ ભુંડી રીતે માર ખાય છે, સ્ત્રીઓના વારસા હક્ક જેવા ધર્મ વિરૂદ્ધ કાયદા પાસ થાય છે અને શૌકતઅલી જેવા હિંદુઓના કટ્ટર શત્રુઓ રાજ્ય તરફથી ખુલ્લી રીતે સત્કારાય છે આ શું મૈસુર મહારાજાનું ધર્મજ્ઞપણું ગણાય ? અમારી સમજ પ્રમાણે તો અકર્તવ્ય કર્મ કરી ધર્મને તથા હિંદુત્વને હણાવતા મૈસુર મહારાજા ધર્મને બદલે અધર્મ આચરી પાપના ભાગી બની રહ્યા છે માટે તેઓ તથા બીજા સર્વ રાજાઓ ધર્મ શાસ્ત્રાનુસાર ક્ષત્રિયોચિત કર્મ કરી તરે અને તારે એમ અમો ઇચ્છીએ છીએ.

## ગોલોકવાસી શેઠ હરિદાસ ચત્રભૂજ.

અખિલ વિશ્વના નિયંતા શ્રીહરિની ઇચ્છા અલ્પજ્ઞ મનુષ્ય પ્રાણીઓથી સમજવી અશક્ય છે, નહિતર જે વખતે સનાતન ધર્મને તથા સનાતનીઓને ધર્માત્મા કાર્યકર્તા પુરૂષોની અત્યંત જરૂર છે તેવે વખતે એક પછી એકને તેઓશ્રી કાં પોતાના ધામમાં બોલાવી લ્યે ? થોડા દિવસ પહેલાજ ઉદયપુરના મહારાણાશ્રી ફત્તેહસિંહજી, કાશીના ધર્મપ્રાણ શ્રી લક્ષ્મણ શાસ્ત્રીજી તથા હરિદ્વારના સ્વામી શ્રી આત્મસ્વરૂપજીના સ્વર્ગવાસ વિશે દુ:ખદ નોંધ લેતા અમે જણાવ્યું હતું કે ત્રણ મહારથી ધર્માત્માઓ અદ્રશ્ય થતા સનાતન ધર્મ પાંગળો બન્યો છે, પરંતુ તેમાં આજે કોચીનના ધર્મપ્રેમી દાનવીર શેઠ હરિદાસ ચત્રભૂજ ગોલોકવાસી થતાં ઉમેરો થાય છે તેથી અમોને અત્યંત દુ:ખ થાય છે.

મલબારના રમણીય પ્રદેશમાં સમુદ્ર તટે વસેલા કોચીન બંદરમાં ધંધા રોજગાર અર્થે ગયેલા સજ્જનોમાં માંગરોળ નિવાસી શેઠ હરિ-

દાસ ચત્રભૂજ ગાદોયા એક અમૂલ્ય રત્ન હતા. તેમણે પ્રમાણિકતા અને પુરૂષાર્થથી કાથા વગેરેના ધંધામાં પ્રભુ કૃપાથી સારી પેઠે સંપત્તિ સંપાદન કરી અને કૃપણ બની તેનો સંચય કરી ન રાખતા કિંવા મોજશોખમાં ઉપયોગ નહિ કરતા તેણે પોતાની દશા સોરઠીઆ વણિક જ્ઞાતિના, પોતાના પુષ્ટિમાર્ગીય તથા સનાતન ધર્મના અને હિંદુ ભાઇ–બ્હેનોના દુઃખો દૂર કરવામાં છૂટે હાથે વ્યય કરી કોચીનના હિંદુઓમાં બહુ માનનીય સ્થાન પ્રાપ્ત કર્યું હતું. એવું કોઇ પારમાર્થિક કાર્ય ભાગ્યેજ હશે કે જેમાં શેઠ હરિદાસભાઇનો ફાળો મુખ્યત્વે ભરાયા વિના રહ્યો હોય! અર્થાત્ હરિદાસભાઇ ધર્મ, લોક કલ્યાણની પ્રવૃત્તિ અને દુઃખી દર્દીના એક મહાન્ મુંગા સહાયક પોષક હતા. તેઓ પરમ ધર્મનિષ્ઠ સદાચારી સાદા સરળ નિર્માની અને એવા સાત્વિક પ્રકૃતિના આદર્શ દાનવીર હતા કે પોતે જે કાંઇ દાન પુણ્ય પરમાર્થ કરતા તેની કોઇને પણ ખબર ન પડે અને જાહેરમાં વાત પ્રકટ ન થાય તેની બહુ કાળજી રાખતા હતા. આવા મહાનુભાવ ભગવદીય શેઠ હરિદાસભાઇનો શ્રાવણ વદિ ૯ ને રવિવારે કોચીનમાં ૫૫ વર્ષ જેટલી વયે ગોલોકવાસ થયાના ખબર જાણી અમોને પારાવાર ખેદ થાય છે. તેઓ અમારા સહૃદયી સ્નેહી હતા. તેમના ગોલોકવાસથી માત્ર તેમના કુટુંબનેજ નહિ પણ તે સાથે કોચીનવાસી હિંદુઓ, પુષ્ટિમાર્ગ, સનાતન ધર્મ તથા દશા સોરઠીઆ જ્ઞાતિને કદી ન પૂરી શકાય એવી ખોટ પડી છે. પ્રભુ તેમના નિર્મળ પરમાર્થી આત્માને શાશ્વત શાંતિ અર્પે એમ ઇચ્છી તેમના કુટુંબના ઉપર આવી પડેલા દુઃખમાં સમભાગી થઇ આશ્વાસન આપીએ છીએ.



# સ્વામી શ્રી આત્મસ્વરૂપજી મહારાજ.

સાધુ સંન્યાસીનું સ્થાન હિંદુ પ્રજામાં બહુ માનને પાત્ર છે કારણ કે, તેઓ ઈશ્વર પ્રાપ્તિ તથા પરોપકારને માટે સંસારના તમામ સુખ વૈભવને ત્યજી ધર્મમય જીવન જીવતા હોય છે. યુગ પ્રભાવે પ્રાયઃ મનુષ્ય માત્ર તથા વસ્તુ માત્રના સ્વભાવમાં પરિવર્તન થઈ ગયેલું પ્રતીત થાય છે તેમ સાધુ સંન્યાસીઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. હિંદુસ્થાનમાં હિંદુ સાધુ સંન્યાસીઓની સંખ્યા ૫૬ લાખની લેખાય છે. યદિ એ છપન લાખ સાધુ સંન્યાસીઓ પોતાના ધર્મ પ્રમાણે ત્યાગ વૈરાગ્ય બુદ્ધિથી વર્તતા હોય, મન ઇંદ્રિયોપર કાબુ રાખી ઈશ્વર આરાધન કરી ધર્મશાસ્ત્રોનું ચિંતન મનન કરતા હોય અને લોકોને ધર્મોપદેશ આપી ધર્મમાં પ્રવર્તાવતા હોય તો તેઓનો મોટો ભાગ અત્યારે જે તિરસ્કાર ખમી હડધુત થાય છે તે ન થાય અને હિંદુ જાતિધર્મ પણ સરકાર તથા સુધારકોના હાથે હનન પામે છે તે પણ ઉગરી જાય. ગમે તેમ તો પણ ભારતભૂમિ રત્નગર્ભા છે. હજુ કયાંય કયાંય અદ્ભુત અલૌકિક રત્નો પડેલા છે, બીજ નષ્ટ થયું નથી અને તેથીજ ભારતવર્ષ ભસ્મીભૂત થતું કિંવા જલમગ્ન થતું અટકયું છે.

અમે ઉપર નિર્દિષ્ટ કર્યું કે આદર્શ સાધુ સંન્યાસીનું જીવન પરોપકાર પરાયણ તથા પ્રભુમય હોય છે તેવા એક સંન્યાસી મહાત્માનો ભેટો અમોને આઠ વર્ષ પહેલા હરિદ્વારમાં થયો. એ મહાત્માનું શુભ નામ સ્વામી શ્રી આત્મસ્વરૂપજી મહારાજ. ઉદાસીન સંપ્રદાયના એ આચાર્યશ્રીના સમાગમમાં અમે અગીઆર દિવસ પર્યંત રહ્યા ત્યારે અમોને દૈવી વાતાવરણની પ્રતીતિ થઇ હતી.

એમની તેજસ્વી મુખમુદ્રા, જ્ઞાન ગંભીરતા, નિર્મળ ચરિત્ર, સર્વ શાસ્ત્ર વિશારદતા, ઉદારતા, નિર્ભયતા, નિઃસ્પૃહતા, સનાતન ધર્મ પ્રત્યેની મમતા દઢતા અને હિતરક્ષણની તત્પરતા, સાદાઇ, બાળક જેવી સરળતા, પ્રભુભક્તિ અને ઐશ્વર્ય જોઇ અમને તેઓશ્રી પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ. તત્પશ્ચાત્ અમને વિશેષ માહિતી મળી કે તેઓશ્રીએ બ્રહ્મચર્ય અવસ્થામાં સમગ્ર શાસ્ત્રોનો અભ્યાસ કરી તેમના ગુરૂ સાથે દેશમાં અનેકવાર પર્યટન કરી ઠામઠામ સનાતન ધર્મનો ઉપદેશ કરી આર્યસમાજીઓ કે જેઓ તીર્થ, મૂર્તિ, શ્રાદ્ધ, જન્મથી જાતિ અને પુરાણોનું ખંડન કરી પાખંડવાદ ફેલાવી જેની તેની સાથે વિતંડાવાદ કરે છે તેઓની સાથે અનેક સ્થાને શાસ્ત્રાર્થ કરી ખોડ ભુલાવી હતી. સ્વામીજી દેશના પ્રત્યેક પ્રાંતમાં પધારી ભક્તિ જ્ઞાનનો ઉપદેશ કરી પાખંડવાદનું ઘોર ખંડન કરી ધર્મરક્ષણ કરતા હતા, પરંતુ તેમની કૃપા ગુજરાત તથા કાઠિયાવાડ ઉપર વિશેષ હતી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. મુંબઇ, ભાવનગર, સુરત, લખતર, ધ્રાંગધ્રા વગેરે સ્થળે દિવસોના દિવસો પર્યંત બિરાજી તેઓશ્રી પોતાના જ્ઞાનામૃતનો લાભ આપી જીજ્ઞાસુઓને કૃતાર્થ કરતા હતા. સમગ્ર ભારતના ધર્મપ્રેમી હિંદુઓ અને ખાસ કરી ગુજરાત કાઠિયાવાડના ધર્મજ્ઞ લોકો જાણીને અત્યંત ખિન્ન થશે કે એ મહાનુભાવ સાચા સંન્યાસી આપણને નાસ્તિકોના ભયંકર દૂષિત વાતાવરણમાં અસહાય મૂકી શ્રાવણ સુદિ ૪ ને સોમવારે ૭૦ વર્ષની વૃદ્ધ વયે નારાયણ ધામના નિવાસી થયા છે.

શુદ્ધ ક્ષત્રિય રાજબીજનું અને કર્તવ્યનું ભાન કરાવતા ઉદયપુરના મહારાણા શ્રી ફત્તેહસિંહજી, શુદ્ધ બ્રાહ્મણ ઋષિ બીજનું અને કર્તવ્યનું ભાન કરાવતા કાશીના ધર્મપ્રાણ પં. લક્ષ્મણ

શાસ્ત્રીજી દ્રાવિડ અને શુદ્ધ સંન્યાસ દશા અને કર્તવ્યનું ભાન કરાવતા સ્વામી શ્રી આત્મસ્વરૂપજી આમ ત્રણુ મહારથીઓ આ એકજ વર્ષ દરમ્યાનમાં આલોક ત્યજી ગયા એ હિંદુઓનું મોટું દુર્દૈવ છે. એ ત્રણેય મહા પુરૂષો જનતામાં જેમ ભારે માનને પાત્ર હતા તેમ પોતપોતાના સમાજમાં પણુ બહુ મોટી પ્રતિષ્ઠા ધરાવતા હતા. મહારાણા શ્રી ફત્તેહસિંહજી હિંદના તમામ રાજાઓને પૂજ્ય હતા અને તેમનો બોલ સર્વ કોઈ વધાવી લેવા આતુર રહેતા, પં. લક્ષ્મણુ શાસ્ત્રીજી પંડિતો શાસ્ત્રીઓ તથા બ્રાહ્મણોમાં અતિ આદરને પાત્ર હતા અને તેમની આજ્ઞા સૌ કોઈ ઝીલવા તત્પર રહેતા અને સ્વામી આત્મસ્વરૂપજી સાધુ સંત મહંત સંન્યાસી બાવાઓમાં અત્યંત માનનીય હતા અને તેઓશ્રીની આજ્ઞાને વેદવાક્ય માની હરેક સાધુ સંન્યાસી શિરસાવંદ્ય ગણુવા કટિબદ્ધ હતા એ અમે હરિદ્વાર કુંભયાત્રા પ્રસંગે પ્રત્યક્ષ જોયું અનુભવ્યું છે. કુંભયાત્રા પ્રસંગે પોતાની અવસ્થા બિમાર હતી, શરીર જ્વરથી શિથિલ બન્યું હતું તો પણુ તેઓશ્રીએ પોતાનો ભવ્ય અને રમણીય ગુરૂમંડલાશ્રમ યાત્રીઓને માટે ખુલ્લો મૂકી, તેમાં અનેક તંબુઓ ઠોકાવી બ્રાહ્મણુ રસોઈઆદ્વારા રસોડું ચાલુ કરાવી હજારો યાત્રીઓને આશ્રય આપ્યો હતો. રાત્રિના બબ્બે વાગ્યા સુધી સનાતન ધર્મના રક્ષણુ વિષે અમારી સાથે ચર્ચા કરી હતી. માલવિયા તથા પંજાબ સનાતન ધર્મ પ્રતિનિધિ સભા સનાતન ધર્મને નામે કઇક પાખંડ જાળ બિછાવી ધર્મપ્રેમી લોકોને સમ્મેલન ભરી ફસાવતાહતા તેમાંથી તેઓ લોકોને કોઇ જગ્યાએ સમ્મેલનના અધ્યક્ષ તરીકે તો કોઈ સ્થળે શંકા સમાધાન કરીને ઉગારતા હતા. પ્રાચીન સંસ્કૃત ગ્રંથો-ધર્મશાસ્ત્રોનો સંગ્રહ એક અમે નેપાલ ખડમંડુમાં જોયો અને બીજો તેઓશ્રીના ગુરૂમંડલાશ્રમમાં અવલોકયો. પ્રાયઃ નાના મોટા ૮૦૦ સંસ્કૃત ગ્રંથો તેઓશ્રીના

પુસ્તકાલયમાં હશે. આવા ધર્મજ્ઞ મહાનુભાવ સંન્યાસી મહાત્માનો પરલોક પ્રયાણથી ખરેખર દેશને ન પૂરી શકાય એવી મોટી ખોટ પડી છે. તેઓશ્રીના કાર્યો એજ તેઓશ્રીનું સાચું સ્મારક છે તોપણ ભાવનગર અને લખતરના રાજાઓ, હજારો સાધુ સંન્યાસીઓ શ્રીમંતો અને સર્વ સાધારણ સ્થિતિના ધર્મપરાયણ ગૃહસ્થો તેઓ શ્રીના શિષ્ય છે તો તેઓ જરૂર કાંઇને કાંઇ સ્મારક કરી ઋણ મુક્ત થશે.

---

## મોરબી મહારાજા.

શ્રીયુત રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી જ્યારે મોરબીના દિવાન હતા ત્યારે અમોને ના. મોરબી મહારાજા શ્રી લખધીરજીના પરિચયમાં દિલ્હી મુંબઇ તથા મોરબીમાં આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. સહવાસથી સ્વભાવથી અને કાર્યથી અમો જોઇ શકયા કે ના. મહારાજા લખધીરજી પ્રજા વત્સલ, સદ્‌ગુણી તથા ઉદ્યોગી નરેશ છે. બીજા રાજાઓમાં જે ઉડાઉપણું મોજશોખ પરદેશમાં રખડવાની કુટેવ કે લોકો પાસેથી બળાત્કારે દ્રવ્ય હરવાની આતુરતા છે તે તેમનામાં નથી છતાં કેટલાક ધંધા વિનાના ધાંધલખોરોએ તેમની વગોવણી શરૂ કરી છે, એટલુંજ નહિ પણ તેમને પાગલ જેવા ગણી પદભ્રષ્ટ સુદ્ધાં કરવાની અધમ પ્રવૃતિ આદરી છે. ફુલચંદ વગેરે પીકેટરો કરતા આ ચળવળમાં વધારે પડતી ઉશ્કેરણી રાણ-પુરના સૌરાષ્ટ્ર અને મુંબઇના હિંદુસ્થાન–પ્રજામિત્રે કરી છે. કોઇ પોતાના મતને અનુકૂળ ન થાય કિંવા પોતાનો હેતુ ન સરે એટલે

સામાનું પદ અને પોતાનો દરજ્જો ન વિચારતા એકદમ મવાલી બની તેનાપર તદ્દન ખોટા આક્ષેપો મૂકી તેની જાત ઉપર તુટી પડવું એ આજકાલના ચળવળ કરનારાની નીચ રીતિનીતિ છે માટે તેના ભોગ બનતા લોકો અટકે એમ અમો ઇચ્છીએ છીએ. પરંતુ એ બદામના લેભાગુ ચળવળીઆઓ આમ રાજાઓની ભયંકર દુર્દશા કરવા મથે છતાં કેટલાક રાજાઓના પેટમાં પાણી સુદ્ધાં હાલતું નથી એનું કારણ શું? ખરા ક્ષત્રિય બચ્ચા તો કાં પોતે નહિ અને કાં શત્રુ નહિ એવા નિશ્ચય પર આવી ખેદાનમેદાન કરી નાખે પરંતુ હમણાના રાજાઓ નિર્માલ્ય જણાય છે અને તેઓને તુચ્છ માણસોની આવી સતામણી સહેવી પડે છે તેનું કારણ એ છે કે તેઓ વિદેશી શિક્ષણ સહવાસથી સ્વત્વ રહિત બન્યા છે તથા અર્ધદગ્ધ નાસ્તિક વૃત્તિના આગેવાનોને અનુસરનારાઓને દિવાન જડજ કિંવા સેક્રેટરી તરીકે રાખે છે જેમકે મોરબીએ ગોરડીઆ જેવા ગાંધીપંથીને દિવાન તરીકે રાખેલ છે, વઢવાણ સ્ટેઇટે ભીમજી ભાઇને રાખેલ છે, ભાવનગરે પટણીને રાખેલ છે, ગોંડલ ચંદુલાલને અનુસરે છે અને મૈસુરે મીરઝા ઇસ્માઇલને રાખેલ છે તેથી જો રાજાઓએ દુઃખ આપત્તિમાંથી ઉગરવું હોય તો પ્રથમ મરદાનગી ધારણ કરી ધર્માચરણ તથા પ્રજા પાલનથી પ્રજાને પક્ષમાં લઇ અર્ધદગ્ધ નાસ્તિકોને બરતરફ કરી બંડખોરો સામે આકરામાં આકરા ઇલાજ લેઇ ખોડ ભુલાવવી જોઇએ.

---

# સ્વદેશીનું સત્ય સ્વરૂપ.

છેલ્લા એક વર્ષ થયા સ્વદેશીની હિલચાલ દેશમાં ચાલી છે એથી કયો હિંદુ ખુશી ન હોય? અર્થાત્ સ્વદેશીની ચળવળથી હિંદુ માત્ર પ્રસન્ન છે કારણ કે એથી અંતે દેશનેજ લાભ છે; પરંતુ પ્રથમ સ્વદેશીનું ખરૂં સ્વરૂપ સમજવામાં આવે અને પછી હિલચાલ તે મુજબ ચલાવવામાં આવે તોજ તે ફળદાયી થઇ શકે.

હમણા માત્ર ખાદી પહેરવી અને પરદેશી કપડાની હોળી કરવી એને સ્વદેશી હિલચાલ કહેવામાં આવે છે. વસ્તુતઃ વિચારવામાં આવે તો એ બન્ને દેશને અત્યંત ઘાતક છે. દેશના લોકોને માત્ર ખાદીનીજ જરૂર નથી પરંતુ તે ઉપરાંત હમેશની જરૂરીઆતની હજારો વસ્તુઓ છે. બંટી અને કળથી સસ્તામાં સસ્તુ અનાજ છે માટે લોકોએ રોટલી ભાત ડાળ શાક ખીચડી શીરો લાડવા વગેરે તજી તે ખાવું જોઇએ એવી હિમાયત શા માટે નથી કરવામાં આવતી? જો ખાદીને બધા રૂતુમાં, સારા કે માઠા પ્રસંગમાં, શ્રીમંતાઇ કે ગરીબાઇમાં પહેરવાનું કહેવામાં આવે છે તો પછી બંટી અને કળથી બીજા બધા અનાજ કરતા ઘણું સસ્તુ અનાજ અને સર્વત્ર મળતું હોવા છતાં તે ખાવા માટે કેમ ભલામણ થતી નથી? અર્થાત્ જેમ બંટી અને કળથી શ્રેષ્ટ ખાદ્ય પદાર્થોને સ્થાને લોકો ઉપયોગમાં લઇ શકે એમ નથી તેમ ભલે અત્યારે અણસમજ લોકોએ દંભથી કે મૂર્ખતાથી ખાદી ધારણ કરી લીધી છે પરંતુ તે પ્રકૃતિને બંધ બેસ્તી ન હોવાથી લાંબો સમય ટકી શકશે નહિ. ખાદીની પાછળ ગાંડા બનવાથી ખાદી પ્રથમ ત્રણ આને વાર મળતી હતી તે હવે બાર આને વાર મળે છે, તીવ્ર આંદોલનને લઇ થોડા દિવસમાં વેચાણ અતિશય

વધવાથી જાપાની અને વિલાયતી ખાદી લાખોની વેચાઈ ગઈ છે અને વેચાય છે જેથી ઉલટું દેશનેજ સોસવું પડયું છે. કણબી કોળી વગેરે ખેડુત વર્ગ ખાદી હમેશ વાપરનારા હતા તે હવે ખાદી મોંઘી મળવાથી વાપરતા બંધ થઇ વિલાયતી પહેરવા લાગ્યા છે અને દંભી લોકો દેખાવને ખાતર પ્રસંગે પ્રસંગે વાપરે છે. વળી વિલાયતી કાપડ ઘરમાં હોય તે વાપરી નાખવું અને નવું ન ખરીદવું, એ ઉત્તમ વાત છે પણ તેને બાળી નાખવું અને પાછું તુરત નવું ખરીદવું એ કયાંની બુદ્ધિમતા ? જાતે ન પહેરતા તેમ ગરીબને પણ ન આપતા કપડું બાળી નાખવું એને એક પ્રકારનું ગાંડપણ કે ઘેલછાજ લેખવી જોઇએ.

પરંતુ સ્વદેશીનું ખરૂં સ્વરૂપ તો તદ્દન નિરાળું છે. એને હમણાની ચળવળ કરનાર કોઇ સમજીજ શકયો નથી. જો એને યથાર્થ રીતે સમજીને વ્યવહારમાં મુકવામાં આવે તો સ્વરાજ્ય તત્કાળ ચરણે આવે તેમ છે. સ્વદેશી એટલે સ્વ+દેશી અર્થાત્ પોતાના દેશનું. જો પોતાના દેશની વસ્તુ સ્વદેશી રીતે પહેરવામાં આવે, સ્વદેશી તમામ વસ્તુ વાપરવામાં આવે અને વિદેશીઓ સાથે સંબંધ રાખવામાં ન આવે તો સ્વરાજ્ય સ્વતઃ સિદ્ધ છે, એમાં જરા પણ સંદેહ નથી. લોકો અત્યારે પોતાની માતૃભાષા છોડીને અંગ્રેજી ફ્રેંચ ભણે છે તે બેવકૂફાઇ હોઇ પરતંત્ર બનાવનાર છે માટે તે વિદેશી ભાષાનો ત્યાગ કરી સ્વદેશી ભાષાનો અભ્યાસ કરવો જોઇએ. પોતાનો જાતીય સ્વદેશી પોશાક છોડીને કેટલાક વિલાયતી કોટ પાટલુન હેટ નેકટાઇ કલર બુટ સ્ટોકીંગ વિલાયતી વાનર નકલ કરી દેશના લોકોને ડુબાડી રહ્યા છે, તેને બદલે સ્વદેશી ધોતી અંગરખું પાઘડી પહેરવા જોઇએ. ઘરમાં પવિત્ર રીતે રંધાયલો સાત્વિક સ્વદેશી દાળ ભાત શાક રોટ-

લીના ખોરાકને કેટલાક તિલાંજલિ આપી તાજમહાલ હોટલમાં કે બીજે પાઉ બિસ્કુટ કેઇક માંસ મદિરા સીગરેટ વગેરે ખાઈપીઈ રહ્યા છે એ અતિ નાલાયકી તથા દેશદ્રોહનું કામ છે માટે તે ત્યજી સ્વદેશી ઉત્તમ વસ્તુ ખાવી પીવી જોઇએ. માથે ચોટલી, કપાળમાં તિલક, દ્વિજવર્ણને ડોકમાં જનોઈ તથા ચાતુર્વર્ણ્યને કંઠી અને મૂછો એ સ્વદેશી રીવાજ છે તેને બદલે માથા ઉપર ઉંદરડા કાતરી ગયા હોય તેવા કાપેલા વાળ બાબરી અને બિલકુલ મૂછ નહિ અથવા અડધી કાપેલી ઉંદર મૂછ રાખવી એ દેશને લાંછન છે માટે તેવી વિલાયતી ટમાટમ ત્યજી સ્વદેશી રહેણી કરણીવાળા બનવું જોઇએ. સ્વદેશના સનાતન ધર્મ જેવો શ્રેષ્ટ ધર્મ જગતમાં બીજો કોઇ નથી છતાં કેટલાક તે ત્યજી સ્વધર્મ સ્વજાતિ અને સ્વશાસ્ત્રની નિંદા કરી વિલાયતી બાઇબલ ધર્મને વખાણી વિદેશીઓ જેવો વર્ણસંકર વ્યભિચારમય સ્વચ્છંદ પિશાચી સંસાર વ્યવહાર ચલાવવા મથે છે અને સ્વ નાતજાત મર્યાદાને ઉખેડી નાખવા ઇચ્છે છે એ કેવળ વિલાયતી અધમતા હોઇ તેને ખસેડી સ્વદેશી સનાતન ધર્મી આચાર વિચારવાળા થવું જોઇએ. શરીર સુદઢ કરવું હોય તો સેંકડો ઉત્તમોત્તમ સ્વદેશી કસરતો—દંડ બેઠક આસનો મલકુસ્તી લાઠીયુદ્ધ ભીની ડેકામણી વગેરે છે તે કરવી જોઇએ પણ તેનો નાશ કરી ક્રીકેટ ટેનીસ જેવી વિલાયતી રમતો ન રમવી જોઇએ. સ્વદેશી મોટર બને નહિ ત્યાં સુધી ગાડી ઘોડા વાપરી વિલાયતી મોટરનો ત્યાગ કરવો જોઇએ. સ્વદેશી ખાંડ ગોળ વાપરી વિલાયતી લોહી હાડકાવાળી ખાંડનો સર્વથા ત્યાગ કરવો જોઇએ, કે જેમાં લોકોના દર વર્ષે ૩૦ કરોડ રૂપિયા વિદેશ ઘસડાય જાય છે. વિલાયતી દવા અને ડોકટરોને તિલાંજલિ દઇ સ્વદેશી દવા અને વૈદ્યનો માંદગીને પ્રસંગે

ઉપયોગ કરવો જોઇએ. કાચ કટલેરી હોઝયરી સ્ટેશનરી સંચાકામ રંગ કાગળ વગેરે વસ્તુઓ સ્વદેશી બનાવી વિલાયતી બંધ કરવી જોઇએ, અગાઉ જેમ સેંકડો પ્રકારનું રેશમી ઉની અને સુતરાઉ કાપડ સ્વદેશી બનતું તેમ અત્યારે પણ વિલાયતી ન મંગાવતા દેશમાં બનાવવું જોઇએ, જેથી કરોડો નહિ પણ તમામ સ્વદેશી બનતા અબજો રૂપિયાનો લાભ થશે. નોકરી રહેવું કે નોકર રાખવો, લેવડ દેવડ કરવું કે કરાવવું, સોદો આપવો કે લેવો, બેસવું કે ઉઠવું, એ સઘળું સ્વદેશીઓ સાથે સ્વદેશી રીતે કરવું, પણ વિદેશી સાથે વિલાયતી ઢબનું કરવું નહિ. આ પ્રમાણે સ્વદેશીનો સત્ય અર્થ સમજી દરેક બાબતમાં લોકો સ્વદેશી બને તો સ્વરાજ્ય ક્ષણની પણ વિલંબ વિના મળે તેમ છે; પરંતુ બધી બાબતમાં પરદેશી પણ માત્ર એક ખાદીનીજ બાબતમાં સ્વદેશીનો દંભ ધારણ કરવાથી તો દેશને પારાવાર નુકશાન છે માટે જીવનની હરેક ક્રિયામાં સત્ય સ્વદેશી બનો.

---

## પૂર્ણ સ્વદેશી.

---

જેને સ્વદેશનું અભિમાન હોય તે તો સ્વદેશીજ વાપરે પરંતુ કોઇ સ્વાર્થી માણસ પોતાનો સ્વાર્થ જુવે તો પણ તે સ્વદેશી વાપરવામાંજ સમાયેલો છે. પરદેશી વસ્તુ વાપરવામાં પોતાનો પૈસો પરદેશ ઘસડાઇ જાય છે, પોતાને ઉદ્યમ મળી શકતો નથી અને પોતાનેજ દરિદ્રતા ભોગવવી પડે છે એટલે સ્વધર્મ અને સ્વદેશાભિમાનની વ્યાપક દૃષ્ટિએ કોઇ વ્યક્તિ ન વિચારે અને અંગત સ્વાર્થ તપાસે તો પણ દેશી વસ્તુ વાપરવામાંજ પોતાને ઘણા પ્રકરના લાભ છે.

આમ છતાં ફેશન અને પોઝીશનના પવને ચડેલા અંગ્રેજી ભણેલા અધદગ્ધ જેન્ટલમેનો વિલાયતીના ગુલામ બન્યા. વિલાયતી ચીજ વિલાયતી ફેશનથી પહેરવામાં કેમ જાણે સ્વર્ગીય સુખ મળતું હોય ! તેમ દેશીને ડેમ કન્ટ્રી મેઇડ કરીને ત્યાગ કરવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે દેશના સઘળા હુન્નર ઉદ્યોગ ભાંગીને ભુકો થઇ ગયા અને દેશ કંગાલ તથા પરતંત્ર બન્યો. નિયમ એવો છે કે જ્ઞાની પુરૂષ પ્રથમથી ગુણ દોષનો વિચાર કરી દોષ ત્યજે છે અને અજ્ઞાની ખતા ખાઇ–ઠોકર ખાઇને ઠેકાણે આવે છે તે પ્રમાણે હવે દેશના જેન્ટલમેન પૂરા પાયમાલ બન્યા પછી વિલાયતી છોડી દેશી પહેરવા લાગ્યા છે.

હમણા જે વાતાવરણ પ્રવર્તે છે તેમાં લોકો ખાદી પહેરી તકલી રેંટીઓ કાંતીને પોતાને કૃતાર્થ માને છે પરંતુ તેથી દેશને ધારેલો લાભ નહિ પહોંચે. સ્વદેશીનું ઉગ્ર વાતાવરણ ચાલુ છે તે ઠંડુ પડતા પાછા લોકો રેંટીઓ તકલી ખાદી ફેંકી પરદેશી વાપરવાના. વળી દેશને એક માત્ર કાપડનીજ જરૂર નથી પણ મનુષ્ય જીવનને લગતી સેંકડો નિત્યના વપરાશની વસ્તુઓની ગરજ પડે છે, તે સંબંધી જરાપણ વિચાર થયો નથી. દેશને કે પોતાને પરતંત્રના અને કંગાલીઅતમાંથી સદાને માટે ઉગરવું હોય તો દેશના કે શહેરના પ્રતિષ્ઠિત વેપારીઓની એક મોટી વગવાળી કમિટી બનાવી તેમાં કોંગ્રેસનું ફંડ કામે લગાડી ખાંડ દવાઓ કટલેરી હોઝીઅરી રંગ સાબુ દીવાસળી કાચ કાગળ સ્ટેશનરી મશીનરી વગેરેના દેશમાં કારખાના ઠેકઠેકાણે કાઢી તેમાં દેશના લાખો માણસોને કામે લગાડી પાણીના મુલે દેશી બનાવટની વસ્તુઓનો પ્રચાર કરી પરદેશીને અટકાવવી જોઇએ. માત્ર ખાદીનું કુડતું ટોપી પહેરી હડતાલ પાડી ગીતડા ગાયે કે જે બોલાવ્યે

દેશનો ઉદ્ધાર નહિ થાય તેમ પરદેશી નહિ હટે. બ્રિટીશ ગુડઝ ખરી રીતે બોયકોટ કરવો હોય તો વેપારીઓને પ્રથમ તેઓ પાસે જે વિદેશી માલ પડયો હોય તે કાઢી નાંખવાની અનુકૂળતા કરી આપી પછી તેઓ પાસે પરદેશી નહિ મંગાવવાની પ્રતિજ્ઞા પ્રેમથી લેવરાવી સ્વદેશી ચીજો બનાવવાના કામમાં લગાડી દેવા જોઇએ.

ધર્મપ્રેમી હિંદુઓ તો પરદેશી કાપડ સાબુ દવા તથા ખાંડમાં ચરબી દારૂ હાડકા તથા લોહીનું મિશ્રણ હોવાથી કદી વાપરતાજ નથી અને દેખાદેખી અથવા આપત્તિને લઈ કોઇ વાપરતા હોય તો તેણે તત્કાળ પરદેશી ત્યજીને દરેક વસ્તુ સ્વદેશી બનાવટની વાપરવાનું વ્રત લેવું જોઇએ.

દેશજનોએ સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે કે માત્ર સ્વદેશી વસ્તુ વાપરી વિદેશી બોયકોટ કર્યે પરતંત્રતા નહિ ટળે પરંતુ પરતંત્રતા તો ત્યારે ટળશે કે જ્યારે સ્વદેશી સ્વદેશી ઢબે પહેરાશે. વિદેશી વિધર્મી વિચારો તથા આચારો છોડી સ્વદેશી વિચારો આચારો સેવવામાં આવશે, વિદેશી ભાષા અભ્યાસ રહેણી કરણી ખાનપાન છોડી સ્વદેશી ભાષા અભ્યાસ રહેણી કરણી અને ખાનપાન રાખવામાં આવશે અને વિધર્મી વિદેશી ધર્મભાવ કે સ્વચ્છંદ વ્યવહારને તિલાંજલિ આપી સ્વદેશી ધર્મભાવ રાખી જાતીય મર્યાદા અનુસાર વર્તાશે ત્યારેજ પૂર્ણ સ્વદેશી બન્યા ગણાશો અને ત્યારેજ પૂર્ણ સ્વરાજ્ય કે સ્વાધીનતાને લાયક બની સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકશો.



# હિમાલયની દિવ્યતા.

પર્વતોમાં સૌથી શ્રેષ્ટ પર્વત હિમાલય કે જે ભગવાનની વિભૂતિ છે તેના માતાને ઉદર જન્મીને એક વખત અવશ્ય દર્શન કરવા જોઇએ. સેંકડો માઇલોના વિસ્તારમાં પથરાયલો હિમાલય કે જે વન જંગલ નદી ઝરણા ખાણો અને ઉન્નત શિખરોથી દેદીપ્યમાન છે તેનું જેણે અવલોકન ન કર્યું તેણે આ જગત્માં કશું જોવા લાયક જોયુંજ નથી એમ માનવું. જે પવિત્ર હિમાલયમાં પરબ્રહ્મ પરમાત્મા શ્રી બદ્રીનારાયણ તથા નરનારાયણ ભગવાને પ્રકટ થઈ સદાને માટે વાસ કર્યો, જે હિમાલયમાંથી ગંગાજી યમુનાજી મંદાકિની જેવી પતિતપાવની નદીઓ પ્રકટ થઈ વહી રહી છે, જે હિમાલયમાં બદ્રીનાથ કેદારનાથ ગંગોત્રી અને યમનોત્રી જેવા મોક્ષપ્રદ મહાન્ તીર્થ ધામો છે અને જે હિમાલયમાં જગતવંદ્ય પ્રાતઃ સ્મરણીય સકળ ઋષિ મુનિ યોગી તપસ્વી મહાત્માઓ વસી આત્માનુસંધાન કરી રહ્યા છે તે હિમાલયમાં હરિદ્વાર ડહેરાડુન રામનગર કે કાઠગોદામ સ્ટેશનથી પ્રવેશ કરી શકાય છે.

વૈશાખ માસની શરૂઆતમાં હરિદ્વાર પહોંચી આવશ્યક દવાઓ તથા ઓઢવા પાથરવાના સાધનો સાથે લઇ મજુરનો પ્રબંધ કરી પ્રસ્થાન કરવું જોઇએ. જો યમનોત્રી ગંગોત્રીના દર્શન કરવાની અભિલાષા હોય તો ડહેરાડુન થઇ મસુરી ટહેરી ધરાસુ રસ્તે પ્રયાણ કરવું પણ જેને માત્ર બદ્રીનારાયણ ભગવાનનાજ દર્શન કરવા ઇચ્છા હોય તેણે હરિદ્વારથી ઋષિકેશ દેવપ્રયાગ રૂદ્રપ્રયાગ શ્રીનગર લાલસાંગા જોશીમઠ પંડુકેશ્વર રસ્તે જવું. રસ્તામાં ઠામ ઠામ બબ્બે ત્રણ માઇલે રહેવા રસોઈ કરવાની ચટ્ટીઓ તથા આટા દાળની દુકાનો આવે છે. પહાડી લોકો કે જેઓ પર્વતો પર નાના નાના ગામડાઓ વસાવી

વસ્તા હોય છે તેઓ બહુ ગરીબ પ્રમાણીક અને મહેનતું છે. તેઓના તરફથી યાત્રીને ક્યાંય ત્રાસ વેઠવો પડતો નથી તેમ ભયાનક જંગલો હોવા છતાં સિંહ વાઘ વરૂ વ્યથા કરતા નથી અથાત્ હિમાલયમાં તેની દિવ્યતાના કારણે ચોરી વ્યભિચાર કે ઉપદ્રવ લેશ પણ દ્રષ્ટિએ પડતા નથી.

વર્ષે કે બે વર્ષે દોઢ બે માસ હિમાલયના મોટા મોટા પર્વતોની ચડાઈ ઉતરાઇ ચડવા ઉતરવામાં આવે તો અસાધ્યરોગોનું આપોઆપ નિવારણ થઇ જાય, પ્રભુની લીલાનું નૈસર્ગિક દ્રષ્ય જોવાથી સંસારનું કષ્ટ માત્ર ભૂલાય જાય અને એકાગ્ર તથા નિર્મળ ચિત્તે પ્રભુ ચિંતન થતા અલૌકિક આનંદ અને બળની પ્રાપ્તિ થાય, વિવિધ પ્રકારની સુંદર વનસ્પતિમાંથી વનસ્પતિ કે વૈદક વિદ્યાનું જ્ઞાન હોય તો અતિ કિંમતી શોધો થાય અને અધ્યાત્મ વિદ્યા યોગ કે તપશ્ચર્યાની સાધના સાધનારા સત્પુરૂષને ઋષિમુનિ મહાત્માનો પ્રારબ્ધ સંયોગે ભેટો પણ થાય માટે હિંદુ માત્રે વધારે નહિ તો ફક્ત એક વખત તો અવશ્ય હિમાલયના દર્શન કરી કૃતાર્થ થવું.

## માનસરોવરનું સૌંદય.

પૃથ્વીપર અનુપમ સૌંદર્યવાળું જો કોઈ સ્થાન હોય તો તે પિતામહ બ્રહ્માના માનસથી ઉત્પન્ન થયેલું માન સરોવર છે. અમે જગતમાંના અનવધિ સુંદર સ્થાનો તથા પદાર્થોનું નિરીક્ષણ કર્યું પરંતુ તે સર્વ માન સરોવરની તુલનામાં સોમે અંશે પણ આવી શકે એમ નથી એવી અમારી માનસરોવર જોયા પછી ખાતરી થઇ. એ અદ્વિતીય

અનુપમ રમણીય માનસરોવર હિમાલય સમીપ ટિબેટમાં આવેલું છે પરંતુ તે જેટલું સુંદર દર્શનીય છે તેટલુંજ વિકટ છે. લોકોનો મોટો ભાગ તો કહે છે કે ત્યાં કોઇથી જઇ શકાતું નથી અને કદાચિત્ કોઇ સાહસ કરીને જાય છે તો રસ્તામાંજ સ્વધામ પહોંચી જાય છે. આમ હૃદય હચમચાવે એવી વાતો અમે ઘણાને મુખે સાંભળી હતી છતાં દેહ પડે તો પણ કબુલ પરંતુ અપ્સરા તથા દેવતાની રમણભૂમિને જોવી તો ખરીજ એવા નિશ્ચયથી એક અમારા જેવાજ મરણીઆ મિત્રની સાથે અમે એપ્રીલમાં પ્રયાણ કર્યું.

દિલ્હીથી કાઠગોદામ સ્ટેશને ઉતરી, ત્યાંથી નૈનિતાલ થઈ આલમોરા ગયા અને આલમોરાથી હજારો ભયાનક ઉન્નત શિખરોવાળા પર્વતો, વનો, જંગલો તથા નદીનાળા વીંધી મુનસ્યારી આવ્યા. હિમાલયમાં રહી ટિબેટ સાથે વેપાર ખેડી ઉન હિન્દમાં લાવનારા મહા સાહસિક ભોટીયા લોકોની સહાયતા વિના મુનસ્યારીથી આગળ વધી શકાતું નથી. એ વિકટ પ્રદેશના ભોમીયા ભોટીયા વેપારીઓના ઓથે ઓથેજ બરફ આચ્છાદિત પર્વતો નદી નાળાઓ તથા દિશાના જ્ઞાને માર્ગ નિર્ધારીત કરીને મુનસ્યારીથી મિલમ પહોંચાય છે અને હિમાલય તથા અંગ્રેજ રાજ્યની સરહદના એ છેલ્લા સ્થાન મિલમથી ઉંટાધુરા જયન્તિ તથા કુંગરી વિંગરી કે જે કેવળ બરફથી ઢંકાયલા પર્વતો છે અને જ્યાં પહોંચી દૃષ્ટિ કરતા સર્વત્ર બરફ મય ભાસે છે ત્યાં ક્ષણે ક્ષણે મૃત્યુના જોખમ વેઠતા વેઠતા એક દિવસમાંજ પસાર કરી ટિબેટની હદમાં પહોંચવું પડે છે. બાદ જ્ઞાનીમ મંડીથી ચંવર બેલની સ્વારી કરી પ્રથમ ભગવાન શંકરની નિવાસ ભૂમિ કૈલાસના દર્શન પ્રદક્ષિણા કરી પછી માન સરોવર પહોંચાય છે.

માન સરોવર અત્યંત સુંદર, મધુર અને સમશીતોષ્ણ જળવાળું

વિશાળ સરોવર, હંસોના ટોળાથી અલંકૃત અને તે જોવાથી કેમ જાણે દુનિયામાં સર્વ જોવાનું જોઇ લીધું અને મેળવવાનું મેળવી લીધું ન હોય ! એવી ભાવના પ્રકટ કરવાનું અલૌકિક સ્થાન છે. યુગ પ્રભાવે ત્યાં કાંઇ દુદુંભીના નાદ કે વિમાન અપ્સરાના દર્શન થતા નથી પણ તેની દિવ્યતા તથા પવિત્રતાથી આત્માને કૃત કૃત્ય તો મનાય છે.

---

# નેપાલ એટલે હિંદુ સંસ્કૃતિનો આદર્શ.

---

હિંદુ રાજાઓ ચક્રવર્તી રાજા તરીકેની કીર્તિ ખાટી ગયા છે. તેઓ દિગ્વિજય કરી આખી દુનિયાપર રાજ્ય સત્તા ભોગવતા હતા. તેમના રક્ષણ અને ઉત્તેજનથી હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મ પણ ખુબ ફાલી ફુલી લોકોનું પરમ કલ્યાણ કરતો હતો. ઉદય અને અસ્તના નિયમાનુસાર એ હિંદુ ચક્રવર્તી રાજાઓ કાળને શરણ થયા અને તેમના વંશજો વિધર્મી વિદેશીઓના ગુલામ તરીકે હમણા હિંદમાં જીવન ગુજારે છે છતાંપણ સ્વાધીન હિંદુ રાજા, હિંદુ સંસ્કૃતિ અને સનાતન ધર્મનું પૃથ્વીપરથી નામ સાવ ભુંસાઇ ગયું નથી. યવન મ્લેચ્છોના ઉદય કાળમાં અને પાખંડવાદના પ્રબળ વંટોળીઆમાં પણ તે ત્રણેય વસ્તુ સૃષ્ટિની સપાટીપર જીવંત છે અને જેને એ વસ્તુનો સાક્ષાત્કાર કરવા જીજ્ઞાસા હોય તેણે કાશી થઇને રકસોલ સ્ટેશન ઉતરી વીરગંજ જવું અને ત્યાંથી પાસ લઈ શિવરાત્રીના સમયમાં નેપાલ ચાલ્યા જવું એટલે પ્રત્યક્ષ દેખાશે. વીરગંજથી પાંચમે દિવસે ખટમંડુ—નેપાલ પહોંચાય છે.

નેપાલ હિમાલયની બાજુમાં હિમાલય જેવો ઠંડો અને રમણીય પહાડી દેશ છે તેમાં માત્ર એક હિંદુ પ્રજા વસે છે. નેપાલપર હિંદુ કુલ ભૂષણ ક્ષત્રિય નરેશ મહારાજાધિરાજ વીર વિક્રમ સહદેવની સ્વતંત્ર સત્તા પ્રવર્તે છે, પ્રજા ૫૬ લાખની છે અને રાજ્યની વાર્ષિક ઉત્પન્ન રૂપિયા ૭ કરોડની છે. એ રાજ્યમાં રાજા પ્રજા ઉભય ધર્મમાં શ્રદ્ધાવાળા છે. વેદ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તે છે. મનુસ્મૃતિ એ કાયદો છે. એક પણ પૈસો ખર્ચ કર્યા વિના ત્યાં નિર્મળ ન્યાય મળે છે. ગાય બ્રાહ્મણનો ત્યાં સારી રીતે આદર થાય છે. ગાયને મારનાર ફાંસીની શિક્ષાને પાત્ર ઠરે છે ને તે દેશમાં વિધર્મી વિદેશી જઇ શકતો નથી. ભગવાન પશુ પતિનાથની યાત્રા નિમિત્તે યાત્રીને શિવરાત્રી પ્રસંગે નેપાલ જવાની છૂટ મળે છે પરંતુ શિવ-રાત્રી વીતતા વિદેશીને તત્કાળ દેશબહાર કાઢવામાં આવે છે. તે દેશમાં કોઇ ખ્રિસ્તી મુસલમાન કે આર્યસમાજ વગેરે ધર્મનો પ્રચાર કરી શકતો નથી યદિ કરે તો સાત વર્ષની સખ્ત જેલની શિક્ષાને પાત્ર ઠરી પશ્ચાત્ દેશનિકાલ થાય છે. સનાતન ધર્મ વિરૂદ્ધ વર્તી શ્રાદ્ધ મૂર્તિપૂજા વર્ણાશ્રમ ઇશ્વર અવતાર કે વેદશાસ્ત્ર પુરાણોની કોઇ નિંદા કરી પુનર્લગ્ન અંત્યજ સ્પર્શ વર્ણાન્તર લગ્ન, વર્ણસંકર ખાનપાન કે છૂટાછેડાની હિમાયત કરેતો તે એક લાખની તૈયાર ફોજવાળા એ સનાતની રાજા પ્રજાના દેશમાં કઠોર શિક્ષાને પાત્ર થાય છે. આવા હિંદુ સંસ્કૃતિના આદર્શ દેશના એક વખત દર્શન કરી હિંદુઓએ આનંદીત થવું જોઇએ.

# અમરનાથ.

પરમાત્માની અસીમ કૃપાથી અમે પૃથ્વીપરના ઘણા રમણીય પ્રદેશ જોયા પરંતુ ગયા વર્ષના શ્રાવણ માસમાં જ્યારે ફરીથી કાશ્મીરનો પ્રદેશ જોયો ત્યારે તેની શોભાથી અમારે એવા નિશ્ચયપર આવવું પડયું કે દુનિયામાં સહુથી સુંદર મનોહર પ્રદેશ જમનોત્રી ગંગોત્રીનો ગણાય અને તેથી ઉતરતો એટલે બીજા નંબરે કાશ્મીરને મૂકી શકાય. જાપાન સ્વીઝરલેન્ડ ફ્રાન્સ ઇટાલી તથા નેપાલનો પ્રદેશ દર્શનીય ગણાય છે પરંતુ તે કાશ્મીરની તુલનામાં તો કાંઇજ નહિ.

એ કાશ્મીરમાં બે માર્ગે:—એક જંમુ તથા બીજા રાવલપીંડીના માર્ગે મોટર લોરીમાં અથવા મોટરમાં જઈ શકાય છે. બન્ને બસો માઇલના અંતરવાળા માર્ગો છે, સરસ સડકો બાંધેલી છે, ચોવીસ કલાકે શ્રીનગર પહોંચાડે છે, રસ્તામાં આવશ્યક પદાર્થો મળી રહે છે, ભાડું છ છ રૂપિયા માણુસ દીઠ ટેક્સ સાથે પડે છે પણ રાવળપીંડીનો માર્ગ જંમુ કરતા ઓછી ચડાઇ ઉતરાઇવાળો એટલે રસ્તામાં ફેર ઓછા ચડે છે. અમારા સુયોગ્ય સ્નેહી ભાઇ વૃજલાલ ત્રિભોવનદાસ સાથે પ્રયાણ કરી પ્રથમ અમો શ્રીનગર પહોંચી ત્યાંની સનાતન ધર્મ સભાની ધર્મશાળામાં ઉતરી પછી અનંત નાગ માર્તંડાદિ પ્રાચીન નૈસર્ગિક સ્થળો અવલોકી પહેલગામ ગયા. પહેલગામ સુધી મોટર લોરી ચાલે છે અને ત્યાં ગુલબર્ગની માફક અનેક મુસાફરો હવા ખાવા તંબુ ઉભા કરી રહે છે. એ આસપાસ ભવ્ય પહાડો તથા વૃક્ષોની નયન તૃપ્ત ઘટા છે ત્યાંથી અમે તંબુ તથા ઘોડો ભાડે લઈ સેંકડો નદી નાળા તથા વિકટ પર્વતો વીંધી અમરનાથ મહાદેવનું બરફનું લિંગ કે જે એક

મોટી ગુફામાં છે અને જે દર પૂર્ણિમાએ બંધાય છે તથા દર અમાવાસ્યાએ ઓગળી જાય છે ત્યાં ગયા. સરકારી બંદોબસ્ત સાથે અહીં દર વર્ષે દશ હજાર યાત્રી આવે છે. રસ્તો ચઢાઈ ઉતરાઇ તથા બરફ આચ્છાદિત હોઈ કષ્ટદાયક છે તથાપિ માન સરોવરની બરોબરીમાં તો કાંઇ વિસાતમાં નથી.

અમરનાથથી પાછા ફરતા ઝપાટાબંધ ચાલીને એક દિવસમાં પહેલગામ થઇ શ્રીનગર પહોંચાય છે. શ્રીનગર જેલમ નદીના તટે બંધાયેલું શહેર છે. શહેરની આસપાસ નદી નેહેર રૂપે ફરી વળી છે. અને તેમાં સેંકડો મુસલમાનોની ઘર જેવી ગોઠવણવાળી હાઉસ બોટો ભાડે રહેવા માટે મળે છે. કાશ્મારમાં સર્વત્ર નદી નાળા વૃક્ષ વનસ્પતિ ફળ ફુલાદિ દૃષ્ટિએ પડે છે. સફરજંનનો બહુ મોટો પાક થાય છે. શ્રીનગરની નિકટમાં ચશ્મેશાહી શાલીમાર તથા નિશાદ બાગ નામના ત્રણ બગીચા તથા કમળ ફુલોવાળું દાલ સરોવર અત્યંત અવલોકવા યોગ્ય છે. રેશમનું જબરજસ્ત કારખાનું તથા શંકરાચાર્ય હીલ પણ જોવા લાયક છે. રાજ્ય ત્રણ કરોડની પેદાશ વાળું આબાદ છે પણ રાજા હરિસિંગ તેના પૂર્વજ જેવા ધર્મ નિષ્ટ કે હિંમતવાન નથી. મુસલમાનોની વસ્તી નેવું ટકા છે જે અલ્પ સંખ્યક હિંદુઓને ભય સમાન છે. ઠંડા પ્રદેશને લઇ કાશ્મીરીના ચહેરા ગૌરવર્ણ તથા સૌંદર્યવાળા છે તેનો ઉપયોગ મુસલમાનો દ્રવ્ય કમાવવામાં કરે છે. હિંદુઓમાં મોટો ભાગ બ્રાહ્મણ છે, તેઓ વિચક્ષણ તથા ધર્મ પ્રેમી છે પણ ઉત્તેજન અને ઉચ્ચ સંસર્ગના અભાવે દીન હીન બનતા જાય છે. યવનોની મલિનતા તથા ચાંચડ–પીસુનો ત્રાસ અનહદ હોવાથી તે પ્રદેશ રહેવા યોગ્ય ગણાય નહિ.

# યાત્રીઓનું કર્તવ્ય.

દ્વારકા, રામેશ્વર, જગન્નાથ, કાશી, મથુરા, હરિદ્વાર કે બદ્રીનારાયણની યાત્રા કરવા જનાર યાત્રીઓએ કેટલાક સંયમ અને નિયમ પાળવાના હોય છે. જો યાત્રામાં યાત્રી સંયમ અને નિયમ પાળતો નથી અને મરજી મુજબ વર્તે છે તો અન્ય ક્ષેત્રે કરેલું પાપ તીર્થક્ષેત્રમાં નષ્ટ થાય છે પરન્તુ તીર્થક્ષેત્રમાં કરેલું પાપ વજ્રલેપ થાય છે એ શાસ્ત્ર વાક્ય અનુસાર ઉલટો તે દોષિત થાય છે, માટે નીચે દર્શાવેલી સૂચના યાત્રીએ ખસુસ કરી લક્ષમાં રાખવી જોઇએ—

૧ યાત્રામાં મન વાણી અને કર્મથી સ્ત્રી તથા પુરૂષ બન્નેએ બ્રહ્મચર્ય પાળવું.

૨ તેલ મરચા વિનાનો સાત્વિક ખોરાક અને તો દિવસમાં એકજ વખત લેવો.

૩ યાત્રીએ અખંડ પોતાના ઇષ્ટ દેવનો મંત્ર જપતા રહેવુ.

૪ ગીતાજી તથા વિષ્ણુ સહસ્રનામનો પાઠ યાત્રીએ નિત્ય અવશ્ય કરવો.

૫ શ્રીમદ્દ ભાગવત કે ઉપનિષદ્દ આદિ ગ્રન્થોનું ચિન્તન કરવું.

૬ કોઇની નિન્દા કે કોઇ સાથે વૃથા વાતચિત કરવી નહિ.

૭ બને ત્યાં સુધી પગે ચાલીનેજ યાત્રા કરવી.

૮ જે જે સ્થાનમાં જવું ત્યાં ત્યાંનું મહાત્મ્ય જાણીને હૃદયમાં ધારણ કરવું.

૯ આચાર્ય કે શાસ્ત્રી પંડિત સાથે હોય તો તેઓના મુખે પ્રવચન સાંભળવા.

૧૦ નિત્ય રાત્રે કથા કીર્તન કરવા.

૧૧ દાન આપવું તે કેવળ સુપાત્રનેજ આપવું.

૧૨ ધર્મજ્ઞ પુરૂષો સાથે સ્નેહ બાંધી લઇ, તેઓને ધર્મની ભયાવહ સ્થિતિ સમજાવી ધર્મહિત સદૈવ કરતા રહેવાની પ્રેરણા કરવી.

૧૩ અને પોતાનામાં દુર્ગુણ હોય તે શોધી વિચારી તેને દૂર કરવા પ્રતિજ્ઞા લેવી જોઇએ.

આટલા સંયમ અને નિયમ તરફ લક્ષ અપાય તો યાત્રા સાર્થક છે પણ સંયમ નિયમને તિલાંજલિ અપાય તો યાત્રા એ યાત્રા નહિ પણ વૃથા ક્લેશ કષ્ટ તથા દ્રવ્ય વ્યય છે માટે પ્રત્યેક યાત્રીએ ઉપરના નિયમ અવશ્ય ધારણ કરવા એવી અમારી ભલામણ છે.

## ભવિષ્ય વાણી.

પૃથ્વીપર હમણા જે બનાવો બને છે તથા હિંદુસ્થાનમાં જે ઉલ્કાપાત થઈ રહ્યો છે, તેથી લોકો ઉપર મહાન્ ઇશ્વરી કોપ ઉતરી આવવાની અમને પ્રતીતિ થાય છે. જેના આધારે સકળ જગત્ વ્યવસ્થિત રીતે ચાલે છે, જેના બંધનથી લોકો નીતિ નિયમમાં વર્તે છે, જેના પ્રતાપથી લોકો આલોક પરલોકનું સુખ પ્રાપ્ત કરી શકે છે અને જેના અનુષ્ઠાનથી લોકો દુઃખ માત્રને વિદારણ કરી સુખી તથા યશસ્વી જીવન જીવી શકે છે તે ધર્મજ લોકોને અકારો લાગ્યો છે. અત્યારે લોકોનું અંતઃકરણ એટલું તો દૂષિત થઇ ગયું છે કે ધર્મ એવો શબ્દ સાંભળતા તેઓને સુગ ચઢે છે, તેના પ્રત્યે તિરસ્કાર દર્શાવી અપશબ્દ ઉચ્ચારે છે એટલુંજ નહિ પણ કેમ જાણે ધર્મેજ સૃષ્ટિ પર સંકટ ઉભુ કર્યું નહોય! તેમ તેનો નાશ કરવા–નામનિશાન નાબુદ કરવા મથે છે.

દુનિયામાં અનેક પ્રકારના ધર્મો અસ્તિત્વ ધરાવે છે તેમાં કેટલાક સો દોઢસો વર્ષ દરમ્યાનમાં ઉદ્દભવેલા છે જ્યારે કેટલાક તેરસો બે હજાર અને અઢી હજાર વર્ષથી શરૂ થયેલા છે પરંતુ સૃષ્ટિની શરૂઆતથી તે અદ્યાપિ પર્યંત અચલ અટલ જો કોઇ પણ ધર્મ ચાલતો આવેલો હોય હોય અને સૃષ્ટિનો અંત થતા પણ રહેવાનો હોય તો તે વેદશાસ્ત્ર પ્રતિપાદિત સનાતન ધર્મ છે માટેજ જ્ઞાની પુરૂષો તેને સનાતન ધર્મ કહે છે. એ માત્ર એક સર્વોપરિ પરમ સુખદાયક શાશ્વત ધર્મ હોવા છતાં અમને બીજા ધર્મો પ્રત્યે અભાવ કે ઇર્ષ્યા નથી. ભગવદ્ વાક્ય પ્રમાણે અમે માનીએ છીએ કે જે, જે ધર્મમાં ઉત્પન્ન થયો હોય અને જેની જે ધર્મમાં શ્રદ્ધા હોય તેજ તેનું કલ્યાણ કરે છે. હા, કોઇ મતાવલંબી જ્યારે સનાતન ધર્મનું કે ધર્મશાસ્ત્રોનું અપમાન કરે છે ત્યારે અમારૂં હૃદય કલેશ પામે છે અને અમારે તેના પાખંડવાદનો પરિહાર કરવો પડે છે; પરંતુ અત્યારે એ પ્રશ્ન નથી. અત્યારે તો પ્રત્યેક ધર્માવલંબી પોતાના ધર્મથી વિમુખ થયેલો દૃષ્ટિગોચર થાય છે. અપવાદ બાદ કરતા પ્રાયઃ તમામ ધર્મને દેશવટો દેવા ઇચ્છે છે.

યદિ એમ થાય અને સૌ કોઇ મનસ્વી રીતે વર્તે તો પરિણામ એ આવે કે કોઇ સત્ય બોલે નહિ, કોઇ હિંસા પાપ ચોરી વ્યભિચાર વિશ્વાસઘાત કરતા ડરે નહિ, કોઇ અન્ન કે વિષ્ટા વચ્ચે, મા બેન કે સ્ત્રી વચ્ચે ભેદ જુવે નહિ અને સર્વત્ર દુરાચાર અનાચાર કાપાકાપી તથા નર્ક સમાન સ્થિતિ પ્રવર્તે. અધર્મના પ્રતાપે યુરોપના રાજ્યો એક બીજાને સ્વધામ પહોંચાડવા સ્થળ જળના યુદ્ધની પ્રચંડ તૈયારીઓ કરી રહ્યા છે, મેક્સીકો તથા બ્રાંઝીલમાં પ્રજા પરસ્પર લડે છે, ચીનમાં ભયંકર યાદવાસ્થળી ચાલી રહેલી છે,

ઇટાલીમાં જ્વાળામુખી વારંવાર ફાટી નીકળી સેંકડો ગામોને તારાજ કરે છે, ઇજીપ્ત તથા અફગાનીસ્થાનમાં ખુન ખરાબી પ્રવર્તી રહેલી છે, વેપાર વાણિજ્ય અટકી પડવાથી આખી દુનિયાની પ્રજા બેકાર દશા ભોગવે છે અને હિંદુસ્થાનમાં તો ઠામ ઠામ દાવાગ્નિ સળગી રહેલોજ છે.

આવી ભીષણ પરિસ્થિતિમાં મૂર્ખ લોકોને તો મોહ થાય પરંતુ ધર્મજ્ઞ એવા સનાતનીઓને પણ ભીષ્મ અને દ્રોણાચાર્યની માફક મોહ થયેલો છે અને અધર્મરૂપી દુર્યોધનને સહાય કરવાનું સૂઝે છે. એવા ભોળા હૃદયના ભાઈઓને અમે જણાવીએ છીએ કે ધર્મ વિનાની કોઇ હિલચાલ કદી ફત્તેહમંદ થતી નથી. વેદ શાસ્ત્રની મર્યાદા ઉલ્લંઘી ગાંધી જેવા સુધારકો સ્વરાજ્યને બહાને લોકોને પતિત બનાવી રહ્યા છે—બ્રાહ્મણ ભંગી મુસલમાન એક કરી રહ્યા છે અને વેપાર ધંધાનો નાશ કરી સ્ત્રી છોકરા નોકર મજુર શિષ્ય એમ સર્વને બ્હેકાવી સ્વચ્છંદી બનાવી રહેલ છે ત્યાં સ્વરાજ્ય નહિ પણ લોકોનું અને દેશનું સત્યાનાશ અવશ્યંભાવી છે. આવી જ્યાં ધર્મનો લોપ કરીને ઉન્નતિ ઉદ્ધાર કે સ્વતંત્રતાની ઇમારત ચણવાની તજવીજ થાય છે ત્યાં થોડા વખતમાંજ મહાન્ સંકટ કે ઇશ્વરી કોપ ઉતરી આવશે એવી અમારી ભવિષ્યવાણી છે માટે ભાવી સંકટમાંથી ઉગરવું હોય તો સૈ કોઈ અધર્મનો તથા અધર્મયુક્ત પ્રવૃત્તિનો ત્યાગ કરી ધર્મના શરણે આવી ધર્મયુક્ત પ્રવૃત્તિ આદરો.

# વટેમાર્ગુનું નિશાન.

સાંસારિક કે પારમાર્થિક કાર્ય માટે અમદાવાદમાનું પોતાનું ઘર છોડી કલકત્તા ગયેલા વટેમાર્ગુને વહેલા મોડું ઘેર–અમદાવાદ પહોંચ્યેજ છૂટકો છે. જ્યાંસુધી તે વટેમાર્ગુ અમદાવાદ નહિ પહોંચે ત્યાંસુધી તેને કદાપિ શાંતિ નહિ મળે. દૈવયોગે તેને પોતાના ઘરના કરતા પણ અધિક સુખ સાધનો રસ્તામાં સાંપડે તો પણ તેનું મન સર્વદા ચિંતાતુર રહે છે, તેને તો એજ ચિંતા સાલતી હોય છે કે આ બધી ઉપાધિઓથી ઝટ અળગો થઇ ઘેર ક્યારે પહોંચું ? યદિ કોઇ મૂર્ખ હોય અને પોતાનું ઘેર પહોંચવાનું નિશાન રસ્તાના લોભ લાલચ પ્રલોભન આશા તૃષ્ણા કે મોહને લીધે ભૂલી જાય છે તો તે બહુ દુઃખી થઇ ઝુરી ઝુરીને મરે છે, માટે બુદ્ધિમાન જેમ બીજા હજાર કાર્ય કરે પરંતુ તે પોતાનું નિશાન–ધ્યેય–લક્ષબિંદુ કદાપિ ચૂકતો નથી તદ્વત્ આપણે મનુષ્ય પ્રાણીઓએ આપણું નિશાન–ધ્યેય–લક્ષ ન ચૂકવું જોઇએ.

આપણું મનુષ્ય પ્રાણીઓનું નિશાન એ છે કે પરમ પદ–મોક્ષ–આત્મ સાક્ષાત્કાર–પ્રભુના ચરણારવિંદનું સ્થાન પ્રાપ્ત કરવું. પરમપદ કિંવા મોક્ષ એ આપણું આ સંસારમાં આવેલા વટેમાર્ગુઓનું–મનુષ્યોનું સદાને માટે નિવાસ કરવાનું સાચું ઘર છે. સંસારમાં અહીં તહીં વિચારતા આપણને સ્ત્રી પુત્ર સંપત્તિ સુખ સાધન મળે, રાજાપણું શેઠાઈ નેતાપદ કે હકુમત ચલાવવાની દિવાનગીરી મળે તો પણ તેમાં લુબ્ધ થઇ આપણે આપણું નિશાન–ઘર ભુલવાનું નથી, અને જો ચિત્ત અસ્થિર રાખી ભૂલ્યા તો સંકટની કોઇ સીમા રહેશે નહિ.

જગતના જીવો તરફ દષ્ટિપાત કરવા સ્પષ્ટ દેખાય છે કે સંસારમાં વિચરતો પ્રાયઃ પ્રત્યેક વટેમાર્ગુ પોતાનું નિશાન ભૂલ્યો છે. અપવાદ બાદ કરતા હમણા લગભગ તમામ વટેમાર્ગુ–મુસાફર પોતાનું ખરૂં ઘર–મોક્ષપદ ભૂલી ગયો છે કે પોતે ભવસાગરમાં હજારોવાર જન્મી સુખદુઃખનો અનુભવ લઇ અનેક યોનિઓમાંના આવાગમનના કષ્ટથી ત્રાસી જઇ પરમાત્માની પ્રાર્થના કરી, આર્દ્રભાવની સ્તુતિથી તે કૃપાળુ જગદીશ્વરને પ્રસન્ન કરી પ્રતિજ્ઞા કરી આવ્યો છે કે હવે હું સંસારના ક્ષણભંગુર પદાર્થોમાં લપટાઇ નહિ જાઉં પરંતુ તેનાથી વિરકત ભાવ રાખી તારી આજ્ઞાનુસાર ધર્માચરણ કરી તનેજ પ્રાપ્ત કરવા માટે મારો સઘળો સમય શકિત કામે લગાડીશ. ( મનુષ્ય પ્રાણીઓ વટેમાર્ગુ એટલા માટે કે વટેમાર્ગુ–મુસાફરને મુસાફરી કરતા ધર્મશાળા કે ભાડાનું મકાન જેમ એક દિવસ અવશ્ય ખાલી કરી દેવું પડે છે તેમ આપણે મનુષ્ય પ્રાણીઓને વિપુલ સંપત્તિ જ્ઞાન કે રાજ્ય સત્તા પણ યદિ પ્રાપ્ત થયા હોય છતાં આયુષ્ય પૂરૂં થાય છે ત્યારે તે સઘળાને એક પળનો વિલંબ કર્યા વિના છોડી ચાલ્યા જવું પડે છે. ) આમ છતાં આપણે વટેમાર્ગુઓ કેમ જાણે સંસારને તેના ક્ષણભંગુર પદાર્થો–સ્ત્રી પુત્ર ઘરબાર માલ–મિલકતને કોઇ દિવસ ત્યજવાજ ન હોય ! કિંવા ચિરંજીવપણું ભોગવી ઉપભોગ કરવાના ન હોય ! તેમ સમજી ચોંટી બેઠા છીએ; એટલુંજ નહિ પણ તે મેળવવાને માટે અથવા મળેલા હોય તો ટકાવી રાખવાને માટે અનેક નિષિદ્ધ કર્મ પણ કરીએ છીએ અને પાપના ભાગી બની વિશેષ અને વિશેષ દુઃખને વ્હોરતા જઇએ છીએ.

અત્યારે પૃથ્વીપર લોકો જે દુઃખ અનાચાર, અત્યાચાર, ચિંતા, વેદનાનો અનુભવ કરે છે તે નિશાન–ધ્યેય–લક્ષ ચુકવાથીજ કરે

છે. લોકો પોતાની ઉન્નતિ માટે, આપત્તિમાંથી ઉગરવા માટે હમણા જે સેંકડો પ્રકારના યત્નો કરી તડફડીઆ મારે છે છતાં એકેય યત્નમાં ફાવતા નથી અને વધારે પીડાય છે તેનું માત્ર કારણ નિશાનનું ચૂકવું છે. યદિ લોકો પોતાનું અહંપદ, સ્વચ્છંદીપણું, ધમંડ, ડોળદંભ બાજુએ મૂકી શાંત ચિત્તે વિચાર કરે, જ્ઞાની પુરૂષોની સલાહ લ્યે અને શાસ્ત્રોના ગ્રંથોનું ચિંતન કરે તો તત્કાળ જણાશે કે દુઃખ સંકટ પરાધીનતામાંથી છૂટી સાચી સ્વાધીનતા સુખ ઉન્નતિનો માર્ગ નિશાન-ધ્યેય ન ચૂકવામાં છે. આપણું ભારતવાસીઓનું નિશાન જન્મ મરણના ફેરા ટાળી પ્રભુપદ-મોક્ષ પ્રાપ્ત કરવાનું છે. વર્ણાશ્રમ ધર્મનું ગુહ્ય રહસ્ય સમજી યથાર્થ રીતે પાળવામાં આવે તો મોક્ષ સાથે સ્વરાજ્ય અને સંસારના સર્વ સુખો પણ સહજ આવી મળે છે. બ્રાહ્મણો બ્રાહ્મણત્વમાં, ક્ષત્રિયો ક્ષત્રિયત્વમાં અને વૈશ્યો વૈશ્યત્વમાં આવી જાય તો મુઠ્ઠીભર વિદેશી વિધર્મીઓને કે તેઓના માલને હિંદમાં ક્યાંય સ્થાન નથી માટે નિશાન ચૂકેલા ઓ વટેમાર્ગુ હિંદુઓ! પાગલ બની પ્રવાહમાં ગબડો નહિ પણ નિશાન-ધ્યેય-લક્ષને તમારા પ્રતાપી પૂર્વજોની જેમ ધારણ કરી સમજી અનુસારી મહા સંકટમાંથી ઉગરો.

## ગુજરાતમાં ધાર્મિક આંદોલનની આવશ્યકતા.

હમણાની પરિસ્થિતિ જોઇને કેટલાક હરેલ બુદ્ધિના સજ્જનો એમ પ્રશ્ન કરે છે કે હિંદુસ્થાનની પ્રજા ધર્મપરાયણ હતી, હિંદુઓ ધર્મને પોતાનું સર્વસ્વ માનતા હતા, ધર્મ પાછળ હસ્તેમુખે આત્મોત્સર્ગ કરતા હતા તેજ પ્રજા અત્યારે અધર્મને આધીન થવાનું

કારણ શું ? તેજ હિંદુઓ અત્યારે પોતાના ધર્મને શા માટે ધિક્કારવા લાગ્યા છે ! તેજ હિંદુઓ અત્યારે સ્વધર્મનું હનન કરી સ્વચ્છંદવાદને કિંવા નાસ્તિકતાને કેમ સ્વીકારવા મંડયા છે ?

આ પ્રકારની શંકા સંદેહ કે પ્રશ્ન વિશે ઉંડો વિચાર કરતાં અમે એવા અભિપ્રાય પર આવીએ છીએ કે લોકોની અજ્ઞાનતા એજ ધર્મ વિમુખતાનું કારણ છે. દેશના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં અને ખાસ કરી ગુજરાત કાઠિયાવાડમાં અનેકવાર પ્રવાસ કરતાં અમને જણાયું છે કે હિંદુઓનો મોટો ભાગ એવો છે કે જે પોતાનો સનાતન ધર્મ એટલે શું ! તેજ સમજતો નથી. સનાતન ધર્મ એટલે આર્યસમાજી જેવો કોઇ નવો ધર્મ હશે કે શું ! એમ કેટલાક મનમાં ગુંચવાઇને પૂછે છે. આ રીતે અજ્ઞાનવશ લોકો બોલે અને પછી પાખંડીઓના એકધારા આંદોલનથી આકર્ષાઇ સ્વધર્મ ત્યજી પરધર્મમાં ભળી જાય એમાં આશ્ચર્ય નથી. લોકોને સમજાવી, સ્વધર્મનું ભાન કરાવી ધર્મચ્યુત થતા અટકાવવાનું કામ રાજાઓ, ધર્માચાર્યો, શ્રીમંતો, બ્રાહ્મણો અને વિદ્વાનોનું છે. જો રાજાઓએ શાસ્ત્રી પંડિતો રોકી ઉપદેશ અપાવી તથા પાઠશાળાઓમાં ધાર્મિક શિક્ષણ આપવાનો ક્રમ રાખ્યો હોત તો લોકોની આવી દશા ન હોત, જો ધર્માચાર્યોએ શિષ્યોને ધર્મ સમજાવ્યો હોત અને અધર્મ પાખંડથી અળગા રહેવા શીખામણ આપી હોત તો લોકો ધર્મહીન ન બનતે, જો શ્રીમંતોએ મોજશોખમાં કિંવા નાસ્તિકોને ઉત્તેજન આપવામાં દ્રવ્ય વેડફી ન નાખ્યું હોત અને દ્રવ્યથી આસ્તિક બુદ્ધિના કાર્યકરોને સહાયક થઇ સભાઓ, છાપા, ચોપાનીઆઓ કઢાવી પ્રચાર કરાવ્યો હોત તો લોકો ફીટી ન જાત, જો બ્રાહ્મણો સ્વાર્થી ન બન્યા હોત અને નિઃસ્પૃહી તથા નિડર રહી ધર્મ ઉપદેશ

કરતા રહ્યા હોત તો લોકો આટલા અવિચારી આત્મઘાતી ન નીવડત અને જો વિદ્વાનોએ વિતંડાવાદ અને નાટક નવલકથાઓ બાજુએ મૂકી ધર્મ ગ્રંથોના પરિશીલનથી ધર્મનું સ્વરૂપ યથાર્થ સમજી લોકોને સમજાવ્યું હોત કે સનાતન ધર્મ એટલે જુનામાં જુનો ધર્મ કે જે ધર્મને આદિ કે અંત નથી. સનાતન ધર્મ એટલે સ્વયં ઇશ્વરે પ્રવર્તાવેલો ધર્મ કે જેના સિદ્ધાંતોમાં કદી ફેર પડતો નથી. સનાતન ધર્મ એટલે ચાર વેદ, વીશ સ્મૃતિ, અઢાર પુરાણ, બે ઇતિહાસ અને છ દર્શન શાસ્ત્રમાં પ્રતિપાદન થયેલો ધર્મ કે જેની તુલનામાં જગતમાં બીજો કોઇ ધર્મ નથી. સનાતન એટલે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર એ ચાર વર્ણ અને બ્રહ્મચર્ય ગૃહસ્થ વાનપ્રસ્થ સંન્યસ્ત એ ચાર આશ્રમની વ્યવસ્થા જેમાં રહેલી છે, કે જેવી સુંદર વ્યવસ્થા બીજા ધર્મમાં નથી. સનાતન ધર્મ એટલે સારા માઠા કર્મ અનુસાર ઉચ્ચ નીચ ગતિ, પુનર્જન્મ, મૂર્તિપૂજા, શ્રાદ્ધ, જન્મથી જાતિ, વિધવા વિવાહ વર્ણાન્તર લગ્ન છૂટાછેડા વર્ણસંકર ખાનપાન અંત્યજ સ્પર્શ તથા સ્ત્રી સ્વાતંત્ર્ય નિષેધ કે જેવી શ્રેષ્ટ પ્રથા હમણાના ઉદ્‌ભવેલા બીજા કોઇ ધર્મમાં નથી અને સનાતન ધર્મ એટલે રાજ્ય સત્તા કે વૈભવ વિલાસ માટે જીવવાનું નહિ પણ આયુર્વેદ વિજ્ઞાન તથા આલોક પરલોકની સાર્થકતાની દૃષ્ટિથી યોજાએલ ધર્મ અનુકૂળ અર્થ અને કામ ભોગવી મોક્ષ પ્રાપ્ત કરવાનો પુરૂષાર્થ કરાવનારો સર્વોત્કૃષ્ટ ધર્મ. આવો સનાતન ધર્મનો મર્મ જો લોકોને ખંતથી સમજાવવામાં આવ્યો હોત અને તે સાથે નાસ્તિકોના મિથ્યાવાદનું સચોટ રીતે ખંડન કરવામાં આવ્યું હોત તો અત્યારે લોકો ધર્મવિમુખ બની અધર્મીઓ સાથે જોડાઈ ધર્મ સંહારની જે પ્રવૃત્તિ કરી રહ્યા છે તે કદાપિ ન

કરતા હોત હજુ પણ સનાતન ધર્મની જવાબદાર વ્યક્તિઓ, આચાર્યો, રાજાઓ તથા સાધન સંપન્ન ગૃહસ્થો તરફથી ઉપર કહેલો સનાતન ધર્મનો મર્મ લોકોને સમજાવવામાં આવે તો અનુકૂળ સમય છે. સમજવામાં આવે તો તેથી સમજીને લોકો સન્માર્ગ પર આવી અનર્થ કરતા અટકી જશે. ગુજરાત કાઠિયાવાડ કેટલાક અધર્મી સ્વાર્થીઓને પોતાના હેતુઓ પાર પાડી અનાચાર ફેલાવવાનું કેંદ્ર-અડ્ડો બન્યું છે, માટે પ્રથમ ગુજરાત કાઠિયાવાડમાં સનાતન ધર્મનું તીવ્ર આંદોલન ભાષણો સભાઓ તથા છાપા ચોપાનીઆ ઓદ્વારા કરી પછી સનાતન ધર્મ પરિષદો ભરવી જોઇએ. અત્યારે દેશભરમાં અધર્મ પ્રસરાવવાનું બીડું ગુજરાત કાઠિયાવાડેજ ઝડપ્યું છે. એજ ગુજરાત કાઠિયાવાડના દયાનંદ અને ગાંધીએ સર્વત્ર સનાતન ધર્મ સંહારનો જ્વાળામુખી પ્રકટાવી અધર્મ અને અધર્મીઓરૂપી ભયાનક ભુતાવળ ખડી કરી છે માટે પ્રથમ ત્યાંજ ધર્મરૂપી શ્રીકૃષ્ણને પધરાવી દાવાનળ પાન કરાવવું જોઇએ. આશા કે મુંબઈ તથા ગુજરાત કાઠિયાવાડના ધર્મપ્રેમી ગૃહસ્થો અમારી આ આવશ્યક ભાવનાને કર્તવ્યમાં શીઘ્ર પરિણત કરશે.

## અનાસક્ત યોગી કે આસક્ત ભોગી ?

હિંદુ ઇતિહાસ પુરાણમાં અનાસક્ત યોગી કે સ્થિતપ્રજ્ઞ મહાત્માના અનેક ઉદાહરણ સાંપડે છે. જનક, અંબરીષ, વસિષ્ઠ, શુકદેવજી વગેરે મહાપુરૂષો અનાસક્ત યોગી કે સ્થિતપ્રજ્ઞ મહાત્માઓ હતા. તેમનું જ્ઞાન, તેમનો મન ઇંદ્રિયો ઉપર કાબુ, તેમનું ધર્મ શાસ્ત્રાનુકૂળ આદર્શ સદાચારી જીવન, તેમનું નિઃસ્પૃહીપણું અને

તેમની શક્તિ એટલી તો અનુપમ અગાધ હતી કે તેઓને અનાસક્ત યોગી માનવામાં કોઇ હિંદુને જરાપણ હરકત નજ હોઇ શકે પરંતુ હમણા કેટલાક મૂર્ખ લોકો અને પત્રકારો ગાંધી જેવા હરેક બાબતમાં આસક્ત ભોગીને અનાસક્ત યોગી કિંવા સ્થિતપ્રજ્ઞ મહાત્મા મનાવવા મંડયા છે અને તેમાં પણ "ગુજરાતી" જેવા એક વખતના સનાતની પત્રકાર ત્યારે તેઓની મૂર્ખાઇ કે લોકરંજન કરી છાપું ખપાવવાની સ્વાર્થી દાનત માટે અમને ખેદ થયા વિના રહેતો નથી.

ગુજરાતી ભાષા લખી વાંચી બોલી જાણનારાઓના સ્મરણમાં હશે કે મુંબઇના અઠવાડિક પત્ર ગુજરાતીના સ્થાપક અને આદ્ય તંત્રી સ્વ. ઇચ્છારામભાઇ કટ્ટર સનાતની સિદ્ધાંતવાદી હતા. તેમણે પોતાની આખર અવસ્થા સુધી ગુજરાતી દ્વારા સુધારકોને ખુબ ઉઘાડા પાડી, તેઓની સ્વચ્છંદી મલિન માન્યતાઓની સખ્ત રીતે ઝાટકણી કાઢી સનાતન ધર્મની રીતિ નીતિ માન્યતા પ્રણાલીની ઉજ્જવળતા દાખવી હતી. તેમના અવસાન બાદ તેમના જ્યેષ્ટ પુત્ર રા. મણિલાલ દેસાઇએ પણ અમુક વર્ષ પર્યંત પોતાના પત્રની સનાતની નીતિ ટકાવી રાખી હતી, તે એટલે સુધી કે સને ૧૯૨૧ માં ગાંધીની ઉગ્ર ચળવળના કારણે તે પત્રનો કેટલેક સ્થળેથી બહિષ્કાર થવા છતાં રા. મણિલાલે ગાંધીના ધાર્મિક કે રાજકીય વિચારને સાથ આપ્યો નહોતો, તેમ તેને માટે મહાત્મા શબ્દ વાપર્યો નહોતો, પરંતુ જ્યારે તેની આર્થિક સ્થિતિ નબળી પડી અને સંબંધોપથી તે ભોળવાયા ત્યારે બુદ્ધિ ફરી અને ગાંધી માલવિયા આર્યસમાજી તથા સુધારકોની દૂષિત માન્યતાઓને તેના પત્રમાં સ્થાન મળવા લાગ્યું તે ત્યાં સુધી કે હમણા તેના અધિકાર નીચે પ્રકટ થતા વીસમી સદી નામના અઠવાડિક પત્રમાં "કોલેજનો કનૈયો" એ શિર્ષક નીચે ભસ્માસુર નામના

નાસ્તિક મતના લેખકના લેખમાં શ્રીકૃષ્ણ ભગવાનના મોઢામાં સીગરેટ મૂકી છે, સત્યભામાજીને ચોકલેટ ખવરાવી છે અને લક્ષ્મીજીને પીઆનો વગાડવા બેસાડી સમસ્ત હિંદુ જાતિ તથા ધર્મનું ભયંકર અપમાન કર્યું છે, જે આ સાનભાન ભુલેલી હિંદુ પ્રજાજ સાંખી શકે.

રા. મણિલાલની માઠી બુદ્ધિથી તેના પત્ર તથા પ્રેસપર બેહદ કરજ વધી ગયું અને કરજદારોએ ટાંચો લગાડી. પત્ર અને પ્રેસનું લીલામ થતાં તેના નાના ભાઇઓઃ—રા. નટવરલાલ દેસાઇ, રા. મદન-લાલ દેસાઈ તથા રા. બાબુભાઇએ પત્ર તથા પ્રેસ ઉંચી બીટ મુકી ખરીદ્યાં એટલે સનાતનીઓને આશા રહેતી હતી કે હવે ગુજરાતી પત્ર તેના આદ્ય તંત્રી સ્વ. ઇચ્છારામભાઇની સનાતની પદ્ધતિએ ચાલશે પરંતુ તે આશા રા. નટવરલાલ દેસાઇએ તથા તે પત્રના મુખ્ય લેખક તરીકે કામ કરનારા રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ ધૂળમાં મેળવી છે.

તા. ૪–૧૦–૩૧ ને રવિવારના ગુજરાતીના અંકમાં મુખ પૃષ્ટ પર તેના તંત્રીએ ગાંધીના હાથમાં કુહાડો આપી ગાય હાથી બ્રાહ્મણ ચંડાળ તથા કુતરાની વચ્ચે ગાંધીને પીપળાના ઝાડના મૂળને કુહાડા વતી કાપતા હોવાનું ચિત્ર આપી પ્રથમ પૃષ્ટપર "અનાસક્ત યોગી મ. ગાંધી" એ નામનો લેખ લખી ગીતાજીના અ. ૨ ના શ્લો. ૫૪ થી ૭૨, અ. ૫ ના ૧૮ થી ૨૯, અ. ૬ ના ૨૯ થી ૩૨, અ. ૧૨ ના ૧૬ થી ૨૦, અ. ૧૫ આખો તથા અ. ૧૮ ના ૫૦ થી ૫૬. ગાંધીને માટે ઘટાવી ગાંધીને પરાત્પર શ્રીકૃષ્ણ પરમાત્મા, જગદ્ગુરૂ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય તથા યોગી યાજ્ઞવલ્કયની કક્ષામાં મૂકવાની તે પત્રના તંત્રી કિંવા લેખકે પોતાની સ્વાર્થી કુટિલ બુદ્ધિથી અથવા અક્ષમ્ય અજ્ઞાનતાથી જે કુત્સિત્ ચેષ્ટા કરી છે તે સર્વથા

ધિક્કારને પાત્ર છે: એટલુંજ નહિ પણ તેમ કરતા તેણે ગાંધી તથા મદનમોહન માલવિયાની અસ્પૃશ્યતા નિવારણની તથા અછૂત મંદિર પ્રવેશ સામે સનાતનીઓના વાસ્તવિક વિરોધ માટે સનાતનીઓને અણુસમજુ, ધાર્મિક માન્યતાનો ડોળ કરવાવાળા વગેરે અપશબ્દોથી અપમાનિત કર્યા છે એ મહાત્મા ભર્તૃહરિના કથન विवेक भ्रष्टानां भवति विनिपात शतमुखे । મુજબ ગુજરાતીનું કેટલી હદ સુધી પતન થયું છે! એની પ્રતીતિ આપે છે. ગુજરાતી પોતાના પેટને માટે ગાંધીનો મહિમા વધારી સનાતનીઓને ભલે હલકા પાડવા કોશિશ કરે પણ લોકો તો ગાંધીને સારી પેઠે જાણે છે કે તે એક સનાતન ધર્મના દ્રોહી ખુલ્લે ખુલ્લા ખ્રિસ્તીમત વાદી છે, લોકોને સ્વરાજ્યની મિથ્યા લાલચો આપી ગામેગામથી ધનહરણ કરનાર કરી દેશનું સત્યાનાશ કાઢતાર મહાન્ સ્વાર્થી છે, વાંદરા કુતરા વાછડાને મરાવનાર હિંસાવાદી છે અને ઢેઢ મુસલમાનોને ઉશ્કેરી હિંદુ જાતિને ભ્રષ્ટ કરનાર દુરાત્મા છે, એવા એવા આસક્ત ભોગીને અનાસક્ત યોગી માનવો કે મનાવવો એ એક મોટામાં મોટો અપરાધ છે.

---

## "કલ્યાણ" નો પુરૂષાર્થ.

---

શ્રીહનુમાનપ્રસાદ પોદાર નામના મારવાડી ગૃહસ્થ સંયુક્ત પ્રાંતના ગોરખપુર શહેરમાં પ્રેસ રાખી "કલ્યાણ" નામનું માસિક પત્ર કાઢે છે. માસિક ઉપરાંત દર વર્ષે તેઓ એક ખાસ ભવ્ય અંક પણ પ્રકટ કરે છે. માસિક પત્ર તથા અંક ઉપરથી જોતાં તેનો આશય ભક્તિભાવની વૃદ્ધિ કરવાનો હોય તેમ લાગે છે. ભક્તિભાવના લેખો તથા સુંદર ચિત્રો માત્ર ચાર રૂપિયા વાર્ષિક

લવાજમમાં વિપુલ સાહિત્ય સાથે આપે છે તેથી લોકો તે તરફ ખુબ આકર્ષાયા છે અને અત્યારે તે પણ બાર તેર હજાર જેટલી વિશાળ ગ્રાહક સંખ્યા પણ મેળવવા ભાગ્યશાળી થયેલ છે પરંતુ અતિ દિલગીરીની તો એ વાત છે કે તેમાં ગાંધી જેવા ધર્મદ્રોહીનું સ્થાન હમેશા પહેલુંજ હોય છે. ગાંધીની ખુલ્લે ખુલ્લી ધર્મ વિરોધી પ્રવૃત્તિથી હિંદુ બાળક પણ સમજે છે કે તે હિંદુ ધર્મશાસ્ત્રોનો મહાન શત્રુ છે, ગીતાને મહાભારતને તથા શ્રીકૃષ્ણને કાલ્પનિક સુદ્ધાં કહી ચૂકેલ છે, ઢેઢ ભંગી મુસલમાન ખ્રિસ્તીનું ખાદ્ય સૌને ખવડાવી ભ્રષ્ટ કરે છે, વર્ણાન્તર લગ્ન, વિધવા વિવાહ તથા શારદા એક્ટની હિમાયત કરે છે અને મંદિરને કુટણખાના કહી, મંદિર કુવા પાઠશાળામાં અંત્યજોને ઘુસાડવાનો હઠાગ્રહ કરી સતી પ્રથાની ઘોર નિંદા કરે છે છતાં "કલ્યાણ" ના સંપાદકની શ્રદ્ધા તેના પરથી જરાય ઓછી થતી નથી અને ખાસ અંક તથા પ્રત્યેક માસિક અંકમાં "ગાંધીના વચનામૃત" ના નામે ગાંધીએ ગમે તે ભચડી મારેલું જ્યાં ત્યાંથી ઉપાડી પ્રકટ કરી તે પોતાને ધન્ય ધન્ય માને છે એ ઉપરથી હનુપ્રસાદ પોદ્દાર માત્ર ચૂસ્ત ગાંધીપંથી છે એટલુંજ સિદ્ધ થાય છે એમ નહિ પણ તે સાથે તે ભક્તિના નામે ગાંધી જેવા પાખંડીનો મહિમા વધારી પાખંડવાદ પ્રસરાવી સ્વાર્થ પણ સાધવા માગે છે એમ સ્પષ્ટ જણાય આવે છે. અમારા સાંભળવા પ્રમાણે હનુમાનપ્રસાદ પાસે તો કાંઇ સાધન નહોતું પરંતુ કલકત્તાના ધર્મપ્રેમી મારવાડીઓએ તથા મુંબઇના ભલાભોળા એક ધર્મપ્રેમી ગૃહસ્થે તેને મોટી સહાયતા આપેલી છે, તેથીજ તે એટલું મોટું સાહસ ખેડી રહેલ છે. તેઓના ધર્મપ્રેમ તથા ઉદારતા માટે અમને માન છે પરંતુ ભોળપણથી કે કીર્તિની ખાતર પાત્ર અપાત્ર જોયા અનુભવ્યા વિના તે જે સહાય ઉત્તેજન આપે છે એ અમે નાપસંદ કરીએ છીએ. સંભવે તે ગૃહસ્થે

મદદ કરી તે તો ઉચિત કાર્ય કરી દ્રવ્ય સાર્થક કર્યું પણ પ્રસંગને પ્રસંગોપાત મદદ કરવી, પંજાબ પ્રતિનિધિ સભાવાળા અગ્રેસરોને સહાય આપવી, માલવિયાને શતપારાયણ વખતે કથા વાંચવા બોલાવી તેને વિલાયત જતા ગંગાજળ આપવું અને "કલ્યાણ" જેવા ગાંધીનો મહિમા વધારનારને ઉત્તેજન આપવું એ પુણ્યદાન કે ધર્મસેવા નથી પણ અપાત્રે "દાન હોય" પાપ છે માટે હવેથી તે વિશે વિવેકબુદ્ધિ રાખી "કલ્યાણ" નો સંપાદક, હરકોઇ સંસ્થા કે વ્યક્તિ એકનિષ્ઠ ધર્માગ્રહી ન જણાય ત્યાં સુધી સહાય કરવી નહિ જોઇએ એવી અમારી સૂચના છે.

---

## ગોરક્ષણ અને ગોસેવા.

---

ધાર્મિક દષ્ટિએ હિંદુઓ ગાયને પોતાની માતા કરતા પણ અધિક પૂજ્ય માને છે. હિંદુઓ માને છે કે પ્રત્યેક ગાયના શરીરમાં તેત્રીશ કરોડ દેવતાઓનો નિવાસ છે. ઋગ્વેદમાં કહ્યું છે કે:—गौर्मे माता वृषभः पिता मे, दिवः शर्म जगती मे प्रतिष्ठा । અર્થાત્ ગાય મારી માતા છે અને વૃષભ મારો પિતા છે, એ સ્વર્ગમાં મારૂં કલ્યાણ કરો અને સંસારમાં મને સુખી કરો. અગ્નિ પુરાણમાં કહ્યું છે કે पृष्ठे ब्रह्मा गले विष्णुर्मुखे रुद्र प्रतिष्ठितः मध्ये देवगणाः सर्वे रोमकूपे महर्षयः नागाः पुच्छे खुराग्रेषु ये चाष्टौ कुल पर्वताः मूत्रे गङ्गादयो नद्यो नेत्रयाः शशि भास्करौ । एते यस्यास्तनौ देवाः सा धेनु वरदास्तु मे । અર્થાત્ ગાયના પાછળના ભાગમાં બ્રહ્મા, ગળામાં વિષ્ણુ મુખમાં રૂદ્ર, મધ્યમાં દેવલોકો, તમામ રૂંવાડામાં મહર્ષિઓ, પૂછડામાં નાગો, ખરીઓમાં સર્વ પર્વતો, મૂત્રમાં ગંગાજી આદિ

નદીઓ, આંખોમાં ચંદ્ર સૂર્ય અને સ્તનમાં દેવતાઓ નિવાસ કરે કરે છે એવી ધેનુ-ગાયમાતા મારાપર પ્રસન્ન થા. શાસ્ત્રકારો આગળ વધીને કહે છે કે, यावद् गोब्राह्मणा सन्ति तावत् पृथ्वी च सुस्थिरा, तस्मात् पृथ्वी रक्षणार्थे पूजयेद् द्विज गो सतीः । स्त्रियो गावो ब्राह्मणश्च पृथिव्यां मङ्गल त्रयम् ॥ एतेषां द्वेषकृद् यस्तु स मङ्गल परिच्युतः ॥ અર્થાત્ જ્યાંસુધી ગાય અને બ્રાહ્મણ વિદ્યમાન છે ત્યાંસુધીજ પૃથ્વી સ્થિર ભાવથી અવસ્થિત રહી શકે છે, એટલા માટે પૃથ્વીના રક્ષણાર્થ દ્વિજ ગાય અને સતી સ્ત્રીની પૂજા કરવી જોઇએ. સતી સ્ત્રી, ગાય અને બ્રાહ્મણ એજ પૃથ્વીના મંગળ સ્વરૂપ છે, જે એનાથી દ્વેષ કરશે તે મંગળથી વિચ્યુત થશે.

આજ પ્રકારે ગાય તથા તેના સંતાન વૃષભ-બળદ આર્થિક દ્રષ્ટિએ પણ લોકોને પરમોપયોગી છે. અમૃત જેવા ગાયના દૂધથી મનુષ્યોનું અને ખાસ કરી જન્મેલા બાળકાનું પોષણ થાય છે, દૂધના દહી ઘી છાશ બની લોકોને કાંતિ તથા શક્તિ આપે છે, ઘીથી હવ્ય-કવ્યાદિ ક્રિયા થઇ શકે છે, ગોમૂત્રથી અનેક પ્રકારના રોગ મટે છે અને ગંદકીનો નાશ થાય છે, છાણના છાણાથી રસોઇ બને છે. વળી ગાયને વાછડી આવે છે તો ગાય બની લાભ આપે છે અને વાછડો આવે છે તો તેથી ખેતીવાડીદ્વારા અનાજ ઉત્પન્ન થઇ જગતનું રક્ષણ કરે છે. તાત્પર્ય કે ધાર્મિક દૃષ્ટિએ ગાય જેમ હિંદુઓનું સર્વસ્વ છે તેમ આર્થિક દૃષ્ટિએ પણ એ માત્ર હિંદુ-ઓનેજ નહિ કિંતુ દુનિયાના તમામ લોકોને પાલક પોષક અતિ સુખ પ્રદાતા છે માટે ગાયો તથા બળદોનું સર્વ પ્રકારે રક્ષણ તથા પોષણ થવાની અનિવાર્ય જરૂર છે. આપણા પૂર્વજો એજ મહત્વના કારણથી ગાયોનું રક્ષણ અને સેવા કરતા. ગોરક્ષણ અને સેવા

કરતા પ્રાણ પણ આપવા પડે તો તેઓ તુચ્છ ગણી આપતા પરંતુ કદાપિ ગાય કે બળદનો વધ થવા દેતા નહિ. ગોરક્ષણ માટે અર્જુને એક વખત મોટું યુદ્ધ કરેલું અને બીજી વખત પ્રતિજ્ઞા તોડીને વનવાસની શિક્ષા પણ સ્વીકારેલી હતી. દિલીપ ચક્રવર્તી રાજાધિરાજ હતો છતાં તે રાજ્ય વૈભવને બાજુએ મૂકી ગોવાળની માફક જાતે ગોસેવા કરતો અને અખિલ બ્રહ્માંડના નિયામક શ્રી કૃષ્ણ પરમાત્મા પણ સ્વયં ગોવાળ બની વ્રજમાં ગાયો ચરાવતા હતા.

એજ મહાનુભાવોની પ્રજા આજે કેવી નિર્માલ્ય ઉત્પન્ન થઇ છે કે કોઇ હિંદુને ગાયનું રક્ષણ કે સેવા કરવાની ભાવના નથી. પ્રથમ ઘરેઘરે ગાયો હતી, સુખી ગૃહસ્થને ત્યાં તો એક પાંચ કે પચીસ નહિ પણ હજારો રહેતી તેને સ્થાને અત્યારે શ્રીમંત ગૃહસ્થો પણ એકાદ ગાય રાખીને સેવા નથી કરતા. આ રીતે હિંદુઓ ધર્મભાવના રહિત અને નપુંસક નીવડવાથી મુસલમાનો, ગોરા લશ્કરી સિપાઇઓ તથા વિધર્મી વિદેશીઓ માટે અત્યારે દેશમાં નિત્ય હજારો ગાયો તથા બળદોની હિંદુઓની ધાર્મિક માન્યતાની દરકાર કર્યા વિના છડેચોક કસાઇખાનાઓમાં કતલ કરવામાં આવે છે, હજારો વિદેશ ચડે છે અને હજારો ગોચર ભૂમિ કે ઘાસના અભાવે ભૂખે મરી જાય છે. આ પ્રમાણે ગાયો તથા બળદોનો સંહાર ચાલુ રહ્યો તો થોડા સમય પછી દેશમાં ગાય બળદનું નામ નહિ રહે. ગાય બળદનો નાશ થતા પૃથ્વીના લોકોનો પણ નાશ થઇ જશે અને તેના શાપથી લોકોને નર્કમાં કઠોર કષ્ટ સહેવા પડશે. હમણા દેશને પરાધીનતા દરિદ્રતા રોગચાળો દુષ્કાળ વગેરે સંકટો જે પીડી રહ્યા છે તે કેવળ ગોવધના કારણેજ સંતાપી રહ્યા છે. દુઃખ નિવારણના બીજા ગમે તેટલા બૂમ બરાડા પાડવામાં આવે છે

જ્યાં નિષ્ફળતાજ મળે છે તેનું કારણ પ્રથમ જે ગોરક્ષણ તથા ગોસેવા કરવાની છે તે આપણે નથી કરતા એ છે. હિંદુઓ જો હિંદુ બીજના હોય અને જો પોતાનો કે દેશનો ખરેખર ઉદ્ધાર ચાહતાજ હોય તો સૌથી પ્રથમ તેઓએ હિંદમાં એક પણ ગાય કે બળદનો વધ કોઈ પણ ન કરી શકે એવો પાકો બંદોબસ્ત પ્રચંડ હિલચાલથી અથવા સામર્થ્ય ચમત્કાર દાખવીને કરવો જોઇએ અને તે માટે જે ભોગ આપવો ઘટે તે આપવા તત્પર થવું જોઇએ. અને પછી પોતે જાતે ઉપર દર્શાવ્યા પ્રમાણે ગાયનું અદ્ભુત મહાત્મ્ય લક્ષમાં લેઈ ગોસેવા તથા ગોપાલન કરવા પ્રયાસ કરવો જોઇએ. હિંદુ રાજા મહારાજાઓ, ધર્માચાર્યો શ્રીમંતો તથા હિંદુ માત્ર જો આટલું પણ ન કરી શકયા તો તેઓના જેવા આત્મહત્યારા બીજા કોઈ નથી અને તેઓને પૃથ્વીપર જીવવાનો પણ અધિકાર નથી.

---

# પિતૃલોકનો વિલાપ.

---

## ( ૧ )

લોકોના અધર્મ કુકર્મ પાપ અનાચારથી સંતપ્ત થયેલા પિતૃઓએ શ્રીમાન્ ચંદ્રદેવના પ્રમુખપદે ભાદરવા સુદિ ૯ ને રવિવારે રાત્રે આઠ વાગે ચંદ્રલોકના ભવ્ય મેદાનમાં વિરાટ સભા ભરી. સભામાં સર્વ લોકના પિતૃઓ ઉપરાંત ખાસ નિમંત્રણથી પિતામહ બ્રહ્મા, સપ્તર્ષિઓ, ઇંદ્ર સૂર્ય વરૂણ વાયુ યમ અગ્નિ આદિ લોકપાળો પણ પધાર્યા હતાં. દેવર્ષિ નારદજીએ ભગવત્ સ્તવન કર્યા બાદ સભાના કામકાજનો આરંભ થયો હતો. ચંદ્રદેવની આજ્ઞાથી સૌથી પ્રથમ બ્રાહ્મણોના પિતૃઓ બોલવા ઉભા થયા.

બ્રાહ્મણોના પિતૃઓએ પૂજ્યોને વંદન કર્યા બાદ જણાવ્યું કે સજ્જનો ! આજે આપને પરિશ્રમ આપવાનો હેતુ એ છે કે હમણા પૃથ્વીપર લોકો અધર્મી કુકર્મી થવાથી કોઇ અમારા કુળમાં શ્રાદ્ધ તર્પણ કરતું નથી. શ્રાદ્ધ તર્પણ વિના અમારી ભયંકર દુર્ગતિ થઇ રહી છે. સૃષ્ટિપર પ્રથમ અમેજ ભગવાન્ બ્રહ્મા થકી ઉત્પન્ન થયા હતા અને અમેજ ધર્મ પ્રવર્તાવી, મહાન્ મહાન્ સંકટો વેઠી ધર્મનું રક્ષણ કર્યું હતું. આપની સમક્ષ નિવેદન કરતાં અમારૂં હૃદય વિદીર્ણ થાય છે અને અમને ભારે શરમ ઉપજે છે કે એજ ધર્મના પ્રવર્તાવનાર અમો બ્રાહ્મણોની પ્રજા અત્યારે તદ્દન નાલાયક ધર્મદ્રોહી નિવડી છે. અમારા કશ્યપ વસિષ્ઠ ભૃગુ શાંડિલ્યાદિ ગોત્રમાં એવા કુટિલ સંતાન હમણા પેદા થયેલા છે કે જેઓ વેદશાસ્ત્ર ભણવાને બદલે તેને નિંદી અંગ્રેજી ભણે છે, જપ તપ યજ્ઞ ભક્તિ યોગ સાધના કે સંધ્યાવંદન કરવાને બદલે અનેક પાપાચાર કરી તે તે ધર્મક્રિયાઓ નષ્ટ કરવાની ચેષ્ટા કરે છે અને સ્વાર્થ તથા ઇન્દ્રિય લોલુપતા માટે નાસ્તિવાદને આધીન થઇ મહા અનર્થ મચાવી રહેલ છે; માટે તેઓને સુધારી અથવા શિક્ષા કરી આપ લોક અમોને કલંકિત થતા અટકાવી અમારૂં દુઃખ દૂર કરો. બ્રાહ્મણોના પિતૃઓનો કંઠ બોલતા બોલતા રૂંધાઇ ગયો અને તેઓ મોટેથી વિલાપ કરતા બેસી ગયા એટલે ચંદ્રદેવે ક્ષત્રિયોના પિતૃઓને બોલવા આજ્ઞા કરી.

ક્ષત્રિયોના પિતૃઓએ વંદનીય પુરૂષોને પ્રણામ કર્યા પછી જણાવ્યું કે મહાનુભાવો ! અમારા માનનીય બ્રાહ્મણોના સંતાનોની જે દુર્દશા થયેલી છે તેનાથી વિશેષ અમારા ક્ષત્રિય સંતાનોની થયેલી છે. કેમ જાણે તેઓ અમારા પેટનાજ ન હોય ! તેમ તેઓને પોતાની ક્ષત્રિય-રજપૂત જાતિનું અભિમાન રહ્યું નથી. તેઓ અંગ્રેજી કેળવણી લઇ,

અંગ્રેજો સાથે સહવાસ અને ખાનપાન રાખી તથા નાલાયક ખુશામતખોર પતિતોનું પડખું સેવી એવા તો ધર્મકર્મહીન બન્યા છે કે તેની કલ્પના કરતા પણ અમોને કમકમાટી ઉપજે છે. હમણા પૃથ્વીપર અમારા ક્ષત્રિય બાળકો છે તેઓને જે રાજ્ય મળેલું છે તે અમારા પુરૂષાર્થનું ફળ છે છતાં તેઓ અમારો એકેય ગુણ લેતા નથી, શસ્ત્ર વિદ્યા કે શાસ્ત્ર ભણુતા નથી, પોતાનો રાજવંશી પોષાક પહેરતા નથી, પ્રજાપાલન કરતા નથી, ગાયો બ્રાહ્મણો સનાતન ધર્મ કે હિંદુ ધર્મસ્થાનોની રક્ષા કરતા નથી, અમારૂં શ્રાદ્ધ તર્પણ કરતા નથી અને પ્રજાને ચૂસી અધર્મને તથા અધર્મી નાસ્તિકોને પોષી પોતાનું રાજ્ય તથા સ્ત્રી પુત્ર પ્રજા છોડી જ્યાં ત્યાં યુરોપ અમેરિકામાં ચોરના માથાની જેમ ભટકી રહ્યા છે માટે આજે એ બદામના સફેદ ટોપાવાળાઓ તેમને તથા અમને નહિ દેવાની ગાળો દે છે છતાં તેમને લેશ પણ અસર થતી નથી. તેથી તેમજ શ્રાદ્ધ નહિ મળવાથી અમે ઉંધે મસ્તકે લટકી અસહ્ય યાતના ભોગવી રહ્યા છીએ માટે કૃપાળુ દેવો ! અમોને દુઃખ મુક્ત કરો એટલું કહી ક્ષત્રિયોના પિતૃઓ મૂર્છીત થઇ ગયા એટલે સભામાં હાહાકાર મચી ગયો, સૌ કોઇ ઉભા થઇ અશ્રુપાત કરવા લાગ્યા અને મંદાકિની ગંગાનું શીતળ જળ છાંટી સાવધાન કરવા લાગ્યા. થોડી વારે મૂર્છા વળતા સૌ પોતપોતાને આસને વિરાજ્યા એટલે ચંદ્રદેવે વૈશ્યોના પિતૃઓને પોતાનું વક્તવ્ય દર્શાવવા આજ્ઞા કરી.

વૈશ્યોના પિતૃઓએ સર્વે દેવતાઓને બે હાથ જોડી નમસ્કાર કર્યા બાદ જણાવ્યું કે ધર્માત્માઓ ! બ્રાહ્મણો તથા ક્ષત્રિયોના પિતૃઓએ આપની સમક્ષ જે હકિકત નિવેદન કરેલી છે તે જો કે સંપૂર્ણ સત્ય છે તથાપિ અમારી આપને વિજ્ઞપ્તિ એ છે કે અમે

દ્વિજ છીએ, અમારો અધિકાર યજ્ઞોપવીત ગ્રહણ કરી વેદશાસ્ત્ર ભણવાનો છે તથા વેપાર ઉદ્યોગ ખેતીનો વિકાસ કરી ગાયોનું રક્ષણ કરવાનો છે, પરંતુ કહેતા પારાવાર દુઃખ થાય છે કે અમારા વંશમાં એવા વિપરીત મતિના ચંડો લાલો અને દાસો પાક્યા છે કે ઘણાખરાઓ યજ્ઞોપવીત શાસ્ત્રાભ્યાસ વેપાર ખેતી છોડી ગાયોના રક્ષણનું કાર્ય ત્યાગી પીંજારા વણકર કે ચમારનો ધંધો સ્વીકારી અમોને તો ઠીક પણ અમારી એકોતેર પેઢીને જંગલી મૂર્ખ કહી રહ્યા છે. અહિંસાની વાતો કરી પોતે નામર્દ બન્યા છે અને અહિંસાની મિથ્યા વાતોને નામે ગાયોને કપાવા દઈ ઘોર હિંસા કરી રહ્યા છે તથા સંધ્યા શ્રાદ્ધ કરતા નથી તેથી અમારી છાતી ફાટી જાય છે અને તેઓના પાપે અમારાથી અહીંની વેદના સહન થતી નથી, એટલું કહેતા તેઓની વિહ્વળ દશા થઈ ગઈ એટલે બહુ મોડી રાત્રિ થવાથી કાર્યક્રમ બીજા દિવસ પર મુલત્વી રાખી ચંદ્રદેવે સભા બરખાસ્ત કરી.

## ( ૨ )

ગઈ કાલે ઠરાવ્યા પ્રમાણે અપૂર્ણ રહેલું કાર્ય વિચારવા માટે પુનઃ આજે પિતૃલોકની સભા ચંદ્રદેવના વિશાળ ચોગાનમાં મળી. આગલ્યે દિવસે લોકોને સભાના કામકાજમાં અતિશય રસ પડયો હતો એટલે આજે દેવદાનવ ગંધર્વ અપ્સરા યક્ષ કિન્નરાદિ લોકોએ પણ બહુ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. પિતામહ બ્રહ્મા સનક સનકાદિ ઇંદ્ર-સૂર્ય વગેરે પધારતા સર્વેએ ઉભા થઈ નમસ્કાર કરી માન આપ્યું બાદ સૌ પોતપોતાને આસને વિરાજતા દેવર્ષિ નારદજીએ પ્રભુ-સ્તુતિ કરી. સ્તુતિ પુરી થતાં ચંદ્રદેવે વૈશ્યોના પિતૃઓને પોતાનું વક્તવ્ય આગળ ચલાવવા આજ્ઞા કરી.

વૈશ્યોના પિતૃઓ બોલ્યા કે મહાનુભાવો ! અમારી પ્રજા જાતીય ધંધો ત્યજી ધર્મકર્મ રહિત બની માત્ર દરિદ્ર કે મૂર્ખ નિવડી છે એટલુંજ બસ નથી પણ અમારા વંશમાં એક એવો દુષ્ટ બુદ્ધિનો નાસ્તિક પાકયો છે કે જેણે સ્વરાજ્ય અને એક્તાને નામે બ્રાહ્મણ ભંગીને એક કરી તથા હિંદુ મુસલમાનને પરસ્પર અફળાવી મારી એવો અધર્મ કુસંપ પ્રસરાવ્યો છે કે જેની જ્વાળાથી અમે અહીં દગ્ધ થઈ રહ્યા છીએ. અમારા એ કુપુત્રને લીધે આખી દુનિયાના લોકો વૈશ્ય જાતિના ઉપર કલંક લગાડી રહ્યા છે કે તમો વૈશ્યોએજ સૃષ્ટિપર અધર્મ પાપ ફેલાવ્યું છે આ કારણથી અમે ભયભીત થઈ આપને શરણે આવ્યા છીએ. વિદુરજીએ ધૃતરાષ્ટ્રને દુરાત્મા દુર્યોધનને ત્યજી દેવા અથવા સ્વધામ પહોંચાડવા જેમ સલાહ આપી હતી તેમ અમોને જો કોઇએ સલાહ આપી હોત તો અમારા કુળમાં ઉત્પન્ન થયેલા એ અંગારાને કાં તો અમે ઠેકાણે પાડી દીધો હોત અથવા જન્મતાજ ત્યજી દીધો હોત જેથી અત્યારની ભયાવહ સ્થિતિ અમારે જોવી અનુભવવી ન પડત એટલું કહી તેઓ પોકેપોક મૂકીને રોવા લાગ્યા એટલે તેઓને શાંત પાડી ચંદ્રદેવે શૂદ્રોના પિતૃઓને બોલવા આજ્ઞા કરી.

શૂદ્રોના પિતૃઓએ સર્વને દંડવત્ કરી જણાવ્યું કે અમારા વર્ણમાં લાંબુ ભણતર કે બુદ્ધિ નહિ તેથી પોતપોતાના બાપીકા ધર્મમાં વર્તી અમારી પ્રજા સુખી હતી, પરંતુ હવે તેમ ઉચ્ચ વર્ણના બુદ્ધિભ્રષ્ટોનું જોઈ ભણવા અને ધંધો ધર્મ છોડવા લાગી છે. જેને જનોઇ ધારણ કરવાનો અધિકાર છે તે અધમ બની છોડવા માંડયા છે અને અમારા કણબી, કોળી, સુતાર, લુવાર, કડીયા, હજામ વગેરેને જનોઇ પહેરવાનો અધિકાર નથી છતાં પહેરવા લાગ્યા છે, તેમ

અમારામાંના કેટલાક પોતાને અબ્રાહ્મણ કહેવરાવી પોતાની ટોળબંધી કરી ત્રણેય વર્ણના ગુરૂ એવા બ્રાહ્મણોને નિંદવા ઉખેડવા તત્પર થયા છે તેથી અમારી ભારે દુર્ગતિ થઇ રહી છે તો કૃપા કરી અમોને ઉગારો. શૂદ્રોના પિતૃઓ બેસી જતા ચંદ્રદેવે અંત્યજોના પિતૃઓને બોલવા આજ્ઞા કરી.

અંત્યજોના પિતૃઓ બોલ્યા કે હે બાપજી ! અમે જ્યારે મોટા પાપ કર્યાં ત્યારે અમને ઢેઢ ભંગીનો દેહ મળ્યો તે પાપ કર્મ અમે અમારી જાતિનો ધંધો કરી ભોગવી લઇશું એટલે ઇશ્વર સ્મરણથી અમારો ઉદ્ધાર થશે. અમારી જાતના લોકો તો એ ઉત્તમ રસ્તે ચાલ્યા જતા હતા, પરંતુ થોડા વર્ષ થયા ઉંચ વર્ણના કેટલાક ભણેલા ભાષણકર્તાઓએ અમને ચડાવી અમારો ધર્મ તથા જાતિ ધંધો છોડાવી જેના આધારે અમે જીવીએ છીએ તે ઉંચ વણુના હિંદુઓ સામેજ કરી મૂકયા છે, એથી અમારા દુઃખની સીમા રહી નથી. પ્રણુવ મંત્રની દીક્ષા લેવાનો, જનોઇ પહેરવાનો, ઉંચ વર્ણના હિંદુઓને સ્પર્શ કરવાનો તથા મંદિર કુવા નિશાળમાં દાખલ થવાનો અમને અધિકાર નથી છતાં કેટલાક પતિતો અધર્મ ફેલાવવા કે સ્વાર્થ સાધવા એવી હિલચાલ કરે છે તેથી અમારૂં વધારે પતન થઇ રહ્યું છે. હવે અમારી પ્રજા અમોને વાશ નાખતી નથી અને પ્રભુ ભજન કરતી નથી. આપ કોઈ ગુસ્સો ન કરો તો હું સાચું કહું કે અમારા ઢેઢ ભંગી ચમારની પ્રજાને જો કોઇ બગાડનાર કે અધર્મના માર્ગે મુકનાર હોય તો તે ઉંચ વર્ણના ભણેલા ભૂલેલા હિંદુઓજ છે, અને અમારા પણુ કેટલાક ઉલ્લુઓ પેટને માટે તેઓના ભોગ બન્યા છે માટે કૃપા કરી તેવા હિનશત્રુઓથી અમોને બચાવો એટલું કહીને તેઓ બેસી જતા ચંદ્રદેવે યવન અને મલે-ચ્છોના પિતૃઓને બોલવાની આજ્ઞા કરી.

યવન અને મલેચ્છોના પિતૃઓ બોલ્યા કે, લેડીઝ એન્ડ જેન્ટલમેન ! અમે અમારા કર્મ પ્રમાણે આ યોનિમાં જન્મ પામી વેદ વર્ણાશ્રમ પુનર્જન્મ શ્રાદ્ધ કે ઉંચ નીચપણાને માનતા નહોતા પરંતુ અહીં આવ્યા પછી પ્રત્યક્ષ અનુભવથી એ સઘળું માનવાની અમને ફરજ પડી છે. અમે એમ માનીને આશ્વાસન લેતા હતા કે તમારા ઉંચ વર્ણના ધર્મજ્ઞ હિંદુઓનું જોઇ અમારી પ્રજા ભગવત્ સ્મરણ કરી સત્કર્મથી કોઇક જન્મે હિંદુત્વને પામી વર્ણાશ્રમના કર્મ કરી શ્રાદ્ધ તર્પણ કરી અમને ઉગારશે પરંતુ તમારીજ પ્રજા અત્યારે જ્યાં સાવ ધર્મહીન નાસ્તિક બની અનાચાર આચરી રહી છે ત્યાં અમારી આશા નિરાશામાં ફેરવાઇ જાય એમાં કોઇ આશ્ચર્ય નથી. અરેરે ! હવે અમારૂં શું થશે ! અમે અમારી અધોગતિમાંથી કદાપિ છૂટી નહિ શકીએ એ વિચારતા હોલ વર્લ્ડ અમને શૂન્ય લાગે છે એટલું કહેતાં યવન અને મલેચ્છોના પિતૃઓ બેભાન થઇ પડયા. બાદ ચંદ્રદેવે દેવોના રાજા ઇંદ્રને બોલવા વિનતિ કરી.

ઇંદ્ર બોલ્યા કે સજ્જનો ! લોકોના પિતૃઓનો વિલાપ સાંભળી અમારા હૃદયમાં ઘણું દુઃખ થાય છે. લોકોની કુમતિ અને કુકર્મ જોઇ અમને પણ બહુ સંતાપ થાય છે. તેઓએ અમને વેદશાસ્ત્રને તથા ધર્મને હમ્બગ–નોન્સન્સ જુઠું નકામું કહી માનવુંજ છોડી દીધું છે એટલે તેઓ પાસે યજ્ઞયાગની આશા કયાંથી રહે ! યજ્ઞયાગને કેટલાક હિંદુ કુળમાં જન્મેલા અધમો અગ્નિનો ધુમાડો, દ્રવ્ય તથા ઘીની બરૂબાદી અને જીવોની હિંસા કહી રહ્યા છે એટલે વરસાદ ન પડે કિંવા અતિશય પડે, રોગચાળો ફાટી નીકળે અને અકાળ મૃત્યુ થાય એ સહજ છે. યજ્ઞાદિ ધર્મકાર્ય બંધ પડવાથી અમે દેવતાઓ પણ દુઃખી આકુળવ્યાકુળ છીએ, આથી કોઇવાર તો

મનમાં એવું થઇ આવે છે કે સમગ્ર મેઘો એક સાથે વરસાવી દુષ્ટોથી આવૃત્ત થયેલી દુનિયાનો અંત આણુવો. મારી બુદ્ધિમાં તો એ ધમંડી અને અધર્મી લોકોને ઠેકાણે લાવવા સારૂ બીજું કાંઇ સૂઝતું નથી એટલું કહી ઇંદ્ર મૌન થતાં ચંદ્ર દેવે યમરાજને બોલવા વિનતિ કરી.

યમરાજ બોલ્યા કે સારૂં થયું કે પિતૃલોકોએ આ સભા ભરી મને બોલવાની તક આપી નહિતર હુંજ આપ સર્વને નિમંત્રણ કરી મારૂં દુઃખ નિવેદન કરવા ચાહતો હતો. મારે બે મહાન્ કષ્ટ છે, તેમાં એક તો અમારા માનનીય ઇંદ્રદેવે કહ્યું કે લોકો યજ્ઞયાગ કરી અમોને તૃપ્ત કરતા નથી તે અને બીજું મારા યમસદનમાં એટલા બધા પાપી કુકર્મી ધર્મદ્રોહી જીવો એકત્ર થયા છે કે હવે વધુને રાખવાને માટે મારી પાસે તસુ જેટલી પણ જગ્યા નથી. બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ખુદ અધર્મી બની અધર્મ કરવા લાગ્યા એટલે તેઓનું શાસન લોકો પર ન રહ્યું તેથી ઇતર લોકો મનમાની રીતે ધર્મ વિરૂદ્ધ વર્તી પાપના ભાગી થતા આવ્યા એને નર્ક સિવાય બીજી કઇ ગતિ હોય વારૂ? કૃપા કરી કાં તો એ દુનિયાના ધર્મ વિમુખ માણસોને સુધારી સ્વર્ગ અને મોક્ષને રસ્તે વાળો અથવા તમે સૌ લોકપાળો થોડા થોડા પાપીઓને વહેંચી લ્યો કિંવા યમ-સદન અતિ મોટા વિસ્તારવાળું બનાવી દ્યો, એટલું કહી યમદેવ મૌન થતાં મોડી રાત્રિ થવાથી ચંદ્રદેવે સભા બીજા દિવસપર મુલત્વી રાખી બરખાસ્ત કરી.

(૩)

અપૂર્ણ રહેલું કાર્ય પૂર્ણ કરવા માટે પિતૃલોકની સભા શ્રીમાન્ ચંદ્રદેવના પ્રમુખપદે પુનઃ ભાદરવા સુદિ ૧૧ ને મંગળવારે રાત્રે આઠ વાગે મળી. દેવ દાનવ યક્ષ કિન્નર ગંધર્વ અપ્સરાદિની

ઉપસ્થિતિથી સભા ઝળહળી રહી હતી એવામાં પિતામહ બ્રહ્મા સપ્તર્ષિઓ સાથે પધારતા સૌએ ઉભા થઇને દંડવત્ કર્યા. બ્રહ્મા આસનપર બિરાજતા નારદજીએ હાથમાં વીણા લઇ ભગવદ્ સ્તવન કર્યું બાદ ચંદ્રદેવે અગ્નિદેવને બોલવા વિનતિ કરી.

અગ્નિદેવ બોલ્યા કે પિતૃલોકની દુઃખદ અવસ્થા માટે મને સહાનુભૂતિ છે પરંતુ આ વખતે સૌ દેવગણ એક સરખા દુઃખી છે એમાં કોણ કોને સહાયક થાય! પૃથ્વીપરના મનુષ્યો એટલા બધા મૂર્ખ અને પાપી નીવડયા છે કે તેઓ હમણા અગ્નિહોત્ર કે હોમ હવન કરતા નથી. અગ્નિમાં ઘી કે સુગંધી દ્રવ્યોનો હોમ કરવો એને એ અજ્ઞાની લોકો ગાંડપણ કે જંગલીપણું કહે છે, પરંતુ યજ્ઞયાગના અભાવે હું એટલો ભૂખ્યો થયો છું કે શ્રીકૃષ્ણની સહાયથી અર્જુને જેમ ખાંડવ વનનો દાહ કરી મને પ્રસન્ન કર્યો હતો અને ગાંડીવ ધનુષ્ય તથા દિવ્ય રથ મારી પાસેથી પ્રાપ્ત કર્યો હતો તેમ કોઈ ધર્માત્માએ આ અધર્મી લોકોને ભસ્મ કરવામાં મને સહાયક થવાની જરૂર છે. મારી દ્વારા મનુષ્ય માત્ર અન્ન રાંધીને જીવન ટકાવે છે છતાં મારોજ દ્રોહ કરી મને ભૂખે મારે છે એ હવે મારાથી જરા પણ સહન થતું નથી, હવે તો હું એ કૃતઘ્ની લોકોને બાળીજ નાખીશ એટલું કહેતા અગ્નિદેવના અંગમાંથી હજારો અગ્નિના કણ-વિસ્ફુલિંગો પ્રકટ થઇ સભાજનોને પણ તાપ આપી વ્યાકુળ કરવા લાગ્યા એટલે પિતામહ બ્રહ્મા વગેરેએ આશ્વાસન આપી અગ્નિને શાંત પાડયા. બાદ ચંદ્રદેવે સપ્તર્ષિને બોલવા વિનતિ કરી.

સપ્તર્ષિ બોલ્યા કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિજ સૂઝે છે નહિ-તર બીજા તો ઠીક પણ અમારા વીર્યથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો વેદાધ્યયન છોડી મ્લેચ્છ ભાષા શીખી મ્લેચ્છ જેવા બને ખરા! અમારા વંશમાં જન્મેલા બ્રાહ્મણોજ અધર્મ પ્રસરાવવાનું હમણા

નિમિત્ત બન્યા છે. તેઓ દ્રવ્ય અર્થે ન કરવાના કૃત્યો કરે છે, વેદશાસ્ત્ર પુરાણોની નિંદા કરી જ્ઞાતિ જાતિ તોડે છે, ખોજાઓને શાસ્ત્રાર્થ આપી અલ્લોપનિષદ્ લખી આપે છે, ધાર્મિક લોકોએ બહિષ્કૃત કરેલા સુધારકોને પણ પ્રાયશ્ચિત્ત આપે છે, નાસ્તિકો તરફથી અંત્યજો માટે દેવ મંદિર ખુલ્લું મૂકાય છતાં તેઓ વેદોક્ત મંત્રોથી મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી પૂજારી તરીકે કામ કરે છે, કીર્તનને નામે ધાર્મિક માન્યતાઓનું ખુન કરી પાખંડવાદ પ્રસરાવે છે, શાંકર વાલ્લભ રામાનુજ અને માધ્વ એ ચાર સંપ્રદાય સનાતન ધર્મના સ્તંભ છે તેને ઉત્તમ કનિષ્ટ કહી પરસ્પર અથડાવે છે અને પાછા તેજ કાળભૈરવો સનાતની બની સનાતન ધર્મની સંસ્થાઓમાં તથા સનાતનીઓમાં અગ્રેસર બની માનપાન પામે છે. આવા પાપીઓના પાપે વેદાધ્યયન બંધ પડવાથી અમો ઋષિઓ અત્યંત સંતપ્ત છીએ માટે પિતૃઓ સાથે અમારા દુઃખ નિવારણનો પણ ઉપાય કરો.

ઋષિઓ બેસી જતા ચંદ્રદેવે જણાવ્યું કે દેવગણો ! પ્રમુખ તરીકે મારે કાંઈ બોલવું જોઇએ પરંતુ આવા વિષમ મામલામાં મારી બુદ્ધિ કાંઈ કામ કરતી નથી. હું શું તમોને કહું ! થોડા દિવસો પહેલા ગ્રહણ હતું. તમે સૌ સારી પેઠે જાણો છો કે તે વખતે હું અને ભગવાન્ સૂર્યદેવ રાહુના ત્રાસથી પીડાઇએ છીએ. અમે બન્ને પ્રકાશ આપી સૃષ્ટિના લોકોને જીવાડીએ છીએ તેથી લોકોએ તે વખતે યથાવિધિ ગ્રહણ પાળી ભગવદ્ સ્મરણ દાનપુણ્ય કરી અમોને દુઃખ મુક્ત કરવા જોઇએ તેને બદલે અપવાદ તરીકે થોડા ધાર્મિક લોકોને બાદ કરતા બાકીના પિશાચ જેવા એ લોકોમાંથી કેટલાક ગ્રહણ વખતેજ ઘરમાં અથવા હોટલોમાં ખાધું પીધું—ચા

પાણી નાસ્તા ઉડાવ્યા, કેટલાક ખાઇ પીઈ ગાડલા પાથરી સુઇ ગયા, કેટલાક નાટક તમાશા જોવા નીકળી પડયા અને કેટલાક ગંજીપો ચોપાટ લઈ જુગાર રમવા બેઠા. મારે કહેવું ખોટું છે પણ આવા દુષ્ટ પ્રાણીઓને સરજવામાં પિતામહ બ્રહ્માનોજ દોષ છે માટે હું તેઓશ્રીને પ્રાર્થના કરૂં છું કે તેઓજ પોતાની ભૂલ આ વિફરેલ મગજના માનવીઓને શિક્ષા કરી સુધારે. બાદ સૌની પ્રાર્થનાથી પિતામહ બ્રહ્મા બોલવા ઉપસ્થિત થયા.

પિતામહ બ્રહ્માએ કહ્યું કે પુત્રો ! ચંદ્ર મારા પર આક્ષેપ મૂકે છે પરંતુ મેં કાંઇ ભાંગ પીઇને સૃષ્ટિ રચી નહોતી. જગત્ અનાદિ છે, હું સૃષ્ટિ નિર્માણ કરૂં છું ત્યારે સૌને પોતપોતાના કર્મ અનુસાર ગતિ મતિ પ્રાપ્ત થાય છે. મનુષ્ય ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ યોનિમાં જન્મ્યો હોય છતાં તે જો શાસ્ત્ર મર્યાદાને માન આપી વર્તે અને પ્રભુ સ્મરણ સત્સંગ સત્ક્રિયા કરે તો તેનું કદીપણ પતન થતું નથી. કાળ બળે પાખંડીઓના સમાગમથી અત્યારે લોકો ધર્મકર્મ ચૂકી અધર્મ અનાચાર આચરી તમોને જે દુઃખ ઉપજાવી રહ્યા છે તેનું નિયમન કરવા હું સમર્થ નથી. તમો સર્વ જ્ઞાતા છો પણ દુઃખથી વિહ્વળ થઇ ભાન ભૂલી ગયા છો તેથી યદ્વા તદ્વા બોલો છો પરંતુ સૃષ્ટિ પર કે તમારા પર આ કાંઇ દુઃખ આપત્તિનો પહેલો પ્રસંગ નથી આવ્યો. જ્યારે જ્યારે અધર્મી માણસોનું પરિબળ વધે છે ત્યારે ત્યારે સત્પુરૂષોને સંકટ ખમવું પડે છે, એવા સંકટના પ્રસંગો પૂર્વે પણ કઇકવાર આવી ગયા છે અને તે દરેક વખતે પરમકૃપાળુ પરમાત્મા શ્રીહરિએ શરણાગતોનું રક્ષણ કરેલું છે માટે તમારી સૌની ઇચ્છા હોય તો આપણે સૌ ભગવાન્ નારાયણની પાસે જઇએ. પિતામહ બ્રહ્માની વાતને સર્વેએ સંમતિ આપી અને સર્વ દેવવૃંદ પિતામહ બ્રહ્માને આગળ કરી વૈકુંઠ તરફ વિદાય થવાની તૈયારી

કરવા લાગ્યા એવામાં ફરતા ફરતા દેવાધિદેવ શંકર પણ પાર્વતીજી સાથે આવી પહોંચ્યા. શંકર પધારતા સર્વેએ નમસ્કાર કરી ચાલી રહેલો પ્રસંગ કહી બતાવ્યો. શિવજી અત્યંત પ્રસન્ન થઇ બોલ્યા કે મારા પણ સદ્દભાગ્ય કે તમારા નિમિત્તે મને પણ બહુ લાંબા સમય ભગવાનના દર્શન થયા નથી તે થશે માટે હું પણ તમારી સૌની સાથે ચાલું છું.

બ્રહ્મા તથા શંકરને આગળ કરી પિતૃઓ દેવતાઓ તથા ઋષિઓ વિમાનોમાં બેસી વૈકુંઠમાં ગયા. દ્વારપાળદ્વારા દેવતાઓએ પોતાના આગમનની ભગવાનને ખબર કહેવરાવી એટલે લક્ષ્મીજી સાથે બિરાજતા ભગવાન ખુબ પ્રસન્ન થયા અને સૌને માનપાન સાથે અંદર લાવવાની ગરૂડજીને આજ્ઞા આપી. શિવજી દેવતાઓ ઋષિઓ તથા પિતૃઓએ ભગવાનના ધામમાં પ્રવેશ કર્યો કે જે ધામ સૂર્ય અને ચંદ્રની કાંતિ કરતા હજારોગણું વધારે પ્રકાશમાન હતું, જ્યાં જન્મ મૃત્યુ જરા વ્યાધિ ભૂખ તરસ ટાઢ તડકો દુઃખ કે ચિંતાનું નામ પણ નહોતુ અને જ્યાં નિરતિશય શાશ્વત સુખજ સર્વદા અનુભવાય છે. ભગવાનના દર્શન થતા સર્વેએ સાષ્ટાંગ દંડવત્ કર્યા અને ચરણારવિંદમાં ધ્યાન ધરી સ્તુતિ કરી કે હે અનંતકોટિ બ્રહ્માંડના અધિપતિ! અમો આપને શરણે આવ્યા છીએ. આપજ આ જગત્‌ના પાલક પોષક રક્ષક આત્મા છો, આપની કૃપા થકીજ અમો સર્વ જીવંત છીએ, આપ ભક્ત વત્સલ છો, અજન્મા છો છતાં અમો ભક્તોનું દુઃખ ક્ષણભર સાંખી શકતા નથી તેથી અવતાર ધરો છો. અત્યારે સૃષ્ટિના જીવોની બુદ્ધિ બગડી છે તેઓ વેદશાસ્ત્રની વિધિ છોડી સ્વચ્છંદે વર્તી દુનિયા પર અતિશય પાપ ફેલાવી ધર્મીષ્ટ લોકોને ત્રાસ આપી રહ્યા છે. તેઓ ધર્મવિમુખ થવાથી શ્રાદ્ધ યજ્ઞ વેદાધ્યનાદિ ધર્મકર્મ બંધ થવાથી અમો સૌ સંતપ્ત થઇ આપને શરણે આવ્યા છીએ માટે અમારી રક્ષા કરો.

દેવતાઓની પ્રાર્થનાની સંતુષ્ટ થઇ વિષ્ણુ ભગવાને જણાવ્યું કે હું તમારા ઉપર પ્રસન્ન છું, તમો સૌ મારા રૂપ છો, તમારૂં કે ધર્માત્મા જીવોનું દુ:ખ હું ક્ષણ પણ સહી શકતો નથી. પરંતુ હમેશા દરેકને અવધિ હોય છે. તેમ દુષ્ટ દુરાત્મા અધર્મીઓને માટે પણ છે. તેઓનું પુણ્ય હજુ પૂરૂં થયું નથી, થોડો સમય બાકી છે, જ્યારે તેઓના પૂર્વ જન્મના પુણ્ય પૂરા થઈ રહેશે અને પાપ અનાચારની હદે પહોંચી જશે ત્યારે હું ઉત્તમ આર્યકુળમાં કલ્પિરૂપે અવતાર ધારણ કરીશ અને પલમાત્રમાં સર્વ અધર્મીઓનો સંહાર કરીશ માટે હાલ તુરત હું તમોને આજ્ઞા કરૂં છું કે તમો ધીરજ ધરો. હમણા દેવર્ષિ નારદજી આદિ ઋષિઓએ પૃથ્વીપર જવું અને ધર્મજ્ઞ લોકોને કહેવું કે અધર્મીઓ ગમે તેટલી સંખ્યામાં હોય અને ગમે તેવી આસુરી વિદ્યા ફેલાવી સતાવવા તજવીજ કરતા હોય તો પણ તમો ગભરાશો નહિ, પ્રભુનો દૃઢ આશ્રય રાખી ધર્મ કર્મ આગ્રહપૂર્વક આચરજો. જ્યાં જ્યાં અધર્મ કે અધર્મીને જુઓ ત્યાં ત્યાંથી દૂર રહેજો, તેઓનો કદી વિશ્વાસ કરશો નહિ કે તેઓમાં ભેળાશો નહિ. વળી કહેશો કે પ્રભુએ ધર્મજ્ઞ લોકોને વરદાન આપ્યું છે કે તમો એક હશો અને નિ:સાધન હશો તોપણ સર્વદા અજીત રહેશો અને અધર્મી મેંઢા લાખો હશે તોપણ નિષ્ફળ જવાના છે, માટે વાસુદેવમાં ચિત્ત રાખી ધર્માચરણ કરો, લોકોને ધર્મ પ્રમાણે વર્તવાના સંસ્કાર નાખો અને આ પ્રમાણે તમો ક્ષેત્ર ખેડી તૈયાર રાખશો એટલે પૃથ્વીનો ભાર ઉતારવા માટે પ્રભુ અવતીર્ણ થશે. ભગવાન જનાર્દને આ રીતે દિલાસો આપતા સર્વ દેવતાઓ સંતોષ પામી પોત પોતાને સ્થાને ગયા. પરિષદ્ યશસ્વી નીવડી અને તેનું આવું શુભ પરિણામ આવ્યું તે બદલ દેવગણે જૂદા પડતા પહેલા પિતૃલોકનો આભાર માની ધન્યવાદ આપ્યો.

# સુધારકોને શિક્ષા.

પત્રિકાના અંકમાં અમે "સનાતન ધર્મ શું કાયરતા શીખવે છે" એ નામના અગ્રલેખમાં લખેલી હકિકત પાઠકોને બરાબર સ્મરણમાં હશે. કેમ જાણે એ લેખમાં લખાયેલી હકિકત સત્ય સિદ્ધ કરવાને માટે ઇશ્વરેજ સંકેત કર્યો ન હોય ! તેમ સાંગલીમાં ગયે અઠવાડિયે એક ઘટના બની ગઈ. તે અંકમાં અમે એમ જણાવ્યું હતું કે સનાતન ધર્મ કદાપિ કાયરતા શીખવતો નથી કિંતુ તેના પ્રત્યેક સિદ્ધાંત નિર્વીર્ય મડદાલને પણ બેઠો કરી સત્કર્મમાં જોડે છે અને પોતાના ઓજસ્થી પાખંડને મારી હટાવે છે તદ્વત સાંગલીમાં ભરાયેલી માહેશ્વરી મારવાડી વૈશ્ય સ્ત્રી પુરૂષોની પરિષદોએ પ્રત્યક્ષ પૂરવાર કરી દીધું છે. કપોળ ભાટીયા લુવાણા જ્ઞાતિને જેમ નાસ્તિક વૃત્તિના રાહુ કેતુ વળગેલા છે તેમ તમામ હિંદુ જ્ઞાતિઓને ઓછા વધતા પ્રમાણમાં વળગી કલંકિત કરી રહ્યા છે. સતારાનો એક માહેશ્વરી મારવાડી વૈશ્ય કે જે વિધવા વિવાહ કરી ભ્રષ્ટ થઈ ચુકેલો હતો તેણે માહેશ્વરી પરિષદમાં પ્રવેશ કરવા માટે ટિકિટ માગી પરંતુ તેના દુષ્કર્મના કારણે તેને ટિકિટ આપવામાં આવી નહિ એટલે કેટલાક નાસ્તિક વૃત્તિના માહેશ્વરીઓએ વિષય વિચારિણી સમિતિમાં તે વાત ચર્ચી પણ ત્યાં તેઓ ફાવ્યા નહિ તેથી ખુલી પરિષદ સમક્ષ સુધારકોએ વિધવા વિવાહ કરનારને પરિષદમાં દાખલ કરવાની ઝુંબેશ ચલાવી પરંતુ ત્યાંય જુના વિચારના ઉગ્ર ધર્મ-ભાવનાવાળા માહેશ્વરીઓએ તેઓની દલીલોનો સચોટ ઉત્તર આપી મોટી બહુમતિથી વિધવા વિવાહ કરનારને તિરસ્કારી પરિષદમાં દાખલ થવા દીધોજ નહિ.

આજ રીતે સુધારકોએ સ્ત્રીઓના લાજ પડદાના ઉત્તમ રીવાજને ધિક્કારી માહેશ્વરી કોમમાંથી તે કાઢી નખાવવા માટે પરિષદ્ સમક્ષ ઠરાવ મૂકી ખુબ ખટપટ કરી પરંતુ તે અવિચારી ઠરાવને પણ ધર્મભાવનાવાળા માહેશ્વરીઓએ બહુમતિથી ઉડાવી દીધો એટલુંજ નહિ પણ માહેશ્વરી કોમની સ્ત્રીઓની પરિષદ્ બીજે દિવસે મળી તેમાં તે પરિષદ્ના સ્ત્રી પ્રમુખની રજાથી એક કહેવાતા સુધારક આગેવાને ભાષણ કરી સ્ત્રીઓને લાજ પડદાનો રીવાજ કાઢી નાખવા સૂચના કરી તેના ઉત્તરમાં સ્ત્રી પરિષદ્માં હાજર રહેલી સેંકડો સ્ત્રીઓએ તે સુધારકનું ભયંકર અપમાન કરી તેને ભાષણ કરતો અટકાવી પરિષદ્માંથી હાંકી કાઢયો. માહેશ્વરી મારવાડી વૈશ્ય સ્ત્રી પુરૂષોની આવી ઉંચ કોટિની ધર્મજ્ઞતા, પોતાના સર્વોત્કૃષ્ટ પ્રાચીન રીતિરીવાજમાં શ્રદ્ધા અને તે ઉભયના રક્ષણાર્થે નિર્ભયતા તથા કટિબદ્ધતા માટે ભારતવર્ષના સનાતની હિંદુ નરનારીઓ તેઓને જેટલો ધન્યવાદ આપે તેટલો ઓછોજ છે.

પરંતુ સનાતનીઓના આવા અનુપમ વિજયથી ભેદનીતિ ખેલનારા મુંબઇના "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" નું અંતઃકરણ દાઝી ગયું છે. તે પરસ્પર અથડાવી મારવાની બાજી રમનાર ટાઇમ્સનો એડીટર તા. ૨૮—૯—૩૧ ને સોમવારના અંકમાં અગ્રલેખ લખી વિષ પ્રસરાવે છે કે જ્યારે તમો આટલો પણ સુધારો કરી શકતા નથી, લાજ પડદો દૂર કરી વિધવા વિવાહની છૂટ મૂકી, અંત્યજોની અસ્પૃશ્યતા હટાવી શકતા નથી તો પછી મુસલમાનો સાથે સ્વરાજ્ય ભોગવવા માટે સંયુક્ત મતદારી શા આધારે માગો છો ? વળી એ ગોરા તંત્રી સાહેબ એટલેથી સંતોષ ન પામતા પોતાની મૂર્ખતા તથા અજ્ઞાનતાનું પ્રદર્શન ભરી બિરલા અને જમનાલાલ બજાજ કે

જેઓ બન્ને મારવાડી અગ્રવાળ વૈશ્ય છે તેઓને માહેશ્વરી કોમના ગણીને માહેશ્વરી કોમમાં પ્રથમ સંસાર સુધારો કરી પછી સ્વરાજ્ય માગવાની ભલામણ કરે છે. તેમ જુનાગઢ સ્ટેઇટમાં રાજ્ય તરફથી હિંદુઓ ઉપર બેસીતમ જુલ્મ ગુજર્યો છતાં તે દોઢડાહ્યા ટાઇમ્સના અધિપતિએ રાજ્ય કે મુસલમાનો વિરૂદ્ધ એક શબ્દ પણ નહોતો લખ્યો પરંતુ હમણા કાશ્મીરના મુસલમાનો, રાજાના અધિકારીઓ તથા રાજ્યના હિંદુઓ ઉપર આક્રમણ કરી ભયંકર ઉલ્કાપાત કરી રહ્યા છે છતાં તે ઉલટો મુસલમાનોનો પક્ષ લઇ કોઇ ત્રિયાત એટલે અંગ્રેજ મહેરબાનોને નીમવાનું કહી રાજય હડપ કરાવવા માગે છે.

કહેવાનો ભાવાર્થ એ છે કે આપણા કાળજા ગેબ થયેલા સુધારકો પોતાના ધર્મની તથા જાતિની શ્રેષ્ટ હિતકારી મર્યાદાઓને સમજતા નથી અને ટાઇમ્સ જેવા ભેદનીતિ ખેલનારા વિદેશી વિધર્મી હિતશત્રુઓના ભોગ બની મુસલમાનોની જેમ સ્વજનો સાથે અથડે છે તેઓને મહેશ્વરી ધર્મજ્ઞોએ સાંગલીમાં ઘટિત શિક્ષા ( બોધ અને તિરસ્કારરૂપી તાડન ) કરી અનુકરણીય દાખલો બેસાડ્યો છે તે અનુસાર સનાતનીઓએ પોતાનું સામર્થ્ય સુધારકોને સદૈવ બતાવવા રહેવું જોઇએ.

---

## સ્વરાજ્યને બદલે અસહ્ય કર.

કોંગ્રેસે ચલાવેલી લડતના પરિણામે હિંદુસ્થાનને સ્વરાજ્ય મળશે એવી લોકોએ આશા રાખી હતી. લોકોને ગાંધીના શબ્દોપર એવી શ્રદ્ધા ચોંટી હતી કે તે રાવણી રાજ્યનો નાશ કરી રામરાજ્ય સ્થાપી દેશે અને કરનો તમામ બોજો હટતા દેશજનો અન્ન વસ્ત્ર

આબાદી સ્વાધીનતાનું સુખ અનુભવશે; પરંતુ અમે તો જ્યારથી ગાંધીએ પોતાની લડતનો પ્રારંભ કર્યો છે ત્યારથી સ્પષ્ટપણે કહેતા આવ્યા છીએ કે એવી ધર્મ અને ઐતિહાસિક ક્રમનું અતિક્રમણ કરનારી લડત ભારતના દુર્ભિક્ષ અને કંગાલ લોકોનો ઉદ્ધારને બદલે સંહારજ કરશે. અહિંસા રેંટીયો ખાદી અસ્પૃશ્યતા નિવારણ હડતાલ પીકેટીંગ વગેરે લડતમાં ધર્મ, વીરતા કે રાજનીતિનો અંશ નથી કિંતુ ધર્મ વીરતા અને રાજનીતિથી તે હિલચાલ સદંતર વિરૂદ્ધ હોઇ તેનાથી લોકોનો ઉદય ન થતા ડાટજ વળશે.

લખતા અમને ખેદ થાય છે કે જેવી અમે ભવિષ્ય વાણી ઉચ્ચારી હતી તેવુંજ થયું છે અર્થાત્ ગાંધીની સરકાર સામેની લડતથી, લોકો પાસે ગાંધીએ ઘણી ઘણી પ્રકારના ભોગો અપાવ્યા પછી પણ સરકારે પૂર્ણ સ્વરાજ્ય કે સંસ્થાનિક સ્વરાજ્ય તો ન આપ્યું અરે! મીઠાનો કર પણ રદ્દ ન કર્યો કિંતુ નવા ૩૯ કરોડના કરોની બક્ષીસ કરીને પ્રજાને અતિશય કફોડી દશામાં મૂકી છે; એટલુંજ નહિ પણ સરકાર કેમ જાણે ગાંધી અને તેની પાછળ ચાલી લડત ચલાવનારા લોકોને કુછ વિસાતમાં ન ગણી મોઢાપર લપડાક લગાવતી ન હોય! તેમ તેણે બીજા કરો સાથે મીઠાના કરમાં ઉલટો પચીસ ટકાનો વધારો કર્યો છે.

સરકારે ૩૯ કરોડ રૂપિયાનો નવો કર હિંદીઓ ઉપર નાખવા ધાર્યો છે તે કવર પતા મનીઓર્ડર તથા રજીસ્ટર ઉપર દોઢો—૫૦ ટકાનો વધારો કરીને, ખાંડ ઉપર હંદરવેટ દીઠ રૂ. ૦ાા, ચામડાના જોડા ઉપર ૨૦ ટકા, રૂ ઉપર રતલ દીઠ અડધો આનો, સંચા અને રંગ ઉપર ૧૦ ટકા, આર્ટીફીશીઅલ સીલ્ક યાર્ન અને બ્રેડ ઉપર ૧૦ ને બદલે ૧૫ ટકા, બનાવટી રેશમ કાપડ કપુર અને ઇલેક્ટ્રીક

બાબ ઉપર ૨૦ થી ૪૦ ટકા, ઇન્કમ ટેકસ બે હજારને બદલે એક હજાર ઉપર લેવાનું અને તે દર રૂપિયે બે પાઇ લેખે, ઇન્કમટેકસ તથા સુપરટેક્સ ઉપર હાલના કરતા આ વર્ષે ૧૨ાા ટકા વધારે અને બીજા વર્ષ માટે ૨૫ ટકા વધારે, પેટ્રોલ ઉપર ગેલને બે આના, મીઠા ઉપર ૨૫ ટકા વધારે અને ઉપરની ચીજો સિવાય બાકીના તમામ આયાત થતા માલપર સેંકડે ૨૫ ટકા કર વધાર્યો છે.

વિદેશી વિધર્મીઓથી લુંટાયેલી પ્રજા ઉપર એક તો અસહ્ય કરના બોજા હતાજ, એ બોજાથી પ્રજા અન્ન વસ્ત્ર વિના ટળવળી નાનાવિધ કષ્ટો ભોગવી આર્તનાદ પોકારી રહી હતી તેમાં આવો અસહ્ય કરોનો નવો વધારો થતા પ્રજામાં અસંતોષની માત્રા એકદમ વધી જશે એ નિઃશંક વાત છે અને તેથી લોકો ગાંધી અને કોંગ્રેસને એકકોર ફગવી સરકાર સામે ઉગ્રપણે સ્વરાજ્યની લડત લડે તો તેમાં આશ્ચર્ય જેવું નથી. અમો ઇચ્છીએ છીએ કે આ પ્રમાણે લોકો અસંતુષ્ટ થઇ મરણીઆ બની અરાજકતા તરફ ધસડાય તે પહેલા સરકાર પોતાનું ડહાપણ વિચારી નવા કરો નાંખવાને બદલે લશ્કરી ખર્ચમાં તથા મોટા પગારના અધિકારીઓના પગારમાં કાપકુપ કરી બજેટની જમે ઉધાર બાજુ સરખી કરશે.

રામરાજ્ય સ્થાપવાની દુહાઈ ફેરવવાવાળા કોંગ્રેસવાદી ગાંધી· પંથીઓ નવા કરોથી અને ખાસઃ કરી મીઠાના કરથી કોપાયમાન થઇને તે રદ કરાવવા જીવતોડ યત્ન કરશે એમ સૌ કોઇ ધારતું હતું પરંતુ તે સ્વાર્થી બેશરમીઓ "રોમ બળે ત્યારે નીરો નાચગાનની મોજ ઉડાવે" એ મુજબ ઉલટા ગાંધી જયન્તિ મનાવવા નીકળી ખાદી ખપાવવાને બ્હાને લોકોને બરબાદ કરી પાર્ટી ઉડાવી રહ્યા છે, દ્રવ્ય લૂંટી મોજ માણી રહ્યા છે. આપા-

ઓમાં પ્રગટ થયા પ્રમાણે રૂપિયા પાંચ લાખ વલ્લભભાઇ પટેલ તથા ફંડ ફાળા ઉઘરાવવાનો ઇજારદાર મણિલાલ કોઠારી મુંબઈ શહેર અને ગુજરાત પ્રાંતમાંથી ઉઘરાવી ગયેલ છે અને અંત્યજોનું પ્રેત ભોજન આરોગી ગયા છે.

ઈશ્વર કૃપાએ હિંદુસ્થાન દેશ અતિ ફળદ્રુપ છે, મનુષ્ય જીવનની હરેક આવશ્યકતા અહીં વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. પ્રાયઃ બે હજાર વર્ષ થયા દેશ વિધર્મી વિદેશીઓથી લુંટાય છે અને દેશની અનર્ગળ સંપત્તિ તેઓ લૂંટી ગયા છે છતાં અહીં અનાજ રૂ એટલા મોટા જથ્થામાં દર વર્ષે ઉત્પન્ન થાય છે કે તેનાથી લોકો મહેનત મજુરી કરી પોતાનું યોગક્ષેમ કરી લેતા પરંતુ તેય હવે સરકાર ઉપર પ્રમાણે અમાનુષી કરોના બોજા લાદીને તથા કોંગ્રેસ ફંડફાળા ઉઘરાવીને હરી જાય ત્યાં લોકોએ જીંદગી કેમ ટકાવવી ? આથી શું હવે કોંગ્રેસવાદી પાખંડીઓની શબ્દજાળમાં સપડાઇ અનેક અસહ્ય મુશિબતોને આમંત્રણ કરી ચુકેલા અને દીકરો લેવા જતા ડાઢીઆળો ખોઇ બેઠેલા લોકો અંધશ્રદ્ધાનો પડદો ચીરી ધર્મ અને ધર્મજ્ઞોને વળગી ઐતિહાસિક માર્ગે પોતાના ઉદ્ધારનો પ્રયત્ન કરશે ખરા ! કે મોહનમુગ્ધ રહી પૃથ્વીની સપાટીપરથી સાવ ભુંસાઇ જશે ? પ્રભુ સન્મતિ આપી દેશ જનોને સન્માર્ગે વાળે એજ અભ્યર્થના.

## નેતૃત્વહીન સનાતનીઓ.

કુંભયાત્રા જન્માષ્ટમી શિવરાત્રી રામનવમી ગ્રહણ ઇત્યાદિ ધાર્મિક અવસરે વિના આમંત્રણ કે આંદોલને દેશભરના લાખો નહિ કિંતુ કરોડો હિંદુઓ ધર્મક્રિયામાં સંલગ્ન થાય છે. ગયા શ્રાવણ માસમાં શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રાદુર્ભાવનો શુભ દિવસ હતો ત્યારે

હિંદુઓને કોણ કહેવા ગયું હતું કે તમે સર્વ જન્માષ્ટમી મનાવી વ્રત ઉપવાસ દર્શન શ્રવણ કરજો ? અર્થાત્ કોઇ પણ જગ્યાએ એક પણ વ્યક્તિએ પ્રચાર કાર્ય કર્યું નહોતું, છતાં દેશમાં ઘરેઘર આનંદમંગળ વર્તાઇ રહ્યો હતો અને ભગવત્ કથા કીર્તન થઈ રહ્યા હતા તેનું કારણ એ કે સનાતન ધર્મ કે જેનો અર્થ સદાકાળ ટકનારો ધર્મ છે, પછી લોકો તેને મૂર્ખાઇથી ન માને અને નાશ કરવા પ્રયત્ન કરે તો પણ તે નાશ નહિ પામનારો એવો સનાતન ધર્મ હિંદુઓના માથે બિરાજે છે. જગન્નિયંતા શ્રી હરિથીજ એ ધર્મ પ્રવર્ત્યો છે તેથી તેના સિદ્ધાંતો ત્રિકાલાબાધિત અને પરમ સુખદાયક છે. ભલે સુધારક નાસ્તિકો તેનો નાશ કરવા મથે પરંતુ તેથી તે નાશ નહિ પામતા સુધારક નાસ્તિકોજ ભસ્મીભૂત થઈ જશે એ નિશ્ચિત્ વાત છે છતાં અત્યારે સનાતન ધર્મ અને સનાતનીઓ ઉપર મુશ્કેલીઓના ડુંગરો ઉભા છે અને સતાવી ત્રાહિમામ્ પોકરાવી રહ્યા છે તેનું કારણ શું ?

કારણ એ કે એક મહા બળવાન રાજાને મોટું લશ્કર હોય, લાખો અને કરોડોની સંખ્યામાં લશ્કરીઓ હોય તથાપિ જો તેને કુશળ સેનાપતિ—નાયક ન મળ્યો હોય તો તે મોટા સૈન્યની કોઈ કિંમત નથી. નાનું પણ સુસંગઠીત નેતૃત્વવાળું લશ્કર તે નેતૃત્વહીન મહાન્ લશ્કરને ભેદી વિજય મેળવી શકે છે તદ્વત્ સનાતન ધર્મના સર્વશ્રેષ્ટ સિદ્ધાંતો અને કરોડો અનુયાયીઓનું મહાન્ સૈન્ય હોવા છતાં તે અત્યારે નેતૃત્વહીન છે માટે ભેદાઇ રહ્યું છે. સનાતનધર્મના સ્તંભ રૂપ શ્રી શંકરાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય શ્રી મધ્વાચાર્ય વગેરે સંપ્રદાયના આચાર્યો સેંકડોની સંખ્યામાં વિદ્યમાન છે, સૂર્યવંશી તથા ચંદ્રવંશી સેંકડો ક્ષત્રિય નરેશો મોટામોટા

રાજ્યોનો અધિકાર ભોગવે છે. કપોળ સોરઠીઆ લાડ પોરવાડ દિશાવળ ખડાયતા શ્રીમાળી ઝારોળાદિ વૈશ્ય, ભાટીયા, લુવાણા વગેરે જ્ઞાતિના સેંકડો નહિ કિંતુ હજારો શ્રીમંતો પુષ્કળ સંપત્તિ સાધન ધરાવે છે છતાં તે સર્વે મૂક મૂઢ બાયલા બની અનર્થ જોયા કરે છે માટે સનાતન ધર્મ અને સનાતની હિંદુઓની દુર્દશા છે. હિંદુઓમાં ધર્મભાવના છે, ધર્મ પાળવા અને રક્ષવા તેઓ તૈયાર છે છતાં ઉપર નિર્દિષ્ટ નેતાઓ આચાર્યો રાજાઓ તથા શ્રીમંતો કર્તવ્ય હીન બની ઘરમાં લપાઈ જવાથી નેતૃત્વહીન સનાતનીઓ સુધારક નાસ્તિકોના ભોગ બની રહ્યા છે. નાસ્તિકો તથા વિધર્મી વિદેશીઓના અવિરત ઉગ્ર આંદોલનથી ધર્મ ભાવનાવાળા સનાતનીઓના હૃદયમાં કુતર્કે-ભ્રમે સ્થાન કર્યું છે તેથીજ તેઓ અત્યારે અધર્માઓની તરફેણ કરી સ્વધર્મને ધિક્કારવા લાગ્યા છે.

આચાર્યો રાજાઓ તથા શ્રીમંતોની પ્રથમ બેવકુફી એ છે કે સનાતન ધર્મને કે સનાતનીઓને તેઓ ઉત્તેજન આપતા નથી અને નાસ્તિકોને સર્વ પ્રકારની સહાયતા આપે છે. નાસ્તિકોને ફંડફાળામાં મોટી મોટી રકમો ભરી આપે છે, મ્યુનિસિપાલિટી અને ધારાસભાઓમાં મતો આપી પ્રતિનિધિ તરીકે મોકલાવે છે અને નાસ્તિક છાપાને ખરીદી ઉત્તેજન આપે છે જ્યારે ખરા સનાતની કાર્યકર્તા તરફ દૃષ્ટિ પણ કરતા નથી, જેના તાજા બે ઉદાહરણો અમો રજુ કરીએ છીએ.

ગુજરાત કાઠિયાવાડમાં બે વર્ષ પહેલા અતિવૃષ્ટિ થઈ ત્યારે સનાતનીઓએ લાખો રૂપિયાનું ફંડ મોટી રકમો ભરીને ઉભું કર્યું હતું પણ તેનો ઉપયોગ પોતે જાતે કે યોગ્ય સનાતનીઓ દ્વારા ન કરાવતા નાસ્તિક વૃત્તિના જૈન પત્રકાર સૌરાષ્ટ્રવાળા પાસે દુરૂપયોગ કરાવ્યો

હતો અને જુનાગઢ સ્ટેઇટમાં ગુપ્ત પ્રયાગ તથા પ્રભાસપાટણના પવિત્ર હિંદુ તીર્થોમાં મુસલમાનોએ અત્યાચાર કરતા મોટો ખળભળાટ મચ્યો, છેવટે વેરાવળના પાંચ હિંદુ આગેવાનોના પ્રાણ જતા તથા છ ઘાયલ થતા હડતાળ પડી ત્યારે તે સંબંધમાં ન્યાય મેળવવા કે અપાવવા ન કોઇ સનાતની નેતા બહાર પડયો કે ન કોઇ સનાતની કાર્યકર્તાઓને બોલાવ્યા પરંતુ તીર્થમૂર્તિને નહિ માનવાવાળા આર્ય સમાજી આનંદપ્રિયજીને તથા સૌરાષ્ટ્રવાળા અમૃતલાલને બોલાવી તેવા ધર્મ વિરોધી સામાન્ય માણસો દ્વારા સમાધાન કરવાની કોશિશ થઇ.

તેજ રીતે સનાતન ધર્મ તથા સનાતનીઓના હિત રક્ષણ માટે આ સનાતન ધર્મ પત્રિકા, બ્રાહ્મણ મહા સમ્મેલન તથા ધર્મ મંગલા પ્રાણના પણ ભોગે પ્રખર આંદોલન નાસ્તિક સુધારકો સામે કરી રહેલ છે એ શત્રુઓ પણ કબૂલ કરે છે છતાં મુંબઇના પ્રાંતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘમાં સનાતની તરીકે ઘુસેલા રા. હીરાલાલ નાણાવટી અને રમાપતિ મિશ્ર, પત્રિકાનો વિરોધ કરી નિશદિન અંત્યજોદ્ધારના કિંવા બ્રાહ્મણ ભંગી એક કરી શાસ્ત્રમર્યાદાનો નાશ કરવાના આંદોલન કરનાર “ સ્વાધીન ભારત ” નામના કટ્ટર ગાંધી પંથી પત્રને દ્રવ્યની સહાયતા આપી તેનો મહિમા વધારી સનાતની-ઓના દ્રવ્યનો દુરૂપયોગ કરી ઘોર અનર્થ મચાવી રહ્યા છે, માટે સનાતની હિંદુઓ ! વિવેક વિચાર રાખી વર્તો અને નેતૃત્વ ગ્રહણ કરી તથા સનાતન ધર્મને નામે નેતા બની સનાતનીઓનું નખોદ વાળતા આંતર શત્રુઓને ઓળખી દૂર કરો.

# જ્ઞાતિઓમાં ચેતનનો અભાવ.

હિંદુસ્થાનમાં મુસલમાનો તથા અંગ્રેજોના પનોતા પગલા થયા પહેલા ધરેધર સ્વરાજ્ય હતું. તે વખતે હિંદુઓની પ્રત્યેક જ્ઞાતિ સુસંગઠીત હતી અને તે ગ્રામ્ય પંચાયતનો અધિકાર અર્થાત્ સ્વરાજ્ય ભોગવતી હતી. એ જ્ઞાતિઓ અને તેના આગેવાનો એટલા તો ખબરદાર અને કર્તવ્યનિષ્ઠ હતા કે પોતપોતાની જ્ઞાતિમાં કે ગામમાં કોઈ ભૂખ્યું તરસ્યું ન રહે, અધિકાર અને ગોગ્યતાના પ્રમાણમાં વિદ્યા કે વસ્ત્ર વિનાનું ન રહે, કોઇ બળવાન મવાલી કે નાગો બળહીન સાધન વિનાનાને સતાવી કે અન્યાય કરી ન જાય અને સૌ પોત પોતાના સાંસારિક તથા ધાર્મિક કાર્યો સુખપૂર્વક કરી આનંદમાં જીવન વીતાડે એવી વ્યવસ્થા જાળવતા. એ જ્ઞાતિઓની સત્તા આબાદી કે આદર્શતા માત્ર અંગ્રેજ મુસલમાનોએજ ખુંચવી લીધી છે એમ નથી પણ જ્ઞાતિઓના કેટલાક આગેવાનો કર્તવ્યમાં શિથિલ સ્વાર્થી તથા પક્ષપાતી થવાથી યુવકોએ તથા સુધારકોએ પણ તેને ભારે હાનિ પહોંચાડી છે.

પંદર વર્ષ પહેલા કોઈ સ્વચ્છંદી વ્યક્તિ, જ્ઞાતિ કે ધર્મ વિરૂદ્ધ આચરણ કરતી તો જ્ઞાતિ તેના દરજ્જાની દરકાર કર્યા વિના તુરતજ તેને જ્ઞાતિબહાર મૂકી નિર્મળ ન્યાય તોળતી. મુંબઇના આર્મ્ા બ્રધરહુડનો ખાણામાં ખાવા ગયેલા બારીસ્ટર તથા કરોડપતિઓના શિર નમાવી જ્ઞાતિઓએ મૂછો ઉતરાવી પોતાની શ્રેષ્ટતા સાબીત કરી હતી, પરંતુ આજે આપણે શું જુઇએ છીએ ? આજે આપણે મવાલી જેવા અક્કલહીન છોકરાઓને જ્ઞાતિઓના જમણવાર લગ્ન,

વાજા તથા વરણું ધરણું અટકાવતા જુઇએ છીએ, આજે આપણે આપણી પતિવ્રતા સ્ત્રીઓને નાલાયક ગુંડાઓ સાથે પીકેટીંગ કરતા જુઇએ છીએ, આજે આપણે આપણા યુવકોને ઇરાનીની હોટલમાં તથા સુધારકોના ખાણામાં ઢેઢભંગી ધોબી હજામ સાથે ખાતા જુઇએ છીએ, આજે કેટલાકને વર્ણાન્તર લગ્ન, કન્યાવિક્રય, સવેલું તથા વિધવા વિવાહ કરતા જુઇએ છીએ, આજે આપણે જ્ઞાતિઓને તોડી પાડવાના નાદો કરનારા બંડખોર યુવકો જુઇએ છીએ અને આજે આપણે બીજી જ્ઞાતિઓ તો ઠીક પરંતુ દ્વારકા ધામ નિવાસી ગુગળી જેવી ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિની એક સ્ત્રી જેલમાં જઈ આવે છતાં તેનો તે તીર્થ ગોરોની જ્ઞાતિના નાના મોટા સૌ સત્કાર કરતા અને વગર પ્રાયશ્ચિત્તે જ્ઞાતિની પંક્તિમાં સૌની સાથે બેસી તે સ્ત્રીને જમાડતા અને આખી જ્ઞાતિને ભ્રષ્ટ કરતા જુઇએ છીએ તેથી કેમ જાણે જ્ઞાતિઓના પ્રાણ હરાઈ ગયેલા હોય કિંવા સમસ્ત જ્ઞાતિઓ કેમ જાણે ભ્રષ્ટ થઇ ગયેલી હોય! તેમ મૂઢ પામર અવસ્થા ભોગવતા જુઇએ છીએ. આ ભયાવહ અવસ્થા જ્ઞાતિને, જ્ઞાતિના મુખી વયોવૃદ્ધ અનુભવી વિદ્વાન્ ગૃહસ્થોને લાંછન લગાડનારી છે એટલુંજ નહિ પણ જ્ઞાતિ વર્ણ તથા ધર્મના મૂળ છેદનારી છે માટે તે મૂર્છાને તત્કાળ નિવારી પોતાના ખરા સ્વરૂપ તથા ઓજસમાં આવી પતિતોની કલ્પના, ભ્રમ કે પાખંડ જાળ ભેદી પૂર્વવત્ જ્ઞાતિઓને સુદૃઢ નિડર તથા સ્વરક્ષણ કરવામાં તત્પર બનાવવા જ્ઞાતિ અભિમાની હિંદુઓએ ઉદ્યોગ કરવાની અનિવાર્ય આવશ્યકતા છે. આશા છે કે પ્રત્યેક જ્ઞાતિ તથા તેના આગેવાનોમાં અત્યારે ચેતનનો જે અભાવ દૃષ્ટિગોચર થાય છે તે દૂર કરી હવે પછી સચેતનતા દેખાડશે.

# ભાટીયા જ્ઞાતની ઉંઘ કયારે ઉડશે?

માત્ર મુંબઇમાંજ નહિ પણ આખા હિંદુસ્થાનમાં ભાટીયા જ્ઞાતિએ પોતાની ધર્મજ્ઞતાથી બીજી સર્વ જ્ઞાતિઓમાં માનવંત સ્થાન મેળવ્યું હતું. તે જ્ઞાતિના આગેવાનો સ્વજ્ઞાતિમાં શુભ સંસ્કાર નાંખી તેના પર અંકુશ રાખી જ્ઞાતિ હિતના ઉપાયો યોજતા હતા અને સાથે સાથે હિંદુ જાતિ તથા ધર્મને માટે પણ ઉપયોગી મદદ પહોંચાડતા હતા તેઓ અત્યારે ડરપોક બની જવાથી હિંદુઓમાં તો સેંકડો પ્રકારની અંધાધુંધી પ્રસરી છે પણ ભાટીયા જ્ઞાતિમાંય ભારે સ્વચ્છંદીપણું ફેલાયું છે. કોઇ ભાટીયો વિધવાવિવાહની હિમાયત કરે છે, કોઇ હરદ્વારને નામે ગમે ત્યાંથી ગમે તે જાતિની સ્ત્રીને લાવી ઘરમાં બેસાડે છે, કોઇ ધર્મને નિંદે છે, કોઇ કન્યા બબ્બે સ્થળે પરણી લગ્નને દહાડે છોકરૂં જણે છે છતાં ભાટીયો તેની સાથે નિઃસંકોચપણે પરણે છે, કોઇ જનોઇ તોડી ફેંકી દે છે, જુવાનીઆઓનો મોટો ભાગ બ્હેકી ગયો છે અને તે જેલમાં જઇ ભ્રષ્ટ થાય છે તથા બીજાને કરે છે, કોઇ વિધવાવિવાહ કરી પતિત બનેલ છાપું કાઢી જ્ઞાતિ ધર્મના ઉપર ભયંકર હુમલા કરી જ્ઞાતિમાં મલિન આંદોલન પ્રસરાવી જુવાનીઆઓને બંડખોર બનાવે છે અને કોઇ ચાતુર્માસમાં દેવ પોઢયા હોય છે ત્યારે લગ્ન કરવાનો નિષેધ છે છતાં જ્ઞાતિ ધર્મની ખુલ્લી રીતે અવગણના કરી શ્રાવણ માસમાં લગ્ન કરે છે તો પણ તે ધર્મપ્રેમી "જ્ઞાતિ સાંખી લ્યે છે એવી એ જ્ઞાતિની તથા જ્ઞાતિના આગેવાનોની નિર્માલ્યતા જોઇ અમને દુઃખ થાય છે. જો આમજ અઘટિત કૃત્યો થતા રહેશે અને તેને અટકાવવા માટે જ્ઞાતિના ધર્માભિમાની વયોવૃદ્ધ આગેવાનો કાંઈ પણ પગલા નહિ લે તો

જ્ઞાતિ અધોગતિને પામી છિન્નભિન્ન થઇ જશે અને તેનું પાપ જ્ઞાતિના સામર્થ્યવાન્ પુરૂષોને લાગશે. ભાટીયા જ્ઞાતિના ધર્મપ્રેમી સદ્‌ગૃહસ્થોને અમારી નમ્ર સૂચના છે કે જગતમાં કોઇ રાવણ કંસ કે વાઘ દીપડા નથી કે તે જ્ઞાતિ ધર્મનું રક્ષણ કરતા તમોને મારી નાખશે! માટે તેવો ખોટો ડર કે માન અપમાનની બીક કાઢી નાખી તાબડતોબ આવશ્યક ઉપાયો હેન્ડબીલો, સભાઓ, માસિક પત્ર, સહવાસ ચર્ચા તથા જ્ઞાતિના અંકુશ દ્વારા લ્યો, એટલે અધર્મી અળસીઆ આપોઆપ અદૃશ્ય થઇ જશે અને જ્ઞાતિનું રક્ષણ થશે.

---

## કપોળ જ્ઞાતિની ઉદાસીનતા.

---

મુંબઇના વૈશ્યોમાં કપોળ જ્ઞાતિ અગ્રગણ્ય હતી. કપોળ જ્ઞાતિના ધર્મપ્રેમી સાહસિક નરોએ મુંબઇમાં પ્રથમ વેપાર વાણિજ્ય બુદ્ધિપૂર્વક ખેડી સારી પેઠે દ્રવ્ય તથા માન પ્રતિષ્ઠા સંપાદન કરી. એ જ્ઞાતિના આગેવાનોએ પોતાની સંપત્તિનો ઉપયોગ જ્ઞાતિહિત સાધવામાં તથા ધર્મભાવના પોષવામાં કરીને દ્રવ્યનું સાર્થક કર્યું હતું. વળી જ્યાં ક્યાંય જ્ઞાતિના કે ધર્મના નિયમ–મર્યાદાનો અનાદર થતો જોવામાં આવે અથવા ગરીબને રીબાતો કે અન્યાય થતો જાણવામાં આવે ત્યાં તે જ્ઞાતિના મહાપુરૂષો તત્કાળ હિંમતપૂર્વક ગરીબોના કષ્ટોનું તથા અન્યાયોનું નિવારણ કરતા હતા પરંતુ કેટલા દુઃખની વાત છે કે અત્યારે તેજ જ્ઞાતિના આગેવાનોમાં કેટલાક ભીરૂ, કેટલાક કંજુસ, કેટલાક અર્ધદગ્ધ હચુપચુ અને

કેટલાક પક્ષપાતી સ્વાર્થી આળસુ પ્રમાદી કર્તવ્યહીન બની ઘરમાં ચૂપ બેઠા છે.

જ્ઞાતિના આગેવાનોની આ પ્રમાણે શરમ ઉપજાવે એવી નિર્માલ્ય દશા થવાથી જુવાન છોકરાઓ સ્વચ્છંદી બની અધર્મી પ્રવાહમાં તણાયા છે અને અલ્પ બુદ્ધિના સ્વાર્થીઓ કન્યાવિક્રયના બજારો ખોલી મરજી મુજબ સોદા કરી જ્ઞાતિની જડ ખોદી રહ્યા છે. પોતાની કપોળ જ્ઞાતિની પામર દશા જોઇ ડો. જીવરાજ મહેતાએ નાગરની છોકરી સાથે વર્ણાન્તર લગ્ન–પ્રતિલોમ વિવાહ કે જે શાસ્ત્ર દષ્ટિએ અતિશય અધમ મનાય છે તે કર્યો છતાં કપોળ જ્ઞાતિ હજુ સુધી તેને જ્ઞાતિ બહિષ્કારની પણ શિક્ષા કરી શકી નથી એ શું ઓછી લજ્જાની વાત છે? ડો. જીવરાજનું અવિચારી કૃત્ય જોઇ કોઇ યુવક વિધવા વિવાહની હિમાયત કરે છે, કોઇ જેલમાં જઇને વર્ણસંકર ખાનપાન કરીને કે વિલાયત ગમન કરીને પ્રાયશ્ચિત્ત લેતો નથી, કોઇ જુવાન છોકરી કે છોકરો જ્ઞાતિના જમણ અટકાવવા માટે પીકેટીંગ કરી ત્રાસ આપે છે અને કોઈ કોઇ જ્ઞાતિ સમસ્તને નાસ્તિકવાદમાં ઘસડી યુવકોને બંડખોર અધર્મી બનાવી રહેલ છે છતાં જ્ઞાતિના આગેવાનોનું હૃદય કંપતું નથી તો પછી અટકાવે તો ક્યાંથી? એ ખરેખર ભયંકર માઠા ચિન્હ છે; માટે અમો જ્ઞાતિના વિચારવંત અને ધર્મપ્રેમી સુખી ગૃહસ્થોને આવી અનિચ્છનીય શિથિલતા સત્વર દૂર કરી જ્ઞાતિનું બંધારણ દૃઢ કરી સ્વેચ્છાચારીઓને અંકુશમાં લાવવા ભલામણ કરીએ છીએ.

# દશા સોરઠીઆ જ્ઞાતિનો અનુકરણીય નિર્ણય.

વિદેશી વિધર્મીઓની સત્તા સંસર્ગને લઇને કે સ્વચ્છંદી સુધારકોના પ્રબળ આંદોલનને કારણે પ્રાયઃ આપણી તમામ હિંદુ જ્ઞાતિઓ અત્યારે શિથિલ થઇ ગયેલી છે. પ્રથમ જ્ઞાતિઓમાં જે દ્રઢતા, નિર્ભયતા, કર્તવ્યનિષ્ઠા, જ્ઞાતિ અભિમાન અને ધર્મપ્રેમ હતો તે અત્યારે ભાગ્યેજ ક્યાંય દૃષ્ટિગોચર થાય છે. જ્ઞાતિઓમાં અનેક જાતના અલૌકિક ગુણો અને લાભો તથા અસાધારણ સત્તા હોવાથી જ્ઞાતિઓ એક પ્રકારનું સ્વરાજ્યજ ભોગવે છે. જ્ઞાતિઓના નિર્ણયની વચ્ચે સરકાર કે રાજા પણ પડવાનું કદી સાહસ કરી શકતા નથી છતાં હિંદુઓના દુર્દૈવે અન્ય હિંદુ જ્ઞાતિઓની માફક છેલ્લા દશ બાર વર્ષ થયા મુંબઇની શ્રી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિ પણ ગફલતીમાં પડી હતી અને આંતર કલહની લાગણીથી સંતપ્ત હતી તે હમણા મુંબઇની દશા સોરઠીઆ જ્ઞાતિનો ઉત્કટ જ્ઞાતિપ્રેમ, જ્ઞાતિ રક્ષણની તીવ્ર ભાવના અને સંપ કેમ જાણે દેશાવરની સમસ્ત જ્ઞાતિને તથા અન્ય હિંદુ જ્ઞાતિઓને અનુપમ બોધ પાઠ શીખવતો ન હોય ! તેમ તેના ચિવટવાળા કાર્યથી પ્રતીત થાય છે. જ્ઞાતિને કાંઇ વિસાતમાં નહિ ગણનારા સ્વચ્છંદીઓ કે જેઓ સવેલા આપી દેવાના, પરજ્ઞાતિમાં પૈસાની ખાતર સવેલી કન્યા વેચી નાખવાના અને વિધવા વિવાહના ભયંકર સૂરો કાઢતા હતા તેઓ માટે જ્ઞાતિએ કડક પગલા લઇ મજબૂત દાખલો બેસાડયો છે. તા. ૨–૫–૩૧ ને રવિવારે રાત્રે મુંબઇના હીરાબાગમાં દશા સોરઠીઆ વણિક જ્ઞાતિની જાહેર સભા મળી હતી. રા. મોહનલાલ ગુલાબચંદ જરીવાળાની દરખાસ્તથી અને રા. ભગવાનદાસ મેઘજીના ટેકાથી સભાનું પ્રમુખ-

સ્થાન શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીને આપવામાં આવ્યું હતું જ્ઞાતિની ગત સભાની મિનિટ વંચાયા પછી અને તેનાપર પ્રમુખની સહી થયા પછી સભા બોલાવવાનું પ્રયોજન તથા જ્ઞાતિ બંધુઓની અરજી વાંચી સંભળાવવામાં આવી હતી. અણીઆળાવાળા શા. વનમાળી કુરજીની અરજી વિશે ચર્ચા ચાલતા જ્ઞાતિ સર્વાનુમતે એવા નિર્ણયપર આવી હતી કે વડીઆવાળા શા. અમૃતલાલ ભુરાભાઇ તથા અમીચંદ ભુરાભાઈએ તેઓની બેન શાંતાનું સગપણ પ્રથમ અણીઆળાવાળા શા. વનમાળી કુરજી સાથે કરી, પૈસાની રકમ લુગડા તથા ઘરેણું લઇ પાછળથી જ્ઞાતિમર્યાદાનો ભંગ કરી શાંતાને ગમારડીવાળા ગિરધરલાલ લાધાભાઇ સાથે સવેલી પરણાવી દીધી છે તેવા તેઓના ભયંકર ગુન્હા બદલ જ્ઞાતિ તેઓ બન્ને ભાઇઓને સહકુટુંબ તથા ગિરધરલાલ લાધાભાઇને જ્ઞાતિ બહાર મૂકે છે અને મજકુર અમૃતલાલ ભુરાભાઇના બનેવીઓ બગસરાવાળા ત્રાંબીયા રામજી મોતીચંદ તથા ભાડેરવાળા દેવચંદ ત્રીકમજી કે જેઓ તેમને પહેલેથી મદદગાર હતા તેઓ સાથે પણ જ્ઞાતિ વ્યવહાર બંધ કરવાનું ઠરાવે છે છતાં સાત ગૃહસ્થોની કમિટી નીમી તે કમિટી સમક્ષ પોતાના બચાવમાં જે કાંઇ રજુઆત કરવી હોય તે કરવાની રામજી મોતીચંદ તથા દેવચંદ ત્રીકમજીને તક આપે છે. જો તેઓ ખબર આપવા છતાં પોતાનો બચાવ કરવા કમિટી સન્મુખ હાજર નહિ થાવે તો તેઓ સાથે જ્ઞાતિ વ્યવહાર બંધ કરવાના ઠરાવનો અમલ કરવાની મેનેજરોને જ્ઞાતિ સત્તા આપે છે. પ્રથમના બન્ને જ્ઞાતિના ગુન્હેગારો સાથે કોઇએ પણ જ્ઞાતિ વ્યવહાર રાખવો નહિ છતાં જો કોઇ રાખશે તો તે સખ્ત શિક્ષાને પાત્ર થશે. બાદ અનેક ભાઇઓના પ્રાસંગિક વિવેચનો થયા પછી સભાના પ્રમુખ શ્રીયુત

સાંગાણીએ જ્ઞાતિની વર્તમાન દુઃખદ સ્થિતિ તથા તેના ઉદ્ધારના ઉપાય વિશે મનનીય ભાષણ કરી સૌના હૃદયમાં ઉત્સાહ અને કર્તવ્યનિષ્ઠાનો ભાવ પ્રેર્યો હતો. બાદ રા. ગોરધનદાસ ગોકળદાસ તથા રા. મોહનલાલ ભુરાભાઇએ પ્રમુખનો ઉપકાર માન્યા પછી શ્રીગોવર્ધનનાથની જય બોલાવી સભા વિસર્જન થઇ હતી. જ્ઞાતિમાં સર્વ સામર્થ્ય છે, તેની સામે દુનિયાની સઘળી સત્તા ઉતરી આવે તો પણ જ્ઞાતિ તેને પહોંચી વળી શકે છે, જ્ઞાતિ નિષ્પક્ષપાતપણે અને નિર્ભય રીતે ન્યાય આપે તો તેને કોઈ પણ ખાળી શકે તેમ નથી એમ આજે આપણે પ્રત્યક્ષ અનુભવ્યું છે. જો આજ રીતે કાર્ય કરવામાં આવે તો જ્ઞાતિનો ઉદ્ધાર નિકટના દિવસોમાં અવશ્યંભાવી છે. તેમ જો આજની માફક જ્ઞાતિજનો શાંતિ જાળવી ઉત્સાહ અને કાર્યદક્ષતા બતાવે, સ્વયંસેવકો સુંદર વ્યવસ્થા જાળવે તો આજના પ્રમુખ જેવા વિદ્વાન્ કાર્યકુશળ સુકાની જ્ઞાતિને શ્રેષ્ટ સ્થિતિએ મૂકી શકે છે એમ ઉદ્ગારો ઉચ્ચારતા જ્ઞાતિજનો સ્વસ્થાને વિદાય થયા હતા.



# સનાતન ધર્મના નેતાઓ તથા કાર્યકર્તાઓનો સંક્ષિપ્ત પરિચય.

## ભગવાન્ શ્રીકૃષ્ણ અને પરશુરામ.

સનાતન ધર્મ અને સનાતનીઓના ખરા નેતા તો જગદીશ્વર શ્રી ભગવાનજ છે, કારણ કે સકળ બ્રહ્માંડમાં તેની ઇચ્છા સિવાય પાંદડું પણ હલતું નથી તેમ ધર્મના બેલી અને રક્ષક પણ તેજ છે; માટે આ પુસ્તકની શરૂઆતમાં પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્માનું ત્રિરંગી ચિત્ર આપેલું છે અને તેની પાછળ કલાવતાર ભગવાન્ પરશુરામ હાથમાં પરશુ ધારણ કરી ધર્મદ્રોહીઓની ખબર લેવા ઉભા છે તે ચિત્ર હૃદય પ્રિય થશે.

## ગોસ્વામી શ્રીમદ્ ગોકુલનાથજી મહારાજ.

શ્રી પુષ્ટિ સંપ્રદાય-વૈષ્ણવોના તેઓશ્રી એક સમર્થ આચાર્ય છે. મોટા ભાગે તેઓશ્રી મુંબઇમાંજ બિરાજે છે. તેઓશ્રી વિદ્વાન્ બહુશ્રુત ગંભીર વ્યવહારકુશળ સદાચારી સાધનસંપન્ન નિડર અને સનાતન ધર્મના મર્મજ્ઞ જ્ઞાતા છે. પ્રભુ સેવા, ગોરક્ષણ, પાઠશાળા, ઔષધાલય, પંડિતોનો સત્કાર વગેરે સત્કાર્યો તેઓશ્રી હૃદયના ભાવથી વર્ષો થયા કર્યા કરે છે પરંતુ હવે જો સનાતન ધર્મના ઉદ્ધારાર્થે કટિબદ્ધ થાય તો તેઓશ્રી સર્વ પ્રકારે યોગ્ય અને પ્રભાવશીલ આચાર્ય હોઈ ઘણું કરી શકે એમ છે. પૃષ્ટ ૧૬ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## ગોસ્વામી શ્રીમદ્ રણછોડલાલજી મહારાજ.

આ શ્રીમાન્ આચાર્ય મહોદય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં બહુ માન ધરાવે છે. તેઓશ્રી મુંબઇ તથા પોરબંદરમાં બિરાજે છે,

પરંતુ વિશેષ સમય પ્રવાસમાં પધારે છે અને સાથે શાસ્ત્રીને રાખી જ્યાં પધારે ત્યાં સભા કરી પુષ્ટિમાર્ગનો તથા સનાતન ધર્મનો ઉપદેશ આપે છે. સનાતન ધર્મના આગ્રહી હોઇ તેઓશ્રી પંડિતોનો સત્કાર કરતા રહે છે અને ધર્મ રક્ષણની પ્રવૃત્તિમાં પણ મન વાણીથી સહાયતા આપવા તત્પર રહે છે. તેઓશ્રી પાસે પુષ્કળ સાધન સંપત્તિ છે, ધારે તો ધર્મ રક્ષણનું ઘણું કાર્ય કરી શકે. પૃષ્ટ ૧૭ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## મેવાડાધિપતિ મહારાણા શ્રીફત્તેહસિંહજી.

આ સનાતન ધર્માગ્રહી સ્વર્ગસ્થ આદર્શ નૃપતિનો પરિચય સ્વતંત્ર લેખદ્વારા પૃષ્ટ ૨૪૯ ઉપર આપવામાં આવ્યો છે તેથી અહીં પુનઃ આપવો ઉચિત નથી. પૃષ્ટ ૨૦ ઉપર તેઓશ્રીનું ચિત્ર છે.

## ધર્મપ્રાણ પં. લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રાવિડ.

ઋષિ જેવી યોગ્યતાવાળા આ મહાપુરૂષનો પરિચય સ્વતંત્ર લેખદ્વારા પૃષ્ટ ૨૫૨ ઉપર આપવામાં આવ્યો છે અને પૃષ્ટ ૨૧ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## તપોમૂર્તિ પં. પંચાનન તર્કરત્નજી.

આ મહાનુભાવ પંડિત બંગાળના વતની છે, છતાં મોટા ભાગે કાશીમાંજ રહે છે. વયોવૃદ્ધ છે તોપણ જુવાનને શરમાવે એટલું કાર્ય સનાતન ધર્મના હિત રક્ષણ માટે કરી રહ્યા છે. તેઓશ્રી સમગ્ર શાસ્ત્રમાં પારંગત છે, બંગાલની પ્રજા તથા ભારતના શાસ્ત્રી પંડિતો તેઓશ્રી પ્રત્યે અત્યંત પૂજ્યભાવ રાખે છે. તેઓશ્રી સનાતન ધર્મના એટલા ઉગ્ર અભિમાની છે કે સરકારે શારડા એકટ પાસ કરતા સરકાર તરફથી પોતાને મળેલી મહામહોપાધ્યાયની પદવી તથા મળતું

વર્ષાસન એકદમ ત્યાગી દીધા. આ પરમ પવિત્ર તપોમૂર્તિ મહાત્માએ ધર્મને ખાતર પોતાના એક નિકટ સંબંધી કે જેઓ પણ એક સમર્થ વિદ્વાન્ છે તેને ધર્મથી જરા ચ્યુત થયેલા જોઇ તેનો પણ સંબંધ સદંતર ત્યાગી દીધો છે. પૃષ્ટ ૩૬ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## મ. મ. પં. વામાચરણ ભટ્ટાચાર્યજી.

આ મહાપુરૂષ બંગાલી પંડિત હતા. તેઓશ્રીમાં અગાધ પંડિતાઇ હતી અને ન્યાયના તો સર્વશ્રેષ્ટ જ્ઞાતા હોઈ અદ્વિતીય ન્યાયાચાર્ય ગણાતા. આવી પંડિતાઇના કારણે સરકારે તેઓશ્રીને મહામહોપાધ્યાયની પદવી આપી હતી. તે ઋષિનું ઘર એ અનેક વિદ્યાર્થીઓને શાસ્ત્રાભ્યાસ કરવાનું ઋષિકુળ હતું. કોલેજના અધ્યાપક તરીકે પોતાને જે માસિક રૂપિયા ચારસોનો પગાર મળતો તે તમામ તેઓ છૂટે હાથે વિદ્યાર્થીઓને અન્ન–વસ્ત્ર પુસ્તકોની સહાયતા આપવામાં ખર્ચી નાખતા. પોતે બહુ ઓછું બોલતા, પરંતુ સનાતન ધર્મના ઉત્કર્ષ માટે અંતરમાં તીવ્ર દાઝ ધરાવી સતત કાર્ય કરતા હતા. ધર્મપ્રાણ પં. લક્ષ્મણ શાસ્ત્રીજીના પરમમિત્ર અને પંડિતરાજ રાજેશ્વર શાસ્ત્રીના ગુરૂ એ મહાત્મા ગત વર્ષે પરલોક સિધાવી ગયા છે. પૃષ્ટ ૩૭ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## મહાત્મા શ્રીનથુરામ શર્માજી.

કાઠિયાવાડની પવિત્ર ભૂમિની આ એક વિભૂતિ છે. પોતે વિશેષતઃ પોતાના આશ્રમમાં બીલખામાંજ નિવાસ કરે છે. તેઓ ધર્મશાસ્ત્રનો મર્મ બહુ સૂક્ષ્મ રીતે જાણવાવાળા, યોગપારંગત, બહુશ્રુત વિદ્વાન્ અને વ્યવહાર કુશળ સત્પુરૂષ છે. જ્ઞાનના પરિપાકરૂપે તેઓશ્રીએ ગ્રંથો પણ ઘણા લખેલા છે. યોગી હોઇ વાણી, મન, ઇંદ્રિયો ઉપર

તેઓ વિલક્ષણ કાબુ ધરાવે છે. વૃદ્ધાવસ્થા છે, છતાં તેઓના નિત્ય નૈમિત્તિક ધર્મ કર્મમાં જરા પણ સ્ખલન જોવામાં આવશે નહિ અને ચાતુર્માસ વીતતા પર્યટન કરી ઠામઠામ સનાતન ધર્મનો ઉપદેશ આપતા જણાશે. સંપત્તિ અને શિષ્ય સમુદાયની અનુકૂળતામાં તેઓ ઇચ્છે તો હજુ અતિ વિશેષ ધર્મરક્ષાનું કાર્ય કરી શકે એમ છે. પૃષ્ટ ૨૬ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## સ્વામીશ્રી આત્મસ્વરૂપજી.

આ સનાતન ધર્માભિમાની ત્યાગી મહાત્માનો પરિચય સ્વતંત્ર લેખદ્વારા પૃષ્ટ ૨૬૫ ઉપર સંપૂર્ણ રીતે આપેલો છે તે અવલોકવું. પૃષ્ટ ૨૭ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## મહાત્મા યતિ શ્રીમુકુન્દાશ્રમજી.

ખંભાતમાં આ મહાત્માનો આશ્રમ છે. તેઓશ્રી શાસ્ત્રમાં નિષ્ણાત છે, મર્મજ્ઞ વિદ્વાન્ છે અને સમર્થ વક્તા છે. તેઓએ શાસ્ત્રાર્થમાં જૈનો આર્ય સમાજીઓ તથા ગાંધીપંથીઓને અનેકવાર પરાસ્ત કરી ભગાડેલા છે. સનાતન ધર્મના રક્ષણની ઝુંબેશ ઉપડે તો તેમાં યતિશ્રી તરફથી ઉત્સાહભરી સહાયતા મળવા સંભવ છે. પૃષ્ટ ૧૮૯ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## મહાત્માશ્રી ત્રિકમલાલજી.

પાટણમાં તેઓશ્રીનો આશ્રમ છે. તેઓશ્રી નૈષ્ઠિક બ્રહ્મચારી, યોગી તથા ભગવદ્ ભક્ત મહાત્મા છે. વૃદ્ધાવસ્થા છતાં સનાતન ધર્મનો ઉપદેશ સતત આપતા રહી લોકોને કૃતાર્થ કરે છે. પૃષ્ટ ૧૮૮ સામે તેઓશ્રીનું ચિત્ર છે.

## શ્રીમાન્ શેઠ સર મનમોહનદાસ રામજી.

કપોળ વૈશ્ય જ્ઞાતિના આ માનવંત ગૃહસ્થ મુંબઇના વતની છે. બુદ્ધિમત્તા અને પુરૂષાર્થથી તેઓની સ્થિતિ અત્યંત સુખી છે અને આગેવાન મીલમાલેક તથા કાઉન્સિલ ઓફ સ્ટેઇટના સભ્ય છે. સનાતન ધર્મના તથા હિંદુ સંસ્કૃતિના પરમ આગ્રહી હોઇ તેઓ અનેકવેળા સનાતનીઓની આગેવાની લઇ સુધારકો સામે ઝઝુમ્યા છે. તેમના વડપણથી તથા ઠરેલ ડહાપણવાળી સલાહથી કાપડના વેપારીઓની એસોસીએશને પણ ભારે પ્રતિષ્ઠા મેળવી વેપારીઓને ખુબ લાભ પહોંચાડેલો છે. વૃદ્ધાવસ્થામાં જુવાન પુત્રનું અવસાન થવાથી તેઓ હવે વાનપ્રસ્થ જેવું નિવૃત્તિવાળું જીવન ગુજારે છે. સરકાર દરબારમાં વાઇસરોય ગવર્નર કે મોટા અધિકારીઓ સાથે મેળાવડાઓમાં આ સદ્‌ગૃહસ્થને ઘણી ઘણીવાર ભેળાવાના પ્રસંગો આવેલા છે છતાં તેઓશ્રીએ ધર્મ કે જાતીય મર્યાદાનો ત્યાગ કરી કોઇ સાથે ખાનપાનનો ભ્રષ્ટ વ્યવહાર કર્યો નથી, કિંતુ પોતાની સાથેનું દુધ ઘીમાં રંધાયેલું ભાતું જમી શુદ્ધ રહ્યા છે એ ધર્મમર્યાદા ત્યાગીને વ્યવહાર કરવાવાળા સર નાઇટોએ તેઓ પાસેથી શીખવા જેવું છે. પૃષ્ઠ ૩૦ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીમાન્ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી જે. પી.

ભાટીયા જ્ઞાતિના આ આગેવાન ગૃહસ્થના અંતરમાં સનાતન ધર્મ, હિંદુ સંસ્કૃતિ તથા પુષ્ટિમાર્ગનું તીવ્ર અભિમાન છે. પ્રભુ કૃપાથી તેઓ બહુ સુખી તથા સાધનસંપન્ન સ્થિતિ ભોગવે છે. ઘણા ઘણા આઘાત પ્રત્યાઘાત ખમીને પણ તેઓ જ્ઞાતિ તથા ધર્મમર્યાદાઓનું રક્ષણ અચલ અને અટલભાવે કરતા રહ્યા છે અને કરે છે. છેલ્લી લડત વખતે દુષ્ટ બુદ્ધિના સુધારકો તથા ગાંધી પંથીઓએ તેમનાપર આક્ષેપો મૂકવામાં અને ગાળો ભાંડવામાં ઓછપ રાખી

નહોતી છતાં ધર્મની અડગ ટેકવાળા આ શ્રીમાન્ ગૃહસ્થ લેશ પણ ડગ્યા નહોતા. જાતિ ધર્મના હિત રક્ષણાર્થે તેઓ પોતાની સંપત્તિનો સદુપયોગ તથા કાંઇને કાંઇ પ્રવૃત્તિ સદૈવ કરતા રહે છે. તેઓ શ્રીમાનના તરફથી બેટમાં એક સંસ્કૃત પાઠશાળા સ્થાપવામાં આવેલી છે જેનો સઘળો ખર્ચ પોતે ભોગવે છે. તેઓ પાકટ વય તથા ઠરેલ બુદ્ધિના પરોપકારી નિઃસ્પૃહી સદાચારી સજ્જન હોવાથી ભાટીયા જ્ઞાતિમાં, કાપડના વેપારીઓમાં તથા મુંબઇના સનાતની હિંદુઓ અને વૈષ્ણવોમાં માનનીય સ્થાન ભોગવે છે. પૃષ્ટ ૩૧ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીમાન્ શેઠ અમૃતલાલ અમરચંદ માધવજી.

હિંદુસ્થાનના પ્રથમ પંક્તિના ચોખાના વેપારી અને દશા સોરઠીઆ વૈશ્ય જ્ઞાતિના આગેવાન શ્રીમાન્ શેઠ અમૃતલાલ અમરચંદ માધવજી મૂળ વતન કુતીઆણા ( કાઠિયાવાડ ) પણ હાલ મુંબઇ છે. તેઓ આપણી પ્રાચીન જાતીય મર્યાદા અને સનાતન ધર્મના પરમ આગ્રહી હોઇ જાતિ ધર્મના કલ્યાણાર્થે પોતાની સંપત્તિનો ઉદાર હસ્તે વ્યય કરતા રહ્યા છે, તેમનો વિશેષ પરિચય " શેઠ અમરચંદ માધવજી દશા સોરઠીઆ વણિક વિદ્યાલય" નામના સ્વતંત્ર લેખદ્વારા પૃષ્ઠ ૧૪૧ ઉપર આપવામાં આવ્યો છે. પૃષ્ટ ૧૪૧ સામે તેઓનું છે.

## શ્રીમાન્ શેઠ લછીરામજી ચુડીવાલા.

અગ્રવાલ મારવાડી વૈશ્ય જ્ઞાતિના આ સજ્જન સિકર રાજ્ય અંતર્ગત લછમનગઢ શહેરના મૂળ વતની છે અને હાલમાં મુંબઇ રહે છે. મુંબઇમાં નીતિધર્મને અવલંબી રૂનો વેપાર કરતા પ્રભુ-કૃપાએ સારી રીતે દ્રવ્ય સંપાદન કરી શક્યા છે. તેઓ સ્વભાવે પ્રેમાળ ભોળા અને પરોપકારી છે. રામકૃષ્ણનું સદા રટણ કરતા રહે છે અને ધર્મપરાયણ સંસ્થાઓ તથા કાર્યકર્તાઓને યથાશક્તિ

ટેકો આપ્યા કરે છે. પોતાના વતન લછમનગઢમાં તેઓએ સારી રકમ ખર્ચી એક ઋષિકુળ સ્થાપન કરેલું છે જેમાં આશરે પોણોસો દ્વિજ બાળકો વેદાધ્યયન કરે છે. ધર્મપ્રાણ લક્ષ્મણ શાસ્ત્રીજી વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની સ્થળે સ્થળે શાખા સભા સ્થાપી સનાતન ધર્મીઓમાં જે અદ્ભુત જાગૃતિ લાવી શક્યા તે આ શેઠજીની મોટરલોરી ખર્ચ સાથે આપવારૂપી ઉદારતાનુંજ પરિણામ છે. ગત સાલ તેમણે ભાગવત અષ્ટોતર શત પારાયણ બેસાડી સેંકડો બ્રાહ્મણોનો સત્કાર કર્યો હતો. આ વર્ષે પણ શેઠજીએ પં. પચાનન તર્કરત્નજીને ધર્મ પ્રચારાર્થે મોટર ખરીદી આપી છે. આ ધર્માત્મા સજ્જન કોઇ વખતે ભોળવાઇને કોંગ્રેસ, માલવિયા તથા એવી બીજી પાખંડી સંસ્થા અને વ્યકિતઓને પણ અપાત્રે મદદ આપે છે એ અનિષ્ટકર હોઈ હવે પછી તેમ ન કરતા કટ્ટર સનાતન ધર્માગ્રહી વ્યક્તિ અને સંસ્થાઓનેજ પોષણ આપશે એવી અમે આશા રાખીએ છીએ. પૃષ્ટ ૧૪૦ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત પં. દેવનાયક આચાર્યજી.

આ સજ્જન કાશીમાં રહે છે, નાની વયના છે, પોતે વ્યાકરણાચાર્ય હોઇ સંસ્કૃત પાઠશાળામાં વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવે છે પરંતુ તેઓથી સનાતન ધર્મનો સંહાર સાંખી ન શકાયો એટલે પાઠશાળા પ્રભુને સોંપી આ સાત્વિક વૃત્તિના અત્યંત ઉત્સાહી ધર્માત્મા પંડિત સનાતન ધર્મનું રક્ષણ કરવા કટિબદ્ધ થયેલા છે. એ ભગવદ્ ભક્ત પવિત્ર મૂર્તિ હાલમાં અ. ભા. વર્ણાશ્રમ સ્વરાજ્યના સંઘના મંત્રી તરીકે અનુપમ સેવા બજાવે છે. પૃષ્ટ ૧૯૮ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત પં. કમલનયનાચાર્યજી.

કાશી જેવા પવિત્ર ધામમાં આ ભગવદ્ ભક્ત શાસ્ત્રીજી રહે છે. તેઓના રોમ રોમમાં સનાતન ધર્મનું અભિમાન વ્યાપેલું છે.

શારડા એક્ટ જેવો ધર્મસંહારક કાનુન પાસ થયા પછી આ નિડર ધર્માત્માએ પાખંડી સુધારકોનો વિધ્વંસ કરવા માટે કમ્મર કસી પ્રજ્વલિત વાક્ધારા છૂટી મૂકી છે. અર્ધદગ્ધ તથા દહીં દુધીઆઓને અનર્થનું મૂળ સમજી નિર્ભયપણે ધર્મ તથા સંસ્કૃતિની રક્ષાર્થે કેસરીઆ કરનાર આ ભડવીરનું ચિત્ર પૃષ્ટ ૧૯૮ સામે છે.

## શ્રીયુત ડોકટર કાલિદાસ મોતીરામ.

પોતાના ડોકટરી ધંધામાં પુરૂષાર્થ કરી લાખો રૂપિયા કમાએલા આ સજ્જન કટ્ટર સનાતન ધર્માગ્રહી છે. ડોકટર હોવા છતાં આયુર્વેદના ભારે પક્ષપાતી છે. તેઓ પોતાના ધંધામાં બાહોશીથી ભારે પ્રગતિ કરી રાજા રજવાડા તથા સરકારી મોટા અધિકારીઓમાં ખુબ લાગવગ ધરાવે છે. વાંકાનેરના મૂળ વતની હોઇ ત્યાંની રાજ્ય સભા (ધારાસભા) ના સભ્ય હતા. ગાંધીપંથી ચંડોએ કેળવણીના બહાને બ્રાહ્મણ ભંગીઓને એક કરવા ચાહ્યું ત્યારે આ વીર પુરૂષે સામનો કરી ચંડોને પોતાની સચોટ દલીલોથી ઝાંખા પાડયા હતા. મોતીલાલ ઘોષ જેમ પગના અંગુઠાથી તે માથાની ચોટલી સુધી કટ્ટર સ્વરાજ્યવાદી હતા તેમ આપણા આ ડોકટર સાહેબ પગના અંગુઠાથી તે શિરપરની શિખાસુધી કટ્ટર સનાતની છે અને ધૂર્ત પાખંડી ધર્મદ્રોહીઓને સખ્ત રીતે ધિક્કારનારા છે. અમે મિત્ર ભાવે આશા રાખીશું કે હવે તેઓ પોતાના સાધન અને લાગવગનો ઉપયોગ સનાતન ધર્મના હિત રક્ષણની હિલચાલમાં કરતા રહે. પૃષ્ટ ૧૯૯ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત વૈદ્યરાજ મલભાઇ લક્ષ્મીશંકર.

આ ધર્માત્મા સજ્જન ધ્રાંગધ્રાના વતની છે. આયુર્વેદના ઉંડા અભ્યાસી અને પ્રતિષ્ઠિત યશસ્વી રાજવૈદ્ય છે. સનાતન ધર્મના ભારે

અભિમાની છે તેથી સનાતન ધર્મનું બિરદ પૃથ્વીપર રહે એવી આતુરતા સાથે બનતું ધર્મ રક્ષણનું કાર્ય કરે કરાવે છે. પૃષ્ટ ૧૯૯ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીમાન્ પં. ભાઉશાસ્ત્રીજી વઝે.

આ મહાનુભાવ શાસ્ત્રીજી મૂળ મહારાષ્ટ્રના વતની પણ હાલમા કાશી તથા નાગપુરમાં રહે છે. તેઓશ્રીના પાંડિત્યથી સરકારે મહામહોપાધ્યાયની માનવંત પદવી વર્ષાસન સાથે તેઓને અર્પી હતી પરંતુ સરકારે શારડા એકટ પાસ કરી ધર્મમાં હસ્તક્ષેપ કરવાથી શાસ્ત્રીજી મહારાજે મહામહોપાધ્યાયની પદવી તથા વર્ષાસનને ફગવી–પાછું સરકારને સોંપી સનાતન ધર્મ રક્ષણને અર્થે કેસરીઆ કર્યા છે. તેઓ મર્મજ્ઞ વિદ્વાન્, રાજનીતિજ્ઞ, ઉત્સાહી અને સમય સૂચક કાર્યકર્તા છે. ભાઉશાસ્ત્રીજી ધર્મપ્રાણ લક્ષ્મણ શાસ્ત્રીજીના મિત્ર શિષ્ય કે પરમ કૃપાપાત્ર હતા. પૃષ્ટ ૨૧૬ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત શાસ્ત્રીજી જટાશંકર કાનજીભાઈ.

આ શુદ્ધાદ્વૈત ભૂષણ શાસ્ત્રીજી ધ્રાફાના વતની છે, હાલમાં કાંકરોલીમાં કાંકરોલી મહારાજશ્રીના અધ્યાપક–શાસ્ત્રીજી તરીકે રહે છે. તેઓ સનાતન ધર્મના આગ્રહી વિદ્વાન્ વક્તા છે અને મહારાજશ્રી સાથે જયાં જયાં જાય છે ત્યાં ત્યાં પુષ્ટિ સંપ્રદાય સાથે સનાતન ધર્મના વ્યાખ્યાનો આપી સુધારકોનું ખુબ હિંમતથી મર્દન કરે છે. પૃષ્ટ ૨૧૬ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીમાન્ શેઠ હરિદાસ ચત્રભૂજ.

કોચીનના આ ધર્માત્મા સજ્જનનો પરિચય સ્વતંત્ર લેખ દ્વારા પૃષ્ટ ૨૬૩ ઉપર આપવામાં આવેલો છે પરંતુ તેમના પ્રોત્સાહનથી કોચીનમાં પુષ્ટિમાર્ગીય જ્ઞાન પ્રસારક યુવક મંડળ સુયોગ્ય શાસ્ત્રીજી

હાથીભાઇના હાથ નીચે સનાતન ધર્મના પરમ શ્રેયસ્કર સિદ્ધાંતો હૃદયમાં ઉતારી મોટી વયના અકર્મણ્યોને શરમાવે એવી સનાતન ધર્મની જે સેવા બજાવી રહ્યું છે તે અતિ અનુકરણીય છે. પૃષ્ટ ૨૬૩ સામે તે ધર્માગ્રહી યુવકોના મંડળનો ગ્રુપ છે, જેની મધ્યમાં તેના પ્રમુખ શેઠ હરિદાસ ચત્રભૂજ તથા શાસ્ત્રીજી બેઠેલા છે.

## શ્રીયુત ગુલાબરાય કલ્યાણરાય હાથી.

આ સજ્જન જ્ઞાતિએ નાગર ગૃહસ્થ, મૂળ જામનગરના વતની, બાદ મુંબઈમાં રહી સનાતન ધર્મની વિધવિધ દિશાએ સેવા–પ્રવૃત્તિ કરીને હાલમાં રાજકોટ રહે છે. તેઓ સ્વભાવે શાંત છે, મરતાને મર કહી કોઇને માઠું લગાડવાવાળા નથી પરંતુ સનાતન ધર્મના પરમ આગ્રહી છે. ઉત્તમ વક્તા, વિચારક તથા પ્રબંધક છે. સુધારકો કે વિરોધીઓમાં પણ ઘુસી હળવે હળવે પોતાનો હેતુ સાધનારા છે. તેઓની અનેકવિધ સનાતન ધર્મની સેવા બદલ અનેક ધર્માચાર્યો, સંસ્થાઓ તથા માનનીય વ્યક્તિઓએ તેઓને ડિગ્રિ પદવી માન અર્પેલ છે. મ. મ. હાથીભાઇ શાસ્ત્રી નામના સર્વે ઉપમા યોગ્ય (!) સુધારક શાસ્ત્રીએ જામનગરને પોતાની અધાર્મિક પ્રવૃત્તિથી જે દૂષણ લગાડયું છે તે આ બીજા ધર્માત્મા હાથીભાઇ ભૂષણ લગાડવા મથે છે. પૃષ્ટ ૨૨૮ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજીભાઇ.

આ સજ્જન સંસ્કૃત સાહિત્યના તથા શાસ્ત્રના સારા અભ્યાસી છે. મૂળ વતની પોરબંદરના છે અને હાલમાં ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજના શાસ્ત્રી તરીકે મુંબઇમાં રહે છે. મુંબઇમાં તથા મહારાજશ્રી જ્યારે બહારગામ પધારે ત્યારે બહારગામમાં તેઓ પુષ્ટિમાર્ગ અને સનાતન ધર્મ ઉપર મનનીય વ્યાખ્યાનો આપે છે. પૃષ્ટ ૨૨૮ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે.

બ્રહ્મકુળ દીપક આ સજ્જન અંડર ગ્રેજ્યુએટ છે, કાઠિયાવાડમાં આવેલા રાણપુરના મૂળ વતની છે અને હાલમાં જાફરાબાદમાં પોસ્ટ માસ્તર તરીકે કામ કરે છે. આ નરવીરની રગે રગમાં સનાતન ધર્મનું અભિમાન જાગૃત છે અને તેઓ શુદ્ધ ચરિત્રવાન્, અતિ ઉત્સાહી, નિડર, નિઃસ્વાર્થી અને યુક્તિપૂર્વક કાર્ય કરનારા એક ઉગતા ઉછરતા રત્ન છે. દૈવ સંજોગે આ ધર્માત્મા યુવકને દુરાત્મા ગાંધીપંથીઓ કિંવા નષ્ટ ભ્રષ્ટ નાસ્તિકોનીજ વચ્ચે રહીને કાર્ય કરવાનું સાંપડે છે છતાં તેઓ ડરપોક કે નિરાશ હતાશ ન થતા દૃઢતાથી વિરોધીઓને સનાતન ધર્મના સર્વોત્તમ સિદ્ધાંતોનું ભાન કરાવી કિંવા પરાસ્ત કરી વાતાવરણ શુદ્ધ કરી અખંડ ધર્મહિત રક્ષણની પ્રવૃત્તિ–આંદોલન કર્યે જાય છે. પૃષ્ટ ૨૨૯ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત ચુનીલાલ શામળભાઇ અમીન.

આ પરમ ભગવદીય ગૃહસ્થ પાટીદાર જ્ઞાતિના છે, મૂળ નડીઆદ જીલ્લાના વતની છે અને હાલમાં ભાવનગર રહે છે. તેઓ નિર્માની તથા નિઃસ્વાર્થી હોઇ સદૈવ મૂંગે મોઢે ધર્મની સેવા વિરોધીઓની નિંદા સ્તુતિની પરવા કર્યા વિના કર્યા કરનારા છે તે એટલે સુધી કે વૃદ્ધ અને બિમાર અવસ્થામાં પણ કષ્ટ સહીને સેવા કરતા સંકોચ પામતા નથી. પૃષ્ટ ૨૨૯ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત શાસ્ત્રીજી ઈશ્વરલાલ પ્રભાશંકર.

આ સજ્જન ગુજરાતમાં તેલોદની ભૂમિ શોભાવે છે. પોતાના કુટુંબ પોષણાર્થેનો વ્યવસાય કરવા સાથે પણ તેઓ સનાતન ધર્મને ચૂકતા નથી. આ ધર્માત્મા પુરૂષને સનાતન ધર્મની એવી તો ધુન લાગી છે કે ખાતા પીતા ઉઠતા બેસતા વિચરતા સનાતન ધર્મનો પ્રચાર થાય, પાખંડીઓના પાખંડવાદથી ધર્મનું રક્ષણ થાય અને

પ્રજાના હૃદયમાં ઘર કરેલા દૂષિત વિચારો નિર્મૂળ થાય. એવા સર્વોત્કૃષ્ટ ધ્યેયને પહોંચી વળવા તેઓ સર્વકાળ નિઃસ્વાર્થપણે પરિશ્રમ લેતા રહે છે. પૃષ્ટ ૨૧૭ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીમાન્ શેઠ દેવશી ઝીણાભાઈ.

તેઓ કાઠિયાવાડમાં જામનગર પાસેના વતની છે અને હાલમાં અરાર ખામગામમાં રહે છે. કંઈક લીલી સુકી જોઇ તેઓ અત્યારે સારી રીતે સુખી સ્થિતિ ભોગવે છે. એ ગૃહસ્થ દશા સોરઠીઆ વણિક જ્ઞાતિના છે અને પોતાની જ્ઞાતિ, પુષ્ટિમાર્ગ, સનાતન ધર્મ તથા જુના રીતિ રીવાજો અને માન્યતાઓનું અતિશય અભિમાન ધરાવે છે. ચાલુ જમાનાના ભાષણ બાષણ તેઓ દઇ ન જાણે પણ ભાષણ દેવા આવનારા નવા જમાનાવાળાઓને વશ ન થઇ પોતાનું કેટલું શ્રેષ્ટ છે એ વાતચિતમાં સમજાવ્યે રાખે એવા ધર્માગ્રહી પુરૂષ છે. પૃષ્ટ ૨૬૨ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત દોલતરાય નંદલાલ સંઘવી.

આ જુવાન ગૃહસ્થ કપોળ વૈશ્ય જ્ઞાતિના છે, મૂળ સિહોરના વતની છે અને હાલમાં મુંબઇમાં રહે છે. તેમનો એવો નિશ્ચય છે કે સુધારક નાસ્તિકો પૃથ્વીપર રહે તો ભારે અનર્થ થાય અને દુઃખો ફેલાય માટે તેઓનું નામ નિશાન નાબુદ કરવામાંજ જાતિ ધર્મ અને દેશનું કલ્યાણ છે. વૈષ્ણવત્વ અને સનાતનત્વનું એ સજ્જનના અંતઃકરણમાં તીવ્ર અભિમાન છે અને પોતે વ્યવસાયી છતાં સનાતન ધર્મનું હિત માર્યું ન જાય માટે બનતી ખટપટ કરતા રહી યથાશક્તિ ભોગ પણ આપે છે. પૃષ્ટ ૨૬૨ સામે તેઓનું ચિત્ર છે.

## શ્રીયુત રતિલાલ ભાઇચંદભાઇ મુની.

આ અતિ ઉત્સાહી યુવક પણ કપોળ વૈશ્ય જ્ઞાતિના છે, મૂળ સિહોરના વતની છે અને હાલમાં ગ્વાલીઅર રહે છે. આર્યસમાજીઓ

વિધવા વિવાહની હિમાયત કરે અને ગાંધીપંથીઓ ઢેઢ સ્પર્શની હિલચાલ કરે એ પાપ, ધર્માગ્રહી ભાઇ મુનીથી સહન થતું નથી તેથી તે શ્રદ્ધા હિંમત અને પ્રમાણો વડે સજ્જ થઇ ધર્મદ્રોહીઓનું મુખમર્દન કરવા સદૈવ આતુર રહી યથાશક્ય કોશિશ કરતા રહે છે. પૃષ્ટ ૨૧૭ સામે તેઓનું ચિત્ર છે.

આ ઉપરાંત અમે કાશીના પંડિતરાજ રાજેશ્વર શાસ્ત્રી દ્રાવિડ, અમદાવાદના શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી, રાજકોટના શ્રીયુત રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીજી, ભાવનગરના શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરા, કાનપોરના શ્રીયુત વૃજલાલ ત્રિભોવનદાસ કામદાર, કલકત્તાના શ્રીયુત પુરૂષોત્તમદાસ રાઘવજી પંડ્યા અને પં. મહેશચંદ્ર ચટ્ટોપાધ્યાય એડવોકેટ, રાજકોટના શ્રીયુત બળવંતરાય વજેશંકર છાયા, શ્રીયુત મદ્રાસના યુ. પી. કૃષ્ણમાચાર્ય અને શ્રીયુત ગોકુલદાસ રૂપશીભાઈ, મુંબઇના શ્રીમાન્ શેઠ વલભદાસ કરસનદાસ નાથા, શ્રીયુત સુંદરજી વલભદાસ સંઘવી એમ. એ. એલ. એલ. બી., શ્રીયુત રામજી જયરામ ખાંટ અને શ્રીયુત દ્વારકાદાસ વિઠ્ઠલદાસ મહેતા, કોંઢના રાણા શ્રી. સુરતસિંહજી અલુભાઇ સાહેબ, રાધનપુરના દિવાન સાહેબ શ્રીયુત ચંદુલાલભાઇ હરિલાલભાઈ ઠાકોર, સિદ્ધપુરના શ્રીયુત વિજયશંકર ઉમીયાશંકર રાવળ ગોંડલના વૈદ્યશાસ્ત્રી જીવરામ કાલીદાસ અને નડીઆદના શ્રીયુત શાસ્ત્રીજી ગોવર્ધન રણછોડજી ભટ્ટ વગેરેનો પરિચય આપવાના હતા પરંતુ તેઓમાં કેટલાકના ચિત્ર અમોને મળ્યા નહિ અને કેટલાકના ચિત્ર તથા પરિચય તત્ત્વામૃત વગેરે ગ્રંથમાં અમો આપી ગયા છીએ તેથી હાલ તુરત આટલેથી સંતોષ માન્યો છે. આશા છે કે ઉપર દર્શાવેલા મહાનુભાવ ધર્માગ્રહીનેતાઓ તથા કાર્યકર્તાઓનું ઉજ્જવળ દૃષ્ટાંત હૃદયંગમ કરી ધર્મપ્રેમી હિંદુઓ પોતાના જીવન પણ ધર્મપરાયણ સફળ સાર્થક બનાવશે.



# મહત્ત્વાકાંક્ષા.

મનુષ્ય માત્ર તરફ દૃષ્ટિ કરવામાં આવે તો તે આશાથી જીવતો જોવામાં આવશે. ગમે તેવા પ્રતિકૂળ સંયોગો હોય, વેપારમાં નુકશાની હોય, સ્ત્રી બિમાર હોય, પુત્ર કમાતો ન હોય, સગા સંબંધી શત્રુની ગરજ સારતા હોય, શરીરે વૃદ્ધ હોય, અને ઘરમાં ટંકનું અનાજ ન હોય, છતાં આશા–અભિલાષા-આકાંક્ષા વડે તેના દિવસો વીતતા જણાશે કે કાલે પ્રભુ સારા દિવસ દેખાડશે તદ્વત્ છેલ્લા ૧૦–૨૨ વર્ષ થયા અમે જે મહત્ત્વાકાંક્ષા સેવીએ અને જેની સફળાર્થે અમે વિધવિધ સ્થાને પર્યટનો અને પ્રયત્નો કરેલા છે અને જે અર્થે અમે જીવીએ છીએ તે આજે અમે અનિવાર્ય સમજી "પત્રિકા" ના બીજા વર્ષના પ્રારંભના શુભ દિને ધર્મપ્રેમી સજ્જનો સમક્ષ વ્યક્ત કરીએ છીએ.

સુધારકોની મહત્ત્વાકાંક્ષા જેમ હિંદુસ્થાનમાં ગાંધી કિંવા ચાર્વાક રાજ્ય સ્થાપીને પ્રજાને સ્વચ્છંદી બનાવી ધર્મકર્મ પૃથ્વી પરથી ભસ્મીભૂત કરવાની છે, મુસલમાનોની આકાંક્ષા હિંદુસ્થાનમાં જેમ પુનઃ ઔરંગઝેબી લાવવાની છે, અંગ્રેજોની ધારણા જેમ અમર તપીને ચેનચમન ઉડાવવાની છે તેમ હિંદુસ્થાન કે જે સનાતની હિંદુઓની બાપિકી ભૂમિ છે તે ભૂમિમાં અમારી મહત્ત્વાકાંક્ષા સનાતનીઓનું રાજ્ય જોવાની છે કે જેમાં યુધિષ્ઠિર જેવો ધર્માત્મા ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હોય, પ્રજા માત્ર એક હિંદુજ વસતી હોય અને તે ધર્મ શાસ્ત્રાજ્ઞાનુસાર વર્ણાશ્રમ ધર્મમાં વર્તી સુખ સંપત્તિ ભોગવતી હોય, ગાયો તથા બ્રાહ્મણોનું રક્ષણ અને સન્માન થતું હોય, સર્વત્ર પાઠશાળા–ઋષિકુળોમાં વેદના ઘોષો સંભળાતા હોય, ઠામઠામ યજ્ઞયાગ જપ તપ ભક્તિ દાન પુણ્ય થતા હોય, કોઇ રોગી

અશક્ત ભૂખ્યું તરસ્યું કે નાસ્તિક પાખંડી દુરાચારી લંપટ ન હોય અને સૌ સ્વમાનપૂર્વક પ્રભુ અર્થે જીવન જીવતા હોય.

અમારી ઉક્ત આકાંક્ષા પ્રમાણે મર્મજ્ઞ સનાતની માત્રની પણ આકાંક્ષા હોવી જોઇએ કારણ કે તેમ થયા વિના જગતનો સાચો ધર્મ અને તેને અનુસરનારા સનાતનીઓ જીવન જીવી શકે તેમ નથી. વળી વર્ણાશ્રમ પ્રણાલી અને મોક્ષ અભિલાષાને જો તિલાંજલિ અપાણી તો હિંદુસ્થાન સાથે સૃષ્ટિના અન્ય દેશોનો પણ તત્કાળ અંત છે. જડવાદથી, સ્વાર્થથી અને સ્વેચ્છાચારથી લોકો પરસ્પર અથડીનેજ મરી જશે માટે જગત્ હિતાર્થે સનાતન ધર્મ રક્ષણની આવશ્યકતા છે અને સનાતન ધર્મ, હિંદુ સંસ્કૃતિ તથા હિંદુ જાતિનું ત્યારેજ રક્ષણ થઈ શકે કે જ્યારે હિંદુસ્થાનમાં સનાતની હિંદુઓનું રાજ્ય પ્રવર્તતું હોય.

આવી મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાને માટે અખિલ વિશ્વના નાયક એક શ્રીહરિજ સમર્થ છે; પરંતુ શ્રીહરિના પ્રાદુર્ભાવ પહેલા જેમ પ્રહ્લાદને ક્ષેત્ર ખેડી રાખવું પડ્યું હતું તેમ આપણે સનાતન ધર્મમાં નિષ્ઠાવાળા જો અંતઃકરણપૂર્વક જાતિ ધર્મ તથા દેશના ઉદ્ધારના કાર્યમાં લાગી જઇએ તો પ્રભુને જાતે પધાર્યા વિના કે શંકરાચાર્ય વલ્લભાચાર્ય પ્રતાપ તથા શિવાજી જેવા વિભૂતિવાન્ પુરૂષને મોકલાવ્યા વિના છૂટકો નથી. ભગવદ્ વાક્ય છે કે: **नहि कल्याण कृत्कश्चित् दुर्गतिं तात गच्छति ।** અર્થાત્ શુભ કાર્ય કરનારની કદી દુર્ગતિ થતી નથી તેમ **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।** અર્થાત્ થોડો પણ ધર્મ આચર્યો હોય તો તે મોટામાં મોટા ભયથી ઉગારે છે તો પછી આપણે નિરાશ થવાનું શું પ્રયોજન છે ? અસુરોનો–પાખંડીઓનો ગમે તેટલો ઉકળાટ હોય અને આપણે સહેવું પણ પડતું હોય છતાં નાશિપાશ

થવાનું કોઇ કારણ નથી કારણ કે અંતે સત્યનો ધર્મનો તથા ધાર્મિક પક્ષનોજ જય છે.

હિમાલયમાં ગંગોત્રી જમનોત્રી બદ્રીનાથ કેદારનાથની યાત્રામાં, માનસરોવર અને કૈલાસની યાત્રામાં, કાશ્મીર અંતર્ગત અમરનાથની યાત્રામાં અને નેપાલમાં પશુપતિનાથની યાત્રામાં અમે અમારી આ મહત્ત્વાકાંક્ષા અમારા સુયોગ્ય મિત્ર શ્રીયુત વ્રજલાલ ત્રિભોવનદાસ કામદારને પણ વ્યક્ત કરી હતી કે જપ તપ ભક્તિ સંત સમાગમ કે બીજા કોઇ દૈવી અને માનુષી ઉપાયો વડે જો આપણને સિદ્ધિ કે અનુકૂળતા મળે તો સંસારમાં પ્રથમ કાર્ય સનાતન ધર્મની રક્ષા અને સનાતન ધર્મીઓનું વર્ચસ્વ સ્થાપવાનું છે. અનેક વર્ષોના અનેક પ્રયાસોમાં અમે એવું કોઇ દિવ્ય સાધન પ્રાપ્ત કરી શક્યા નથી. છતાં પણ જે રીતે બને છે તે રીતે અમે અમારી મહત્ત્વાકાંક્ષા પાર પાડવાને માટે તો મથીએ છીએ. યદિ એજ પ્રકારે સનાતની હિંદુ માત્ર મહત્ત્વાકાંક્ષા સેવતો થાય અને યથાશક્ય પ્રયત્ન કરવા માંડે તો કેમ સફળતા નહિ મળે? વહેલા મોડી આ જન્મે કે બીજે જન્મે અવશ્ય મળશેજ એવી અમારી શ્રદ્ધા છે.

આચાર્યો રાજાઓ તથા શ્રીમંતો જો ધારે તો આ દિશામાં પોતાના સાધનો તથા લાગવગ પ્રભાવ પ્રતાપ વડે ઘણું કરી શકે. પરંતુ તેઓમાં પ્રાયઃ ઘણાખરા આળસુ, વિલાસી, લોભી કિંવા ખોટે માર્ગે ધન વાપરનારા, બીકણ, પ્રમાદી તથા ખરા હૃદયથી કાર્ય કરનારાઓના વિરોધી બન્યા છે. જો તેઓ જાતે ફરીને, ઉપદેશકો રાખીને, દૈનિક અને અઠવાડિક પત્રો કઢાવીને, અખાડા, પાઠશાળા, સનાતન ધર્મ સભાઓ ઠામઠામ ખોલાવીને, કોંગ્રેસ તથા ધારાસભા

કબજે કરીને, જાતીય સંઘબળ ઉભું કરીને મથે તો તેમાં પોતાની અને હિંદુ જાતિ ધર્મની હયાતી છે. નહિતર ગાંધી નહેરૂ બોઝ ગુમા પટેલ વગેરે જરા ફાવ્યા તો પ્રથમ તેઓનુંજ બલિદાન લેવાશે અને પછી સનાતન ધર્મ અને સનાતનીઓની આહુતિ અપાશે માટે સૌ સત્વર ચેતો અને ઉક્ત મહત્ત્વાકાંક્ષા ધારણ કરી તેને પાડવા મથો.

# છે કોઈ સંપત્તિની સાર્થકતા કરવાવાળો ભામાશા ?

પરોપકાર પરાયણ સુધારકો અને સ્વરાજીસ્ટોના હાથે સનાતન ધર્મ અને સનાતન ધર્માગ્રહી હિંદુઓની તો મુક્તિ થવાનીજ છે. પરંતુ તે સાથે રાજાઓ પૈસાદાર શ્રીમંતો તથા ધર્માચાર્યોની પણ અચૂક થવાની છે. સુધારકો કિંવા સ્વરાજીસ્ટો રાજ્યસત્તા હાથમાં આવશે એટલે તત્કાળ ધર્મશાસ્ત્રોને અગ્નિદાહ દઇ, બ્રાહ્મણ વૈશ્યની દીકરીઓ શૂદ્ર તથા મુસલમાનો સાથે પરણાવી, મંદિરોમાં અંત્યજોને દાખલ કરી, વિધવાવિવાહ ફરજીઆત કરાવી, ધર્માચાર્યોને મંદિરોમાંથી હાંકી કાઢી, શ્રીમંતોને લૂંટી રાજાઓને પદચ્યુત કરી અને આડે આવનાર સનાતનીઓને ફાંસીએ લટકાવી દેશોદ્ધાર કરવાના છે. એ દિવસો હવે દૂર નથી. જેવી રાઉન્ડટેબલ કોન્ફરન્સ સમાપ્ત થઇ અને ધર્મ વિપ્લવ કરવાવાળી માંહોમાંહે યાદવાસ્થળી કરવાની સત્તા અથવા હક્કો નવા રાજ્ય બંધારણમાં પ્રાપ્ત થયાં કે તુરતજ-એ કહેવાતા સુધારકો પોતાના કાર્યનો આરંભ કરવાના છે. માટે અમે આજે શ્રીમંતો રાજાઓ તથા આચાર્યોના કાનપર આ વાત લાવીએ છીએ અને પ્રશ્ન કરીએ છીએ કે જો તમારે જેવા ઐશ્વર્યમાં છો તેવામાંજ જીવવું હોય, હિંદુ જાતિ અને ધર્મને

જીવતો રાખવો હોય અને દેશમાં અરાજકતા—બળવો—પરસ્પર કાપાકાપી ન ઉભી કરવી હોય તો તમો ભામાશા જેવા ઉદાર બની તમારા દ્રવ્યનો જાતિ ધર્મ તથા દેશના ઉદ્ધાર અર્થે નિઃસંકોચપણે તત્ક્ષણ વ્યય કરો. ધર્મનું અવલંબન હોય, ઇશ્વરપર શ્રદ્ધા હોય, યોગ્ય દિશામાં પુરૂષાર્થ હોય તો ગમે તેટલું વિકટ કાર્ય પણ સરળતાથી પાર પડી શકે છે એ શાસ્ત્ર વચન છે. તેમ જોન ઓફ આર્ક નામની એક ભરવાડની બાળા પોતાના પુરૂષાર્થથી ફ્રાન્સનો ઉદ્ધાર કરી શકી, બુકર ટી. વોશિંગ્ટન તેની ગુલામ હબશી જાતિ જેની બાર લાખની સંખ્યા છે તેનો ઉદ્ધાર કરી શકયો, જંગ બહાદૂર નેપાલનો ઉદ્ધાર કરી શકયો અને નાદીરશાહ અફગાનીસ્થાનને પોતાનું કરી રાજા બની બેઠો તો તમો શ્રીમંતો રાજાઓ કે આચાર્યો ધારો તો શું ન કરી શકો? તમારામાં કોઇ કોઇ લક્ષાધિપતિ છો તો કોઇ કોઇ કરોડાધિપતિ પણ છો તેમાંથી કોઇ ભામાશાની માફક ઉદાર બની વધારે નહિ તો માત્ર પંદર લાખ રૂપિયા કાઢી નીચે દર્શાવેલા કાર્યોમાં ઉપયોગ કરો એટલે તમારા રક્ષણ તથા શ્રેય સાથે હિંદુ જાતિ ધર્મ અને દેશનું પણ રક્ષણ અને શ્રેય છેઃ—

૧ કટ્ટર સનાતન ધર્માગ્રહી ૧૦૦ વક્તાઓને રોકી તેને પ્રત્યેકને દરમાસે રૂ. ૫૦ ખોરાકી બદલ આપી પ્રત્યેક પ્રાંતમાં પાંચ પાંચને સનાતન ધર્મનું સંગઠન કરવા મોકલી આપો અને તે પાછળ બે લાખ રૂપિયા રોકો.

૨ કટ્ટર સનાતન ધર્મપ્રેમી વિદ્વાનોને રાખી લઇ મુખ્ય મુખ્ય પ્રાંતમાં એક હિંદી, એક ગુજરાતી, એક અંગ્રેજી, એક મરાઠી, એક બંગાલી અને એક ટામીલ ભાષામાં દૈનિક પત્રો કઢાવો અને બાકીના બીજા પ્રાંતોમાં અઠવાડિક પત્રો કઢાવી સનાતન ધર્મનું તીવ્ર આંદોલન કરાવી મૂકો અને તે પાછળ પાંચ લાખ રૂપિયા રોકો.

૩ ઠામઠામ પાઠશાળા, કસરતી અખાડા, ધર્મવીર દલ અને સનાતન ધર્મનું પુસ્તકાલય ખોલાવો અને તે પાછળ બે લાખ રૂપિયા ખર્ચો.

૪ વેદશાસ્ત્ર પુરાણના જ્ઞાતા શાસ્ત્રી પંડિતો પોતપોતાને ઘેર વિદ્યાર્થીઓને મફત સંસ્કૃતનો અભ્યાસ કરાવે છે એટલે તેઓના ઘર એ ખરી રીતે ગુરૂકુળ ઋષિકુળ ગણાય માટે તેવા શાસ્ત્રી પંડિત તથા વૈદિકોને પ્રત્યેકને દર માસે દશ દશ રૂપિયા આપો અને તે પાછળ એક લાખ રૂપિયા રોકો.

૫ કટ્ટર સનાતન ધર્માગ્રહી સાત નવ કે અગીઆર ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન મોટરલોરીદ્વારા આખા ભારતવર્ષમાં રિપોર્ટરો સાથે ફેરવી સનાતન ધર્મનું દિવ્ય વાતાવરણ પ્રકટાવો અને તે પાછળ એક લાખ રૂપિયા રોકો.

૬ વારંવાર શ્રીમદ્ ભાગવત અષ્ટોતર શત પારાયણ, વિષ્ણુયાગ, ચોર્યાશી (બ્રહ્મભોજન) અને સનાતન ધર્મ સમ્મેલન–કોન્ફરન્સો કરી હિંદુઓ પાસે અને ખાસ કરી બ્રાહ્મણો પાસે સનાતન ધર્મ નિમિત્તે અખંડ કાર્ય કરતા રહેવાની પ્રતિજ્ઞા લેવરાવો અને તે પાછળ બે લાખ રૂપિયા ખર્ચો.

૭ અને હજારો બ્રાહ્મણો, સાધુસંતો, ધર્માભિમાની હિંદુઓ તથા એકસો પગારદાર નેપાલી ગુરખાઓ સાથે જઇ કોંગ્રેસની તમામ સભાઓ તોડી પડાવો અથવા કબજે કરાવો, મ્યુનિસિપાલિટી અને ધારાસભા સામે સનાતન રીતિનો સત્યાગ્રહ કરાવો અને નવી ચુંટણી થાય ત્યારે અર્ધદગ્ધોને અળગા રાખી બને તેટલા કટ્ટર સભ્યોને ઉભા કરી ચુંટાવો અને તે પાછળ બે લાખ રૂપિયા ખર્ચો.

અમોને પૂર્ણ વિશ્વાસ છે કે જો ઉપર દર્શાવેલી રીતે દ્રવ્ય ખર્ચી કાર્ય કરવા કરાવવામાં આવે તો સરકાર તથા સુધારકોની મતિ અવશ્ય ઠેકાણે આવશે અને આ દેશની તથા આપણી સર્વની અધોગતિ થતી અટકશે; માટે અત્યાચારીઓના ભોગ બનતા પહેલા હજારો શ્રીમંતોમાંથી કોઇ ભામાશા જેવા ધર્મ હિતેચ્છુ ઉદાર બની ઉપરોક્ત રીતે સંપત્તિનો વ્યય કરી અજર અમર કીર્તિવાળા થાવ એવો અમારો અનુરોધ છે.

## ભામાશાનો પરિચય.

હિંદુ જાતિ તથા સનાતન ધર્મના ઉદ્ધાર અર્થે અમે ગત અંકમાં છે કોઇ સંપત્તિની સાર્થકતા કરવાવાળો ભામાશા? એ શિર્ષક લેખમાં ૨૫ લાખ રૂપિયાની યોજના દર્શાવી તેમાં સાત ઉપાયો સૂચવી સેંકડો શ્રીમાનોમાંથી કોઇ એકાદને ભામાશાની માફક ઉદાર થવા અનુરોધ કર્યો હતો તેના સંબંધમાં કેટલાક ધર્મ પ્રેમી સજ્જનોએ અમારી પાસે ભામાશા કોણ હતો ! એ જાણવાની જીજ્ઞાસા દર્શાવી છે તેથી આજે અમે ભામાશાનો પરિચય આપવા પ્રસ્તુત થયા છીએ.

ભામાશા વૈશ્ય જાતિનો કોટયાધીશ ધર્માત્મા ગૃહસ્થ હતો. તેના પૂર્વજોએ વેપાર વાણિજ્યમાં અખુટ દ્રવ્ય મેળવ્યું હતું. જેમ ભામાશાના પૂર્વજો વેપાર વાણિજ્યમાં બાદશાહની હરિફાઇ કરે તેવા શાહ હતા તેમ રાજનીતિમાં પણ કુશળ હોઇ બાપા રાવળના વંશજ મેવાડના રાણાઓનું કારભારૂં કરતા હતા. પ્રજા રક્ષણ અને

પાલન એજ જે પ્રતાપી રાણાઓનું ધ્યેય હતું તેઓની શીતળ છાયામાં ભામાશાના પૂર્વજોએ અગાધ સંપત્તિ સંપાદન કરી હતી એટલે જ્યારે વીરકેસરી રાણો પ્રતાપ હિંદુ જાતિ ધર્મની રક્ષાર્થે અકબર જેવા સબળ સત્તાધીશ યવન સામે યુદ્ધે ચડયો અને પોતાનું સર્વસ્વ ખપાવી અરવલીના પહાડોમાં સાધનની રાહ જોતો વિચરતો હતો ત્યારે ભામાશા અત્યારના શ્રીમંતો રાજાઓ કે આચાર્યોની માફક લોભી ભીરૂ ન બનતાં એકદમ પોતે જાતે પોતાની અનર્ગળ સંપત્તિ સાથે લઇ મહારાણા પ્રતાપસિંહની પાસે ગયો અને એ પ્રાતઃસ્મરણીય મહાપુરૂષના ચરણમાં સાષ્ટાગ દંડવત્ સ્તુતિ કરી વિનીત ભાવે જણાવ્યું કે પૂજ્ય રાજાધિરાજ રાણાજી! આપની તથા આપના મહાનુભાવ પૂર્વજોની કૃપાથી મને અગાધ સંપત્તિ પ્રાપ્ત થયેલી છે. આપ રાજ્યપાટ ત્યજી કેવળ હિંદુ જાતિ તથા ધર્મના રક્ષણ માટે અવર્ણનીય કષ્ટો વેઠી અદ્વિતીય પૌરૂષ દાખવી રહ્યા છો, અત્યારે મને ખબર મળી છે કે આપ સાધનના અભાવે શત્રુઓને મહાત કરી શકતા નથી તેથી સાધનની આપેક્ષા રાખો છો માટે મને જે કાંઇ પ્રાપ્ત થયેલું છે તે દીનભાવે આપના ચરણમાં ધરૂં છું તેનો કૃપયા સ્વીકાર કરી આપ આપના કૃત સંકલ્પમાં આગળ વધો.

જોઇતું સાધન પ્રભુએ ભામાશા જેવા ઉદાર ધર્માત્મા નરવીર વૈશ્ય તરફથી પ્રાપ્ત કરાવ્યું પછી મહારાણાનું શું પૂછવું ? એ ક્ષત્રિય કુલ ભૂષણ પુરૂષના ઉત્સાહની સીમા રહી નહિ. તુરતજ તેણે શિસોદીયા વગેરે વિશ્વાસુ રજપૂત યોદ્ધાઓને એકત્ર કર્યા અને શત્રુઓના સૈન્યને પોતાના પરાક્રમથી વિદારી પુનઃ ચિતોડ ઉદયપુરના કિલ્લા જીતી મેવાડ હસ્તગત કરી હિંદુજાતિ ધર્મની મર્યાદા બચાવી.

જાતિ ધર્મ તથા દેશનો ઉદ્ધાર કર્યા પછી મહારાણા પ્રતાપસિંહે નર રત્ન ભામાશાની ઘણી ઘણી પ્રકારે કદર કરી ઉપકાર માન્યો પરંતુ ભામાશાએ તો એમજ કહ્યું કે મેં કોઈના ઉપર ઉપકાર કર્યો નથી કિંતુ મેં મારી સંપત્તિ જાતિ ધર્મના ઉદ્ધારાર્થે ખર્ચી મુસલમાનો દ્વારા લુંટાતી અટકાવી છે તથા તેના ઉપયોગથી હિંદુત્વ નાશ પામ્યું નથી એથી હું મારી જાતિને ધન્ય ધન્ય માનું છું અને સંપત્તિને પૂર્ણ સાર્થક થયેલી સમજું છું.

તદ્વત્ એ મોહવશ હિંદુ શ્રીમંતો ! જરા આંખો ઉઘાડીને તો જુવો ? યવનો થકી તમારા ધડાધડ ખુનો થાય છે, તમોને લૂંટી લેવામાં આવે છે, ગાંધી ખુલ્લે ખુલ્લી રીતે પોતાને કટ્ટર સંસાર સુધારક કહેવરાવી તમારી હિંદુ જાતિને તથા તમારા સર્વ સુખપ્રદાતા સનાતન ધર્મના એક એક સિદ્ધાંતને જડમૂળથી ઉખેડી રહેલ છે, સુધારકો અને સરકાર કાયદા કાનુનથી જકડી તમોને બળાત્કારે નાસ્તિક બનાવી રહી છે અને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સનું ભયંકર એકદેશીય નાટક પૂરૂં થતાં મહા વિપ્લવ ફાટી નીકળશે એટલે તમારૂં હિંદુઓનું, હિંદુ ધર્મસ્થાનોનું અને રાજાઓનું ક્યાંય નામ નિશાન નહિ રહે અર્થાત્ અકબરના તે સમયમાં ધર્મની જે ભયાનક સ્થિતિ થઇ હતી તેનાથી વધારે અત્યારે ઉભી થયેલી છે, માટે ભામાશાની માફક ઉદાર બની દ્રવ્ય ખર્ચો. આજકાલ સ્વાર્થી ઢોંગી બદમાશોની સંખ્યા મોટી છે, તેઓ સમય સમયના વેશ ધારણ કરી લોકોને ઠગતા દૃષ્ટિગોચર થાય છે, તેવા કોઈ બદમાશના ભોગ તમે કે તમારૂં દ્રવ્ય ન બને માટે તમે જાતેજ અમે ગત અંકમાં યોજના દર્શાવી તે અનુસાર વ્યય કરો. સનાતન ધર્મના પ્રત્યેક સિદ્ધાંત માટે કટ્ટરમાં કટ્ટર જે જાતિ ધર્મના શ્રેયાર્થે પોતાના દેહનું પણ બલિદાન દેવા

તત્પર હોય તેવાની કસોટી કરી તેવા ધર્માગ્રહીઓથીજ કામ લ્યો એટલે તમોને ક્યાંય પણ છેતરાવાનો પ્રસંગ આવશે નહિ. લોઢું તપે ત્યારેજ ઘણ મારવાથી હેતુ સરે છે, ખેડાયલી ભૂમિમાં વર્ષા ઋતુ હોય ત્યારેજ બી નાખવાથી ઉગી શકે છે, મૃત્યુ વખતેજ મૃત સંજીવની બુટ્ટીની ઉપયોગિતા સિદ્ધ થાય છે માટે ઓ ધર્મપ્રેમી શ્રીમંતો રાજાઓ તથા આચાર્યો! આગ પૂરેપૂરી લાગી ઘર બાળી નાખે તે પહેલા કુવો ખાદી સ્વરક્ષણ કરી લ્યો. સંપત્તિદ્વારા ધર્મરક્ષણની આવી અમૂલ્ય તક પુનઃ પ્રાપ્ત થવી અશક્ય છે માટે ભામાશા જેવા ધર્માત્મા ઉદાર બની ઉગરો અને ઉગારો.

## શરણાગતિ.

ધ્રુવની મનકામના પૂર્ણ કરનાર, દુર્વાસાની કૃત્યાથી અંબરીષનું રક્ષણ કરનાર, હિરણ્યકશિપુના નાનાવિધ અત્યાચારોથી પ્રહ્લાદને ઉગારનાર, દુઃશાસનના દુષ્ટતાથી દ્રૌપદીની લજ્જા બચાવનાર, ઝુડના બંધનથી ગજને મુક્ત કરનાર, શલ્યા બનેલી અહલ્યાનો ઉદ્ધાર કરનાર, માત્ર નારાયણના નામોચ્ચારથી અજામિલ જેવા પાપીને સદ્ગતિ અર્પનાર, સુધન્વાને કડકડતા ઉના તેલની કડાઈમાંથી રક્ષનાર અને શરણાગત અર્જુનને અઢાર અક્ષોહિણી સૈન્યના સંહારમાંથી સજીવન રાખી ઋષિ મુનિ યોગીને પણ દુર્લભ એવા વૈરાટ સ્વરૂપના દર્શન કરાવી ગીતારૂપી બ્રહ્મજ્ઞાન આપનાર હે પર-બ્રહ્મ શ્રી કૃષ્ણચંદ્ર! અમો ૨૬ કરોડ હિંદુઓના માત્ર તુંજ એક શરણાગતિ છો.

હે પ્રભુ! તમે જગતનું પરમ તત્ત્વ પૂર્ણ પુરૂષોત્તમ હોવાના અમારી પાસે અસંખ્ય પ્રમાણો છે. મહર્ષિ વેદવ્યાસ કહે છે કે एते चांश कलाः पुंसः कृष्णस्तु भगवान्स्वयम्। અર્થાત્ મત્સ્ય કૂર્મ નૃસિંહ વામનાદિ સર્વ અવતાર ભગવાનના કોઇ અંશ છે, કોઈ કલા છે, કોઇ આવેશ છે પરંતુ શ્રી કૃષ્ણ તો સ્વયં ભગવાન્ છે. આપે પોતે પણ કહ્યું છે કે अहं सर्वस्य प्रभवो, मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनंजय। मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव અર્થાત હુંજ સર્વની ઉત્પત્તિનુ સ્થાન છું અને મારાથીજ સર્વ કાંઇ પ્રવર્તે છે. ધનંજય! મારાથી ઉત્તમ હોય એવું બીજું કાંઇ પણ નથી. જેમ દોરામાં અનેક મણિ પરોવેલા હોય તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયલા છે. યુધિષ્ઠિર રાજાના રાજસુય યજ્ઞ પ્રસંગે અગ્ર-પૂજા આપનીજ કરવાનો અભિપ્રાય દર્શાવતા મહાત્મા ભીષ્મપિતા-મહ કહે છે કે, કૃષ્ણ એવ હિ લોકનામુત્પત્તિરપિ ચાવ્યયઃ। કૃષ્ણસ્ય હિ કૃતે વિશ્વમિદં ભૂતં ચરાચરમ્! એષ પ્રકૃતિ રવ્યક્તા કર્તા ચૈવ સનાતનઃ। પરશ્ચ સર્વ ભુતેભ્યઃ તસ્માત્ પૂજ્યતમોઽચ્યુતઃ ॥ અર્થાત્ શ્રી કૃષ્ણજ લોકોનું અવિનાશી ઉત્પત્તિ સ્થાન છે, આ ચરાચર વિશ્વની ઉત્પત્તિ એનાથીજ થઇ છે, આજ અવ્યક્ત પ્રકૃત્તિ અને સનાતન કર્તા છે, આજ અચ્યુત સર્વ ભુતોથી શ્રેષ્ટતમ અને પૂજ્યતમ છે. શ્વેતાસ્વતર ઉપનિષદ્ કહે છે કે તમીશ્વરાણાં પરમં મહેશ્વરમ્ અર્થાત્ તમે ઇશ્વરોના પણ પરમ ઇશ્વર—મહેશ્વર છો અને શ્રી શુકદેવજી પણ કહે છે કે વસુદેવ ગૃહે સાક્ષાદ્ ભગવાન્ પુરૂષ પરઃ। જનિષ્યતે તત્પ્રિયાર્થં સમ્ભવન્તુ સુરસ્ત્રિયઃ ॥ અર્થાત્ પરમ પુરૂષ ભગવાન્ વસુદેવના ઘરમાં અવતીર્ણ થશે તેથી દેવનાગણ તેમની સેવાને માટે ત્યાં જઇને જન્મ ગ્રહણ કરે.

જ્યાં કારાગૃહવાસમાં વસુદેવ દેવકી રહેતા હતા ત્યાં આપ શંખ ચક્ર ગદા પદ્મ ધારી રૂપે પ્રકટ થયા. પશ્ચાત્ ગોકુલમાં બાલક અવસ્થામાં આપે પૂતના મારી યમલાર્જુનનો ઉદ્ધાર કર્યો. શકટાસુર–બકાસુર–અઘાસુરવધ, દાવાનળપાન, રાસલીલા, કાલીયાનાગ દમન, ગોવર્ધન ધારણ, યશોદાને મુખમાં વિરાટરૂપના દર્શન કરાવવા, બ્રહ્મા વાછડા હરી જતા વર્ષ સુધી લાખો વાછડા બનીને રહેવું, મહા પરાક્રમી કંસ જરાસંધાદિનો રમત કરતામાં પરાજય કરવો, સોળ હજાર એકસો આઠ પત્નીઓમાં પ્રત્યેકની સાથે નારદજીને દર્શન દેવા અને કૌરવોની સભામાં વિલક્ષણ ચમત્કાર બતાવવો વગેરે આપની અદ્‌ભુત લીલાઓ અમારી તો શું પણ બ્રહ્મા શિવ સનકાદિક જેવાની પણ કલ્પનામાં આવવી કઠિન છે. જગત કલ્યાણને માટે આપ દિવ્ય કર્મો કરો છો તે આપની કૃપા થાય તોજ તત્ત્વથી જાણી શકાય.

આપે જે આ વિશ્વને આપની ક્રીડા–લીલા માટે પ્રવર્તાવ્યું છે તેમાં જ્યારે જ્યારે આપે વેદશાસ્ત્ર દ્વારા નિયત કરેલા ધર્મકર્મનો લોપ થાય છે, અધર્મ વૃદ્ધિ પામે છે, ધર્માત્મા પુરૂષો છેદાય–દુઃખ પામે છે અને અધર્મી પાખંડીઓ સુખ પામી પૂજાય છે ત્યારે ત્યારે આપ અવતાર ધરી ધર્મજ્ઞ પુરૂષોનું રક્ષણ કરી દુષ્ટ દુરાત્માઓનો નાશ કરી, ધર્મનું સંસ્થાપન કરો છો એવી આપે પ્રતિજ્ઞા કરેલી છે તે પ્રતિજ્ઞા પાલન કરવાનો સમય હે કૃપા સાગર જગન્નિયંતા પ્રભુ ! હવે આવી પહોંચ્યો છે.

પ્રભુ ! અત્યારે અમારી આર્યાવર્તની ભૂમિ પવિત્ર સૂર્યવંશી તથા ચંદ્રવંશી ક્ષત્રિયોના હાથમાંથી યવનો અને મલેચ્છોના હાથમાં ગઈ છે. અત્યારે અમારી ધર્મભૂમિમાં કયાંય યજ્ઞયાગ થતા નથી, વેદ

શાસ્ત્રોના ઘોષ સંભળાતા નથી, જપ તપ ભક્તિ યોગ અદષ્ટ થઇ ગયા છે, બ્રાહ્મણોનો અનાદર થાય છે, ગાય માતાઓનો અનવધિ વધ થાય છે, સતી સ્ત્રીઓનું શિયળ છડેચોક લુંટાય છે, લોકો બેશરમ બની અભક્ષ્ય ભક્ષણ અપેય પાન અને અસ્પર્શ સ્પર્શ કરે છે, ધર્મ અવતાર મૂર્તિ વેદ તથા ધર્મજ્ઞોની ઘોર નિંદા થાય છે, વ્યભિચારી કુલટાઓ તથા અનાચારી પાખંડીઓ પૂજાય છે અને સત્પુરૂષો રીબાય છે. હિરણ્યકશિપુ રાવણ તથા કંસ મહા જુલ્મી દુરાત્માઓ પાકેલા હતા અને તેઓના દમનને માટેજ આપને પુનઃ પુનઃ પ્રકટ થવું પડયું હતું, પરંતુ હિરણ્યકશિપુ રાવણ અને કંસને પણ ટપી જાય, બાજુએ મુકે અથવા વટલાવે એવા હમણા કલિયુગના દૈત્યો આખા દેશમાં સર્વત્ર ફુટી નીકળી દેશો-દ્ધારને નામે અધર્મરૂપી દાવાનળ સળગાવી ત્રાહિમામ્ પોકરાવી રહ્યા છે. બુદ્ધિમાન્ તથા જ્ઞાની પુરૂષોને બોલવાનો કયાંય અવકાશ નથી, તેઓ ગાંડા મૂર્ખ જંગલી ગણાઇ દેશદ્રોહીઓમાં ખપે છે; માટે હે નાથ! અમે આપની આજ્ઞાનું અવલંબન કરી આપનેજ શરણે આવીએ છીએ. આપે સ્પષ્ટ આજ્ઞા કરી છે કે—

**सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

અર્થાત્ સર્વ ધર્મોનો (કર્મોનો) પરિત્યાગ કરીને મને એકનેજ શરણ થા, હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, શોક ન કર. હે જગદીશ્વર! જેમ કાશીનો પુંડરીક વાસુદેવ આપનું નામ ધારણ કરી ધતીંગ ચલાવતો-પૂજાતો અને અંધશ્રદ્ધાળુ તથા સ્વાર્થી મેંઢાઓ તેને પૂજતા પણ; તેમ અત્યારે એક આસુરી મોહને લોકોને

મોહમાં નાખી ભયંકર અનર્થ મચાવવા માંડયો છે. અમ લોકોના રક્ષક અને સન્માર્ગદર્શક ધર્માચાર્યો તથા રાજાઓ પણ આ વખતે સ્વાર્થી કાયર પ્રમાદી બની ચૂપ બેઠા છે અને ઘણાખરા શ્રીમંતો તથા વિદ્વાનો તો હોંશે હોંશે પાખંડીઓને સહાય ઉત્તેજન આપે છે તેથી હવે આપની શરણાગતિ સિવાય અમારા રક્ષણ કે ઉદ્ધારનો બીજો એકેય ઉપાય નથી. પ્રભુ ! અમો ધાર્મિક વૃત્તિના હિંદુઓ બીજા તમામ અવલંબન છોડી આપને શરણે આવીએ છીએ, તો આપ કૃપાળુ આપની પ્રતિજ્ઞા પ્રમાણે હવે સત્વર પ્રકટ થઇ અમારૂં, અમારી હિંદુ જાતિ અને સંસ્કૃતિનું તથા અમારા સનાતન ધર્મનું રક્ષણ કરો. શ્રી કૃષ્ણ: શરણં મમ.



# સાંગાણીકૃત અન્ય પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| તત્ત્વામૃત ભાગ ૧ લો ... ... | કિંમત | રૂ. | ૨—૮—૦ |
| સનાતન ધર્મ અને ગાંધીજી ... ... | ,, | રૂ. | ૦—૮—૦ |
| હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ ... | ,, | રૂ. | ૦-૧૨—૦ |
| નેપાલનો પ્રવાસ ... ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| હિમાલયની યાત્રા ... ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| નારાયણ નીતિ ... ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| આત્મોત્કર્ષ ... ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| હિંદુ તીર્થયાત્રા વર્ણન ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| જન્માષ્ટમી ... ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| યુવક સદ્બોધ માળા ... ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| મનુષ્ય ધર્મ ... ... ... | ,, | રૂ. | ૦—૮—૦ |
| હિંદુ કર્તવ્ય ... ... ... | ,, | રૂ. | ૦—૮—૦ |
| માનસરોવરની યાત્રા... ... .. | ,, | રૂ. | ૦—૮—૦ |
| પિતૃલોકનો વિલાપ ( છપાય છે ) ... | ,, | રૂ. | ૦—૪—૦ |
| હિંદુ સંસ્કૃતિ ... ... ... | ,, | રૂ. | ૨—૦—૦ |
| તત્ત્વામૃત ભાગ ૨ જો ( છપાય છે ) ... | ,, | રૂ. | ૨—૦—૦ |


પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

૨૭–૨૯ કોલભાટ લેઇન, મુંબઇ નં. ૨.

# સાંગાણીકૃત પુસ્તકો વિષે વિદ્વાનોના

# અભિપ્રાયો.

૧.

શ્રીમાન્ યતિ મુકુન્દાશ્રમજી ખંભાતથી લખે છે કેઃ—
" તમારા હિંદુ તીર્થ યાત્રા વર્ણન, નેપાલનો પ્રવાસ, આત્મોત્કર્ષ હિમાલયની યાત્રા અને નારાયણ નીતિ એમ પાંચ પુસ્તકો મળ્યાં વાંચીને સંતોષ થયો છે. આ પુસ્તકો ઉછરતા યુવાનોને અને તીર્થ કરનારાઓને બહુ ઉપયોગી છે. હાલના નવયુવકો લગામ વિનાના અશ્વની પેઠે ઇચ્છામાં આવે તેમ વગર સમજે જે અંધપ્રવૃત્તિઓ કરી આર્ય સંસ્કૃતિને છિન્નભિન્ન કરી રહેલ છે તેમને અલૌકિક ભોમિયા રૂપે છે. અનેક પ્રકારના રંગબેરંગી કાષ્ટના કકડાઓ જાતે હલકા હોવાથી પાણી પર તરીને જેમ વિચાર હીનને પોતાના તરફ ખેંચે છે તેમ હાલના જમાનામાં સ્વરાજ્ય, સત્તા અને સંપત્તિને પ્રાપ્ત કરાવનારા હલકટ વિચારો વર્તમાન વાતાવરણમાં તરવરી રહેલ છે તે નક્કામા છે, તેને તમારા પુસ્તકો સચોટ અને સજ્જડ ભાષામાં સમજાવે છે. ભારત માતાના ભોળા સંતાનો ઉક્ત પુસ્તકોમાંથી લાભ ઉઠાવી હિંદ ઉદ્ધારના ખરા માર્ગને ગ્રહણ કરી શકે એવા ઉચ્ચ આશયથી તમે પુસ્તકો લખી શ્રી સનાતન ધર્મ અને હિંદ માતાની અપૂર્વ સેવા બજાવી છે એમ કહેવામાં મને અતિશયોક્તિ જણાતી નથી. "

૨.

સાતમી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ રા. બ. શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી લખે છે કે–" પુસ્તકની સંજ્ઞા-

પરથી એમાં સૃષ્ટિના તત્ત્વામૃતનો આસ્વાદ હશે એમ કોઇને પણ સહજ લાગે. પુસ્તક વાંચે ત્યારે તેને સમજાય કે એમાં તો તમે તમારા પ્રવાસનું અમૃત આપ્યું છે. મેં તમારૂં પુસ્તક રસપૂર્વક વાંચ્યું છે. તમારા ધાર્મિક અને સામાજિક વિચારો તમે નીડરતાથી દર્શાવ્યા છે તે જોઇ મને આનંદ થયો છે. વિચાર ને વાણી સુસંગત છે, એ બહુ ખુશીની વાત છે. મોટા પ્રતિષ્ઠિત પુરૂષોની બાબતમાં વિરોધ દર્શાવવો પડે ત્યાં મર્યાદાપૂર્વક તેમ કરવાની આવશ્યકતા છે એવું મારૂં નમ્ર મત છે."

૩.

**સનાતન ધર્મભૂષણ સાક્ષરવર્ય શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી** અમદાવાદથી લખે છે કેઃ—"આપના તત્ત્વામૃત, હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણનીતિ, મનુષ્ય ધર્મ, હિંદુ કર્તવ્ય, નેપાલનો પ્રવાસ, માનસરોવરની યાત્રા, હિંદુ તીર્થ યાત્રા વર્ણન એ પુસ્તકો વાંચીને મને અનેકવાર આનંદ અને આપનું સ્મરણ થાય છે, કેમકે એ પુસ્તકો હું વારંવાર વાંચું છું ત્યારે આ અધર્મગ્રસ્ત જમાનારૂપ સહરાના રણમાં છળ રહિત સનાતન હિંદુ ધર્મનું સ્વરૂપ જે નિડરતાથી અને સ્પષ્ટતાથી આપ પ્રતિપાદન કરો છો અને બીજા સામાન્ય પ્રસંગોના પણ આપના એ પુસ્તકોમાં ઉલ્લેખો છે, તેની પુનઃ પુનઃ ઝાંખી એ લીલોતરીના દર્શન જેટલું આનંદ જનક અને નયનને તથા મનને ઠંડક આપે છે. હાલ દહિ દુધિયા લેખકોના અને વક્તાઓના દ્વિજિહ્વ વિષિધર ટોળામાં આપ શ્રીભગવદ્ વાહન ગરૂડ સમાન કાર્ય કરી રહ્યા છો. પરમાત્મા આપને સદ્ધર્મના મંડન માટે અને અધર્મીઓના ખંડન માટે દીર્ઘ આયુષ્ય અને અધિક અધિક શક્તિ આપો એજ શુભેચ્છા."

૪.

ડા. કાલિદાસ મોતીરામ દ્વિવેદી રાજકોટથી લખે છે કે-અત્યારના કલિયુગના સમયમાં વર્ણાશ્રમ ધર્મને ઉખેડનાર અને હિંદુ પ્રજાને ધર્મ ઉપરથી અશ્રદ્ધાળુ બનાવનાર પાખંડીઓને ઉઘાડા પાડનારૂં આ પુસ્તક ખરેખર લાભદાયક અને દરેક હિંદુ પ્રજાને વાંચવા લાયક છે. " તત્ત્વામૃત " બહાર પાડવામાં આપે જે હિંમત, નિડરતા અને સ્વધર્મ પ્રત્યે પ્રીતિ દર્શાવી છે તથા હિંદુ પ્રજાની આપે જે સેવા બજાવી છે તેને માટે હું આપને ધન્યવાદ આપું છું."

૫.

**શ્રીયુત મણિલાલ કેશવલાલ નાણાવટી બી. એ. એલ. એલ. બી.** જુનાગઢથી લખે છે કે-"આ આપનું " તત્ત્વામૃત " હું અથથી ઇતિ ધ્યાનપૂર્વક વાંચી ગયો છું તે પરથી આપનું મનોબલ, વર્ણનાત્મક શક્તિ, બારીક અવલોકન કરવાની ટેવ, રસજ્ઞતા, સત્ય પ્રદર્શનમાં નિર્ભયતા, ચુસ્ત ધાર્મિક વૃત્તિ, ઉત્સાહ, કર્તવ્ય પરાયણતા અને સહનશિલતા આદિ અનેક ગુણોનું મને દિગ્દર્શન થયું છે. આ પુસ્તક ભિન્ન ભિન્ન પ્રસંગોની, સ્થળોની, મનુષ્ય સ્વભાવની, વ્યક્તિઓની માહિતીથી ભરપૂર છે અને અનેક રીતે લોકોપયોગી છે."

૬.

**શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ.** જણાવે છે કેઃ—" આ ગ્રંથ તત્વજ્ઞાનનો નથી, પરંતુ પંદર વર્ષ દરમ્યાન લેખકે પૃથ્વીપટ ઉપર કરેલા વિવિધ અનુભવોના દોહનરૂપ છે. શ્રીયુત સાંગાણી એક ચુસ્ત સનાતની છે અને પોતાની ભાવનાને ખંડિત થવા દીધા વિના અનેક આપત્તિઓમાંથી તથા કસોટીઓમાંથી પસાર થયા છે. લંડન પારિસ વગેરે ધનાઢ્ય અને રમણીય મહા-

નગરો; કાશી શ્રીનગર વગેરે પ્રસિદ્ધ યાત્રાના સ્થળો; ગાંધીજી, અરવિંદ ઘોષ વગેરે લોકનેતાઓ; વડોદરા કળાભુવન, શાન્તિ નિકેતન વગેરે સંસ્થાઓ એ સર્વ શ્રીયુત સાંગાણીની રસમય પ્રવાહી ચેતન શૈલીથી સજીવ હોય એમ આપણી આંખ આગળ હાલતા ચાલતા માલૂમ પડે છે. શ્રીયુત સાંગાણી ગુજરાતની એક વીર વ્યક્તિ છે, અને મોટા મનાતા પુરૂષોની ઝાટકણી કરતાં એઓ ડરતા નથી. પુસ્તકનું વાતાવરણ આદિથી અંત સુધી પવિત્ર છે અને તેના રસ પ્રવાહમાં વાંચનાર ઘસડાઇ જાય છે. શ્રી સાંગાણીનું આ પુસ્તક એકંદર બહુ લોકપ્રિય અને લોકહિતકર થઇ પડે એવું છે. સાક્ષરવર શ્રીયુત નર્મદાશંકરભાઇએ એ પુસ્તકનો વિદ્વત્તાભરેલો અને મનનીય ઉપોદ્‌ઘાત લખી તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે."

૭.

**ભાવનગર શ્રી સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રી સનાતન ધર્મ ભૂષણ શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહેરા** લખે છે કેઃ—"વિવિધ પ્રકારની ઉત્તમોત્તમ વાસનાને લીધે દેશદેશાંતરોમાં પર્યટન કરી જે જે અનુભવજન્ય જ્ઞાન તમોએ સંપાદન કર્યું છે, તે તે અનુભવાત્મક જ્ઞાનના યથાર્થ તત્ત્વનું તમોએ આ તમારા "તત્ત્વામૃત" નામની પુસ્તક પ્રસિદ્ધિથી તથા તેના અતિ વિસ્તારપૂર્વક પ્રચારથી સમસ્ત ભારતવાસી પ્રજાને જે અમૂલ્ય પ્રદાન કર્યું છે, તે નિમિત્તે સમગ્ર પ્રજા તમારી અત્યંત ઋણી તેમજ ઉપકૃત થયેલ છે, એ વાત નિઃસંશય છે."

૮.

[illegible] પુરથી શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે લખે છે કે—આપે વી. પી. થી મોકલાવેલા "તત્ત્વામૃત" તથા નારાયણ ગીતિ,

હિંદુ તીર્થયાત્રા વર્ણન, નેપાલનો પ્રવાસ અને હિમાલયની યાત્રા માંચે પુસ્તકો મળ્યા, વાંચી મનન કરતા બહુજ આનંદ થયો. આપનો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે. આપનો શ્રમ તથા વખતનો વ્યય તદ્દન સફળ થયો છે એમજ હું તો માનું છું. જેમ સનાતન ધર્મરૂપી પ્રખર સૂર્યની સામા ઉનાળાના વાદળા અસ્ત વ્યસ્ત થઇ વિખરાય છે, તેમ 'તત્ત્વામૃત" ની બાબતમાં પણ દંભીયોના—રે ખુદ હિંદુઓ તરફથી પણ હુમલાઓ ચારે તરફથી થઇ રહ્યા છે ત્યારે સનાતન ધર્મરૂપી કામધેનુના રક્ષણના સુપ્રયત્નો ઘણાજ આવકાર-દાયક છે. સોના ઉપર ઢોળ હોઈ શકે નહિ તેમ "તત્ત્વામૃત" ના અધિક વખાણ કરી શકાય તેમ નથી. તેનું મૂલ્ય તો સ્વાર્થસાધુ-ઓના હતાશ થઇ જવામાંજ આંકી શકાય તેમ છે. તેની બીજી આવૃત્તિ જોઇ હું રાજી થઇશ અને જ્યારે તત્ત્વામૃતનો બીજો ભાગ બહાર પડે ત્યારે એક કોપી મને વી. પી. થી મોકલવા કૃપા કરશોજી."

૯.

પોરબંદરના માજી દિવાન શ્રીયુત નરભેશંકર જીવણ-રામ લખે છે કેઃ—"આપનું "તત્ત્વામૃત" પુસ્તક મેં આદિથી અંત સુધી વાંચી જોયું છે. તે પુસ્તક આપના શ્રેય અને પ્રેય પ્રાપ્તિના વર્ણાશ્રમ ધર્મ જાળવી રાખી કરેલા પ્રયાસોના યથાસ્થિત અનુભવનું જ્ઞાન આપી શિક્ષણ સાથે ગમ્મત આપે તેવી સરળ સુંદર અને રમુજી ભાષામાં લખાયેલું છે. મને તો એ પુસ્તક બહુ ચિત્તાકર્ષક માલુમ પડયું છે."

૧૦.

અમદાવાદનું "ગુજરાતી પંચ" જણાવે છે કે "શુદ્ધ ભાવથી આ ગ્રંથ "તત્ત્વામૃત" વાંચનારને વ્યવહારની ઝીણવટ તથા

મનુષ્ય પોતાના ધર્મના અભિમાન સાથે ટેકીવાળું જીવન કેવી રીતે ગાળી શકે છે તે સરળતાથી સમજાશે."

૧૧.

વેરાવળથી **શાસ્ત્રી ચિમનલાલ હરિશંકર** લખે છે કેઃ— આપનું "તત્ત્વામૃત" મળ્યું. પુસ્તક ઘણું જ સારૂં છે. વિવિધ અનુભવાભિલાષી જરૂર આ ગ્રંથથી તૃપ્ત થાય.

૧૨.

મોરબીના દિવાન સાહેબ શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી, બી. એ. એલ; એલ; બી. લખે છે કેઃ— "આપે લખેલા પાંચ પુસ્તકઃ હિમાલયની યાત્રા, નારાયણ નીતિ, હિંદુ તીર્થયાત્રા વર્ણન તથા હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ મને મોકલ્યા તેને માટે આભારી છું. સાહિત્યમાં રસ લેનારા સાક્ષરો સાહિત્ય ઘણું લખે છે પરંતુ તેમાં ધાર્મિક, ઔદ્યોગિક, ઐતિહાસિક અને નૈસર્ગિક તત્ત્વ બહુ ઓછું હોય છે. મને જણાવતાં અતિ હર્ષ ઉપજે છે કે જે ગુજરાતી ભાષાને ખોટ છે તે આપના પુસ્તકોથી ઘણે અંશે દૂર થશે. આપના પુસ્તકો ધર્મભાવનું પોષણ કરનારા ઉન્નતિની ખરી દિશામાં જવાની પ્રજાને પ્રવૃત્તિ કરાવનારા અને સરળ હોઇ આપનો પ્રયાસ ઘણો સ્તુત્ય અને આદરને પાત્ર છે. આવા ગ્રંથોનો પ્રચાર થવાથી જનસમાજના જીવનમાં સુધારો થશે એ નિઃશંક છે. પ્રભુ તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ્ય અર્પી આવાજ બીજા ગ્રંથો પ્રસિદ્ધ કરવા આપને પ્રવૃત્ત કરો એમ હું ઇચ્છું છું."

૧૩.

દિવાન બહાદૂર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. લખે છે કેઃ—આપના તરફથી "નારાયણ ગ્રંથમાળા"

ના પાંચ પુષ્પો: હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણનીતિ, નેપાલનો પ્રવાસ તથા હિન્દુ તીર્થયાત્રા વર્ણન મને મળ્યા છે. તે પુષ્પોના દલોનું હું અવલોકન કરી ગયો છું. આ પુષ્પોમાં હિંદુ ધર્મના સનાતન સુંદર સત્યોની સુવાસ આવે છે, હું ધારૂં છું કે હિન્દુ બાળકોને આ પુષ્પોની માળા કંઠાભરણરૂપે આપવા લાયક છે. 'નેપાલનો પ્રવાસ' એ લેખ મને વધારે આકર્ષક જણાયો છે, કારણ કે તેમાં કેવળ હિન્દુ ધર્મવાળા રાજાના રાજ્યતંત્રમાં ત્રૈવર્ણિક વ્યવસ્થા કેવી જીવંત છે તેની છાયા આપવામાં આવી છે. તે સાથે ત્યાંના લોકોનો આચાર, શાસન પદ્ધતિ, રાજા (પાંચ સરકાર) અને પ્રધાન ( તીન સરકાર ) નો પરસ્પર સંબંધ, નેપાલ સરકારનો હિંદી સરકાર સાથે સંબંધ અને તેમાં જળવાયેલો નેપાલ સરકારનો મોભો ઇત્યાદિ પ્રસંગોનું ચિત્ર ગુજરાતી પ્રજા આગળ આપે પ્રસાદવાળી ભાષામાં ઘણું સારૂં ચિતર્યું છે. તે સાથે ત્યાંની શાસન પદ્ધતિની કેટલીક ખામીઓ, તીન સરકારની હાલની ઇંગ્રેજી નકલી અનુકરણ કરવાની રીત, એક પત્નીવ્રતનો અભાવ, રખાત સ્ત્રીઓનો રીવાજ, કેળવણીનો જુજ પ્રચાર વગેરે દોષો જણાવવામાં આપે ઉત્તમ વિવેચક મતિ અને તુલના શક્તિનું વાંચકને ભાન કરાવ્યું છે. આશા છે કે આ માલાના નવા પુષ્પો ક્રમશઃ ગ્રંથિત થઇ પ્રજાને પરિમલથી મોહિત કરશે."

૧૪.

જામનગરના સર ન્યાયાધીશ શ્રીયુત ઇચ્છાશંકર જયશંકર લખે છે કેઃ—"આપના તરફથી "તત્ત્વામૃત" નું પુસ્તક મળ્યું તે અથથી તે ઇતિ સુધી વાંચ્યું તેથી હેતુને પરિણામ સહિત ચાલુ જમાનાની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓનો આપને જે જાત અનુ-

ભવ થયો તેનું આબેહુબ દિગ્દર્શન થાય છે. સમગ્ર પુસ્તકના સારનો સમાવેશ તેજ પુસ્તક પૃષ્ઠ ૩૧૧ ના છેવટના શબ્દોમાં સૂત્રરૂપે થાય છે તે શબ્દો નીચે પ્રમાણે છેઃ—"કોઇ કોઇનો તારક કે ઉદ્ધારક નથી. લોકોએ કોઇ એક વિશિષ્ટ વ્યક્તિ પર મોહ રાખી પરવશ ન બનતાં આત્મા અને ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખી દેશકાળ પરિસ્થિતિને લક્ષમાં લઇ ધર્મ તથા ઇતિહાસને અવલંબી ચાલવામાંજ વાસ્તવિક શ્રેય સમાયેલું છે."

૧૫.

**શ્રીયુત પોપટલાલ ગોવિંદજી સાંગાણી કોચીનથી** લખે છે કેઃ—"આપના તરફથી "તત્ત્વામૃત" નું પુસ્તક મળ્યું, તે આભાર સાથે સ્વીકાર્યું છે. પુસ્તકનું પૂઠું કાગળો અને ફોટાઓ આકર્ષક છે. ભાષા સાદી પણ સચોટ અને પુસ્તક હાથમાં લીધા પછી મૂકવાનું મન થતું નથી. તમારામાં રહેલો સાહસિક અને નિડરતાનો ગુણ પણ પાને પાને તરવરી રહેલ છે. ૧૮–૧૯ વરસ જેટલી નાની ઉમ્મરમાં કાશ્મીર, બર્મા, જપાન, ઇંગ્લાંડ, ઈટાલી વગેરે ફરતા દેશોનું પરિક્રમણ પ્રશંસાપાત્ર છે. અલ્પ સાધનવાળી દશામાં એકાએક આવી લાંબી મુસાફરી ખેડવી એ ભારે હિંમત અને મનની દૃઢતા વિના થઇ શકે નહિ. જાતીય પર્યટન સાથે દેશોદેશના રીતરીવાજની સમાલોચના પણ વાંચવા લાયક છે. ટુંક મુદતમાં પુસ્તકની તેરસો નકલનો ઉઠાવ થઈ ગયો એ તેની લોકપ્રિયતા બતાવે છે. આ પુસ્તકનો જનસમાજ છૂટથી લાભ લે તેમ ઇચ્છું છું."

૧૬.

**દેવગઢ બારીઆના દિવાન સાહેબ શ્રીયુત મોતીલાલ લલ્લુભાઈ; એમ. એ. એલ: એલ; બી.** લખે છે કેઃ—આપનું

"તત્ત્વામૃત" નામનું પુસ્તક મળ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છું. આપના વિશાળ અને તલસ્પર્શી જ્ઞાન જનસમાજને ઉપયોગી થયા વિના રહેજ નહિ. પરમાત્મા આપની તે સત્ પ્રવૃત્તિ ચાલુ રખાવો."

૧૭.

"પ્રાતઃકાલ" ના અધિપતિ શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિત જણાવે છે કેઃ—આ તત્ત્વામૃત નામના પુસ્તકમાં લેખકને બરમા, સિંગાપોર, જાપાન, ચીન, માર્સેલ્સ, લંડન, પારિસ, ઈટાલી વગેરે પરદેશમાં તથા કાશ્મીર, બિરાર, પોંડીચેરી, હરિદ્વાર વગેરે સ્થાનનો આ દેશમાં થએલો જાતીય અનુભવ ઉત્તમ પ્રકારે લખવામાં આવ્યો છે. આ દેશ પરદેશના સ્થાનમાં જોવા જાણવા જેવી શી શી બાબતો છે તે જણાવવા ઉપરાંત તેમણે બીજી આપણી પ્રજાને જાણવા જેવી ઘણી બાબતો જણાવેલી છે. હિંદમાં પણ ગાંધીજી સાથેનો પોતાનો પરિચય તથા અરવિંદ ઘોષના સંબંધમાં થએલો પોતાનો અનુભવ જણાવેલો છે. તેમાં કેટલાક પુરૂષોના ચિત્રો પણ આપેલા છે. ભાષા રસવાળી અને સાદી છે. પુસ્તક વાંચતાં રસ પડે તેવું લખાયું છે. લેખકે કોઈનો પણ ખોટો ભય નહિ ધરતાં જે સત્ય અનુભવ હોય તે આ પુસ્તકમાં જણાવેલો છે. લેખક સાહસિક અને ધૈર્યશાલ તથા સ્વદેશની ઉન્નતિને અત્યંત ચાહનાર તથા દેશના સાચા અને ચિરસ્થાયી કલ્યાણને ઇચ્છનારા છે. આ પુસ્તક પ્રત્યેક મનુષ્યે વાંચવા જેવું છે."

૧૮.

શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી. લખે છે કેઃ—" રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ ભારત ભૂમિપર દેશાટન કરી આંગ્લ ભૌમ ઈત્યાદિ પ્રદેશનું પર્યટન કર્યું છે, તે

દરમ્યાન પોતાને મળેલા અનુભવના સારરૂપ આ "તત્ત્વામૃત" નામક ગ્રંથ તેમણે પ્રકટ કર્યો છે. મી. સાંગાણીની આ કૃતિમાં સાંસારિક, ધાર્મિક આર્થિક અને વ્યાવહારિક વિષયો ઉપરાંત કેટલાક રાજકીય વિષયોનો પણ સમાવેશ થઇ જાય છે, અને તે સર્વનું પોતે શુદ્ધ અંતઃકરણથી પક્ષપાત વિના તાદૃશ્ય ચિત્ર દર્શાવ્યું છે. દેશસેવા માટે જીવન ગાળનાર પ્રાતઃસ્મરણીય વ્યક્તિની જેમ તેમણે યથાર્થ પ્રશંસા કરી છે, તેમ જે વ્યક્તિ મહાન્ નેતા તરીકે દેશને શ્રેયસ્કર નથી નીવડી તેના ગુણ દોષનું પણ યથાર્થ વર્ણન શુદ્ધ ભાવનાથી લખ્યું છે. મી. સાંગાણીની લેખિની શુષ્ક નથી, તેમ તેની વાર્તાના વૃતાંત પણ શુષ્ક નથી. એકંદરે પુસ્તક મનનીય અને રસિક છે."

૧૯.

"**સ્વધર્મ-સ્વરાજ્ય**" ના **તંત્રી શ્રીયુત મગનલાલ જગન્નાથ શાસ્ત્રી સિનોરવાળા** જણાવે છે કેઃ—જાણીતા સાક્ષર સ્વધર્મ પ્રેમી સાંગાણીજી તરફથી અમને તત્ત્વામૃત, હિમાલયની યાત્રા, નેપાલનો પ્રવાસ, નારાયણ નીતિ આટલા પુસ્તકો પ્રથમ મળ્યા હતા અને હાલમાં કૈલાસ માનસરોવરની યાત્રામાં લખેલું "મનુષ્ય ધર્મ" મળ્યું છે. સાંગાણીના પુસ્તકો વાંચતાં તેમની ધર્મપ્રિયતા, સ્વદેશ પ્રેમ, મુસાફરીનો ઉત્સાહાદિ આપણને પ્રત્યક્ષ દેખાય છે. પુસ્તક વાંચતાં આપણને એમજ લાગે છે કે કંઇ પણ રીતની બનાવટ કર્યા વગર સત્ય હકીકત લખેલી છે. એમનો ભાષા-પરનો કાબુ પણ ઘણો સારો છે. સનાતન ધર્મીય પ્રજાએ સાંગાણીના પુસ્તકો વાંચી પોતાના વંશજોને ધર્મ પરાયણ રાખવા સારૂ પોતાના ઘરમાં સંગ્રહવાની અમે ભલામણ કરીએ છીએ.

૨૦.

**મહાત્માશ્રી નથુરામ શર્મા** બીલખાથી લખે છે કેઃ—"તમે તમારૂં રચેલું "સનાતન ધર્મ અને ગાંધીજી" એ નામનું પુસ્તક મોકલ્યું તે સમયસર પહોંચ્યું. એ પુસ્તક જોતાં તમે સનાતન ધર્મના સત્ય પક્ષપાતી થઇને વર્તમાનમાં રાજકીય પ્રવૃત્તિને લીધે તથા અન્ય રીતે લોકોના અજ્ઞાનથી જે ધર્મભ્રષ્ટતા પ્રવર્તી રહી છે તેમાંથી લોકોને રક્ષવા માટે ઘણો સારો પ્રયાસ કર્યો છે એમ સ્પષ્ટપણે કહેવું જોઇએ. સત્યાસત્યનો વિચાર કરવાના બળવાળા મનુષ્યોને વર્તમાનમાં બહુ ઉપયોગી એવા ધાર્મિક ઔદ્યોગિક તથા રાજકીય વિષયોનું તમે કાર્ય કારણનો સંબંધ સમજાવી બહુ સારૂં સ્ફોટન કર્યું છે, ને તેમ કરતાં જનસમૂહને તેમનું કર્તવ્ય ઠીક સમજાવ્યું છે.

૨૧.

"વેણુનાદ" ના તંત્રી શ્રીયુત મૂલચંદ તુલસીદાસ **તેલીવાળા, બી. એ. એલ: એલ; બી.** જણાવે છે કેઃ—"અનેક દેશ વિદેશના પર્યટનમાં પ્રાપ્ત થયેલા વિવિધ વ્યક્તિઓના પ્રસંગ અને તદુપરથી સ્ફુરતા વિચારો લેખકે પોતાની વેગવતી ભાષામાં "તત્ત્વામૃત" માં યોજ્યા છે. આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિના શ્યામ અંગમાં મુગ્ધ થઇને તદનુસાર વર્તનનેજ સુધારો માનનારી વ્યક્તિ પ્રતિ લેખકનો કોપ સકારણ છે. આર્ય સંસ્કૃતિના પ્રાચીન અને પ્રકટ અંગની અવહેલના ગમે તેવી પ્રસિદ્ધ વ્યકિત કરે તેની પણ ઝાટકણી લેખક કાઢે છે, એ તેમની શૂરવીરતા છે. ગ્રંથ વાંચતાં પણ આદ્યન્ત વિનોદ થાય છે.

૨૨.

સ્વામીશ્રી કૈવલ્યાનંદજી લખે છે કેઃ—"આપના હૃદયની પ્રતિકૃતિરૂપ "સનાતન ધર્મ અને ગાંધીજી" નામનું પુસ્તક ભાવ પૂર્ણ વૃત્તિથી વંચાયું. સંતોષ, હર્ષ કોને ન અનુભવાય? વર્તમાન દેશકાળ પાત્ર પરમ આપદ્ગ્રસ્ત છે, તેના નિમિત્ત અને ઉપાદાન કારણની રૂપરેખા ઘણીજ ઇચ્છવા યોગ્ય આલેખાયલી છે. કાળે સર્વને સરખા છાંટા ઉડાડયા છે છતાં પણ જેટલી ખંતથી આપે પુસ્તક લખ્યું છે તેટલીજ ખંતથી વાંચનાર હૃદય સાવધાનતા અને જાગૃતિથી કંટાળ્યા વિના પ્રયત્ન આદરે તો તે શ્રેય કાંઇ દૂર નથી."

૨૩.

ધ્રોળના દિવાન શ્રીયુત મૂળશંકર દયારામ લખે છે કેઃ—"આપનો મારા પ્રત્યે સદ્‌ભાવ અને પ્રેમાળ સ્વભાવને લઇને આપના કેટલાક પુસ્તકો આપે મને મોકલ્યા અને ગઇ કાલે "માન-સરોવરની યાત્રા" નું પુસ્તક આવતાં વારજ વાંચવું શરૂ કરી આજ બપોરે પૂર્ણ કર્યું. તે પુસ્તક વાંચતાં તેમાં વિગતવાર દર્શાવેલ વર્ણન તથા ચિતાર આબેહુબ મારા આંતરિક હૃદય સમક્ષ ખડો થતો મેં જોયો. જો કે મેં તો લક્ષ્મણ ઝુલા સુધીનીજ યાત્રા કરી છે અને તેની કુદરતી રચના, એકાંતવાસ તથા ઉત્તરમાંથી આવતો પતિત પાવની ભાગીરથીનો શાંત પ્રવાહ મનુષ્યના હૃદયમાં ઇશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ અનુભવાવે છે ત્યારે આપે તો આખા હિમાલયની યાત્રા ઉપરાંત નેપાલ ટિબેટનો પ્રવાસ કરી છેવટ માનસરોવરની યાત્રા સંપૂર્ણ કરી તેનું પુસ્તકદ્વારા જે વિવેચન કરેલું છે તે વાંચતાં જાણે કે હું પોતેજ માનસરોવરની યાત્રાર્થે નીકળ્યો હોઉં અને કષ્ટ

સાધ્ય રસ્તો કાપતા કાપતા નૈસર્ગિક દેખાવ અનુભવતો હોઉં ! એવી સ્થિતિ આપની સરળ શુદ્ધ શૈલીમાં મને પ્રાપ્ત થઇ. આપની ધર્મ પરાયણતા, આપનું સાહસ, અને સાંસારિક વૃત્તિમાં રહ્યા છતાં નૈસર્ગિક ત્યાગ બુદ્ધિ તથા સંસાર દ્વંદ્વોથી આપને વિમુક્ત દશામાં જોતાં આપનું વર્તન અનુકરણીય થાય એમ હું ઇચ્છું છું. દરેક પુસ્તકમાં આપના અંતઃકરણના વિચારો ઉદ્દગારો સાથે બહાર નીકળે છે. પ્રવાસ અને યાત્રાથી આપે લાભ લઇને દુનિયાને લાભ આપ્યો છે તે કોઇ વિરલજ આપે છે. આપના પુસ્તકો દરેક સજ્જનના ઘરમાં તથા લાઇબ્રેરી અને શાળામાં રાખવા લાયક છે."

૨૪.

**જસદણ સ્ટેટના નામદાર દરબાર સાહેબ આલાખાચરની આજ્ઞાથી હજુર સેક્રેટરી લખે છે કે:**—"Dear Sir, I am desired by His Highness the Darbar Saheb to thank you for the beautiful books you sent to him. They are all very interesting and at the same time very instructive.

His Highness the Darbar Saheb wishes you all success in your future career and wishes that there were many more people of your type."



કટ્ટર સનાતની　　　　　　　　　　　　　　　　　　　અઠવાડિક પત્ર

# સનાતન ધર્મ પત્રિકા.

તંત્રી,

## નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

જે હિંદુ નરનારીના હૃદયમાં સનાતન ધર્મનું અભિમાન હોય, જેને હિંદુ રહી પોતાના ધર્મના સિદ્ધાંતો અને રહસ્ય જાણવું હોય, જેને ધર્મદ્રોહી પાખંડીઓની પ્રતારણાથી બચી ખરેખરૂં પોતાના આત્માનું, કુટુંબનું, હિંદુ સમાજનું તથા માતૃભુમિનું કલ્યાણ સાધવું હોય તેણે આ પત્રિકાના ગ્રાહક થઇ દર અઠવાડિયે અચૂક વાંચવી જ જોઇએ. આમાં વિવિધ વિષયપર સમીક્ષાત્મક લેખો નિડર અને નિષ્પક્ષપાતપણે લખી આર્ય સંસ્કૃતિ, સનાતન ધર્મ અને હિંદુસ્થાનના ઉદ્ધારના ઉપાયો સૂચવવામાં આવે છે. પત્રિકાનું વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે માત્ર રૂ. ૨) રાખવામાં આવેલ છે.

લખો અથવા મળો:—

મેનેજર, સનાતન ધર્મ પત્રિકા.

૨૭–૨૯ કોલભાટ લેઇન, મુંબઇ નં. ૨.

# પત્રિકા વિષે ધર્મજ્ઞ આગેવાનોના અભિપ્રાય.

શ્રીમાન્ ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજ પોરબંદરથી જણાવે છે કે લખતા આનંદ થાય છે કે તમોએ "સનાતન ધર્મ પત્રિકા" દ્વારા સનાતન ધર્મની સારી સેવા બજાવી છે. વેગથી નીચા પ્રદેશમાં ગતિ કરતી નદીના પ્રવાહમાં સામે પૂરે જવા માટે નૌકાને નાખી તેને ધીમે પણ વેગે ચલાવી જવામાં બહાદુરીજ સમાયેલી છે, પ્રવાહીની સાથે તણાવામાં નહિ. વર્તમાન સમયમાં સનાતન ધર્મની નૌકાને પણ સામે પૂરે વેગ કરવાનો છે. તેને સલામતપણે પેલેપાર લઇ જનાર તો તે ધર્મ ઉપર જેનું સ્વામીત્વ છે તે જગન્નિયંતા સનાતન પ્રભુજ છે, છતાં તમોને પણ તે પરમાત્માએ કંઇક અંશે નિમિત્ત બનાવ્યા છે એ અમારા માટે હર્ષનો વિષય છે. "પત્રિકા" નું જારી રાખવું વિશ્વને માટે અમો ઘણું ઉપકારક ગણીએ છીએ. અને સમગ્ર સનાતની પ્રજાને અને ખાસ કરીને વૈષ્ણવ જનતાને અમો ભલામણ કરીએ છીએ કે "સનાતન ધર્મ પત્રિકા" ના ગ્રાહક બની તેને ઉત્તેજન અવશ્ય આપવું.

શ્રીમાન્ રાણા શ્રી સુરતસિંહજી અલુભાઇ (ધ્રાંગધ્રા દિવાન સાહેબના પિતાશ્રી) કોઠથી લખે છે કે આપે 'સનાતન ધર્મ પત્રિકા' અસહ્ય બોજો, પુરતા ગ્રાહકો નહિ હોવાને લીધે ખર્ચની અગવડતા તથા પ્રતિકૂળતા વેઠી ચાલુ કરી ધર્મને સ્થંભાવી રાખ્યો છે તેને માટે આપને શું ઉપમા આપવી! તે શબ્દો મારા હૃદયમાં નથી. માત્ર ઇશ્વરજ તેનો પૂર્ણ બદલો આપે એવી તેના પ્રતિ પ્રાર્થના છે. આપના જેવા મહાન્ ધર્માત્મા પુરુષોને લઇ વર્ણવિભાગ તથા

ધર્મની મહત્તા છે. પણ વિધર્મીઓના સહવાસમાં રહેવાથી અને તેઓના આંદોલન પડવાથી લોકો ખરા ધર્મ માટે જ્ઞાનપૂર્વક દોરવાતા નથી તોપણ આપનો બોધ જારી હશે તો કોઇને કોઈ મદદગાર થઇ પડશે વાસ્તે આપે જે દુઃખ સહન કર્યું છે તે જો કે વ્યવહાર દૃષ્ટિથી મહાન્ છે પણ તેથી હિંમત ન હારતા પત્રિકા ચાલુ રહે એવી ગોઠવણનો પ્રયત્ન કરવા વિનંતિ છે. એ બાબતમાં આ તરફ બનતી તજવીજ કરવા મને ઘણું મન થાય છે પણ મારી તબીયત ઉતર અવસ્થાને લઇને ઠીક નથી તેથી તુરતમાં જવાબ લખી શકયો નથી તો ક્ષમા કરશો.

શ્રીયુત શાસ્ત્રીજી ગોવર્ધન રણછોડજી ભટ્ટ નડીઆદથી લખે છે કે આ સાથે દર્શાવેલા નવ ગ્રાહકોના નામ લીસ્ટમાં દાખલ કરી તેઓના ઉપર પત્રિકા મોકલાવશો. વી. પી. કરશો નહિ, લવાજમ પૂર્વવત્ મોકલાવી આપીશ. હું ધારૂં છું કે બીજા ગ્રાહક મહાશયો પણ પોતાની ગ્રાહક વધારવાની ફરજ બજાવશે અગર કોઈ શ્રીમાન્‌ના હૃદયમાં પરમેશ્વર ઉતરશે અને આ અંશાવતાર રૂપ પત્રિકાને ઉત્તેજન આપશે.

## कर्मण्येवाधि कारस्ते मा फलेषु कदाचन ।

શ્રીયુત વ્રજલાલ ત્રિભોવનદાસ કામદાર કાનપુરથી લખી જણાવે છે કે સનાતન ધર્મ પત્રિકાની પાછળ એક વર્ષમાં આપે આપેલા ભોગને માટે આપને ધન્યવાદજ ઘટે છે પરંતુ શ્રીમાનો કે આચાર્યોને એ વાત ન સમજાય ત્યારે આપણે એમ માનવુંજ રહ્યું કે તેઓ પોતે પોતાના સ્વાર્થને સત્કારવા સુધાની સાદી સમજ પણ ધરાવતા નથી. આપે આપના આખા જીવનમાં ધાર્મિક પ્રવૃત્તિની પાછળ આપના ગૃહસ સારની પણ કદી દરકાર કરી નથી. આટલું લક્ષ જો આપે

આપના ઉદ્યોગ ધંધામાં આપ્યું હતે તો આજની પરાધીનતા અવશ્ય ભોગવવી ન પડતે. અત્યાર સુધીની પ્રવૃત્તિમાં જેણે સ્વાર્થ સાધવાનો સ્વપ્ને પણ સંકલ્પ કર્યો નથી એતો બધાય જાણે છેજ, પરંતુ આ પ્રવૃત્તિ એ ધર્મ પ્રવૃત્તિ છે, જો લોકોને ધોખો દઇને અર્થ કામની લાલચ આપીને સોલા ફેંકવાની પ્રવૃત્તિ આદરી હતે તો તેમાં અણમાગી સહાયતાઓ ચાલી આવતે. પણ લોકોને આજે ધર્મ મોક્ષ કે પરલોકગત ભાવનાઓ સાથે સંબંધ નથી એટલે આવા સત્કાર્યને સત્કારવાનું તેઓનાથી બની શકે તેમ નથી, તેઓ તો સૌરાષ્ટ્ર જેવા નાસ્તિકોને સત્કારી શકે, જો ધર્મપ્રેમી ભાઇઓ પોતા ઉપર પાંચ પાંચ દશ દશ ગ્રાહકો બનાવવાનો બોજો લ્યે તો પત્રિકા નિભી શકે. હું પચીસ ગ્રાહકાનો બોજો લઉં છું અને લવાજમ પહેલી તકે મોકલવા ખુશી છું.

શ્રીયુત રાધાકૃષ્ણ મોહનલાલ દીક્ષિત મેહાસણથી લખે છે કે "પત્રિકા"ને વિશે કંઇ લખવું કે સમાજને કંઇ ભલામણ કરવી એ તો સવિતા દેવને દીપવડે જોવાનો આગ્રહ કરવા જેવું છે. પત્રિકાનો મુખ પૃષ્ટનો પરશુરામનો લેખ તથા અગ્રલેખ વાંચનારને માટે પુરતા છે અને પત્રિકાની જરૂરીઆત યથાર્થ તે પૂર્ણ કરે છે. પત્રિકા એ તો સનાતન ધર્મ પ્રવાહની છલકાતી સરિતા છે, તેનું વહન ધર્મ રક્ષણાર્થેજ છે. સનાતનીઓને પત્રિકાના પ્રકાશનની ખાસ જરૂર છે, તેનાથી ઘડી પણ વિખુટા રહી શકાય તેમ નથી. આપે પત્રિકા વડે સનાતન ધર્મની તન મન ધનથી સેવા કરી છે અને હવે તો તે ચાલુ રાખવાની ખાસ જરૂર છે. અમે અમારાથી બનતી સેવા કરીશું. અમારી સનાતની ધર્મસજ્જનોને પણ એજ પ્રાર્થના છે કે કોઇપણ ભોગે આવા પત્રો ચાલુ રખાવવા પ્રયત્ન કરે.

શ્રીયુત દોલતરાય નંદલાલ ઝવેરી મુંબઈથી જણાવે છે કે સનાતન ધર્મ પત્રિકા જ્યારથી પ્રકટ થઈ છે ત્યારથી હું બરાબર લક્ષપૂર્વક વાંચું છું. તમો નિડરતાથી સનાતન ધર્મના રક્ષણની હિમાયત કરો છો તે માટે તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. પરમ હિતકારક આ એક માત્ર પત્રિકાને બે ફોર્મની કે દૈનિક બનાવવાને બદલે તે ઉત્તેજનના અભાવે પ્રકટ થતી અટકે એ ૨૪ કરોડ સનાતનીઓને શરમાવા જેવું છે. સ્વધર્મ બચાવ અર્થે હું મારી ફરજ સમજી દર માસે રૂપિયા દશની પત્રિકા ખરીદી ફ્રી વહેંચવા કબુલું છું અને ધર્મપ્રેમી ગૃહસ્થોને તેમાં ખાસ કરી શ્રીમંતોને આ પત્રિકાને જોઈતી મદદ કરવા નમ્ર સૂચના કરૂં છું.

શ્રીયુત વિઠ્ઠલદાસ લાલદાસ રોડાવાળા મુંબઈથી લખી જણાવે છે કે બુદ્ધિભેદ કરાવનારા બાયલા જમાનામાં આદર્શ આર્ય સંસ્કૃતિના બીજને નિર્મૂળ નબિજ થવા દેવાને માટે તનતોડ પરિશ્રમ જો કોઇ કરતું હોય તો તે ભાઈશ્રી નારણજી પુરૂષોત્તમ સાંગાણીજ છે, અને સનાતન ધર્મના ત્રિકાલાબાધિત સર્વાંશે સત્ય એવા સૂત્રમય સિદ્ધાંતો જો કોઇ સરળતાથી સફળતાથી અને નિડરતાથી ચર્ચતું હોય તો તે માત્ર સનાતન ધર્મ પત્રિકાજ છે. રજ તમમાં વીંટાયલા તકલાદી શ્રીમંતોની વિશેષ રાહ જોયા વિના અને કાગળો હલકા નહિ કરતા તેમજ પાક્ષિકતાના પક્ષાઘાતરૂપી પીછેહઠની શલ્યશાહી તેજોભંગની ભાવનાને ભક્ષ્યસ્થાને પડયા વગર શક્ય તો અર્ધ સાપ્તાહિક કરવાની અથવા પૃષ્ટ વધારવાની મંગલ મહત્ત્વાકાંક્ષા સેવીને આસ્તે છતાં આગે કદમનાં આંદોલન સેવશો એવી વિનતિ કંઇક મોડેથી કરતા હવેથી મારી પ્રતનું ન્યોછાવર હું રાજીખુશીથી ત્રણ રૂપીઆ દેવાનું કબુલીને વિરમું છું.

શ્રીમાન્ મહાત્માશ્રી નથુરામ શર્મા બીલખાથી લખી જણાવે છે કે "સનાતન ધર્મ પત્રિકા" સનાતન ધર્મના રક્ષણ માટે સારો પ્રયત્ન કરે છે, તે ઇચ્છવા જોગ્ય છે. તેની એકને બદલે બે પ્રત નવા વર્ષથી મોકલશો અને પત્રિકાના સહાય માટે દર વર્ષે ૭ રૂપીઆ એ પત્રિકા ચાલુ રહેશે ત્યાં સુધી મોકલવામાં આવશે.

મહાત્મા શ્રી ત્રિકમલાલજી પાટણથી લખે છે કે, 'સનાતન ધર્મ પત્રિકા' વિશેષ લંબાય તો બહુ સારૂં છે અને ચાલુ રહે તો અમો ગ્રાહક તરીકે કાયમ રહીશું. અત્યારે જગતમાં ઘોર કલિ મૂર્તિ મહાત્માઓ પ્રસરી રહ્યા છે પણ ભગવત્ કૃપાએ થોડા વખત પછી નિર્મૂળ થશે અને તેમના મનોરથ એમના એમ રહેવાના છે માટે આપણા સનાતન ધર્મનું સંગઠન કરવાની ઘણી જરૂર છે તો તે માટે પ્રભુ મદદ આપશે. પ્રભુનું વચન છે કે સત્યમેવજયતે. અધર્મ અને અધર્મીઓ કોઇ કાળે યશ પામવાના નથી. થોડો વખત સારૂં સારૂં લાગશે. રાવણાદિકોએ પ્રજા ઉપર અતિ જુલ્મ કર્યા હતા પરંતુ પ્રભુએ તેઓને ઘણા દિવસ રહેવા દીધા નથી. જ્યાં સુધી તેઓની પુન્યાઇ હોય છે ત્યાં સુધી બળવત્તર દેખાય છે પરંતુ આખરે તો સત્ય અને ધર્મનોજ જય છે એ વિશે તો જરાપણ શંકા નથી.

શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે જાફરાબાદથી લખી જણાવે છે કે પત્રિકા અત્યંત ઉપયોગી કાર્ય કરી રહી છે, તે કોઇ રીતે બંધ ન થાય એ મારા અંતઃકરણની ઇચ્છા છે. નાસ્તિકોને ત્યાં પૈસાની રેલમ છેલ. ગાંધી કે તેના મુળાવરો એક અપીલ બહાર પાડે ત્યાં પૈસા જાણે વરસી આવે ને તે પૈસા ઘડીમાં અદૃષ્ય થઇ જાય, તે જાણવા છતાંય લોકો ફરીથી આપે ત્યારે ધર્માને ઘેર ધાડ જોવામાં આવે છે. આપણા શ્રીમંતો તથા આચાર્યો ખરા–સદ્માર્ગમાં

પોતાના અને ધર્મના રક્ષણમાં પૈસા ખર્ચતા નથી. પત્રિકા માટે રૂ. ૫૦ કે ૧૦૦ના શેરો કાઢો તો હું એક શેર લેવા ખુશી છું નહિતર આવતા વર્ષ માટે ગ્રાહક તો ચાર અવશ્ય કરી મોકલાવીશ અને તે લવાજમ લખશો એટલે તુરત મોકલી આપીશ.

શ્રીયુત નર્મદાશંકર મલુ દ્વિવેદી તથા શ્રીયુત અમૃતલાલ શિવલાલ પરી વઢવાણ શહેરથી લખી જણાવે છે કે આપશ્રીએ આવા મહાન્ દુસ્તર સમયમાં જોખમ ખર્ચ તથા મહેનત વેઠીને સનાતન ધર્મની જે મોટી સેવા કરી છે તે માટે અમો તથા અહીંના સનાતનીઓ આપને પૂર્ણ ધન્યવાદ આપીએ છીએ. આપના આવા સુકૃત્યનો બદલો પરમ કૃપાળુ પરમાત્મા અવશ્ય આપશે. વર્ષ પૂરૂં થયા બાદ પત્રિકા ચાલુ રાખશો. ધર્મપ્રેમી શ્રીમંતો આ પત્રિકા ચલાવવાને માટે આર્થિક સહાય કરીને—પોતાના દ્રવ્યનો સદુપયોગ કરીને પ્રભુના કૃપાપાત્ર બને એ અમારૂં ધર્મપ્રેમી શ્રીમંતો પ્રત્યે નમ્ર નિવેદન છે. ગયે વર્ષે અમે બને તેટલા પત્રિકાના ગ્રાહકો કર્યા છે અને આ વર્ષે પણ વધારે કરવા ખંતથી પ્રયાસ કરીશું.

શ્રીયુત ઇશ્વરલાલ પ્રભાશંકર શાસ્ત્રી તેલોદથી લખી જણાવે છે કે પત્રિકાના સંબંધમાં અમારો પૂરેપૂરો અભિપ્રાય છે કે ચાલુ રાખવી. પત્રિકાએ સનાતન ધર્મની ખુબ સેવા બજાવીને પોતાનું કાર્ય સફળ કર્યું છે માટે હવે પછી પણ પત્રિકા ચાલુ રાખશો. આપની પત્રિકાથી ઘણો ફાયદો થયો છે. આપે આ મહાભારત કાર્ય ઉપાડયું છે તેને માટે અમે ધન્યવાદ આપીએ છીએ. પ્રભુ તમોને અધિક બળ અર્પો કે જેથી ધર્મ સંબંધી હાથ ધરેલું આ મહાન્ કાર્ય બંધ ન થાય તેમ વિચારપૂર્વક કાર્ય લ્યો. ગયે વર્ષે અમારાથી બનતા ગ્રાહકો કર્યા છે અને હવે પછી પણ પ્રયાસ કરીને કરીશું.

શ્રીયુત ચુનીલાલ શામળભાઇ અમીન ભાવનગરથી લખે છે કે પત્રિકા અતિ ઉપયોગી છે, તે ચાલુ રહેવી જોઇએ પણ પત્રિકાના ખર્ચ સંબંધી મુશ્કેલી કોઈ શ્રીમંત દૂર કરે તોજ કામ જારી રાખવું.

શ્રીયુત ભાસ્કરરાય મલભાઇ વૈદ્ય ધ્રાંગધ્રાથી લખી જણાવે છે કે સનાતન ધર્મ પત્રિકાએ અજ્ઞાન તથા મોહગ્રસ્ત જનસમાજની ચક્ષુઓ ખોલી નાખીને અને ચાતુર્વર્ણ્ય પ્રજાને સાચો સનાતન સન્માર્ગ બતાવીને જે અપૂર્વ સેવા બજાવી છે તેની કદર સનાતન ધર્મના સિદ્ધાંતોનો ખ્યાલ જેને નથી તે કેવી રીતે સમજીને કરી શકે? બાકી તો જેને ધર્મનું અભિમાન છે તે તો આ પત્રિકાની સેવા બંધ થતી જોવામાં કેમ રાજી હોઈ શકે? આપે પત્રિકાદ્વારા સનાતન ધર્મની મન કર્મ વચનથી જે સેવા કરેલી છે તે અત્યંત પ્રશંસનીય હોઇ કયો સહૃદય સનાતની તેની ઉપેક્ષા કરશે? અમો અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે પત્રિકા પ્રવર્ત રહે અને સનાતન ધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરી જનસમાજને સન્માર્ગે લઇ જાય. ધર્મને માટે જેને કંઇ અભિમાન છે તે ભૂદેવો ક્ષત્રિયો અને વૈશ્યોએ આપના પ્રયાસને ફત્તેહમંદ બનાવવો જોઇએ. પત્રિકાને અમે બને તેટલા ગ્રાહકો વધારીને સહાય આપશુંજ.

શ્રીયુત રતિલાલ ભાઇચંદભાઇ મુની ગ્વાલીઅરથી જણાવે છે કે દાનવીર શ્રીમાન્ ગૃહસ્થોએ પત્રિકા કોઇ પણ ભોગે બંધ થવા ન દેવી જાઇએ અને આવશ્યકતા જણાય તો લવાજમ બેને બદલે ત્રણ ચાર રૂપિયા સુધી વધારવાની ભલામણ કરૂં છું અને જે વધારવામાં આવે તે તત્કાળ ખુશીથી મોકલી આપીશું.

શ્રીયુત શિવલાલ બહેચરલાલ મહેતા ઢાંકથી જણાવે છે કે પત્રિકા ચાલુ રહે એમ ઇચ્છું છું. ખરેખર ખેદની વાત છે કે આ

ઘોર કલિકાલમાં ધર્મવિધ્વંસક ગાંધીના પાખંડ પ્રકાશે છે અને પરમ હિતકારી સનાતન ધર્મના પત્રનો અસ્ત થાય છે. રાજાનું કર્તવ્ય જેમ પ્રજા રક્ષણનું છે તેમ આચાર્યોનું કર્તવ્ય ધર્મરક્ષણનું છે માટે આચાર્યોએ પોતાને પ્રાપ્ત થયેલું દ્રવ્ય ધર્મ રક્ષણની પ્રવૃત્તિમાં ખર્ચવું જોઇએ. પત્રિકાએ પ્રશંસનીય સેવા બજાવી છે તે બદલ સનાતન ધર્મ ભૂષણ શ્રીયુત સાંગાણીને અનેકશઃ અભિનંદન છે. શોચનીય વાત તો એ છે કે પત્રિકા દ્વિતીય વર્ષમાં પ્રવેશ થવાને શિથિલ બને છે માટે પત્રિકાનો લાભ ન ગુમાવતા તે સદાને માટે નભી રહે એ સારૂ આપણે સૌએ પ્રોત્સાહન આપવાનું છે. નકામા બીજા વ્યર્થ ખર્ચામાં પૈસાનો વ્યય કરવા કરતા લવાજમના બે રૂપિયા શું આપણને ભારે પડશે? માટે સૌ ભાઇઓએ પોતાનું નામ પત્રિકાના ગ્રાહક તરીકે નોંધાવી લવાજમ તંત્રી મહોદયને મોકલી આપવું.

શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસ મણીઆર મોડાસાથી લખે છે કે આપ સ્વધર્મ પ્રેમીએ સનાતન ધર્મનું જેટલું કર્તવ્ય બજાવ્યું છે તેટલું આવા ઝેરી સમયમાં બીજો કોઇ ભાગ્યેજ કરી શકશે. ખરા કટોકટીના વખતમાં આપે સનાતન ધર્મની જે સેવા બજાવી છે તેનો બદલો અમારા જેવાઓથી આપી શકાય તેમ નથી, તેનો બદલો તો આ લોકમાં તેમજ પરલોકમાં પ્રભુ આપને જરૂર આપશે. જેવી રીતે મુશ્કેલીમાં આપે પત્રિકા નિભાવી છે તેવી રીતે હવે પછી પણ નિભાવશો એવી આશા છે.

શ્રીયુત જયશંકર નારૂશંકર શુકલ ભરૂચથી લખે છે કે આ સમયમાં સનાતન ધર્મ પત્રિકાની અત્યાવશ્યક જરૂર છે. ભારતવર્ષનો સમાજ અસહકારીઓની ઉશ્કેરણીથી ડુબી રહ્યો છે તે સમયમાં જો

પત્રિકા બંધ થાય તો લોકોની દુર્દશાનો પાર નહિ રહે. આ સમયમાં આવા કાર્યને સહાય આપનાર કોઈ નહિ મળે એ વાત ખરી છે. લોકો દિવસે દિવસે વધારે અધર્મી થતા જાય છે તો જો પત્રિકા ચાલુ હશે તો લોકોપર સારી અસર થશે, માટે વિનતિ કે ગમે તેમ કરી પત્રિકા ચાલુ રહેવી જોઇએ. પત્રિકાનું લખાણુ પ્રશંસનીય છે, હું પણુ મારે ત્યાં પત્રિકા આવે છે તે વાંચીને અન્યને વાંચવા આપું છું. પત્રિકા પ્રકટ કરવામાં જોખમ ઘણું છે, પણુ તે સહીને આ વાતાવરણમાં બંધ ન રાખશો.

શ્રીયુત મણિશંકર મૂળશંકર આચાર્ય ચીતલથી લખી જણાવે છે કે આ પત્રિકાને જન્મ આપી, આપે આર્યાવર્તના પ્રતિ ઘણો ઉપકાર કર્યો છે. આર્યભૂમિ ધર્મર્ગતિએ પોતાનો વિકાસ કરી રહી છે તે આર્યભૂમિપરનો ધર્મ નષ્ટ કરવા આગેવાન ગણાતા ધર્મદ્રોહીઓ પ્રયાસ કરે તે સમયે આર્ય તનુજો સ્વરાજ્યાદિ મોહમાં અંધ બની તેઓની પાછળ ઢસડાઇ ધર્મવિધ્વંસી ન બને તેટલા પુરતી ચેતવણી આપવાનો આ સમય છે તો ખરા સમયે આ પત્રિકાદ્વારાએ એ ધર્મરક્ષાનું કાર્ય આપે કર્યું છે તે હજી કરતા રહો એ ઇચ્છવા યોગ્ય છે. શ્રી વિશ્વેશ્વર આપને સાનુકૂળ હો. ઔષધ કડવું હોય છે તેમ આપે જે કહેવાનું હોય છે તે પણુ કડવું હોય છે પરંતુ તે અમૃત સમાન ગુણુકારી છે. એનો ગુણુ સમજ્યા વિના ગાળો ભાંડે તે ઝવેરી વિના હીરાની કિંમત ન થાય તેમ કદર કરી ન શકે એ સહજ છે; માટે કોઇ શ્રીમંત સહાયક મેળવીને અથવા કાગળ હલકા વાપરીને કિંવા પાક્ષિક કરીને પણુ પત્રિકા ચાલુ રાખશો.

શ્રીયુત ઉજમશી જુડાભાઇ રાયપુરથી લખે છે કે અમો ગ્રાહક રહેવા ખુશી છીએ, આપને ખાસ વિનતિથી આગ્રહ કરીએ છીએ

કે પત્રિકા ચાલુ રાખશો. તમારી અથાગ મહેનત છે તે સર્વના જાણવામાં છે પણ ધર્મને ટકાવવો તે ધર્મીની ફરજ છે. ગ્રાહકો વધારવાની તનમનથી તજવીજ કરીશું માટે પત્રિકા બંધ પાડશો નહિ.

સર સીદી આહમદખાનજી પબ્લીક લાયબ્રેરી (જાફરાબાદ) ના મંત્રી શ્રીયુત કેશવલાલ જટાશંકર મહેતા લખે છે કે, ચાલુ જમાનાના ધર્મ પતનવાળા વાતાવરણમાં સનાતન ધર્મ પત્રિકા એટલે સનાતન ધર્મરૂપી ઝંડો ફરકતો રાખવાની અનિવાર્ય અગત્ય છે. સનાતન ધર્મના રક્ષણમાં પોતાનું શ્રેય માનનાર સમાજ યા વ્યક્તિ આપની અપીલને જરૂર અપનાવી લેશે એમ હું માનું છું. વળી પત્રિકા ચાલુ રાખવા માટે હું સૂચના કરૂં છું કે "પત્રિકા" ને લીમીટેડ બનાવી, રાજા મહારાજાઓ આચાર્યો તથા શ્રીમંતોને ડાયરેક્ટરો બનાવી શેરો ભરાવવા, કદ વધારી જાહેરખબર લેવી, કીર્તિદાનમાં માનનારાઓના ફોટા લેવા અથવા આશ્રયદાતા કિંવા લાઈફ મેમ્બર બનાવવા.

શ્રીયુત જસભાઇ જીજીભાઇ દેસાઇ સાવલીથી લખે છે કે, સનાતન ધમપ્રેમીઓ માટે અતિ કઠણ સમયમાં નિડરપણે પત્રિકા-દ્વારા આપે કાર્ય કર્યું છે, તેનો બદલો પરમાત્મા જરૂર આપશે. નિષ્કામ ભાવથી અને શ્રદ્ધાથી થયેલ કાર્ય નિષ્ફળ હોઇ શકતું નથી. શરૂઆતમાં હમેશા વિઘ્નો આવે છે ને તેને પહોંચી વળવા ધૈર્ય અને હિંમત હોય છે તો સર્વ અનુકૂળતા આવે છે, તે મુજબ આપનામાં છેજ તો પત્રિકા આગળ ચલાવવામાં હરકત આવવા જેવું નથી.

શ્રી ઇડર પ્રદેશ સનાતન વર્ણાશ્રમ ધર્મ પ્રચારિણી સભાના આગેવાનો શ્રીયુત શુક્લ અંબાશંકર નર્મદાશંકર, શ્રીયુત શુક્લ લક્ષ્મીરામ બલદેવ, શ્રીયુત શુક્લ હરિશંકર દેવશંકર, શ્રીયુત શાસ્ત્રી ગૌરીશંકર ચુનીલાલ શુક્લ તથા શ્રીયુત શુક્લ ઉમાશંકર નર્મદા-શંકર મુટેડી (ઇડર)થી લખે છે કે ઉપરોક્ત સભા તરફથી લખતા

અમોને આનન્દ થાય છે કે સનાતન ધર્મ પત્રિકાએ તથા સનાતન ધર્મવીર નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ પોતાનો આત્મભોગ આપી આખા આર્યાવર્તને જે જાગૃતિ આપી છે તે માટે આ પત્રિકાના તંત્રીને ધન્યવાદ આપીએ છીએ અને ગમે તેવી આફત હોય તો પણ તે પત્રિકાને ચાલુ રાખવી. કદાચ તે પત્રિકાને બંધ કરશો તો તે અમોને તથા આખી સનાતની પ્રજાને આઘાત રૂપ થશે માટે ઉપરોક્ત પત્રિકા સતત ચાલુ રહે તેમ અમો ઇચ્છીએ છીએ.

રાધનપુર સ્ટેઇટના ઇનામદાર તથા રીટાયર્ડ દિવાન સાહેબ શ્રીયુત ચંદુલાલભાઇ હરિલાલભાઇ ઠાકોર લખે છે કે, આપશ્રી સનાતન ધર્મ પત્રિકા પ્રકટ કરી શ્રી સનાતન ધર્મની તેમજ શ્રી સનાતની જનતાની અપૂર્વ સેવા બજાવો છો કે જેવી આખા હિંદુસ્થાનમાં ભાગ્યેજ બીજો કોઇ બજાવતો હશે.

શુદ્ધ સત્યના માર્ગ પર લઇ જનારી સનાતન ધર્મ પત્રિકા સદા સર્વદા ચાલુ રહે એમ દરેક ધાર્મિક મનુષ્ય ઇચ્છેજ અને અમો અંતઃકરણથી પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે "સનાતન ધર્મ પત્રિકા" ને ગમે તેવા સંજોગોમાં ચાલુ રાખવાને શ્રી પરમાત્મા આપને સાધન અને બળ આપો.

શ્રી પુષ્ટિમાર્ગીય જ્ઞાન પ્રસારક યુવક મંડળ કોચનથી લખે છે કે, અમારો સનાતન ધર્મ પત્રિકા વિશે નિખાલસ અભિપ્રાય એ છે કે આપનું આ આધુનિક સાહસ અમાપ, અદ્વિતીય અને અનુલ્લંઘનીય છે. અભ્યાસમાંથી અવકાશ મેળવી બાર ગ્રાહકોનું લવાજમ મેળવી આપને મનીઓર્ડરદ્વારા મોકલાવેલ છે તે મળ્યેથી પહોંચ લખશો.

શ્રીયુત હરિલાલ જેઠાલાલ દવે, બી. એ. રાધનપુરથી લખે છે કે આ કરાલ કલિકાળમાં સત્યયુગ અવતાર સમી "સનાતન ધર્મ પત્રિકા" પ્રકટ કરી આપે સનાતન ધર્મ પરાયણ જનતા ઉપર

મહાન્ ઉપકાર કરેલ છે અને कृण्णं धर्मं सनातनम् तथा परित्राणाय साधूनां અને યુગે યુગે એ વાકયનું સાર્થકય કરી બતાવ્યું છે. વિઘ્નો એ કસોટી છે. પ્રભુ કસોટી પ્રિય છે પરંતુ અંતે તે સર્વ સમર્થ કોઇપણ રીતે કોઇપણ દ્વારા સહાયક થાયછેજ. સનાતન ધર્મ પત્રિકાને ચાલુ રાખવી એ વિચાર અને પ્રયાસ આપશ્રીના જીવનની છેલ્લી ઘડી સુધી આપથી વિસરાશે જ નહિ એમ અમે તો આપની આદિથી અદ્યાપિ પર્યંત સુધીની પત્રિકાઓ વાંચી નિશ્ચય પર આવેલા છીએ. પરમાત્મા આપ જેવા અનેક નરો આર્યાવર્તમાં ઉત્પન્ન કરી સનાતન ધર્મની રક્ષા કરે એવી અંતરના ઉંડાણમાંથી શ્રી અંતર્યામી પાસે વારંવાર પ્રાર્થના કરી વિરમું છું.

શ્રીમાન્ મહંતજી શ્રી રાઘવપ્રસાદ શ્રી રાધીકાદાસજી શેરખીથી લખે છે કે, આપના તરફથી જે સનાતન ધર્મ પત્રિકા બહાર પડે છે તે ઘણીજ ઉત્તમ ને લખાણ ઘણુંજ સરસ આવે છે. હાલનો યુગધર્મ બધોજ બદલાઇ ગયો છે, ને પ્રતિદિન ભવિષ્યમાં હજુ સમય કેવો આવશે તે ભગવત્ મરજી આધારે છે પરંતુ આપના લખાણથી ખરા ધર્મીષ્ટ અને જાતિપ્રેમીઓએ સમજીને ચેતવાનું છે અને જાતિધર્મનું રક્ષણ કરવા પ્રવૃત્ત થવાનું છે.

શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરા ( મંત્રી, સનાતન ધમ પ્રવર્તક મંડળ ) ભાવનગરથી લખે છે કે સવિનય નિવેદન કરવાનું કે મુંબઇ જેવા સત્યાગ્રહ સંગ્રામના રણક્ષેત્ર મધ્યે આપના તરફથી પ્રકટ થતી " સનાતન ધર્મ પ્રત્રિકા " દ્વારા ધર્મપ્રચાર, ધર્મરક્ષણ,

ધર્મ જાગૃતિ, ધર્મોન્નતિ તેમજ અધર્મ પ્રવૃત્તિ નિરોધના વિવિધ પ્રશંસાપાત્ર મહાન્ પરોપકારના પરમ પવિત્ર કાર્યો હાલમાં ચાલી રહેલા દૈવાસુર સંગ્રામમાં નીડરપણે શિરસાટે પણ સિદ્ધ

કરવામાં અપ્રતિહત ઉત્સાહપૂર્વક આપે જે અસાધારણ અને અલૌકિક પરિશ્રમ ઉઠાવ્યો છે તે નિમિત્તે આપ પૂર્ણાંશે ધન્યવાદ અને અભિનંદનને પાત્ર છો, એમ આપને સ્પષ્ટ લખી દર્શાવવામાં કોઇપણ પ્રકારની અતિશયોક્તિ નથી અને આથી ભારતવર્ષની સમસ્ત સનાતન ધર્માનુરાગી પ્રજા આપની અત્યંત ઉપકૃત અને ઋણી થયેલ છે. આપે આ સનાતન ધર્મ પત્રિકા પ્રકટ કરવાનું અત્યંત કલ્યાણકારક કાર્ય ચાલુજ રાખવા કૃપા કરવી એવી મારી આપને નમ્ર વિજ્ઞપ્તિ છે. આપની સનાતન ધર્મ પત્રિકા સામાહિક પત્રરૂપે પ્રકટ થાય છે તે દૈનિક પત્રરૂપે પ્રકટ થઇ ભારતવર્ષના સમગ્ર સનાતન ધર્મપ્રેમી સજ્જનોના કરકમળમાં ઘેરઘેર પરિપૂર્ણ ઉત્કંઠાપૂર્વક વંચાતી થાય એવી પરમ કૃપાળુ પરમાત્માના પવિત્ર ચરણારવિંદમાં મારી સવિનય પ્રાર્થના છે.

શ્રીયુત જેઠારામ બહેચરભાઇ પંડ્યા ભામલીથી લખે છે કે સનાતન ધર્મ પત્રિકા સમજીને વાંચનારને પરમ કલ્યાણકારક છે. ચાલુ જમાનામાં જે તેનો અભ્યાસ કરશે તેમ તેમાં કહેલા નિયમો બરાબર પાળશે તે ઈશ્વરની પાસેજ છે અને તે પોતાનો મૂળ ધર્મ સાચવી શકશે. સનાતન ધર્મ પત્રિકા વાંચવાથી મને ઇશ્વર પ્રત્યે સારો પ્રેમ રહે છે, દૂષિત વાતાવરણમાંથી મને બચાવ્યો છે જેથી હું સમજું છું કે પત્રિકા મારી કલ્યાણ કરનાર છે, માટે કૃપા કરી ચાલુ રાખશો.

શ્રીયુત પીતાબંરદાસ અરજુનજી વારડે માજી માજીસ્ટ્રેટ તથા મામલતદાર અને શ્રીયુત તોલારામ તિલોકચંદ સિંધ–મીઠીથી લખે છે કે સનાતન ધર્મ પત્રિકા માત્ર સનાતન ધર્મીઓ માટેજ ઉપયોગી છે એમ નથી પણ તે સાથે અન્ય ધર્માઓને પણ તે ઉપકારક

હોઇ આચરવા યોગ્ય છે કારણુ કે તેમાં એવા ઉજાગર લેખો આવે છે કે જે અતિ મનનીય છે. આવા વાયુ મંડળમાં જો આ પત્રની ચળવળ ન થતી હોત તો ન જાણે આજસુધી કેટલીય વટલાવટલી થઈ ગઈ હોત? આથી તેઓને પાળ આડી આવી છે માટે હિંદુઓનું હિંદુપણું ટકાવનારી આ પત્રિકા ચાલુ રહેવી જોઇએ.

શ્રીયુત સુંદરદાસ માણેકચંદ ગાંધી, બી. એ. મોરબીથી લખે છે કે આપનું સાપ્તાહિક સનાતન ધર્મની અભિવૃદ્ધિને પોષક છે તથા મુંબઇ ઇલાકામાં આપે નિડરપણે આ પત્રદ્વારા પાખંડીઓના છળકપટને ઉઘાડું પાડી સનાતનીઓને જાગૃત્ કર્યા છે તેને માટે અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું. આપના પત્રની ઉન્નતિ સદા ઇચ્છું છું અને હિંદભરમાં વ્યાપી રહેલી સનાતન ધર્મ પ્રતિ તંદ્રા આપ ઉઠાડી દો એમ દિલથી ચાહું છું.

શ્રીયુત મકનજી નરસિંહદાસ રાસથી લખે છે કે પત્રિકા આપ પ્રકટ કરો છો તેથી આપનો મહાન્ આભાર માની ધન્યવાદ આપીએ છીએ. પત્રિકા બંધ પડે તે ઠીક નહિ, હિંમત રાખીને કાર્ય કરો, શુભ કાર્યમાં પ્રભુ સહાય કરશે.

શ્રીયુત ખીમજી નારાયણુ ભુસાવલથી લખે છે કે મુંબઇ તથા ગુજરાત કાઠિયાવાડમાં નાસ્તિકવાદ ખુબ પ્રસરેલો છે, તેવો ભાગ્યેજ બીજે પ્રસર્યો હશે. મુંબઇ સમાચાર, હિંદુસ્થાન, સાંજ વર્તમાન વગેરે છાપાઓ નાસ્તિકતાના લેખો લખી ઝેર ફેલાવે છે તેવે વખતે સુધારકો સામે પત્રિકા દ્વારા સિંહગર્જના કરી આપ તેઓને ખાળો છો તે માટે સાચા દિલથી ધન્યવાદ આપું છું. પત્રિકા ગમે તે પ્રકારે ચાલુ રાખશો.

શ્રીયુત ગુલાબરાય કલ્યાણુરાય હાથીભાઇ (મંત્રી, શ્રી હિંદુ સનાતન ધર્મસભા) રાજકોટથી લખે છે કે "સનાતન ધર્મ

પત્રિકા " એ કલિયુગમાં સત્યયુગ સ્થાપનારૂં અસાધારણ સાધન છે. શ્રીયુત સાંગાણીજીનું આ કાર્ય હરેક ભાવિક હિંદુએ વધાવી લઇ દૈનિક પત્ર થાય એવી સહાય સત્વર આપવી એમ અમો ભાર દઇ ભલામણ કરીએ છીએ. રાજકીય પ્રવૃત્તિમાં જેમ ગાંધીજી નેતારૂપ દીપે છે તેમજ ધાર્મિક ઉન્નતિ અને રક્ષામાં શ્રીયુત સાંગાણીજીને ગુજરાતી જનતામાં અગ્રસ્થાન છે. સનાતન ધર્મરક્ષા એજ પરિણામે ખરી ભારતની રક્ષા છે यतो धर्म स्ततो जयः એ કાર્ય શ્રીયુત સાંગાણીજી અથાગ અનુપમ પરિશ્રમે આત્મભોગ આપી કરી રહ્યા છે તેથી તે દૃષ્ટિથી દરેક દેવસ્થાન, ધાર્મિક સંસ્થાઓ, આચાર વિચાર શીલ બ્રાહ્મણો, મહંતો, મઠધારીઓ વગેરે શ્રી સનાતન ધર્મ પત્રિકાને સર્વભાવે પોષે અને અભિવૃદ્ધિ અર્પી દીર્ઘાયુષ્મતી અને તેમ જરૂર પ્રમાદ છોડી સહાય કરે એમ અમો નમ્રતાપૂર્વક વિનવીએ છીએ અને શ્રીયુત સાંગાણીજીને ધન્યવાદ આપી શ્રીહરિ તેમની શુભ વાંછના પૂર્ણ કરી યશોમય દીર્ઘાયુષ્ય આપે એમ પ્રાર્થના કરીએ છીએ.

શ્રીમાન્ યતિશ્રી મુકુન્દાશ્રમજી ખંભાતથી લખે છે કેઃ-" મહા ભારતના યુદ્ધમાં પાંડવ પક્ષમાં અનેક યોદ્ધાઓ હતા છતાં મુખ્ય ધ્યેય તો પાર્થજ હતો અને તેના નિયામક વિશ્વનિયન્તા શ્રીકૃષ્ણ પરમાત્મા હતા જેથી આરંભમાં અર્જુનને વિષાદ થયો છતાં બોધદ્વારા જાગ્રત કરી પ્રાપ્ત કર્તવ્યમાં પ્રેરણા કરી વિજયી બનાવ્યો હતો. તેજ રીતે હાલમાં કલિયુગી કૌરવોનું કટક સનાતન ધર્મનો ધ્વંસ કરવા કટકટી રહ્યું છે તેની સામે અન્ય યોદ્ધાઓ છે પણ તે સર્વમાં અર્જુનની પેઠે શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રેરણાથી પત્રિકાદ્વારા જે વચનશરો છૂટે છે તે ધર્મદ્રોહીઓના કાળજાજ કાપે છે અને

શ્રદ્ધાળુઓને સ્વધર્મમાં સ્થિર રાખે છે માટે તે પત્ર ( સનાતન ધમ પત્રિકા ) નો મહાભારતના યુદ્ધમાં પારથનારથની પેઠે ભારતમાં પ્રકાશતુંજ રહેવાની ખાસ જરૂર છે. જો કે તેમ કરવામાં તમારે તન મન ધન અને સમયનો ભોગ આપવો પડે છે પણ તે તો ધર્મને નામે અને ઇશ્વરાર્પણ દૃષ્ટિએ છે તો અત્યાર સુધી જેમ સર્વ સહન કરી પત્ર ચલાવો છો તેમ ચાલતુંજ રાખશો, તેમ કરવાની શ્રીકૃષ્ણ પરમાત્મા તમારા હૃદયમાં જાગૃત્ થએલી ધર્મ સેવાની અપૂર્વ ધગશને સદા જાગૃત્ રાખે એજ શુભેચ્છા."

શ્રીયુત રામજી જયરામ ખાંટ મુંબઇથી લખી જણાવે છે કે સનાતન ધર્મ પત્રિકા નિડરતાથી પોતાની ધર્મપ્રત્યેની ફરજ બજાવતા નૂતન વર્ષમાં પ્રવેશ પામે છે એ જાણી મને અતિ હર્ષ થાય છે. આવા ઘોર સુધારાના ફુંકાતા ઝેરી પવનના વાતાવરણમાં વિશુદ્ધ રહી કોઈના તેજ કે મોટાઈમાં અંજાયા વિના પોતાના દિવ્ય પ્રાચીન ધર્મ કે જે વિશ્વધર્મ છે અને જેના પ્રકાશ વિના જગતનો ઉદ્ધાર નથી, એ ધર્મની દિવ્ય રશ્મીઓને પવિત્રતાનું રક્ષણ બીજા વર્ષમાં વિશેષ વીરતાથી બજાવવા સનાતન ધર્મ પત્રિકા સફલ-વિજયી અને એવી પરમ કૃપાળુ ભગવાન શ્રીરામચંદ્રજી પ્રત્યે પ્રાર્થના છે. હું સનાતન ધર્મ પત્રિકા અને તેના ધર્મપ્રેમી તંત્રી શ્રી નારણજી પુરૂષોત્તમ સાંગાણીની નિરંતર ફતેહ ઇચ્છું છું અને અભિનંદન આપું છું.

શ્રીમાન્ કનૈયાલાલજી મહંતજી મહારાજ ( કવિશ્રી ભગવાનલાલ ડુંગરશી પાઠક ) ધામઃ વારાહ સ્વરૂપથી લખે છે કે આપની સનાતન ધર્મ પત્રિકા ભારતવર્ષના-વાસ્તવિક કહીએ તો વિશ્વ માત્રના પ્રાણ છે. બીજા વર્ષમાં પ્રવેશ કરતું સનાતન ધર્મ પત્રિકા-રૂપી બાલક ! બાલક નથી, સિંહનું બચ્ચું છે. દુષ્ટાચાર પ્રવર્તાવ-

નારને તે યમદંડ રૂપ છે. **सत्यमेव जयते** આપનો વિજયજ છે. પત્રિકા પ્રસિદ્ધ કરવામાં આપનું સાહસ, હિંમત અને વીરતા અવર્ણનીય છે.

શ્રીમાન્ મહારાજ શ્રી વીરદાસજી રામચરણદાસજી કરેણાથી લખે છે કે ધર્મપ્રેમી સનાતન ધર્મ પત્રિકા કાયમ ચાલુ રાખવી કારણ કે પત્રિકામાં ધર્મનો પ્રચાર કોઇ અજબ તરેહનો છે. ધર્મ પ્રત્યે અનન્ય શ્રદ્ધા ધરાવી લોક કલ્યાણાર્થે આપ આપની જે ફરજ બજાવો છો તે સતત બજાવતા રહો એવી અમારી વિનતિ છે. પત્રિકાના ચાર ગ્રાહક બનાવીને તેના લવાજમના રૂપિયા અમે મનીઓર્ડરથી મોકલી આપીશું.

શ્રીયુત વૈદ્યરાજ લક્ષ્મીશંકર જાદવજી ધંધુકાથી લખે છે કે ગુજરાત કાઠિયાવાડ વગેરેમાં "પત્રિકા" સિવાય સનાતન ધર્મ રક્ષણ કરનારૂં બીજું એક પણ છાપું નથી માટે તે ચાલુ રહે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું. અહીંના ચાર ગ્રાહકો છે તે કાયમ સમજશો, લવાજમ મનીઓર્ડરથી મોકલાવું છું અને ગ્રાહક વધારવા બનતો યત્ન થશે.

શ્રીયુત શાસ્ત્રીજી લક્ષ્મીરામ કૃષ્ણદાસ બેટ-દ્વારકાથી લખે છે કે આપની પત્રિકાને કટ્ટર સનાતનીઓના હૃદયમાં કેટલું સ્થાન મળ્યું છે અને તેની બલિષ્ઠતા કેટલી છે તે અમો લેખ દ્વારા પ્રકટ કરવા તેટલું આવશ્યક માનતા નથી કારણ કે જ્યાં સમુદ્રમાં સામે પાણીએ અને પ્રતિકૂળ પવને ઉત્પન્ન કરેલા તોફાન વચ્ચેથી નૌકા અને તેનો નાવિક સહીસલામત રીત્યા પસાર થઇ પોતાના મૂળ માર્ગ ઉપર આગળ વધે છે ત્યારે નૌકાની દૃઢતા, નાવિકની કુશળતા અને ઇશ્વરની અનુકૂળતા એ ત્રણે વસ્તુ સહૃદયોના હૃદયોમાં સ્વતઃજ

સમજાઇ જાય છે તેમજ આપની પત્રિકાએ ધર્મ વિરુદ્ધ દેશ કાળ અને વાતાવરણના સખ્ત તોફાન વચ્ચેથી પણ પસાર થઇ પોતાની ધાર્મિક બલવત્તા પ્રત્યક્ષ પ્રદર્શિત કરી દીધી છે અને તેની ઉપયોગિતા પણ સિદ્ધ થઇ ચૂકી છે. પ્રભુ આપના આ ઉત્સાહને આવા વિકટ સમયમાં ધર્મ રક્ષા ખાતર પૂર્ણ કરતા રહે એમ અંતઃકરણપૂર્વક ભગવત્ સાન્નિધ્યમાં પ્રાર્થના કરીએ છીએ.

શ્રીયુત વૈદ્યરાજ પ્રાણુજીવન ગૌરીશંકર ભટ બગસરાથી લખે છે કે "સનાતન ધર્મ પત્રિકા" દ્વારા તમો આવા ભયંકર કલુષિત વાતાવરણમાં પ્રખર ધર્મ વિધ્વંસક કાર્ય સામે ધર્મ રક્ષણ ધર્મપ્રચાર ધર્મ જાગૃતિ તેમજ ધર્મોન્નતિ શાસ્ત્રસિદ્ધ બતાવી સ્વધર્મથી વિમુખ થતા લોકોને સન્માર્ગ દર્શાવવા તથા અધર્મ પ્રવૃત્તિનો અટકાવ કરવા જે તન મન ધનથી અવિશ્રાંતપણે જે સ્થાનમાં જાતિ બચાવ થવો મુશ્કેલ છે તે સ્થાનમાં નિડરપણે અપ્રતિહત વેગથી અસાધારણ પરિશ્રમ ઉઠાવી રહ્યા છો તે માટે અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું. શ્રી સનાતન ધર્મ પત્રિકાને આગળ લંબાવવા માટે જે આપે અપીલ કરી છે તેના પ્રત્યુત્તરમાં नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति એ ભગવત્ વાક્ય ઉપર આપ સંપૂર્ણ શ્રદ્ધા રાખો છો અને રાખશો કે જેથી પરમ દયાળુ પ્રભુ સનાતન ધર્માગ્રહી પુરૂષો દ્વારા તે પૂર્ણ કરશે. શ્રી સનાતન પ્રભુ શ્રીહરિના ચરણારવિંદમાં હું શુદ્ધાંતઃકરણથી યાચના કરૂં છું જે સ્વલ્પ સમયમાં પત્રિકાને પ્રભુ સંપૂર્ણ મદદ આપે અને પત્રિકા દૈનિક બને.

શ્રીયુત પુરૂષોત્તમદાસ શામજી બક્ષી મુંબઇથી જણાવે છે કે, "સનાતન ધર્મ પત્રિકા" એ અત્યારના નાસ્તિકો, સુધારકો તથા ગાંધીવાદના કલુષિત સમયમાં અધર્મનું ખંડન કરનારા અને

શાસ્ત્રોક્ત રીતે ઉન્નતિ દર્શાવનારા એટલે કે ધર્મ અર્થ કામ અને મોક્ષ પ્રાપ્ત કરાવનારા લેખો લખીને સર્વ જનતા ઉપર અત્યંત ઉપકાર કર્યો છે. આપના શુભ પ્રયાસથી પત્રિકા દ્વારા સનાતની જનતામાં અપૂર્વ જાગ્રતિ આવી છે અને તેથીજ વિશેષ જાગ્રતિ આણી સનાતનીઓને સંગઠીત કરવા માટે સનાતન ધર્મ પત્રિકાની અત્યંત આવશ્યક્તા છે. આપ કોઇ દિવ્ય વિભૂતિ રૂપે પૃથ્વી પર અવતરેલા છે એમ મારૂં માનવું છે. નહિતર આવા પ્રતિકૂળ સમયમાં જ્યારે ગાંધીવાદ અને નાસ્તિકો તથા સુધારકોની સામે કોઇ એક શબ્દ બોલવાની પણ હિંમત કરતું ન હતું અથવા તો કોઇ કદાચિત હિંમત કરતું હતું તો ગાંધી ઘેલા લોકો તેને વગર વિચારે પાયમાલ કરતા હતા અને મારી નાખવાની તથા દેશદ્રોહી જાસુસ કહી બહિષ્કારની સુદ્ધાં ધમકી આપતા હતા તેવા ક્ષુબ્ધ વાતાવરણમાં આપ તદ્દન ખુલ્લા શબ્દોમાં અધર્મનું સપ્રમાણ ખંડન કરી શક્યા છો તે ન થઇ શકત; માટે પત્રિકા કોઇ પ્રકારે બંધ ન થવા દેવા શ્રીમંતોને મારી નમ્ર સૂચના છે. સાંગાણીજીના નગ્ન સત્યવાળા લખાણુથી કદાચ કોઇ દોષયુક્ત વ્યક્તિ પોતાને અન્યાય થયેલ માનતી હોય પરંતુ હું મારા દીર્ઘકાળના જાતીય અનુભવથી કહું છું કે તેઓ રાગદ્વેષ રહિત અને ઠરેલ ગંભીર વિચારના હોઈ કોઇને કદાપિ અન્યાય ન થાય તેની ઘણી કાળજી રાખે છે. અર્થાત્ તેઓ જે કાંઇ પ્રવૃત્તિ કરે છે તે કેવળ સનાતન ધર્મના હિતના દૃષ્ટિબિંદુથીજ કરે છે તેથી આપણે સર્વેએ તેમનો સહકાર કરી ધર્મ ઉપર આવી પડેલી આપત્તિ વિદારવી જોઇએ.

શ્રીયુત રેવાશંકર મેઘજી શાસ્ત્રી નાશિકથી લખે છે કે, "સનાતન ધર્મ પત્રિકા" ખાસ ચાલુ રહેવાની જરૂર છે. પત્રિકાને દૈનિક બનાવવા બનતું કરશો. ઇશ્વર તેને માટે મદદ કરશે.

શ્રીયુત ભીમજી કચરા તથા શ્રીયુત પાનાચંદ લક્ષ્મીચંદ ઉમરાવતીથી લખે છે કે અત્યારના અધર્મી વાતાવરણમાં પત્રિકા વાંચવાથી અમોને ઘણોજ લાભ મળે છે. ખરો રસ્તો બતાવનાર અને પાખંડીઓને સચોટ જવાબ દેનાર બીજું એકયે છાપું નથી માટે બનતે પ્રયત્ને પત્રિકા ચાલુ રાખશો.

શ્રીયુત દેવજી કાનજી ધ્રુવ ઉંટવડથી લખે છે કે ખરેખરા કટોકટીના વખતમાં 'પત્રિકા' બરાબર ચાલુ રાખી તે હવે બંધ થાય એ ઠીક નહિ. આપની મુશ્કેલી સમજીઓ શકાય છે પણ ક્રિશ્ચિઅન ધર્મ પ્રચારાર્થે યુરોપીયનો અને અમેરિકનો મીશનદ્વારા ધર્માદા દવાખાના, નિશાળો, અનાથાશ્રમો, ઉપદેશકો, પુસ્તક પત્રિકાઓ વગેરેમાં કરોડો રૂપિયા દર વર્ષે ખર્ચે છે, તે દાખલો આપણા દેશના ધર્મને માનનારા શ્રીમંતો તથા ધર્મગુરૂઓ શું નહિ અનુકરણ કરે? કોઇપણ રીતે પત્રિકા ચાલુ રહે એમ ઇચ્છું છું.

